# પૂર્ણયોગ

ખંડ ૨ જો.

## જ્ઞાનયોગ.

મૂલ્ય રૂ. ૩-૮-૦

અરવિન્દ ઘોષ.

અનુવાદક અને પ્રકાશકઃ—
" શ્રી અરવિન્દ તત્ત્વ પ્રચારક મંડળ " તરફથી
અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી.
- "ગીતા નિષ્કર્ષ", "કર્મયોગ", "ભક્તિયોગ", "ટાગોરનાં સંસ્મરણો"
વિગેરેના કર્તા
ભરૂચ.

વડોદરા
લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટીંગ પ્રેસમાં વિઠ્ઠલભાઇ આશારામ ઠક્કરે પ્રકાશક માટે
છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૦-૧-૨૩.

# નિવેદન.



પ્રથમ ખંડ બહાર પડવાને બહુ સમય નથી થયો એટલામાંજ બીજો ખંડ બ્હાર પડી તેને જનસમાજ સમક્ષ ધરવાનો પ્રસંગ આવ્યો એ લુહાણામિત્ર પ્રેસના વેગનુ પરિણામ છે. લેખક, નકલ કરનારા અને છાપખાનું એ ત્રણે વચ્ચે સરત ચાલતી અને હરિફાઇને પરિણામે બીજા ખડમા રહેલી અશુદ્ધિઓના દોપની વહેંચણી કરની ઘણી મુશ્કેલ છે.

પ્રથમ ખંડ છપાઇ, કાગળ, પુઠું અને સુદરતામા "ગીતા નિષ્કર્ષ" કરતા સારો છે એવો કેટલાક સદ્‌ગૃહસ્થોનો અભિપ્રાય છે, પરતુ અમને બાધણીની બાબતમા તે સતોષકારક નીવડયો નથી એમ કહેવાની ફરજ પડે છે. બીજો ખડ તે બાબતમા વધારે સતોષકારક કરવા માટે પ્રયત્ન કરવામા આવ્યો છે. પરિણામ તો જનસમાજની સમક્ષ છે. અનુવાદ શબ્દેશબ્દ કરવામા આવ્યો નથી, અને પૃથક્કરણ તથા યથાશકિત અભ્યાસ અનુવાદક તરફથી મૂળ પુસ્તકમા ઉમેરવામા આવ્યા છે. અગ્રેજી શબ્દનો ગુજરાતી કોશ કાઢી નાખવામા આવ્યો છે.

જ્ઞાનયોગનો વિષય ઘણો ગહન તથા ભારે છે, એટલે વાચનારને પ્રથમ ખંડ બે ચાર વાર વાચી જઇને પછીથી જ્ઞાનયોગ વાચવાની ભલામણ કરવામા આવે છે. વળી બીજા ખડમા પણ એક પ્રકરણ બરાબર સમજાયા પછી જ બીજુ વાચવાની પદ્ધતિ ઘણી અસરકારક નીવડશે એવી આશા છે. કોઇપણ સ્થળે વાંચનારને લખાણમાં સમજણ ન પડે અથવા તો વિચાર સ્પષ્ટ ન લાગે તો અરવિંદ તત્વ કાર્યાલય, ભરૂચ, લખી જણાવવાથી તેનો યથાશકિત ખુલાસો કરવામાં આવશે અલબત્ત, એ ગોઠવણનો હેતુ ચર્ચા ઉભી કરવાનો નથી, પરતુ જીજ્ઞાસુઓને સહાય આપી શ્રેય કરવાનો છે એ ધ્યાનમા રાખવું. બન્ને ખડમા પુનરોકિત ઘણી છે અને જ્ઞાનયોગમા તો તે ખાસ હિતકારક છે એવું વાચનારને તુર્ત જણાઇ આવશે. ભાષા, છપાઇ વિગેરેની ભૂલો

બીજી આવૃતિમાં સુધારી લેવામાં આવશે. બીજી આવૃત્તિ ! વ્યાપારી ગુજરાતમાં મૂળ તો વાંચનનો અભાવ, તેમાં વળી યોગનો ગ્રંથ ! એટલે બીજી આવૃત્તિ નીકળવાની આશા કેટલાક આશાવાદી પ્રકૃતિનાં માણસો જ રાખી શકે ! ગુજરાતને એકજ સૂચના કરવાની રજા લઉં છું. અને તે એકે "હિંદની સંસ્કૃતિના જુદા જુદા પ્રતિનિધિઓને તેં જોયા નથી. તેં માત્ર એક એનેજ જોયા છે. હિંદની રાષ્ટ્રીય જાગ્રતિનું પ્રભાતિયું ગાનાર કવિ રવિન્દ્રનાથને તું જાણે છે; વેદ ધર્મનો પુનરૂદ્ધાર કરનાર સ્વામી દયાનંદને કદાચ તેં જાણ્યા હશે; હિંદને ખાતર અથાગ શ્રમ સાથે તપશ્ચર્યા કરનાર મહાત્મા ગાંધીનાં તે દર્શન કર્યાં છે. તો આર્યાવર્તને માટે સહન કરી બંગાળાના વિચારને દોરવા માટે જેલમાં વસી આવેલા તથા પોંડેચેરીમાં કરેલી તપસ્યાને પરિણામે મધુર સ્વરે આર્યાવર્તને અને આખી મનુષ્ય જાતિને પોતાનું સંગીત સુણાવી રહેલા રાજહંસ જેવા શ્રી અરવિંદનો સંદેશો પણ તું સાંભળ. શું સ્વીકારવું અને શેનો ત્યાગ કરવો એ તારી પોતાની મુન્સફી પર છે?"

કાર્યાલય તરફથી હવે પછી ટાગોરની "સાધના" લેવાનો વિચાર છે, પરંતુ એનો આધાર હમણાંના પુસ્તકોમાં રોકાયલાં નાણાં છૂટા થવા ઉપર છે. વાંચનારને આ પુસ્તકોનો બને તેટલો પ્રચાર કરી કાર્યાલયને સહાય કરવાની ભલામણ છે–ૐ તત્સત્

અંબાલાલ પુરાણી.

# ભૂમિકા



પૂર્ણયોગની દૃષ્ટિથી જ્ઞાનયોગનો અભ્યાસ આ ખંડમાં આપવામાં આવ્યો છે. પ્રથમ ખંડની ભૂમિકામાં પૂર્ણયોગના સિદ્ધાંતો સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. વળી, આજકાલની જરૂરિયાતોને તે કેવીરીતે પૂરી પાડી શકે તે પણ બતાવવામાં આવ્યું હતું. કર્મ, જ્ઞાન, ભક્તિ, તંત્ર, રાજ અને હઠયોગના મૂળમાં આવી રહેલા સિદ્ધાંતોને પૂર્ણયોગ કેવી રીતે સ્વીકારે છે તથા મનુષ્યની પૂર્ણતાનો કેવો આદર્શ તે મનુષ્યજાતિ સમક્ષ રજુ કરે છે તે પણ પ્રથમખંડની ભૂમિકામાં આપણે જોયું છે.

આ ભૂમિકામાં આપણે પૂર્ણયોગની દૃષ્ટિથી જે જ્ઞાનયોગનો અભ્યાસ વર્ણવવામાં આવ્યો છે તેનો પ્રાચીન, પ્રચલિત જ્ઞાનમાર્ગ સાથે સંબંધ; જ્ઞાનયોગના ઉદ્દેશ; જ્ઞાનાવસ્થા તથાજ્ઞેયનું સ્વરૂપ; જ્ઞાનયોગનાં કરણો, તેની પદ્ધતિ તથા તે દ્વારા મળતી મુક્તિ; જ્ઞાનયોગમાં પ્રાપ્ત થતી પૂર્ણતા યાને સિદ્ધિ તથા જ્ઞાનયોગની અંતિમ પૂર્ણતા એ વિગેરે વિષે કાંઇક ચર્ચા કરીશું.

એ વિષય શરૂ કરતા પહેલા આપણે કેટલાક સામાન્ય ટીકાકારોને કાંઇક સંતોષવાનો પ્રયત્ન કરીશું. જેમ મહાભારતના યુદ્ધમા બન્ને બાજુ-સજ્જ થઇ રહ્યા પછી પ્રત્યેક મહારથિએ "शंखं दध्मौ पृथक् पृथक्-પોત પોતાનો જુદો વિજય શંખ ફૂંક્યો !" તેમ વળી આટલી બધી તત્ત્વજ્ઞાનની નવી શોધખોળોના તથા જીવન કલહના આ પ્રગતિમાન જમાનામાં વળી નવો જ્ઞાનયોગ કાઢીને તે શું કામ હતું ? એવો પ્રશ્ન કેટલાક બુદ્ધિશાળી પુરૂષોને થાય એ સ્વાભાવિક છે. આવા ગ્રંથમાં "નવીન શું છે ?" "સઘળું આપણા વેદ, ઉપનિષદ્ વિગેરેમા આપવામાં આવેલું જ છે; " નકામું નવું નવું કાઢીને વાંચવાનું વધારી મૂકવામાં આવી દલીલો કેટલાક રૂઢિરક્ષક વૃત્તિવાળા પુરૂષો કરે છે. "નવીનતા" આ જ્ઞાનયોગમાં કદાચ મળી પણ આવે, પરંતુ તેને માટે નિષ્પક્ષપાત દૃષ્ટિથી

અવલોકન કરવાની સમાન સમાન વૃત્તિની પ્રથમ જરૂર છે. " જાનું એટલુંજ સારૂં " એવા એક સર્વમાન સિદ્ધાંત રૂઢિરક્ષક વૃત્તિવાળા માણસોના મનમાં રમીરહેલો દેખાય છે. પરંતુ તેનો ઉલટ સિદ્ધાંત " નવું તેટલું બધું ખરાબ અથવા બીન જરૂરી " એવો મત પણ તેમનામાં પ્રચલિત હોય છે. એવા શુષ્ક પાંડિત્યવાળા અને તાર્કિક દલીલોનાં ગુંચળાંઓ ગુંથના વિદ્વાનોને પૂર્ણયોગમાં " નવીનતા " ન દેખાય તો તેને માટે શો ઉપાય યોજવો તે સમજાતું નથી. તોપણ એમને પૂછીશું કે વિશ્વમાં ઇશ્વર એ તો પ્રાચીનમાં પ્રાચીન સત્ય છે. ખરૂં જોતાં, આખા વિશ્વનો આધાર તેના ઉપર રહેલો છે; અને એ દષ્ટિથી જોતાં વેદમાં અને ઉપનિષદોમાં પણ "નવીન" શું છે ? એવા એવા પ્રશ્નોથી આપણા જીવનનો કોયડો આપણે કદી નહિ ઉકેલી શકીએ. એકના એકજ સૂત્રરૂપે લખાયલા પુસ્તક ઉપર કેટલી બધી પરસ્પર વિરોધી ટીકાઓ લખાઇ ચૂકી છે; તથા તે પ્રાચીન ધર્મશાસ્ત્રોના નામ તળે કેવા આગ્રહી મતભેદો, એકદેશીય તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓ તથા સંપ્રદાયના વાડાઓ આવી રહ્યા છે ! તે જોતાં એ સર્વેમાં સમાયલા સત્યોને સ્ફુટ કરી બહાર લાવીને બુદ્ધિમાં બરાબર ઉતરે એવી રીતે તેમને ગોઠવવાની ઘણી જરૂરજ હતી, અને હજી પણ છે. શ્રી અરવિન્દની આ વ્યવસ્થામાં વાંચનારને " નવીનતા " જણાઇ આવ્યા વિના રહેશે નહિ એવી અમારી તો ખાત્રી છે. અર્જુનનું મન જે પ્રમાણે યુદ્ધ સમયે **શ્રુતિવિપ્રતિપન્ન** ( શાસ્ત્રોના પરસ્પર વિરોધી વિચારોને લીધે ગુંચવાઇ ગયલું ) થયલું હતું તે પ્રમાણે હમણાં પણ કેળવાયલા વર્ગના માણસોના મનમાં પૂર્વ અને પશ્ચિમના વિચારો તથા પૂર્વ ને પશ્ચિમના અનેક મતમતાંતરોને વિષે ગડબાંગ ઉત્પન્ન થાય તે બનવા જોગ છે. તેવે સમયે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના સિદ્ધાંતોનું આવું એકીકરણ ( સમન્વય ) ખાસ કરીને માર્ગદર્શક થઇ પડવાનો સંભવ છે એવું અમારૂં માનવું છે; અને એવું માનીનેજ અનેક શંખો ફૂંકાઇ રહ્યા છે તેમાં વળી, પૂર્ણયોગનો આ નવો શંખધ્વનિ ઉમેરવાની અમે હિંમત કરી છે. તેમાંથી કોઇને શ્રીકૃષ્ણના પાંચજન્ય શંખનો તો કોઇને અર્જુનના દેવદત્ત શંખનો પણ ધ્વનિ સંભળાય એ બનવા જોગ છે. ગમે તેમ હોય પણ એટલું તો નક્કી છે કે પૂર્ણયોગમાં વ્યવસ્થાનીજ

નહિ પરંતુ સાક્ષાત્કારની વિશાળતાની તથા સિદ્ધાંતોના [illegible] "નવીનતા" તો રહેલી છે. યોગાભ્યાસના નહિ ખેડાયલા, નહિ વિર્ણ-વાયલા પ્રદેશોનું આવું સ્પષ્ટીકરણ અને બુદ્ધિમાં ઉતરી જાય એવું સરળ પ્રતિપાદન સંસ્કૃત કે પ્રાકૃતમાં મળી આવવું મુશ્કેલ છે એવું અમારૂં માનવું છે.

વળી, અત્યારે મનુષ્યજાતિને જે જોઇએ છીએ તે, શાસ્ત્રો અને સંપ્રદાયો કે એકદેશીય તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓ નહિ પરંતુ, સર્વશાસ્ત્રોની શુષ્ક વિધિઓનાં; સર્વ ધર્મોના આગ્રહી અને પરિમિત મંતવ્યોનાં, સર્વ સંપ્રદાયોનાં વાડાઓનાં તથા સર્વ પ્રકારની એકદેશીયતાનાં બંધનો તોડીને સમન્વયયુક્ત અને અનુભવસિદ્ધ જ્ઞાન મનુષ્યજાતિને આપી શકે એવી, વિશાળ આધ્યાત્મિકતા છે. એ જરૂર કદાચ શ્રી અરવિન્દનાં પુસ્તકોના પ્રચારથી પૂરી પડી શકે એવી શક્યતા છે.

હવે, આપણે મૂળ વિષય તરફ વળીએ. પ્રાચીન સમયથી જે જ્ઞાનયોગ આપણા દેશમાં પ્રચલિત છે તેનો ઉદ્દેશ, ૧, નામરૂપાત્મક જગતનું મિથ્યાત્વ બરાબર સમજી લઇને સચ્ચિદાનંદને પ્રાપ્ત કરવાનો છે. વળી, તે મત પ્રમાણે, ૨, સંસાર એ કેવળ અજ્ઞાનનું કાર્ય હોઇ તેનો ત્યાગ કરી સાધકે અંતે સર્વ કર્મોનો પણ ધીમે ધીમે ત્યાગ કરી, ૩, નિષ્ક્રિય, નિર્ગુણ નિરંજન બ્રહ્મમાં લય પામવું જોઇએ. એ મત પ્રમાણે-૪, સર્વ બાહ્યજ્ઞાનથી શૂન્ય, કેવળ ચૈતન્યમાં મગ્ન, એવી અહંતાના નિર્વાણની સ્થિતિને જ્ઞાનીની અંતિમ ઉત્તમોત્તમ અવસ્થા ગણવામાં આવે છે. તે સ્થિતિને પ્રાપ્ત કરવાની ૫, પદ્ધતિમા સદ્ અસદ્ વિવેક, શ્રવણ, મનન, નિદિધ્યાસન તથા ધારણા, ધ્યાન અને લયનો સમાવેશ કરવામાં આવે છે. એ યોગના અભ્યાસનો હેતુ ૬, જન્મમરણના ફેરામાંથી મોક્ષ પ્રાપ્ત કરવાનો હોય છે. આપણા પ્રચલિત જ્ઞાનયોગમાં ૭, "જ્ઞાન" ની વ્યાખ્યામાં કે કેવળ ઇશ્વરના જ્ઞાનનો અર્થાત્ આત્મજ્ઞાનનોજ સમાવેશ કરવામાં આવે છે. સંપૂર્ણ જ્ઞાનાવસ્થા પ્રાપ્ત થયા પછી ૮, સર્વ કરણોનો (ઇન્દ્રિયોનાં કાર્યોનો) પ્રચલિત જ્ઞાનયોગ પ્રમાણે ત્યાગ કરવામાં આવે છે; કેવળ સચ્ચિદાનંદ જોડે અદ્વૈત કરનાર કરણનો તે ઉપયોગ કરે છે, તથા

શારીરિક જીવન ટકાવી રાખવા માટે અનિવાર્ય એવાં કર્મોજ જ્ઞાનયોગી કરે છે. અર્થાત્ સામાન્ય રીતે તે જ્ઞાનયોગીઓ સંસારનો ત્યાગ કરીને વિરક્ત થઇ જાય છે.

પૂર્ણયોગની દૃષ્ટિથી જે જ્ઞાનયોગનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તેની સરખામણીમાં પ્રચલિત જ્ઞાનયોગ જોડે ઉપર જણાવેલા આઠ મુદ્દાઓ પરત્વે કરી આપણે પૂર્ણયોગની દૃષ્ટિએ જ્ઞાનયોગ ( પૂર્ણજ્ઞાન-યોગ ) ના મૂળ સિદ્ધાંતો ચર્ચીશું.

પૂર્ણજ્ઞાનયોગનો ઉદ્દેશ ( ધ્યેય ) એક, અખંડ પરમાત્માની પ્રાપ્તિ છે. પરંતુ સચ્ચિદાનંદ વ્યક્તિ તથા વિરાટ્ એ બંનેથી પર રહેલો છે એટલુંજ નહિ પરંતુ તે પોતે સંસારમાં કાર્ય કરી રહેલો હોઇ વિશ્વનાં સર્વ કર્મોનો અધિષ્ઠાતા છે. અર્થાત્, સર્વ કર્મોનો ત્યાગ સાધના કરતી વખતે કદાચ તાત્કાલિક દૃષ્ટિથી ઇષ્ટ હોઇ શકે. પરંતુ એ કાંઇ પૂર્ણજ્ઞાન-યોગનો અંતિમ ઉદ્દેશ નથી. વળી, નિષ્ક્રિય બ્રહ્મ એ પુરુષોત્તમ પરમાત્માનું એક સ્વરૂપ છે. તેનો સાક્ષાત્કાર સાધકે જરૂર કરવો જોઇએ. પરંતુ સગુણ સ્વરૂપે વિરાટ્ પણ તેનુંજ સ્વરૂપ છે એ પણ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ. અર્થાત્ જાગ્રતઅવસ્થામાં પણ તેનો સાક્ષાત્કાર થવો જોઇએ. વળી, પૂર્ણજ્ઞાનયોગમાં જ્ઞાનીની ઉત્તમોત્તમઅવસ્થા બાહ્ય જ્ઞાનશૂન્ય સમાધિને ગણવામાં આવતી નથી, પરંતુ અનંતતું ચૈતન્ય આપણા અંતરમાં તેમજ જાગ્રત સ્થિતિમાં તથા પ્રત્યેક કર્મમાં જાગ્રત રહેવું જોઇએ. અર્થાત્ સતત સમાધિ થવી જોઇએ. પૂર્ણજ્ઞાનયોગની પદ્ધતિ પણ જુદી છે, તેનો નિર્દેશ આપણે આપણે આગળ કરીશું અહીં તો એટલુંજ કહેવું બસ છે કે પૂર્ણયોગમાં ધ્યાનનો પ્રકાર તથા તેનો લય પણ જુદા પ્રકારનો હોય છે. પ્રચલિત જ્ઞાનયોગ કરતાં તેમનો અર્થ પૂર્ણ જ્ઞાનયોગમાં ઘણો વિશાળ ( વ્યાપક ) કરવામાં આવે છે. પૂર્ણજ્ઞાનયોગનો હેતુ જન્મમરણના ફેરામાંથી છૂટી મોક્ષ પ્રાપ્ત કરવાનો નથી; મોક્ષની સાત્વિક ઇચ્છાનો પણ ત્યાગ કરી સમગ્ર મનુષ્યજાતિમાં પરમાત્માની પ્રાપ્તિ કરવી એ તેનો હેતુ છે. જ્યાં સુધી સમગ્ર મનુષ્યજાતિ એ અવસ્થાને–મોક્ષને પ્રાપ્ત ન કરે ત્યાં સુધી પૂર્ણજ્ઞાનયોગના સાધકનો મોક્ષ પૂર્ણતાને પામતો નથી. સર્વેની મુક્તિમાં તેનો મોક્ષ છે કારણ કે તેનો આત્મા વિરાટ્

સાથે એક થયલો હોય છે. પૂર્ણજ્ઞાનયોગમાં કેવળ આત્મજ્ઞાનનો-વિદ્યાનોજ નહિ પરંતુ અવિદ્યાનો અર્થાત્ વિશ્વનાં જ્ઞાનનો પણ સમાવેશ કરવામાં આવે છે. વળી પૂર્ણયોગમાં આપણી પ્રકૃતિનાં સર્વ કરણોનો સ્વીકાર કરી તેમનું રૂપાંતર કરવાનો ઉદ્દેશ રાખવામાં આવે છે. અર્થાત્ સંસારનો ત્યાગ કરવો એ પૂર્ણજ્ઞાનયોગનો હેતુ નથી. આ પ્રમાણે એ બે માર્ગો વચ્ચે ભેદ રહેલો છે તે વાંચનારને જણાઇ આવશે.

પૂર્ણયોગની દૃષ્ટિથી પ્રત્યેક યોગમાં જે ચાર પગથીઆં આવશ્યક છે. તેમને ૧. શુદ્ધિ ૨. મુક્તિ ૩. સિદ્ધિ, ૪. ભુક્તિ કહેવામાં આવે છે. જ્ઞાનયોગમાં પણ આપણને આ ચાર પગથીઆંની વ્યવસ્થા જણાઇ આવશે. આત્મ પ્રગતિમાં ૧. આત્મા અને કરણોની તૈયારી તથા ૨. સાક્ષાત્કાર અને કરણોનું રૂપાંતર-એવી બે ભૂમિકાઓ છે. પ્રથમ ભૂમિકામાં ૧. શુદ્ધિ ૨. મુક્તિનો તથા બીજી ભૂમિકામાં ૩. સિદ્ધિ (પૂર્ણતા) અને ૪. ભુક્તિનો સમાવેશ થાય છે.

હવે આપણે શુદ્ધિ લઇએ. સર્વ કરણોમાં વિશુદ્ધિનું સ્થાપન કરવું એ યોગને માટે આવશ્યક છે. શરીર, પ્રાણ, મન, ચિત્ત તથા બુદ્ધિ એ સર્વને વિશુદ્ધ કરવાં એ આત્મપ્રગતિને માટે કેવળ જરૂરનું છે. વિશુદ્ધિનો અર્થ તેમનો ત્યાગ કરવો એવો પૂર્ણજ્ઞાનયોગમાં થતો નથી. જ્ઞાનયોગમાં સૌથી વધારે અગત્યનું કરણ બુદ્ધિ છે, તેની વિશુદ્ધિ સ્થાપન કરવી એ ખાસ જરૂરનું છે. બુદ્ધિમાં ઇચ્છાઓનું રાજ્ય ચાલે છે; ઇંદ્રિયોના સંસ્પર્શોને સ્વીકારનાર મન તેના ઉપર અસર કરે છે; તથા બુદ્ધિ પોતે પોતાનાજ અભિપ્રાયોને પક્ષપાતીપણાથી વળગી રહે છે; એ ત્રણ ખામીઓ મુખ્ય છે. તેમને દૂર કરવા માટે પ્રાણ તથા હૃદયની સમતા, ઇંદ્રિયોના સ્પર્શો પ્રત્યે મનની નિસ્પંદતા તથા બુદ્ધિથી પર અવસ્થા જોવાનો અભ્યાસ પાડવો જરૂરનો છે. શુદ્ધિનું નિષેધાત્મક સ્વરૂપ આપણે જોયું. હવે આપણે તેનું નિશ્ચયાત્મક સ્વરૂપ જોઇશું તો તેમાં એકાગ્રતા યાને ધ્યાન પ્રથમ આવશે. સામાન્ય રીતે વિચારો વેરાયલી સ્થિતિમાં હોય છે તેમને એકાગ્ર કરવાથી ગમે તે પદાર્થની પ્રાપ્તિ કરી શકાય છે. જેમ એકાગ્રતા સર્વદેશીયતાવાળી તેમ તે જે

વસ્તુ પ્રાપ્ત કરે છે તે પણ વ્યાપક વિશાળ અને સર્વગ્રાહી હોય છે. સમાધિ દશામાંજ કાંઇ ધ્યાનની યાને એકાગ્રતાની પરાકાષ્ટા નથી. વળી, મંત્ર, જપ વિગેરે દ્વારા જે એકાગ્રતા પ્રચલિત જ્ઞાનયોગમાં કરવામાં આવે છે તેની પણ પૂર્ણજ્ઞાનયોગમાં જરૂર પડતી નથી. ધ્યાનને માટે ત્રણ ઉપાયો સામાન્ય રીતે લેવામાં આવે છે. ૧. એકજ વિષય ઉપર વિચારને એકાગ્ર કરવા. ધ્યાનમાં જે વિચારની એકતા સિદ્ધ થાય તેને ગમે ત્યારે જાગ્રત કરી શકાય ત્યારે ધ્યાન સિદ્ધ થયું ગણાય. ૨. બીજી પદ્ધતિ એ છે કે વિચારના તત્વના ઉપરજ મનને એકાગ્ર કરવું અને તેમાં તેનો લય કરવો. આ પ્રકારમાં આંતર સમાધિ થઇ જાય છે. અર્થાત્ ધ્યાનના વિષયમાં મન લય પામે છે. ૩. ત્રીજી પદ્ધતિ એ છે કે મનને તદ્દન નિસ્પંદ કરી નાખવું. અર્થાત્ વિચારના પ્રવાહથી અલગ રહીને તેને જોયા કરવો તથા અંતમાં કેવળ શાંતિને માટેજ અનુમતિ આપવી. એ પ્રમાણે એકાગ્રતા થવા માટે અત્યાર સુધી આપણી પ્રકૃતિમાં જે અસત્ય એકાગ્રતા સ્થાપન થઇ છે તેનો આપણે ત્યાગ કરવો જરૂરનો છે. "હું શરીર, પ્રાણ, મન છુ." એવી અસત્ય એકાગ્રતાનો ત્યાગ કરવા માટે "હું આ શરીર નથી," "હું પ્રાણ નથી", "હું મન નથી" એવો અભ્યાસ સાધકે કરવો જોઇએ. એ પ્રમાણે એકાગ્રતા થતાં બુદ્ધિથી પર રહેલા આત્માનો સાક્ષાત્કાર થવા માંડે છે. વિશુદ્ધિ અને એકાગ્રતા જોડે ત્યાગની પણ જરૂર છે. વિશુદ્ધથી, એકાગ્રતાથી, સત્યની સ્થાપના થાય છે;ત્યાગથી અસત્યોને દૂર કરી શકાય છે. ત્યાગ કરવામાં પૂર્ણજ્ઞાનયોગનો આદર્શ પ્રચલિત ત્યાગના આદર્શોથી, જુદો છે. ધ્યાનનો અભ્યાસ કરતાં શાંતિનો જે અનુભવ સાધકને મળે છે તેને તે છોડવા માગતો નથી તેથી પણ તે ત્યાગ પ્રત્યે દોરાય છે, એવું પૂર્ણજ્ઞાનયોગમાં નથી. વળી, અંગત મોક્ષની ઇચ્છાથી પણ તે ત્યાગમાં પ્રેરાતો નથી. ખરેખરો ત્યાગ અંતરમાંથી થવો જોઇએ. ઇન્દ્રિયોના વિષયો પ્રત્યે પ્રાણ તથા મનની આસક્તિનો; કર્મ તથા વિચારમાં આપણી પોતાની શક્તિનો, તથા આપણા ચેતન્યના કેન્દ્રમાથી અહંતાનો ત્યાગ કરવાની ખાસ જરૂર છે. અંતમાં, સાત્વિકતાનો પણ સાધકે ત્યાગ કરવો જોઇએ એવું પૂર્ણજ્ઞાનયોગનું માનવું છે. થોડા સમય સુધી બાહ્ય સન્યાસ પણ કેટલાક સાધકોને માટે જરૂરનો હોય છે. પરંતુ એ કાંઇ યોગનો આદર્શ ગણાતો નથી.

એકાગ્રતામાં પણ નિષેધાત્મક સ્વરૂપે "હું શરીર, પ્રાણ તથા મન નથી," એવું સિદ્ધ થતાં "હું આત્મા, વિરાટ્ તથા સચ્ચિદાનંદ છું" એવી નિશ્ચયાત્મક એકાગ્રતાનો અભ્યાસ પણ સાથે કરવો જોઇએ. અંતે, આપણું એ ઉત્તમોત્તમ સ્વરૂપ-પ્રભુ-આપણને સર્વમાં દેખાશે. સોऽહમ્નો સાક્ષાત્કાર થતાં તત્ત્વમસિ નો પણ અનુભવ થશે.

હવે, મુક્તિનો વિચાર કરીએ. આ મુક્તિ આત્મા નથી પરંતુ પ્રકૃતિનાં કાર્યોમાં ગુંથાયલા પુરૂષની છે. શરીર, પ્રાણ અને મનનાં બંધનોમાંથી મુક્ત થવા માટે "હું આ શરીર નથી; શરીર તો પ્રકૃતિનું એક કાર્ય છે" એ વિચારને દૃઢ કરવાની જરૂર છે. શારીરિક બંધનોમાંથી સંપૂર્ણ મુક્તિ તો પ્રાણ ઉપર કાબુ જામે ત્યારેજ મળી શકે. તેજ પ્રમાણે ચિત્તમાં લાગણી, આવશો તથા સૂક્ષ્મ પ્રાણનાં બંધનોમાંથી છૂટવા માટે "હું પ્રાણ નથી પરંતુ તેનાથી જુદો છું"—એવો અભ્યાસ કરી ચિત્તમાં તથા મનમાં પ્રાણ કેવી રીતે કાર્ય કરે છે તથા તેમાં અશુદ્ધિ કેવા પ્રકારે લાવે છે તે જોવું જોઇએ. પ્રાણનું અજ્ઞાનમય કાર્ય વાસનાઓ ઉત્પન્ન કરવાનું છે, તેને બદલે શુદ્ધ રસગ્રહણવૃત્તિ અને ઇંદ્રિયોના સર્વ સંસ્પર્શોને સમતાથી અને આનંદથી સ્વીકારવાની શક્તિ આવે ત્યારે પ્રાણનાં બંધનોથી મુક્તિ મળી ગણાય. મનમાં જે ઇંદ્રિયસ્પર્શોને લીધે ઇચ્છા થાય છે તે કાર્યમાં પ્રાણની ઘણી મોટી અસર રહેલી હોય છે. વળી, ચિત્તમાં પણ જે લાગણીઓ અને ઉભરાઓ આવે છે તેમાં પણ પ્રાણની અશુદ્ધિ ઘણો મોટો ભાગ ભજવે છે. અર્થાત્ "હું મન નથી, એવો અનુભવ કરનાર પુરૂષ ચિત્ત તથા પ્રાણનાં સર્વે બંધનોથી મુક્ત થાય છે. તેનાથી આગળ "હું કર્તા નથી; પ્રકૃતિજ કર્મોનો કર્તા છે" એવો અનુભવ કરતાં છેવટ "જીવાત્મા"નો સાક્ષાત્કાર થાય છે. મનુષ્યના વ્યક્તિત્વનો આધાર તેના ઉપર રહેલો છે. તેનો ત્યાગ કરવા માટે એક અખંડ આત્માનો સાક્ષાત્કાર કરવાની જરૂર છે. આખું ચૈતન્ય પરમાત્મા ઉપર સ્થિર થવું જોઇએ એનો અર્થ એવો નથી કે સર્વે વસ્તુઓનો બાહ્ય સન્યાસજ થઇ જવો જોઇએ. ખરૂં છે કે આત્માનો સાક્ષાત્કાર થતાં પ્રથમ તો "જગત્ માયા છે-મિથ્યા છે" એવોજ અનુ-

ભક્ત થાય છે પરંતુ એ એકદેશીય વૃત્તિનો ત્યાગ કરતાં વિશ્વમાં-સંસારમાં સર્વત્ર નરનારાયણનો સાક્ષાત્કાર સાધકને થાય છે. અને ત્યારપછી કર્મ કરવા માટે જ્ઞાનયોગીને અહંતાનાં બંધનની જરૂર રહેતી નથી.

હવે સિદ્ધિ અને મુક્તિ વિષે વિચાર કરીએ. સિદ્ધિ અર્થાત્ પૂર્ણતા, અને મુક્તિ એટલે સર્વ કરણોનું દિવ્ય કરણોમાં રૂપાંતર થયા પછી જીવનમાં આત્માની એ પૂર્ણતાનો આવિર્ભાવ કરવો તે. એ બંને ભૂમિકાઓ એક બીજાની પાછળ અનુક્રમમાંજ આવે એવું કાંઇ નથી. તે બંને એક બીજા જોડે મિશ્રિત થઇ ગયલી હોય છે. તેથી આપણે બંનેને એક સામટીજ લઇશું. અહંતાનાં બંધનનો ત્યાગ થયા પછી સૌથી પ્રથમ વિરાટ્નો સાક્ષાત્કાર સાધકને ક્રમેક્રમે થાય છે. તે સાક્ષાત્કાર સિદ્ધ થતાં સાધકની પ્રકૃતિનાં સર્વ કરણોનું વિરાટ્ના સ્વરૂપમાં રૂપાંતર થઇ જાય છે. અર્થાત્ એવા સાધકનું શરીર, પ્રાણ અને મન, વિરાટ્ શરીર, વિરાટ્ પ્રાણ અને વિરાટ્ મનમાં રૂપાંતર પામી જાય છે. તેનામાં વિરાટ્ ચૈતન્ય જાગ્રત થાય છે, અર્થાત્ "હું પોતે વિશ્વ છું" એવી સંજ્ઞા તેનામાં સતત જાગ્રત રહે છે. આત્માની પૂર્ણતા વિશ્વમાં વ્યક્ત થવાને માટે પુરૂષ તથા પ્રકૃતિની જુદી જુદી ભૂમિકાની ખાસ જરૂર છે. જો એ પ્રમાણે ન હોત તો પૂર્ણતાને માટે બીજા લોકની અથવા મૃત્યુ પછીની ભૂમિકાની વાટ માણસને જોવી પડત; પરંતુ વેદ અને ઉપનિષદ્માં અસ્તિત્વની જે ભૂમિકાઓ તથા આત્માના આવિર્ભાવના જે પ્રકારો વર્ણવેલા છે તે પ્રમાણે જોતાં શરીર, પ્રાણ, મન, વિજ્ઞાન, સત્, ચિત અને આનંદ એ અસ્તિત્વની સાત ભૂમિકાઓ છે. એ સાતેમાં ક્ષર, અક્ષર અને પુરૂષોત્તમ સ્વરૂપે આત્મા આવિર્ભાવ પામે છે,એટલુંજ નહિ પણ તેમાં વ્યક્તિ અને સમષ્ટિ, સગુણ અને નિર્ગુણ બ્રહ્મ વગેરેનો પણ સમાવેશ થઇ જાય છે. સામાન્ય રીતે સગુણ અને નિર્ગુણ વચ્ચે ભેદ રહેલો હોય એવી માન્યતા જન સમાજમાં પ્રચલિત છે; એ ભેદનું મુખ્ય કારણ તો મનની એક દેશીયતામાંજ રહેલું છે. સગુણ તથા નિર્ગુણ અને સાકાર તથા નિરાકાર બ્રહ્મ એ બંને અનંત સચ્ચિદાનંદનાં સ્વરૂપની બે બાજુઓ છે. કર્મોના અકર્તારૂપે જ્યારે પુરૂષ નિષ્ક્રિયતા અને અવિકારીપણું અનુભવી પોતાની

આંતર શાંતિમાં સ્થિત રહે છે ત્યારે તેને નિર્ગુણ બાહ્ય જીવનમાં જ્યારે સંપૂર્ણ ક્રિયાત્મકતા અનુભવી વિરાટ્ જ્ઞાન અને શક્તિને અનુભવે છે ત્યારે તેને સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. પૂર્ણ જ્ઞાનયોગનો સાધક પોતાના અંતરમાં નિર્ગુણની નિષ્ક્રિય સમતા અને બાહ્ય જીવનમાં સગુણનો નિરપેક્ષ આનંદ એકી વખતે અનુભવી શકે છે. એ સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી તેને વિશ્વમાં તથા વિશ્વથી પર રહેલા અનંત સત્ યાને અસ્તિત્વનો, અનંત ચિત્ યાને ચૈતન્યનો તથા નિરપેક્ષ આનંદનો અર્થાત્ સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર થાય છે, પરંતુ મનોમય ભૂમિકામાં એ ચૈતન્યને સતત જાગ્રત રાખવું અશક્ય છે, કારણ કે મન પરિમિત હોઇ હમેશા દ્વૈતનેજ ધારણ કરી શકે છે. એ સાક્ષાત્કારને સિદ્ધ કરવા માટે મનથી પર રહેલી વિજ્ઞાનની ભૂમિકા સાધકે પ્રાપ્ત કરવી જોઇએ. વિજ્ઞાન જાગ્રત કરવાથી પ્રકૃતિના કરણોનું સંપૂર્ણ રૂપાંતર થઇ શકે છે, અને તે પ્રત્યેકનું સત્ય સાધકને પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી વિજ્ઞાનમય ભૂમિકાને સાધક પ્રાપ્ત કરતો નથી ત્યાં સુધી પ્રકૃતિનાં કરણોનું સંપૂર્ણ રૂપાંતર થવું અશક્ય છે. વિજ્ઞાન બુદ્ધિથી પર હોવાથી તેનું વર્ણન બુદ્ધિ કેવી રીતે આપી શકે ! અને તેનાથી પણ પર જે આનંદમય ભૂમિકા છે તેનું વાણીથી વર્ણન કરવું અશક્યજ છે, એટલે અહીં તેનો ઉલ્લેખ કર્યા વગર વાચનારને પુસ્તકમાંથીજ તે પ્રકરણો જોઇ લેવાની સૂચના કરીએ છીએ

જ્ઞાનયોગ ગમે તેટલો બુદ્ધિને કેળવે એવો ઝીણવટ વાળો હોય તો પણ તે કેવળ તાત્ત્વિક કોઇ વ્યવહારને માટે નિરૂપયોગી છે એવી સામાન્ય માન્યતા જન સમાજમા પ્રચલિત છે. એ માન્યતા કાંઇ સંપૂર્ણપણે સત્ય નથી. મનુષ્યજાતિમાં જે અનેક મુશ્કેલી ભર્યા પ્રશ્નો ઉપસ્થિત થયા છે તેમાંનો સૌથી અગત્યનો પ્રશ્ન સામાજીક પુનર્ઘટનાનો છે. યુરોપના તત્ત્વવેત્તાઓ પણ એ પ્રશ્નનો ઉકેલ લાવવા વિચાર ચલાવી રહ્યા છે; સમાજસત્તાવાદી ટૉલ્સટૉય યુરોપને એજ સંદેશો આપતો ગયો છે. બરટ્રાન્ડ રસેલે સામાજીક પુનર્ઘટનાના સિદ્ધાંતો વિષે એક મનનીય પુસ્તક લખેલું છે. અમેરિકા જેવી કહેવાતી સ્વતંત્રતામાં જુદી જુદી જાતિનો સમે

મહાત્મા થૅારોએ પોતાનો બુલંદ અવાજ કાઢી વ્યક્તિના અંતરાત્માની સ્વતંત્રતા જાહેર કરી છે; કાર્લ માર્ક્સ જેવા મજુરપક્ષના ઋષિઓએ ધનવાન વર્ગના અન્યાય સામે થઇ પાશ્ચાત્ય પ્રજાના દુઃખોનું કારણ તેની અપૂર્ણ સામાજીક વ્યવસ્થા છે એવું જાહેર કર્યું છે. વળી જ્યાંસુધી એ અપૂર્ણ સામાજીક વ્યવસ્થામાં સમૂળગું પરિવર્તન કરી સમાજની નવેસર રચના કરવામાં નહિ આવે ત્યાંસુધી યુરોપની મુશ્કેલીઓનો કદીપણ અંત નહિ આવે એવું યુરોપની છેલ્લી યાદવાસ્થળી પછી ઘણાખરા વિચારકોના મનમાં ઠસવા લાગ્યું છે. યુરોપની પૂર્વમાં આવેલા રશિયાની રાજ્યગાદી ઉપરથી એકહથ્થુ સત્તા ધરાવનાર જુલ્મી ઝારને ઉથલાવી નાખી તેની સર્વ સત્તા ધારણ કરનાર સમાજ સત્તાવાદ ( બૉલ્શેવિઝમ ) અત્યારે યુરોપના સર્વ ધનિક અને અમીર વર્ગની ઝુંસરી નીચે કહેવાતી સ્વતંત્રતા ભોગવનારી સર્વ પ્રજાઓના રાજ્યતંત્રોને ડગમગાવી રહ્યો છે. તેનું કારણ તેની રાજકીય અથવા લશ્કરી સત્તા નથી, પરંતુ જે નવીન સિદ્ધાંતો ઉપર તેણે પોતાના સમાજની વ્યવસ્થા રચી છે તે છે. અત્યારસુધી સર્વમાન્યપણે સ્વીકારાયલા સમાજના સિદ્ધાંતોનો બૉલ્શેવિઝમ સ્વીકાર કરતું નથી. એ સઘળી ચળવળો ઉપરથી વિશ્વ વિચારની દિશા કંઇક અંશે આપણા ધ્યાનમાં આવી શકે છે. સમષ્ટિમાં જે એકતા હજી સુધી મનુષ્યે પ્રાપ્ત કરી નથી તે પ્રાપ્ત કરાવવાનો ઉદ્દેશ કદાચ વિશ્વ પ્રકૃતિનો એ હોય એ બનવા જોગ છે. અત્યારસુધી બુદ્ધિ એ પ્રકૃતિનું ઉત્તમોત્તમ કરણ છે. તેનાથી પર રહેલા વિજ્ઞાનને સમષ્ટિમાં જાગ્રત કરવાનો ઉદ્દેશ વિશ્વ પ્રકૃતિનો હોય એવું લાગે છે. પ્રકૃતિના એ પ્રયત્નની પૂર્ણતા જ્યારે મનુષ્ય સમષ્ટિમાં એકજ વિરાટ્ આત્માનું દર્શન કરી પોતાની પ્રકૃતિનાં કરણોમાં પણ અદ્વૈત અનુભવે ત્યારેજ સિદ્ધ થયે ગણાય. ઇશ્વર પ્રાપ્તિનો એ હેતુ દૃષ્ટિ સમક્ષ રાખી ચંદનગરમાં કેટલાક માણસો પૂર્ણયોગનો અભ્યાસ કરી રહ્યા છે, એટલુંજ નહિ પરંતુ અદ્વૈતના સિદ્ધાંતને વ્યવહારમાં અનુભવીને નવીન આધ્યાત્મિક સમાજની રચના કરવા પ્રયત્ન કરી રહ્યા છે.સમષ્ટિમાં વિજ્ઞાન જાગ્રત કરવું એ પ્રકૃતિના પ્રયત્નની અંતિમદિશા હશે ખરી ? વિશ્વ પ્રકૃતિની અનંત અનંતતાઓમાં કઇ સ્થિતિને છેવટની ગણવી ? પર્વતની ટેકરી પાછળ ઢંકાયલી ટેકરીઓની પેઠે તે

અનંતતાઓમાં બીજી અસંખ્ય અનંતતાઓ આવી રહી હોય તો-તે• કોણ જાણી શકે? આપણે તો જીવન એ પ્રકૃતિનો યોગ છે એ સ્વીકારીને વિશ્વ પ્રકૃતિની ઉત્ક્રાંતિમાં સમન્વય દૃષ્ટિથી યોગ માર્ગનું અનુસરણ કરી તેની ગતિને સહાયભૂત થવું એટલુંજ કરી શકીએ, અને એ રીતે ઇશ્વરકૃપાથી સમગ્ર મનુષ્ય જાતિમાં કદાચ સત્યયુગનો ઉપાય થાય પણ ખરો.

મારા એક મિત્ર મને પૂછ્યું, " આ પુસ્તક વાંચી બંધ કરીએ ઇશ્વર આવી મળે ખરો કે ? " એનો જવાબ તો એ હોઇ શકે કે " પુસ્તકોના વાચનથી ઇશ્વર મળતો નથી. " જો તે પ્રમાણે થતું હોત તો ઘણાયે શુષ્ક પંડિતો તેને પ્રાપ્ત કરી શકયા શકયા હોત. પુસ્તકનો હેતુ માત્ર માર્ગ દર્શાવવાનો છે. એવા મિત્રને હું પુછીશ કે " તમે પૃથ્વીનો નકશો જુઓ છો એટલે આખી પૃથ્વીના સર્વ ભાગોનું જ્ઞાન તમને થઇ જાય છે ? અથવા તો રેલ્વેનો નકશો જોવાથી મુસાફરી કરવાની જરૂરિઆત રહેતી નથી શું ? " ઇશ્વર પ્રાપ્તિને અર્થે સ્વીકારતા યોગમાર્ગનું પણ તેવુંજ છે. બુદ્ધિપૂર્વક તેનો ઉદ્દેશ, તત્ત્વજ્ઞાન, પદ્ધતિ વગેરે જાણ્યાથી મનના સંશયો દૂર થઇ જઇ યોગ સાધનાનો માર્ગ બરાબર બુદ્ધિમાં ઉતરે છે અને તેથી યોગના અભ્યાસમા ઘણી સરળતા થઇ જવાનો સંભવ છે.

અહીં એક સૂચના કરી લેવાનું યોગ્ય ધારૂં છું. પૂર્ણયોગમા જીવનનો • સ્વીકાર કરવામાં આવે છે એનો અર્થ એવો નથી કે સંસારની સર્વ ક્ષુદ્ર વાસનાઓમા રચ્યા પચ્યા રહી અમે પૂર્ણયોગનો અભ્યાસ કરીએ છીએ એવી ખોટી માન્યતા મનમાં ધારણ કરવી. સંસારના સ્વીકારનો અર્થ સ્વાર્થને માટે, કામનાઓને સંતોષીને તથા ઇંદ્રિયોના ભોગો ભોગવી જીવનમાં લુબ્ધ થઇ રહેવું એવો થતો નથી, પરંતુ જીવનના એકેએક કાર્યદ્વારા પ્રભુ પ્રાપ્તિનો ઉદ્દેશ રાખી જીવનમાં ઉત્કટ વ્યાકુળતા, ઉચ્ચ • શક્તિ, દૃઢ નિશ્ચય અને સંપૂર્ણ એકનિષ્ઠા પ્રગટાવવાં એવો થાય છે. વ્યક્તિનાં પ્રયત્નની પ્રાધાન્યવાળી એ સાધકાવસ્થાને વટાવી, પ્રભુનો સાક્ષાત્કાર કર્યા પછી સંસારના સ્વીકારનો અર્થ અધોગતિને પામવું એવો થતો નથી પરંતુ પ્રભુની દિવ્યશક્તિને પોતાના વિશુદ્ધ આધારદ્વારા

સંસારમાં પ્રભુનાં કાર્યો કરવા માટે રેલાવવી એવો થાય છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ સાધકને માટે ઉત્કટ વ્યાકુળતાની અગત્ય હમેશાં આગ્રહપૂર્વક જણાવતા. તેઓ કહેતા, " સ્ત્રી, પુત્ર, ધન વગેરેને માટે ઘડો ભરીને આંસુ પાડો છો. પ્રભુને માટે કોઇ દિવસ એક પણ આંસુ પાડ્યું છે ? " ખરેખર ! જ્યાં સુધી એવી વ્યાકુળતા પ્રાપ્ત થાય નહિ તથા સહૃદયતાથી બુદ્ધિએ સ્વીકારેલા સિદ્ધાંતોનું અનુસરણ થાય નહિ ત્યાં સુધી પુસ્તકોનું કેવળ વાચન કરી પ્રભુ પ્રાપ્તિની આશા રાખવી નિરર્થક છે.

જે શક્તિની પ્રેરણાથી આ કાર્ય શરૂ થયું અને જેની પ્રેરણાથી તે સમાપ્તિને પામ્યું તે શક્તિને આ પ્રયત્ન અર્પણ થાઓ ! हरिः ॐ तत् सत्

અંબાલાલ પુરાણી.

# અનુક્રમણિકા.

---

# પૂર્ણ યોગ

## ખંડ ૨ જો.

### જ્ઞાનયોગ.

## પ્રકરણ ૧ લું. પ્રથક્કરણ.

આગલા પ્રકરણોમાં કર્મયોગદ્વારા જ્ઞાનની પ્રાપ્તિ શી રીતે થાય છે તથા પુરૂષોત્તમ અને તેની પ્રકૃતિનાં લક્ષણો કેવી રીતે સમજી શકાય છે તે આપણે જોયું. વળી, કર્મના સ્વામી રૂપે પ્રભુની ભક્તિ મેળવીને સર્વ કર્મો પ્રભુને યજ્ઞ રૂપે કેવી રીતે અર્પણ કરવામાં આવે છે તેપણ આપણે જોયું.

એ પ્રમાણે કર્મયોગથી જ્ઞાન અને ભક્તિના ફળની પ્રાપ્તિ થઇ શકે છે ખરી, તોપણ પ્રત્યેક માર્ગમાં જુદી જ પદ્ધતિ હોય છે. "સાધકે કયા માર્ગથી યોગની શરૂઆત કરવી ?" એ પ્રશ્નનો ઉત્તર સાધકની પ્રકૃતિ ઉપર રહેલો છે આધુનિક કાળમાં કર્મયોગ તરફ વધારે સાધકોની વૃત્તિ જાય છે તોપણ જ્ઞાન અને ભક્તિનો માર્ગ સ્વીકારનારા સાધકો પણ નીકળી આવે છે

સાધક જ્ઞાન માર્ગને સ્વીકારે છે એટલે કે જ્ઞાનનો વિષય હોય એવો કોઇક "જ્ઞેય" રહેલો છે એ તો સ્વતઃસિદ્ધ જ છે. વળી એ જ્ઞાન આપણા સામાન્ય બુદ્ધિજન્ય જ્ઞાનના જેવું નહિ હોવાથી જ્ઞાનપ્રાપ્તિનો અર્થ "ચૈતન્યની અમુક ભૂમિકાની પ્રાપ્તિ" એવો પણ થઇ શકે. વળી, તે જ્ઞાન મેળવવું છે એમ કહેતાં તેને મેળવવાનાં કરણો, ઇન્દ્રિયો, શક્તિઓ વિગેરે પણ આપણામાં રહેલું છે એટલું તો નક્કી.

| | | |
|---|---|---|
| પ્રાચીન મત પ્રમાણે જ્ઞાન-યોગનો. | ૧ ઉદ્દેશ– જ્ઞેય— | વિશ્વજીવનથી પર આવી રહેલી ચૈતન્યની શુદ્ધ સ્થિતિ છે. (તે મત પ્રમાણે સઘળું જીવન કેવળ અજ્ઞાન છે) |
| | ૨ જ્ઞાનાવસ્થા. | નિર્વાણ અર્થાત્ અહંતાનો સંપૂર્ણ નાશ છે |
| | ૩ જ્ઞાન પ્રાપ્તિનાં કરણો, સાધનો વિગેરે. | ધ્યાન, ધારણા, એકાગ્રવૃત્તિ, લય વિગેરે છે. |

આપણાં અસ્તિત્વની સર્વ ક્રિયાઓ એક ચૈતન્યમય સત્‌ની ક્રિયાઓ છે, પરંતુ તે પોતાના આવિર્ભાવથી હમેશાં પર રહે છે.

આપણા જીવનમાં વિચારશક્તિ આત્મતત્વને સૌથી વધારે મળતી આવે છે, કારણ કે તેમાં વિવેક અને શક્તિ બન્ને એકત્ર થયલાં જણાય છે. તોપણ આપણે હમેશાં યાદ રાખવું કે વિવેક અથવા તો વિચાર એ કંઈ આપણું ઉત્તમોત્તમ કરણ નથી. આપણી શક્તિ એ જ આપણી ઉત્તમોત્તમ શક્યતા છે.

આત્મા કર્મથી પર છે, તોપણ સર્વ કર્મો તેનાજ આવિર્ભાવરૂપ છે. આપણી શક્તિ પ્રભુની શક્તિ સાથે એક થઇ હોય છે. આપણું હૃદય, પ્રાણ વિગેરેને પણ પૂર્ણતાએ પહોંચાડવા એ જરૂરનું છે.

પ્રાચીન પ્રદ્ધતિ પ્રમાણે સઘળાં કરણોનો નિષેધ કરીને જ્ઞાનમાર્ગ સિદ્ધ થતો.

પૂર્ણયોગમાં આપણે સમગ્રતાવાળી પદ્ધતિ સ્વીકારીએ છીએ.

પૂર્ણ યોગમા તો—

૧. અહંકારરૂપે આપણા જીવનમા અજ્ઞાન પ્રગટે છે તેનોજ માત્ર નાશ કરવામા આવે છે.
૨. કામનારૂપે પ્રાણમાં જે અજ્ઞાન દેખાય છે તેનેજ જડ મૂળથી દૂર કરવામાં આવે છે.
૩. ઇન્દ્રિય સ્પર્શ વિગેરેમાં આપણી ઇન્દ્રિયોનું અંધેર વ્યાપેલું હોય છે તેનોજ ત્યાગ કરવામા આવે છે.
૪. ઇચ્છા અને લાગણીઓરૂપે આપણા હૃદયનું અજ્ઞાન પ્રગટે છે તેને દૂર કરવામા આવે છે.
૫. એકમાર્ગી સત્યરૂપે જે બુદ્ધિનું અસત્ય આપણામાં આવે છે તેનો ત્યાગ કરવામા આવે છે.

પૂર્ણયોગની દૃષ્ટિએ જ્ઞાનયોગનો ઉદ્દેશ-જ્ઞેય-તો એક, અખંડ, પરમાત્મા વ્યક્તિ વિરાટરૂપે અને તે બન્નેથી પર રહેલો છે તે છે.

અહંતા અને ઇન્દ્રિયો અપિણુને આપણું તેમજ વિશ્વનું કંઇ જ્ઞાન આપી રહ્યા છે. તોપણ તેઓ કોઇક સત્યનાંજ સ્વરૂપો છે અને આપણે તેમના દ્વારા જ્ઞાન મેળવવાની શરૂઆત કરવી જોઇએ.

પ્રથમ તો બુધ્ધિદ્વારા ઇન્દ્રિયો વિગેરેનું અજ્ઞાન દૂર કરવું અને બુધ્ધિથી પર થઇને આત્માનુ જ્ઞાન મેળવી લેવું. વ્યક્તિને માટે તો એ પરાત્પર પુરૂષનું જ્ઞાન મેળવવું એજ જ્ઞાનયોગનો હેતુ હોય છે.

શરીર પ્રાણ અને મન એ કાંઇ આત્મા નથી તેઓ તો માત્ર આત્માનાં સ્વરૂપોજ છે। વિરાટમા રહેલા આત્માને બ્રહ્મ કહેવામાં આવે છે આત્મા અને બ્રહ્મ બન્ને એકજ છે।

પૂર્ણયોગમા { ૧. પરાત્પર પુરૂષોત્તમની પ્રાપ્તિ કરવી
જ્ઞાનયોગનો હેતુ. { ૨. વ્યક્તિ અને સમષ્ટિ બન્નેમાં તેનો આવિર્ભાવ કરવો.

એટલે એ જ્ઞાનયોગમા આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરી તેનો આવિર્ભાવ કરવાનો હેતુ રખાય છે



# પ્રકરણ ૧ લું.

## જ્ઞાનનો ઉદ્દેશ—જ્ઞેય.

કર્મયોગનું પૃથક્કરણ કરીને આપણે તેના મુખ્ય મુખ્ય સિદ્ધાંતો અને સાધનપ્રણાલિનું જ્ઞાન મેળવ્યું. તેમાં કામનાઓ અને અહંતાનો ત્યાગ કરીને પ્રભુમાં સ્વતંત્રતા કેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે તે પણ કહેવાઇ ગયું. અર્થાત્ કર્મ વાટે પરાત્પર

*જ્ઞાન માર્ગની અગત્ય.*

પુરૂષોત્તમનો સાક્ષાત્કાર થાય છે, તથા તેના સતત સહવાસનું સુખ પ્રાપ્ત થાય છે, અને આત્મા અહંતામાં નહિ પરંતુ પ્રભુતામાંજ જીવન ધારણ કરે છે એ રીતે કર્મયોગમાં આપણે પ્રગતિ કરીને આગળ વધીએ છીએ. વળી એજ સાધન માર્ગથી જ્ઞાન અને ભક્તિના પરિણામો પણ કર્મયોગીને મળે છે તે પણ આપણે જોઇ ગયા. કર્મયોગમાં આપણને પ્રથમ જે જ્ઞાન થાય તે જ્ઞાન પરાત્પર, વિરાટ્ પુરૂષનું હોય છે. અર્થાત્ વ્યક્તિના તેમજ પ્રકૃતિના સર્વ કાર્યો તેનામાં સમાયલાં છે, એવો અનુભવ તે માર્ગે થાય છે. વળી કર્મયોગ વાટે જે ભક્તિ કરવામાં આવે છે તેમાં પણ પ્રભુને વિશ્વનો સ્વામી અને સર્વ કર્મોનો અધિષ્ઠાતા ગણીને સાધક આત્મસમર્પણ કરે છે, અને પોતાનું અસ્તિત્વ, સર્વ કર્મો વિગેરે સર્વસ્વ પ્રભુને અર્પણ કરી દે છે. જ્ઞાન અને ભક્તિની સંપૂર્ણ લ્હેજત તો એકવાર સાક્ષાત્કાર થયા પછીજ આવે છે. પરંતુ તે અનુભવને બરાબર લેવા માટે, અને તેમની સમગ્રતા પ્રાપ્ત કરવા માટે જ્ઞાન અને ભક્તિના માર્ગનો સ્વતંત્ર અભ્યાસ કરવો જોઇએ. તેથી આપણે જ્ઞાન તથા ભક્તિ એ બન્ને માર્ગની સાધના અનુક્રમે વિચારીશું.

કર્મયોગને આપણે સૌથી પ્રથમ હાથ ધર્યો છે તેનું કારણ એ કે આજકાલ ઘણાખરાં માણસો સ્હેજસાજ

*કર્મમાર્ગની અગત્ય.*

જાગૃતિ થતાં એ દિશા તરફજ સ્વાભાવિક

રીતે વળે છે. વળી આજનાં માણસોને સૂક્ષ્મ વિચાર શક્તિ અથવા તો ભાવપૂર્ણ શ્રદ્ધાના કરતાં કર્મ અને સંસાર વધારે પસંદ પડે છે. વળી સમાજનાં માનસિક જીવનમાં તે વિભાગો એટલે કે સૂક્ષ્મ વિચાર શકિત અને ભાવપૂર્ણ શ્રદ્ધા ઘણાજ અગત્યના ગણાય છે, તે છતાં પણ આજકાલના ઘણા લોકો પોતાના આદર્શોને લીધે કહો કે પછી આજુબાજુના સંજોગોને લીધે કહો, પણ જ્ઞાન કે ભકિતને બદલે કર્મમાંજ વધારે પ્રવૃત્ત થાય છે. અગર જો તેઓ મનુષ્યજાતિ કે ઇશ્વર પ્રીત્યર્થે કર્મ કરે છે, તે છતાં પણ તેમની પ્રકૃતિમાં જ્ઞાન અને ભક્તિનાં તત્વો આગળ પડતાં હોય છે. એવા માણસોએ તો જ્ઞાન અથવા ભક્તિથીજ યોગનો અભ્યાસ શરૂ કરવો ઇષ્ટ છે. યોગની ત્રણ સાધના પૈકી આપણે કઇ શરૂ કરવી, એ પ્રશ્નનો નિકાલ કરવામાં, આપણી કેળવણી અથવા તો આપણા માની લીધેલા આદર્શો કરતાં, આપણી પ્રકૃતિ યાને સ્વભાવનેજ ખરો માર્ગદર્શક માનવો જોઇએ. કારણ આપણી પ્રકૃતિએ બતાવેલા માર્ગે જવાથી આપણે અંતિમ આદર્શને જલદી પ્રાપ્ત કરી શકીશું.

પૂર્ણયોગની દૃષ્ટિએ જ્ઞાન યોગ.

આગળ આપણે કર્મયોગનો વિશાળ દૃષ્ટિથી અભ્યાસ કર્યો તેજ પ્રમાણે હવે જ્ઞાનયોગનો કરીશું. પ્રચલિત જ્ઞાનયોગ અથવા તો જે જ્ઞાનયોગની રૂઢિ અને ક્રિયાઓ અત્યારે સર્વ સ્થલે મનાય છે તે જ્ઞાનયોગની વિગતમાં આપણે ઉતરવાની જરૂર નથી. આપણે તો પૂર્ણયોગની દૃષ્ટિએજ જ્ઞાનયોગનું દર્શન કરીશું. જે જ્ઞાનયોગ આપણે ત્યાં કેટલાંએ વર્ષોથી પ્રચારમાં છે તે પ્રમાણે તો બાહ્ય જીવનનો અને જગતનો ત્યાગ કરવો એજ તેનો એક માત્ર અંતિમ આદર્શ છે. પણ પૂર્ણયોગમાં તો અક્ષર, અવિકારી, નિર્ગુણ અને નિષ્ક્રિય પુરૂષના સાક્ષાત્કારની સાથે પરાત્પર પ્રભુ પુરૂષોત્તમનો સાક્ષાત્કાર કરવાનો સિદ્ધાંત પણ સ્વીકારાયો છે. વળી એમાં પરબ્રહ્મ, અનિર્વચનીય-પરાત્પરનો સાક્ષાત્કાર કરવો, એનો અર્થ વિશ્વથીપર એવા પરમાત્માને અનુભવવો એટલોજ થતો નથી. પરંતુ, વિશ્વમાં અને જીવનમાં પણ તેનેજ જોવો

એ પૂર્ણયોગની પૂર્ણતાને માટે આવશ્યક મનાયું છે. એટલે આપણે પણ જ્ઞાનયોગના મુખ્ય સિદ્ધાંતો લઈને પૂર્ણયોગની દૃષ્ટિએ તેમનું અવલોકન કરી તેમની સાધના કરવાનો માર્ગ જોઈશું. પણ તેમ કરતા પહેલાં પૂર્ણયોગમાં અનંત પ્રભુની અખંડ શાંતિના ઉપર ચાલી રહેલી લીલા, દિવ્ય નિષ્ક્રિયતા ઉપર આધાર રાખી રહેલી દિવ્ય કર્મશક્તિ, તથા નિઃશબ્દતામાંથી ઉદ્‌ભવેલો સૂર એ ત્રણે તત્વો માન્ય છે એ વાત આપણે હમેશાં લક્ષમાં રાખવી જોઈએ.

જ્ઞેય.

આપણે આખા પ્રશ્નના મૂળમા જઈનેજ વિચાર કરીએ. "જ્ઞાનયોગ" એ શબ્દનો ઉપયોગ આપણે કરીએ છીએ એનો અર્થજ એ છે કે જ્ઞાનનો કોઈ વિષય-જ્ઞેય અસ્તિત્વમા છે, અને સામાન્ય માણસો તેના પ્રત્યે પોતાના મનને દોરતા નથી, પરંતુ આપણે તેના પ્રત્યે મનને દોરવા માગીએ છીએ. તે જ્ઞાનનો વિષય-જ્ઞેયપદાર્થ-પ્રાપ્ત થતાં જે જ્ઞાનની અવસ્થા માણસને પ્રાપ્ત થાય છે તે સામાન્ય જ્ઞાનના કરતાં અને સામાન્ય પદાર્થોની અસરના કરતાં તદ્દન નિરાળી હોય છે. મનુષ્યમાં એવી શક્તિઓ અને ઇન્દ્રિયો રહેલી છે કે જેમનો ઉપયોગ કરીને માણસ એ જ્ઞાનપૂર્ણ સ્થિતિને જ્ઞાનના વિષય-અથવા (પરિભાષામાં કહીએ તો) "જ્ઞેય"ને પ્રાપ્ત કરી શકે છે. એ શક્તિઓ અને ઇન્દ્રિયો પણ જ્ઞાનપ્રાપ્તિના બીજાં જે સામાન્ય સાધનો-કર્મેન્દ્રિઓ અને જ્ઞાનેન્દ્રિયો-આપણામાં આવી રહેલાં છે તેમનો જ આશ્રય લઈને શરૂઆત કરે છે. પરંતુ આપણે જે ઇન્દ્રિયાતીત, તેમજ મનથી પર, 'જ્ઞેય'ને પ્રાપ્ત કરવા માગીએ છીએ, તેની પ્રાપ્તિ પછી તે ઇન્દ્રિઓ અને શક્તિઓ પણ પોતાની સામાન્ય ક્રિયાઓ કરતાં ઘણીજ વધારે વિકસિત થાય છે. એટલે પ્રથમતો આપણે જ્ઞાનનો વિષય કયો છે અથવા 'જ્ઞેય' શું છે તે બરાબર સમજવું જોઈએ. તેમજ જ્ઞાનીની અવસ્થા કઈ ગણાય અને જ્ઞાનના સાધનો તથા માર્ગો ક્યાં છે તે પણ નક્કી કરવું જોઈએ, કારણકે એ નિશ્ચય ઉપરજ આપણા અંતિમ આદર્શનો અને આપણી સાધનાનો આધાર છે.

પ્રથમ તો આપણા દેશમાં અત્યારે પ્રચલિત યોગમાર્ગ અનુસાર જ્ઞેય, જ્ઞાનાવસ્થા અને જ્ઞાનના સાધનો ક્યાં છે તે આપણે સક્ષેપમા પણ જાણી લેવું જરૂરનું છે, કારણકે આપણે જોકે એજ પારિભાષિક શબ્દોનો ઉપયોગ કરીશુ, છતા પણ તેમને જુદા અર્થમા વાપરવાના છીએ એટલે અધવચ ગુંચવાડો ઉભો ન થાય એટલા માટે એ બે માર્ગ વચ્ચે શો ભેદ છે તે આપણે સ્પષ્ટ કરીશું. જ્ઞાનમાર્ગની જે જુદી જુદી પદ્ધતિઓ છે, તે સર્વમા નીચેનો સિદ્ધાત સર્વમાન્ય છે. વિશ્વથી પર એવી શુદ્ધ પરબ્રહ્મમય અસ્તિત્વની અથવા અસ્તિત્વના અભાવની સ્થિતિ સ્વરૂપ છે, અને તેજ જ્ઞાનનો એક માત્ર વિષય છે. વળી આપણે જેને અસ્તિત્વ અથવાતો વિશ્વ કહીએ છીએ તે કેવળ અજ્ઞાનનુ જ પરિણામ છે, તેથી આપણને સૌથી વધારેમા વધારે આનદદાયક અવસ્થાઓ પણ અજ્ઞાનપૂર્ણ દશાજ છે. માટે જ્ઞાનપ્રાપ્તિ કરવા ઇચ્છનાર સાધકે એ સર્વનો ત્યાગ કર્યેજ છૂટકો છે. શાત, નિષ્ક્રય પુરૂષ યાને શૂન્ય એજ જ્ઞાનનો વિષય છે. જ્ઞાન પ્રાપ્તિની દશાને "નિર્વાણ" કહેવામા આવે છે તેમા અહતાનો નાશ તથા મન શરીર અને પ્રાણની સર્વ ક્રિયાઓનો ત્યાગ કરવામા આવે છે તે સ્થિતિમા જ્ઞાનપૂર્ણ નિષ્ક્રિય સ્થિતિ, શુદ્ધ આનદ અને અપૌરૂષેય શાતિ અનુભવાય છે. તે વિષયને-તે "જ્ઞેય"ને-પ્રાપ્ત કરવાના ઉપાયો નીચે પ્રમાણે છે. ધ્યાન, એકાગ્રતા અને લય જ્ઞાનયોગની સાધનામા કર્મ કરવાની રજા આપવામા આવે છે, પરંતુ તે કેવળ શરૂઆતમાજ અને સાધકની ચિત્તશુદ્ધિ થાય તેટલા માટેજ વળી તે કર્મો પણ કાતો શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે નિયત થયલા હોવા જોઇએ, કે પછી બૌદ્ધ ધર્મના પ્રખ્યાત આઠ નિયમોને આધારે દયા, અનુકંપાના કાર્યો હોવા જોઇએ બાદ્ધમાર્ગના સિદ્ધાત પ્રમાણે અનુકપાના કર્મોથી બીજાઓનુ કલ્યાણ કરતા કરતા માણસની પોતાની અહતા ધુસાઇ જાય છે. એ પ્રમાણે શરૂઆતમા કર્મ કરવાની છૂટ છે, તે છતાં શુદ્ધ જ્ઞાનયોગમા અતે તો કર્મનો સપૂર્ણ ત્યાગ કરીને માણસે નિષ્ક્રિય થવુજ જોઇએ એવો આગ્રહ છે. કર્મથી માણસ શરૂઆતમા પ્રગતિ કરવા માટે

જૂનામત પ્રમાણે જ્ઞાનયોગ.

તેમા કર્મનો ત્યાગ

લ્લાદક બને છે પરંતુ તેનાથી મોક્ષ મળતો નથી. અર્થાત્ સતત કર્મમાં મંડયા રહેવાથી જ્ઞાન મળતું નથી, કારણ કે જ્ઞાનને અંતે તો સંપૂર્ણ નિષ્ક્રિયતા પ્રાપ્ત થવી જોઇએ. જે માણસો સદોદિત કર્મનેજ વળગી રહે તેમને તે સ્થિતિ પ્રાપ્ત પણ કયાંથી થાય ? તેજ પ્રમાણે ભક્તિ, પૂજા વિગેરે પણ જ્ઞાનયોગની દ્દષ્ટિએ અપકવ અને પ્રાથમિક સ્થિતિના આત્માઓ માટે છે. યાને એ અજ્ઞાનનો માર્ગ છે. કારણકે ભક્તિ, પૂજા વિગેરે આપણા કરતાં ઉચ્ચ વસ્તુને અર્પણ કરવામાં આવે છે; પરંતુ સંપૂર્ણ જ્ઞાનાવસ્થામાં તો એવી કોઇ ઉચ્ચતમ વસ્તુજ રહેતી નથી. ત્યાંતો ફક્ત એક અખંડ આત્માનો, કિંબહુના, આત્માના અભાવનો સાક્ષાત્કાર થાય છે ! એટલે પછી ભક્તિને અર્પણ કરનાર અને ભક્તિને સ્વીકારનાર બન્નેનો ત્યાં અભાવ હોય છે. છેવટમાં વિચાર માત્ર રહે છે અને તે પણ સંપૂર્ણ પણે શાંત થતાં આખા અંતઃકરણમાં શાંતિ અને નિષ્ક્રિયતા વ્યાપે છે.

**જુના મતની એકદેશીયતા.**

ઉપર જણાવેલા જ્ઞાનયોગના મુખ્ય સિદ્ધાંતો પરથી આપણને જણાય છે કે આપણામાં જે વિચારશક્તિ યાને વિવેક બુદ્ધિ છે તે અંતઃકરણના જુદાં જુદાં કરણોથી પોતે અલગ થઇને પોતાનાથી પર એવી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે સ્વતંત્ર પ્રયત્ન કરે છે તેને લીધેજ એ જ્ઞાનયોગ અસ્તિત્વમાં આવ્યો છે. * વિચારશક્તિ જ્યારે હૃદય, શરીર, જીવન ઇન્દ્રિયો વગેરેને છોડી દઇને કેવળ પોતાનીજ સાર્થકતા, પોતાનોજ સંપૂર્ણ વિકાસ-કરવામાં મચી જાય છે, અને પોતાનાથી પર સ્થિતિમાં નાસી છૂટવા મથે છે ત્યારે એવી એકતરફી અને સંકુચિત વૃત્તિ ઉત્પન્ન થાય છે. આગળ જે સિદ્ધાંતો આપવામાં આવ્યા છે તેમાં પણ કાંઇક સત્ય રહેલું છે અને તે એ છે કે આપણી બધી ક્રિયાઓ તેમજ અસ્તિત્વનાં સ્વરૂપો જ્ઞાનપૂર્ણ અસ્તિત્વના સજ્ઞાન વિકાસરૂપ છે. પરંતુ તે અસ્તિત્વ એનાં પોતાનાં સ્વરૂપો અને આવિર્ભાવોથી પર હોય છે. તે અવિકારી હોવાથી કર્મોથી પણ પર રહે છે. આપણા અંતઃકરણમાં આવી રહેલી વિચારશક્તિ યાને બુદ્ધિની સહાય આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે ઘણીજ

અગત્યની સહાય છે, કેમકે તે આત્માની સમીપ હોઇ શરીરતત્ત્વ કરતાં ચઢીઆતી છે. અર્થાત્ જ્ઞાતા તરીકે માણસ પોતાની સત્ ક્રિયાને સ્વીકારે છતાં કર્મથી તે હમેશાં પર હોય છે! હૃદય અને અંતઃકરણનાં બીજાં સૂક્ષ્મ કરણો હમેશાં ક્રિયાત્મક હોવાથી તેઓ ક્રમ પ્રત્યેજ સ્વભાવિક રીતે દોરાઇ જાય છે. પરંતુ તેઓ કાંતો સંપૂર્ણ ભોગને અંતે તૃપ્ત થવાથી કે પછી અસંતોષને લીધે થાકી જઇને, છેવટે શાંત થાય છે. અંતઃકરણનાં એ બધાં કરણોમાં માત્ર વિચારશકિતજ ખરેખરી ક્રિયાત્મક છે તો પણ બુદ્ધિપૂર્વક નિશ્ચય કરવાથી એ વિચારશકિત પણ તદ્દન શાંત થઇ જઇ શકે છે, અને જ્ઞાનથી પ્રકાશિત દર્શનવડે તે સર્વ કર્મોથી પર એવા આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે કારણકે માણસ એ મુખ્યત્વે કરીને વિચાર કરનાર અને માનસિક શક્તિ ધરાવનાર એક પ્રાણી હોઇ વિચારશકિત એ તેની ઉંચામાં ઉંચી સ્થિતિ છે. તેની ક્રિયા સતત ચાલુ હોય છેઃ તેના પ્રતાપે અંત.કરણમા જ્ઞાનનો પ્રકાશ પડે છે. એટલે જ્ઞાનનો વિષય-જ્ઞેય પ્રાપ્ત કરવા માટે અને તેનો પ્રકાશ અંતઃકરણમાં પાડવા માટે પણ, વિચારશકિતને-ધ્યાન, એકાગ્રતા લય વિગેરે ઉપાયોથી કેળવવી એ અતિ જરૂરનું છે. એ પ્રમાણે આત્માનો સાક્ષાત્કાર કરવા માટે વિચારશક્તિ એ અગત્યનું સાધન છે અને તે આપણી આત્મપ્રગતિમાં નેતાનું સ્થાન લે એ પણ યોગ્ય લાગે છે.

**વિચાર અને શક્તિ.**

પરંતુ ઉપર દર્શાવેલો વિચાર પણ એકતરફીજ છે. ખરૂં જોતાં વિચાર એતો આગળ જઇને રસ્તો શોધી કાઢી તેને સાફ કરનાર ગુપ્તચર છે. આપણી પ્રગતિનું અંતિમ લક્ષ્ય જે પ્રભુ તેના પ્રત્યે આપણે કૂચ કરીએ છીએ તેમાં આપણે ખરેખરા નેતા તો સંકલ્પ બળ અથવા શક્તિ છે કે જે આગળ જણાવેલા આપણા યજ્ઞનો જૂનામાં જૂનો પુરોહિત છે! સામાન્ય રીતે આપણે હૃદયની ઇચ્છાને અથવા તો મનની પસંદગીનેજ "શક્તિ" એવું નામ આપીએ છીએ, પરંતુ ખરી રીતે તેમ નથી. શક્તિ તો સર્વોપરી બળ છે. આપણા અસ્તિત્વમાં ગુપ્ત રહ્યા છતાં તે આપણી સર્વ ક્રિયાઓ ઉપર રાજ્ય ચલાવે છે, તેજ ક્રિયાઓનો નિશ્ચય કરે છેઃ બુદ્ધિ અને હૃદય

તો તેના આજ્ઞાંકિત સેવકો અને સાધનોજ છે । આત્મા સર્વ ક્રિયાઓથી પર છે એ ખરું છે, તેમ તે કર્મોથી બંધાતો નથી એ પણ ખરું છે. તથાપિ સર્વ કર્મો આત્મામાંથીજ ઉદ્‌ભવે છે, અને તેનાથીજ દોરાય છે, એ પણ એટલુંજ ખરું છે. અર્થાત્ સર્વ ક્રિયાઓ આત્માની ચૈતન્યશક્તિનું પરિણામ હોઇ બીજી કોઇ પણ શક્તિને આભારી નથી. સર્વ ક્રિયાઓમાં આત્મા પ્રથમ ચૈતન્યવાન શક્તિનો આવિર્ભાવ કરે છે, અને તે શક્તિ પછી આત્માને સંપૂર્ણ રીતે વ્યક્ત કરે છે. એ **શક્તિ** આત્માના જ્ઞાનથી પૂર્ણ હોય છે, તેમ તેને આત્માની સાથેનો પોતાનો સત્ય સંબંધ પણ માલૂમ હોય છે. કારણ આપણામાં જે **શક્તિ** છે તે આત્માની અનંત **શક્તિનોજ** અંશ છે. તે **શક્તિ** આપણા શુદ્ધ બ્રહ્મ સ્વરૂપની વધારે સમીપ છે, કારણકે બીજાં કરણો કરતા તે વધારે ગહન છે. આમ બાબત હોવાથી આપણામાં અને વિશ્વમાં કાર્ય કરી રહેલી એ **શક્તિ** શું ચીજ છે તે જ્ઞાનયોગની પદ્ધતિ અને આદર્શ સ્વીકારતાં પહેલાં આપણે બરાબર જાણવું જોઇએ.

**સર્વ કરણોની પૂર્ણતા જરૂરી**

વિચારશક્તિએ એકલપેટા થઇને પોતાનો સ્વાર્થી સંતોષ શોધવો જોઇએ નહિ. કારણ કે તે પોતે પણ આપણા હૃદય, જીવન અને બીજી શક્તિઓનો અમુક હદ સુધીજ નેતા છે અને નેતાથી તો પોતાના અનુયાયીઓને છોડી પોતાનું એકલાનું હિત સધાયજ નહિ. મતલબ કે, તેણે કેવળ પોતાનો અંતિમ સંતોષ શોધવામાં મશ્ગુલ થવાનું નથી, પરંતુ અંતઃકરણના બીજા વિભાગોનો પણ વિકાસ કરીને દરેકને સંતોષવાનો છે. માણસની બીજી બધી શક્તિઓની પૂર્ણતા થવી જોઇએ કે નહિ તેનો નિકાલ વિચારશક્તિએ કરવો જોઇએ. વિશ્વમાં કાર્ય કરી રહેલી વિરાટ્ **શક્તિનો** ઉદ્દેશ પ્રથમ મનનો ઉપયોગ કરી ઇંદ્રિયો અને બાહ્ય સ્પર્શો દ્વારા અજ્ઞાન ગત ક્રિયાઓમાં ઉતરવાનો અને તે પછી ત્યાંથી પાછા ફરીને પુનઃ માનસિક શક્તિઓનો બુદ્ધિ દ્વારા ઉપયોગ કરીને જ્ઞાનની નિષ્ક્રિય શાંતિ પ્રાપ્તિ કરવાનો હોત તો કેવળ વિચારપ્રધાન જ્ઞાનયોગ સકારણ ગણાત. પરંતુ વિશ્વશક્તિનો ઉદ્દેશ એવો હોય એમ લાગતું નથી.

તેનો ઉદ્દેશ વધારે વિશાળ અને મિશ્ર છે; તદ્દન સંકુચિત અને સાદો નથી. વિચારશક્તિ પોતાની સ્વાર્થી વૃત્તિથી પ્રેરાઇને કેવળ પોતાનોજ વિકાસ કરવાનુ બાજુએ મેલી જરા વિચાર કરે તો તેને જણાયા વગર નહિ રહે કે હૃદય, જીવનશક્તિ-પ્રાણશક્તિ અને શરીર પણ પ્રભુનાંજ સ્વરૂપો છે અને તેમના દ્વારા પણ આત્મા પોતાનો સાક્ષાત્કાર કરી શકે છે. એ પ્રમાણે વિચારતાં જણાય છે કે વિશ્વશક્તિનો અંતિમ અને ખરો ઉદ્દેશ તો આખા અસ્તિત્વને સંપૂર્ણ સંતોષ આપવાનો તેમજ સમગ્ર પૂર્ણતાનો આવિર્ભાવ કરવાનોજ છે.

**પૂર્ણયોગના જ્ઞાનમાર્ગની પદ્ધતિ.**

હવે પ્રશ્ન એ રહે છે કે આપણે આત્મવિકાસ સાધવામાં તેમજ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે એક પછી એક કરણોને દૂર કરનારી ઉચ્છેદક પદ્ધતિ સ્વીકારવી કે પછી સમગ્રતાવાળી યાને સમન્વય યુક્ત પદ્ધતિનો ઉપયોગ કરવો ? અર્થાત્ કે શરીર, પ્રાણ, મન, ઇન્દ્રિયો, હૃદય વિગેરે સૂક્ષ્મ તેમજ સ્થૂલ કરણોનો એક પછી એક ત્યાગ કરતાં કરતાં આગળ વધી છેવટે, અક્ષર આત્મામાં લય પામવાનો માર્ગ ખરો છે કે સમગ્ર યોગનો અભ્યાસ કરવો એ વધારે ઇષ્ટ છે ? સમગ્ર યોગમાં તો કેવળ અજ્ઞાનમય અને અસત્ય અહંતાનો છેદ ઉડી જાય છે. વળી જીવનમા અર્થાત્ પ્રાણમાં જે આતુરતા અને આવેશો છે તે અસત્ય છે, ઇન્દ્રિયો પદાર્થના સંસ્કારોની ગુલામ થઇ રહે છે અને દ્વંદ્વને વશ વર્તે છે તે ખોટું છે, હૃદયમાં ઇચ્છાઓ, અને લાગણીઓના દ્વંદ્વોનું પૂર આવે છે તે અસત્ય છે, તથા વિચારશક્તિમા રહેલા સંકુચિત સત્ય અને પરિમિત એકાગ્રતા એ પણ અસત્યનો અંશ છે–તે સઘળાં અસત્યોનો ત્યાગ કરીને તે શક્તિઓનું પરિવર્તન કરવામા આવે અને સમગ્ર પૂર્ણતા સિદ્ધ થાય એ ઇષ્ટ છે કે કેમ, તેનો પણ આપણે નિર્ણય કરવાનો છે. એ પ્રમાણે પૂર્ણયોગની શક્યતા સ્વીકારીએ તો આપણા અંતઃકરણ જે પ્રેમભાવ, આનંદ અને ભક્તિની પ્રેરણાઓ છે તેની ઉત્તમોત્તમ સ્થિતિને પણ તેમાં સ્થાન હોવું જોઇએ. તેજ પ્રમાણે ઇન્દ્રિયોમાં જે દિવ્ય સૌંદર્ય ગ્રાહક અને કલ્યાણવૃત્તિ હોય છે તેનું પણ કાંઇ સાર્થક હોવું જોઇએ.

વળી જીવનશકિતમાં કર્મ કરવાની પ્રેરણા છે તેની તથા વિચારશકિતમાં રહેલી જ્ઞાન પ્રાપ્તિની પ્રેરણાને પણ અંતિમ સફલતા હોવી જોઇએ. એ બધાનું સમાધાન એજ કે પરાત્પર એવું કાંઇક છે કે જેમાં આ સર્વ કરણો પોતાની સફલતા પ્રાપ્ત કરે છે, અને તે પરાત્પરમાં પોતાના બંધનોનો ત્યાગ કરીને તે સઘળાં કરણો પોતાનાથી પર થાય છે. તે સઘળાનું ઉત્તમોત્તમ સ્વરૂપ પરમાત્મામાજ આવી રહેલું હોઇ તેમાંનું કોઇ પણ તેનાથી છેક અતડું કે આઘું નથી.

પૂર્ણયોગમાં આપણે છેવટ જણાવેલું દૃષ્ટિબિંદુ સ્વીકાર્યું છે. પૂર્ણયોગનો અર્થજ એ છે. એટલે પૂર્ણયોગની દૃષ્ટિથી જ્ઞાનયોગનો સમન્વય કરીને પ્રાચીન જ્ઞાનયોગના કરતા જુદી રીતે આપણે આપણા જ્ઞાનનો અંતિમ વિષય–જ્ઞેય, આપણે જે જ્ઞાનાવસ્થા પ્રાપ્ત કરવા માગીએ છીએ તે, અને જ્ઞાન મેળવવાનાં સાધનો અને પદ્ધતિ અહિં ફરીને દર્શાવવાં જરૂરનાં છે.

**જ્ઞેય અને જ્ઞાન પ્રાપ્તિ**

જ્ઞાનનો વિષય તો એક પરમાત્મા છે. તેને આપણા વ્યકિતત્વમાં અને વિશ્વમાં તેમજ એ બન્નેથી પર એવી પરાત્પર સ્થિતિમાયે જાણવાનો છે. વ્યકિત અને જગત હમણાં આપણને જેવાં જણાય છે તેવાં ખરૂં જોતા નથી વળી આપણી ઇન્દ્રિયો તથા મન આપણને બાહ્ય જગતનો જે ખ્યાલ આપે છે તે પણ ખરો ખ્યાલ નથી. જ્યારે જ્ઞાનપૂર્વક તેઓ કાર્ય કરે છે, ત્યારેજ તેમનો ચિતાર ખરો હોય છે. વ્યકિત અને વિશ્વ બંન્ને તેમના અંતિમ રહસ્યના સ્વરૂપ માત્ર હોઇ તે નામરૂપાત્મક સ્વરૂપ દ્વારાજ આપણે અંતિમ સત્યને પ્રાપ્ત કરી શકીએ છીએ વળી આપણી ઇન્દ્રિયો અને મન જે અપૂર્ણ જ્ઞાન આપે છે તેજ આપણા સત્ય જ્ઞાનનો પાયો છે. છતા મન અને ઇન્દ્રિયો આપણને જે ખ્યાલો આપે છે તે આપણે સુધારી લેવાના છે. એને માટે બે ઉપાયો છે. પ્રથમ તો શુદ્ધ વિવેકબુદ્ધિનો ઉપયોગ કરીને આપણું ઇન્દ્રિયાધિષ્ઠિત મન જે અભિપ્રાયો અને નિશ્ચયો આપે તેને આપણે સુધારી લેવા જોઇએ. પછીથી બુદ્ધિથી પર જે જ્ઞાન

છે તે જ્ઞાનદીપકની સહાય વડે તે સર્વેમાં સુધારો કરવો જોઇએ. એ અવસ્થામાં વિવેક બુદ્ધિ, શક્તિ, આધ્યાત્મિક અનુભવ, અને પ્રત્યક્ષ દર્શનના રૂપમાં રૂપાંતર પામી જાય છે. જ્યારે એ અનુભવ થાય છે ત્યારે જણાય છે કે, મન, ઇન્દ્રિયો, વિગેરેનું અજ્ઞાન કેવળ ખાલી ભૂલોનો સમૂહજ ન હતો, અગર આત્માની નકામી દોડધામ ન હતી, પરંતુ આત્માનો આવિર્ભાવ કરવા માટેનીજ તે એક ખડબચડી સડક હતી ! આત્મા વિકાસ પામી વિશ્વમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપન કરવા માટે જે તૈયારી કરે છે તેનો પાયો એ અજ્ઞાનમય કાર્યમાંજ રહેલો છે.

વ્યક્તિની પૂર્ણતા.

વ્યક્તિની જોડે તે ઇન્દ્રિયાતીત, અંતિમ સત્યનો સંબંધ તપાસતાં જણાય છે કે તે સત્ય વ્યક્તિનું પોતાનુંજ ઉત્તમોત્તમ સ્વરૂપ છે. જ્ઞાનનો ઉદ્દેશ તે સત્ય સ્વરૂપને પ્રાપ્ત કરવાનો છે, એટલે તે અસત્ય જ્ઞાનનો ત્યાગ કરે છે. જ્ઞાન માણસને શીખવે છે કે શરીર એ આત્મા નથી પણ તેનું એક રૂપ છે. તેથી પ્રકૃતિ, તથા નાડીઓ, મગજ વિગેરે જડતત્વએ સર્વે સત્ય જાણવાના સાધનો છે એવું ભૌતિક શાસ્ત્રીઓ જે કહે છે તે બરાબર નથી, કારણ કે ચૈતન્યના એક સ્વરૂપને તેઓ અંતિમ રહસ્ય માની બેસે છે. પદાર્થ, નાડીઓ, મગજ વિગેરે તો પ્રાણ શક્તિને કાર્ય કરવાનો પાયો છે, અને તે પ્રાણશક્તિ નાડીઓ, અને આત્મા, તથા તેના કાર્ય કરવાના સ્વરૂપો જોડે સંબંધ સ્થાપન કરે છે. વળી જે યાંત્રિક ક્રિયાઓ અથવા ચલન વલનનું કાર્ય આપણે કરીએ છીએ તે બાહ્ય જગતનાં સ્પર્શની અસર દર્શાવનારી, સ્થૂલ દેખી શકાય તેવી વાણીવાચા છે. તેને યોગેજ આત્મા પદાર્થમાં પોતાનું સગપણ—યાને પોતાના જ્ઞાનને અસરકારક કરે છે. એટલે શારીરિક ક્રિયાગાત્ર ભાષા જેવી છે. તે માત્ર મૂળ પદાર્થનું સૂચન કરે છે, તેને નિશાની વડે દર્શાવે છે, તે કાંઇ પદાર્થનું અંતિમ સત્ય આપી શકતી નથી. શરીર આત્મા નથી તે પ્રમાણે નાડી, મગજ અને જ્ઞાનતંતુઓમાં કાર્ય કરનાર પ્રાણશક્તિ પણ આપણો આપણો આત્મા નથી, પરંતુ આત્માનું એક સ્વરૂપમાત્ર છે. પ્રાણશક્તિ શરીરને પોતાના હથિયાર તરીકે વાપ-

રીતે જે અનુભવ મેળવે છે, તેજ અંતિમ અનુભવ છે એવું કેટલાક વિચારકો માને છે તે પણ ખરૂં નથી. કારણકે તેઓ એક બાહ્ય સ્વરૂપનેજ અંતિમ સત્ય તરીકે સ્વીકારી લેવાની ભૂલ કરે છે. પ્રાણશકિત એક હથિયાર છે. પરંતુ તે ચૈતન્ય તો પ્રાણશકિતથી પર છે. જ્યારે આપણે માનસિક શકિતમાં વિકાસ પામીએ છીએ ત્યારે તે ચૈતન્ય આપણને સત્ય લાગે છે. મન જાણે પ્રાણશકિતનું પરિણામ હોય એમ લાગે છે પરંતુ, ખરૂં જોતાં તો તે પ્રાણનું રહસ્ય છે, કારણકે મન કાંઇ પ્રાણનો આવિર્ભાવ નથી, પરંતુ પ્રાણ અને મન બન્નેથી પર એવી કોઇ વસ્તુનો તે આવિર્ભાવ છે. છતાં આપણું મન પણ આત્મા નથી, પણ આત્માનું એક સ્વરૂપ છે. મન એક જાતનો ઉત્પાદક છે, આ નામરૂપાત્મક જગત તેણેજ બનાવ્યું છે એટલે બધું જગત મનમાંજ અસ્તિત્વ ધરાવે છે એવો માયાવાદનો મત છે તે પણ ખરો નથી, કારણકે તેનાથી જીવનનું ખરૂં રહસ્ય પ્રાપ્ત થતું નથી. મન એ ચૈતન્યયુકત અસ્તિત્વની લીલા તો છે, પરંતુ એ અસ્તિત્વ તો તેનાથી પણ પર રહેલું છે. આ પ્રમાણે જ્ઞાનદષ્ટિએ જોતાં આપણને છેવટ જણાશે કે શુદ્ધ અસ્તિત્વ યાને ચૈતન્ય કે જે મન, પ્રાણ અને શરીરથી અતીત છે, તેજ આપણો " આત્મા " છે.

**શરીર, પ્રાણ, મનથી પર રહેલો આત્મા.**

વિશ્વ સાથે એ સત્ય નો સંબંધ આપણે વિચારીએ છીએ ત્યારે તેને " બ્રહ્મ " કહેવામાં આવે છે. આપણે વિશ્વનું પૃથક્કરણ કરીને જે સામાન્ય તત્ત્વો નક્કી કરીએ છીએ; દાખલા તરીકે, શકિત, પદાર્થ, નામ, રૂપ, પુરૂષ અને પ્રકૃતિ વિગેરે, તે બધા વિશ્વનું અંતિમ સ્વરૂપ નથી. જેમ આપણો આત્મા પોતાનાં વિવિધ સ્વરૂપોની લીલામાં આપણને પ્રથમ જણાય છે પરંતુ તે મન, પ્રાણ અથવા શરીર વિગેરે સ્વરૂપોથી બાધિન કિંવા પરિમિત નથી, તેજ પ્રમાણે વિશ્વ પણ બ્રહ્મની લીલાનું સ્વરૂપ છે અને તે પણ શકિત, પદાર્થ નામરૂપ, પુરૂષ અને પ્રકૃતિના ભેદથી બંધાતો નથી. ત્યારપછી આપણને

**તેનેજ વિશ્વમાં બ્રહ્મ કહેવાય છે.**

જ્ઞાન થાય છે કે આપણો આત્મા અને વિશ્વમાં કાર્ય કરનાર બ્રહ્મ કિંવા વિરાટ્ બન્ને એકજ છે ∘ કિત એ વિરાટ્નું એક સ્વરૂપ છે. જ્યારે વ્યકિતને તેના આત્માનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તેને માલૂમ પડે છે કે તેનો ખરો આત્મા વ્યકિતત્વવાળો છેજ નહિ, પરંતુ તે વિરાટ્ કિંવા વિશ્વાત્મા છે.

પરબ્રહ્મનું સ્વરૂપ.

તથાપિ એ પરાત્પર ચૈતન્ય તો વ્યકિતત્વ અથવા વિશ્વાત્મા કોઇનાથી એ પરિમિત થતું નથી. અર્થાત્ કે સંપૂર્ણ જ્ઞાન એ બન્નેથી પર એવા પરાત્પર, પરબ્રહ્મ પુરૂષોત્તમનોજ ખ્યાલ સ્વીકારે છે. તે શબ્દ અને મનથી પર છે,-તે કેવળ સ્વતંત્ર અને નિરપેક્ષ છે! તેને આપણે ક્ષર અથવા અક્ષર પણ નહિ કહી શકીએ, કારણકે તે વ્યક્તિત્વ અને વ્યક્તિત્વાભાવથી યાને અપૌરૂષેયત્વથી પણ પર છે. તેને એક અથવા અનેક પણ નહિ કહી શકાય, કારણકે અદ્વૈત અને દ્વૈતના ભેદથી પણ તે પર છે; તે સગુણ છે અથવા નિર્ગુણ છે એમ પણ આપણે નહિ કહી શકીએ, કારણકે તે ગુણોના બંધનથી પર છે, છતાં ગુણ રહિતપણાથી પણ મુકત છે. તે અનંત ગુણમય છે; તે પરાત્પર પુરૂષોત્તમ વ્યકિત સ્વરૂપે, અક્ષર સ્વરૂપે, નિર્ગુણ નિરાકાર બ્રહ્મ સ્વરૂપે, તથા વિશ્વ સ્વરૂપે પોતાનો આવિર્ભાવ કરે છે. તે પ્રભુ છે, પરમાત્મા છે, પુરૂષોત્તમ છે. પરાત્પર છે. સર્વ છે. પરંતુ ખરૂં જ્ઞાન કેવળ બુદ્ધિના વિચારો કરીને અટકતું નથી. આપણું મન તેને જાણી શકતું નથી તોપણ, વ્યકિતના અને વિશ્વના નામરૂપ દ્વારા જેમ આપણે આત્મા અને "બ્રહ્મનો" સાક્ષાત્કાર કરી શકીએ છીએ તે પ્રમાણે, આત્માનો સાક્ષાત્કાર કરવાથી આપણે આ અનંત, નિરપેક્ષ પરાત્પરનો પણ સાક્ષાત્કાર કરી શકીએ છીએ, કેમકે આપણો આત્મા તેનુંજ ચૈતન્યમય સ્વરૂપ છે.

*એ સાક્ષાત્કારમાંજ જ્ઞાનની પરિસીમા રહેલી છે! તેનાથી પર* મનુષ્યનો વિચાર જઇ શકે નહિ. આપણું મન તેના ઉપર બુદ્ધિવાદ જમાવીને જુદીજુદી રીતે, તત્વજ્ઞાનની નવી નવી પદ્ધતિઓ ભલે રચે

અથવા તો તેના ઉપરથી અસત્ય અનુમાનો, અને પક્ષપાતી સંકુચિત સિદ્ધાંતો ભલે તારવી કાઢે, પરંતુ આપણી બુદ્ધિના વિકારોની અથવાતો અપૂર્ણ ભાષાની તેના ઉપર જરા પણ અસર થતી નથી. આપણે તે સત્યની એક બાજુ ઉપર વધારે અથવા ઓછો ભાર દઇએ, પરંતુ એ વાત તો નિત્ય સિદ્ધ છે કે જો વિચાર અને અનુભવ એ બન્નેથી જેટલા આગળ જવાય તેટલા આગળ જઇ શકીએ તો આખરે પરાત્પર પુરૂષોત્તમનો અનુભવ થવાનો. એ અનુભવનો ઇન્કાર કરીને અથવા તેને દબાવી દઇને યાતો સંકુચિતપણામાં તેને બાંધી લઇનેજ, આપણે એ સનાતન સત્યને દૂર મુકી શકીએ છીએ.

જ્ઞાનમાર્ગની ત્રણ શકયતાઓ.

જ્ઞાનયોગનો ઉદ્દેશ એ સનાતન સત્યને પ્રાપ્ત કરવાનો છે. અર્થાત્ કે એ સર્વવ્યાપી પરમાત્મા, પરબ્રહ્મ પુરૂષોત્તમનો સાક્ષાત્કાર કરવો એજ જ્ઞાનનો હેતુ છે! તેજ વ્યકિત અને વિશ્વમાં આવિર્ભાવ પામે છે. જ્ઞાનપ્રાપ્તિને માટે આપણે ગમે તે માર્ગે શરૂઆત કરી શકીએ છીએ. આત્મજ્ઞાન અથવા વિશ્વજ્ઞાન ગમે ત્યાંથી શરૂઆત કરો, પરંતુ જો અધવચ અટકી પડો નહિ તો, છેવટ તો આ પુરૂષોત્તમ સુધી પહોંચ્યા વગર રહેજ નહિ. ઘણા વ્યવહારૂ માણસોને આ ઠેકાણે એવો પ્રશ્ન થવાનો સંભવ છે કે એ પ્રમાણે સાક્ષાત્કાર કરવાથી શું ફળ ? એને લીધે વ્યવહારૂ પરિણામ શું આવે ? એમાં ત્રણ શકયતાઓ છે. પ્રથમ તો આપણા વ્યકિતત્વ અને વિશ્વના અસ્તિત્વનો લય થાય અને અજ્ઞેય અને અજ્ઞાતમાં આપણે સંપૂર્ણ રીતે ભળી જઇએ—બૌદ્ધમત વાદીઓ એ સ્થિતિને નિર્વાણ કહે છે. અથવા તો બીજી સ્થિતિમા અક્ષર નિર્વિકારી અપૌરૂષેયમા વ્યકિતનો લય થઇ જાય અને માણસ વિશ્વજીવનથી પર થઇ જાય. ત્રીજી શકયતા એ છે કે પરમાત્માની પેઠે વ્યકિત પણ વિશ્વજીવનનો સ્વીકાર કરે. બ્રહ્મની પેઠે આપણામાં પણ દિવ્ય શકિત જાગૃત થાય અને પોતાનો આધાર લઇને તે વિશ્વ અને વ્યકિતની ઉન્નતિ કરવા માટે પોતે મુકત સ્થિતિમા અને સંપૂર્ણ સ્વામીત્વથી માણસજાતને અને વ્યકિતને ભેટે અને સહાય કરે. પૂર્ણયોગમાં આ ત્રીજી સ્થિતિજ વધારે યોગ્ય ગણાય છે.

આપણને હવે જણાયું હશે કે જ્ઞાનમાર્ગને અન્તે વિશ્વ જીવનનો ત્યાગ થવોજ જોઇએ એવું કાંઇ નથી, કારણ કે પરાત્પર પુરૂષોત્તમમાં જ્ઞાનની સંપૂર્ણતા છે છતાં પણ તે પોતાની લીલાને વિશ્વમાં ટકાવી રાખે છે! વળી આપણે એમ પણ ધારવાનું નથી કે આપણને પોતાને જ્ઞાન પ્રાપ્તિ થઇ ગઇ એટલે આપણે માટે તો દુનિયાનો હેતુ સિદ્ધ થઇ ચૂકયો અને તેનો ત્યાગ કરવોજ યોગ્ય છે! એ વિચાર બરોબર નથી, કારણ પ્રથમ તો વ્યકિત પોતાના અંતરમાં આત્માનો સાક્ષાત્કાર કરે છે એ ખરૂં, છતાં વ્યકિતમાં બ્રહ્મનો આવિર્ભાવ થવો તો બાકીજ રહે છે. બ્રહ્મનો એ આવિર્ભાવ સર્વમયતારૂપે થાય છે તેથી તેના માણસે પોતાના ઉદાહરણોથી, હાજરીથી, તેમજ કર્મથી બ્રહ્મના આવિર્ભાવમાં ભાગ લેવો જોઇએ. પરંતુ એ પૂર્ણતા જ્યાં સુધી આપણે અહંતાપ્રધાન વ્યકિતમાં રહીએ છીએ ત્યાં સુધી મળી શકતી નથી. કારણકે એ ભૂમિકા તો કેવળ શરૂઆતને માટેજ ઉપયોગી છે. તે કાંઇ અંતિમ સાર નથી. વિશ્વમાં બ્રહ્મનો આવિર્ભાવ વ્યકિતમાં બ્રહ્મજ્ઞાન જાગ્રત થયા સિવાય કદી પણ શક્ય નથી, અને એ આવિર્ભાવને માટે જીવન્મુકત આત્માઓએ કર્મનો સ્વીકાર કરવોજ જોઇએ.

આત્માને સત્ અને આવિર્ભાવ બન્નેસ્વરૂપે જાણવો.

એટલા માટે જ્ઞાનપ્રાપ્તિનો ઉદ્દેશ બેવડો છે. એક તો આપણે શુદ્ધ ચૈતન્યમય આત્માનો સાક્ષાત્કાર કરવો અને તેની સાથે તેના આવિર્ભાવ દ્વારા પણ આપણે તેનું જ્ઞાન મેળવવા મથવું; અર્થાત્ કે આપણે બ્રહ્મજ્ઞાન પણ મેળવવું છે, તે ઉપરાંત વિશ્વમાં વ્યાપી રહેલા બ્રહ્મનું જ્ઞાન પણ પ્રાપ્ત કરવું છે, અર્થાત્ કે પરાત્પર અચિન્ત્ય પુરૂષોત્તમનું જ્ઞાન પ્રાપ્ત કરીને આપણે તેનો વ્યકિત અને વિશ્વમાં આવિર્ભાવ કરવો છે. આનું નામ પૂર્ણજ્ઞાન છે, અને તેનેજ આપણે સમગ્રપણે સ્વીકારીશું. આપણે હમેશા એ સત્ય આપણા જીવનમાં કોતરી રાખીશું કે આખું વિશ્વ અને પ્રત્યેક પદાર્થ તે એક—પરાત્પર પુરૂષોત્તમ—ભગવાન છે, પરંતુ મન પોતાના વિચારની સગવડ માટે તેના વિભાગો કરી રહ્યું છે. જીવન્મુકત જ્ઞાની જગતમાં કર્મ કરે છે છતાં પણ તેની પ્રભુ જોડેની એકતાનો લેશ ભંગ થતો નથી; તે વર્તન કરે છે તેમાં અસત્ય હોતું નથી, કારણકે ભગવાન તો જેટલો કેવળ નિષ્ક્રિય શાંતિમાં છે તેટલોજ આ વિશ્વની ક્રિયાઓમાં પણ વ્યાપી રહેલો છે!

# પ્રકરણ ૧ લું. અભ્યાસ.

આપણી જુદી જુદી શક્તિઓને પ્રથમ તો છૂટી પાડવાની જરૂર છે. વિચારશક્તિ એ સૌથી ઉચ્ચ શક્તિ છે. તે બીજી બધી શક્તિઓ કરતાં જુદી છે એવો અનુભવ કરવાને પ્રથમ પ્રયત્ન કરો "આપણે" એટલે "અમુક વિચાર" અથવા તો "અમુક આદર્શ" એ માન્યતા સાચી છે કે નહિ તે જુવો. વારે વારે તેને મનમાં દૃઢ કરો.

વિચાર અને શક્તિ બન્ને જુદાં છે. વિચારથી ઉચ્ચ શક્તિ છે. "અમુક થવું જોઇએ" એવી આજ્ઞાનાં રૂપમા તે ઉત્પન્ન થાય છે અને હમેશાં રહે છે. એમાં ઇચ્છા, કામના, લાગણી, આવેશ, આપણી અંગત પસંદગી, બુદ્ધિનો નિર્ણય વિગેરેમાંનું કશું હોતું નથી. શક્તિને ઓળખતા ઘણો સમય લાગે છે.

અંતર-જીવનનું અવલોકન કરવું એ તો જ્ઞાનયોગમાં પણ ઘણું જરૂરનું છે. આપણા શારીરિક જીવનમાં શેનું પ્રાધાન્ય છે? આપણા માણુમાં આતુરતા છે કે નહિ? આપણા ચિત્તમાં આવેશો, લાગણીઓ વિગેરે થાય છે કે નહિ? આપણા વિચારોમાં પક્ષપાતીપણું, એકજ સત્યને વળગી રહેવાની વૃત્તિ છે કે નહિ તે જુવો. આપણાં એ કરણોને આપણે કુંઠિત કરવામાં નથી, પરંતુ કૃતાર્થ કરવાના છે એ યાદ રાખો. એ બધાં કરણો ઘણું અજ્ઞાનયુક્ત કાર્ય કરે છે, પરંતુ તેઓ આત્મારૂપી સત્યનાં કાર્ય છે એ ભૂલી જતા નહિ. ઇન્દ્રિયો આપણને જગતવિશે જે ખબર આપે છે તે ખરી નથી તોપણ તેના ઉપરજ આપણે આગળ પ્રયાણ કરવાનું છે.

પ્રથમ તો "હું" શરીર નથી. શરીર શું છે? તેનો તાદૃશ ચિતાર લાવો. આ શરીર "હું" નથી. તેના મૃત્યુથી હું મરવાનો નથી, હું તેનાથી જુદો છું, એ વિચારને દૃઢ કરી લો એ આત્માનું એક

સ્વરૂપ છે એવું બરાબર અનુભવો અને શરીરથી પર હો તે પ્રમાણે વર્તન કરો.

" હું " પ્રાણશક્તિ પણ નથી. પ્રાણ પણ આત્માની ચૈતન્ય શક્તિને કાર્ય કરવાનું એન્જીન છે. પ્રાણશક્તિ જુદાં જુદાં કાર્યો કરી રહી છે તે બધાં બરાબર નિહાળો અને " હું " એ બધાથી જુદો છું એવું અનુભવો.

" હું " મન નથી એ વિચાર દૃઢ કરો. મન આપણું એક હથિયાર છે, સૂક્ષ્મ કાર્યો કરવાનું સાધન છે. તેમાં લાગણીઓ, ઇન્દ્રિયોનાં સ્પર્શો, વિવેક, વિચાર શક્તિ વિગેરે થાય છે. પરંતુ આપણે મનથી જુદા છીએ. " અમુક વિચાર મારામાં ચાલે છે " એવું તટસ્થ રહીને આપણે જોઇ શકીએ છીએ.

જ્યાં જ્યાં વિશ્વમાં આપણી દૃષ્ટિ પડે ત્યાં ત્યાં આપણે તે આત્માનેજ—બ્રહ્મને જોવો.



## પ્રકરણ ૨ જું પૃથક્કરણ:—

સાધારણ જ્ઞાન જે પ્રમાણે મળે છે તે પ્રમાણે કાંઇ યોગનું જ્ઞાન મળતું નથી. યોગમાં તો "જ્ઞાન" નો અર્થજ જુદો થાય છે. તેમાં સર્વ જ્ઞાનનો સમાવેશ થાય છે, પરંતુ ખાસ કરીને તો બુદ્ધિથી પર જે જ્ઞાન રહેલું છે તેનો ખાસ સમાવેશ કરવામાં આવે છે. જ્ઞાનપ્રાપ્તિને લીધે જે પરિવર્તન થાય છે તે કેવળ બાહ્ય નહિ પરંતુ સમૂળું હોય છે એ જ્ઞાન ઇન્દ્રિયો દ્વારા કદીપણ મેળવી શકાયજ નહિ. બુદ્ધિ એવાં ઇન્દ્રિયાતીત ઘણાં સત્યોને જાણી શકે છે, તોપણ એ જ્ઞાન તો બુદ્ધિ પણ મેળવી શકતી નથી. બુદ્ધિથી બહુ તો " આત્મા છે " એવી પ્રતીતિ માણસને થઇ શકે.

શરીર, પ્રાણ અને મન એ ત્રણેમાં આપણે ગુંથાયા છીએ એટલે *એ ત્રણેમાંથી આપણે છૂટા પડવું જોઇએ. સત્ય વિચાર, આત્મ નિરીક્ષણ* અને આત્મ શિક્ષણ એટલું તો શરૂઆત કરવા માટે જોઇએ. આત્માનું સ્વરૂપ અને તે આવિર્ભાવ શી રીતે પામે છે તે આપણે અંતરમાં બરાબર જોઇ શકીએ છીએ

આત્મનિરીક્ષણ કરીએ છીએ ત્યારે આત્માનાં કરણો, આત્માના આવિર્ભાવના પ્રકારોનું આપણને જ્ઞાન થાય છે, આત્માનું નહિ. પરંતુ જ્ઞાનયોગમાં તો આપણે આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવા માગીએ છીએ.

એની ત્રણ ભૂમીકાઓ છે
૧. દૃષ્ટિ—આંતર લોચનની પ્રાપ્તિ.
૨. આંતર અનુભવ.
૩. એકતા—અદ્વૈત.

એ પ્રમાણે અનુભવ કરવા માટે સતતધ્યાન, એકાગ્રતા પ્રાપ્ત કરવી પૂર્ણયોગમાં એટલું યાદ રાખવું કે આપણા એકેએક કરણ દ્વારા આપણે ઇશ્વરને પ્રાપ્ત કરવો છે, નહિ કે કેવળ બુદ્ધિ દ્વારા. બુદ્ધિથી પર એ અવસ્થાને આપણે પ્રાપ્ત કરી શકીએ છીએ, અને સોઽહંનો અનુભવ આ મેજ કવિ વર્ડ્ઝવર્થને થયો હતો તે પ્રમાણે આપણને પણ થાય છે.

# પ્રકરણ ૨ જું.

## જ્ઞાનાવસ્થાઃ—

જ્ઞાનાવસ્થા.

આપણે જોઇ ગયા કે યોગમાં જ્ઞાનને ઉદ્દેશ ભગવાનને આત્મા સ્વરૂપે અને વિશ્વમાં થતા આવિર્ભાવરૂપે વિરાટ્ તરીકે સાક્ષાત્કાર કરવાનો છે. અર્થાત્ સામાન્ય પદાર્થો, શુદ્ર જીવન અથવા આપણા વિચારની છાછરી માનસિક સ્થિતિનું જ્ઞાન મેળવવું એ યૌગિક જ્ઞાનને ઉદ્દેશ નથી.

જ્ઞાન એટલે શું ?

એટલે સાધારણ માણસો જ્ઞાનનો જે અર્થ કરે છે તેનાથી યોગમાં "જ્ઞાન" શબ્દનો અર્થ જુદો થવો જોઇએ. સાધારણ રીતે જીવન, માનસિક શક્તિઓ, પદાર્થો વિગેરેના બનાવો તથા તે બનાવ ઉપર કાબુ ધરાવતા નિયમો વિગેરેનો બુદ્ધિપૂર્વક અભ્યાસ કરવો એને આપણે જ્ઞાન કહીએ છીએ. તે જ્ઞાન આપણી ઇન્દ્રિયોના સંસ્પર્શ ઉપર અને એ સંસ્પર્શ ઉપરથી આપણે અનુમાન દોરીએ છીએ તેના ઉપર, આધાર રાખે છે. એ જ્ઞાનપ્રાપ્તિના હેતુઓ જુદા જુદા હોય છે. પરંતુ ઘણું ખરૂં તો બુદ્ધિને સંતોષવા માટે અને કાંઇક અંશે વ્યવહારૂ ઉપયોગિતા અને શક્તિની વૃદ્ધિ માટે તે જ્ઞાન મેળવવામા આવે છે, કારણકે તે જ્ઞાનથી આપણા પોતાના તથા બીજાઓનાં જીવન ઉપર કાબુ પ્રાપ્ત કરી શકાય છે. પ્રકૃતિના ગૂઢ બળો ઉપર વિજય મેળવીને માણસ પોતાના ઉપયોગને માટે અર્થાત્ બીજાઓને મદદ કરવા કે દુઃખ દેવા ઉન્નત કરવા કે અવનતિમાં પાડવા, તે શક્તિઓનો ઉપયોગ કરી શકે છે. યોગમાં આપણે તો આખા જીવનનો સમાવેશ કર્યો છે, એટલે તેમાં ઉપર ગણાવેલા સર્વ હેતુઓ સમાઇ જાય છે. તેથી આત્મ સંયમ અને આત્મસમર્પણ

મેળવવા માટે તેમજ બીજાઓને દુઃખ દેવા અથવા બીજાઓને મુકત કરવા માટે, માણસ જ્ઞાન મેળવી શકે છે. પરંતુ "આખા જીવન"નો અર્થ હમણાં માણસજાત ગાળે છે તેવુંજ જીવન એવો થતો નથી પરંતુ. માણસજાતમાં જે જાતનું જીવન ગાળવાની શકયતાઓ રહેલી છે તે જીવનનો પણ "આખા જીવનુ" માં સમાવેશ થાય છે. હજી સુધી તે જીવન મનુષ્યજાતિએ મેળવ્યું નથી. તેનું "જ્ઞાન" મેળવવું એ યોગના અભ્યાસનો હેતુ છે.

માણસમાં જે ઉચ્ચજીવન ગાળવાની શકયતા રહેલી છે તે જીવન બુદ્ધિની સુધારણા કરવામાં, વિશેષ ક્રિયાત્મક શકિત મેળવવામાં, અથવાતો વધારે શુદ્ધ શાસ્ત્રીય અને નૈતિક જીવન પ્રાપ્ત કરવામાંજ પરિસમાપ્ત થતું નથી. તે જીવન અમુક ગણ્યા ગાંઠ્યા ગુણોની વૃદ્ધિ ઉપર આધાર રાખતું નથી, તે જીવન કેવળ જુદાજ પ્રકારનું છે તેનાથી આપણા જીવનની રીતભાત અને ચરિત્ર બદલાય છે એટલુજ નહિ, પરંતુ જીવનનો આખો પાયોજ સદતર બદલાઇ જાય છે.

જીવનનું અંતિમ દશ્ય, આત્મા છે.

યોગમાં આપણા અસ્તિત્વના મૂળનું જ્ઞાન મેળવવાને પ્રયત્ન કરવામાં આવે છે. ઉપનિષદ્‌ની ભાષામાં કહીએ તો "જે જાણવાથી આખું જગત જણાઇ જાય છે, અને આખા જીવનનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે તે" જાણવાને માટે યોગ પ્રયત્ન કરે છે આખું દશ્ય અને જ્ઞેય જગત તેમજ જે અદશ્ય છે તે સઘળુંજ મન અને ઇન્દ્રિયથી પર એવી કોઇક વસ્તુનો આવિર્ભાવ છે, એ માન્યતાથી યોગ જ્ઞાન પ્રાપ્તિની શરૂઆત કરે છે. તેને જાણવાથીજ આપણે જાતને યથાર્થ રીતે જાણી શકીએ. ઇન્દ્રિયો અને તેના બાહ્ય સ્પર્શો ઉપર વિવેકબુદ્ધિનો ઉપયોગ કરીને આપણે જે જ્ઞાન મેળવીએ છીએ, તે જ્ઞાન સત્ય જ્ઞાન નથી. તે જ્ઞાન તો ફકત દશ્ય જગતનું હોય છે. પણ જ્યાં સુધી આપણે એ દશ્ય આવિર્ભાવના કારણ રૂપ સત્યને યથાર્થ જાણતા નથી ત્યાં સુધી ખરેખરૂં જ્ઞાન મળવું શકય નથી. એ સત્ય તે આત્મા છે અને સર્વમાં તે એકજ રૂપે રહેલો છે.

ઇન્દ્રિયોની પરિમિતતા.

એ તો સ્પષ્ટજ છે, કે આપણે જડ અને ઇન્દ્રિયથી જ્ઞેય વસ્તુઓનું ગમે તેટલું પૃથક્કરણ કર્યાં કરીએ તોપણ તેનાથી આપણને આત્મા અથવા ઇશ્વરનું જ્ઞાન કદી પણ મળે નહિ. દુર્બીન, સૂક્ષ્મદર્શક, નળીઓ, બાટલીઓ, યન્ત્રો—નો ઉપયોગ કરીને આપણે સ્થૂલ પદાર્થનું વધારે ને વધારે સૂક્ષ્મ જ્ઞાન મેળવીએ તે બનવાજોગ છે. એટલે આપણે પ્રથમથીજ એમ માની લઇએ કે ઇન્દ્રિયો અને તેની યાંત્રિક મદદથી આપણને જે જ્ઞાન મળે છે તેજ સત્ય તત્ત્વનું જ્ઞાન છે, અને તેના સિવાય બીજું સત્ય હોઇ શકે જ નહિ, અથવા તો જ્ઞાનપ્રાપ્તિના બીજા સાધનો પણ શક્ય નથી, તો પછી આપણે એકજ અનુમાન દોરવાનું રહે છે; અને તે એ કે વિશ્વમાં જેટલું જડ છે—પાર્થિવ છે—તેટલુંજ સત્ય છે. અર્થાત્ આત્મા, ઇશ્વર વિગેરે કાંઇજ નથી ! આપણામાં પણ "હું"—"આપણે" એવું જે કાંઇ માનીએ છીએ તે પણ મગજ, જ્ઞાનતંતુ અને શરીર એ ત્રણનો સંયોગ માત્ર છે. આપણે પ્રથમથીજ એવી સરત કબુલ કરી એટલે પાછા આપણા પોતાના મૂળ અનુમાન ઉપર આવ્યા વિના આપણને નહિ ચાલે.

યોગનો ઉદ્દેશ ઇન્દ્રિયાતીત જ્ઞાન.

હવે આપણી ઇન્દ્રિયોથી અગ્રાહ્ય એવો આત્મા જો ખરેખરૂં અસ્તિત્વ ધરાવતો જ હોય, તો તો ભૌતિક શાસ્ત્રોમાં આપણે જે સાધનો વાપરીએ છીએ તેના કરતાં બીજાં વધારે સૂક્ષ્મ સાધનો અને ઇન્દ્રિયોથી આપણે તેનું જ્ઞાન મેળવી શકીએજ. આપણી બુદ્ધિ ઇન્દ્રિયાતીત સત્યોને ગ્રહણ કરી શકે છે, અને તેને બરાબર સમજી લઇને વિચારમાં દર્શાવી શકે છે, એ વાત ખરી છે. ઉદાહરણ તરીકે ભૌતિક શાસ્ત્રોમાં "શક્તિ"—"બળ"નો સિદ્ધાંત ઘણો આગ્રહપૂર્વક સ્વીકારવામાં આવ્યો છે. પરંતુ "શક્તિ" અથવા "બળ" એ કેવળ એક

" યોગને લીધે શક્તિ ખીલે છે, પછી સાધકની ઇચ્છા હોય કે ન હોય ! એ શક્તિ બે ધારી તલવાર જેવી છે; તેનો સદુપયોગ અને દુરૂપયોગ બન્ને થઇ શકે છે—ઉત્પત્તિ અને વિનાશ બન્ને થાય છે. વિનાશ કરવાથી હમેશાં પાપજ થાય છે એવું નથી ! "

વિચાર છે. એ વિચાર, બુદ્ધિ જ્યારે પોતાની સાબિતીઓ અને પ્રમાણોથી પર થાય છે ત્યારેજ મેળવી શકે છે ! આપણે આખા વિશ્વમા વ્યાપી રહેલું તે બળ પ્રત્યક્ષ કરી શકતા નથી, પરંતુ આપણે તેનું કાર્ય જાણીએ છીએ. તે ઉપરથીજ તેનું અસ્તિત્વ અનુમાનથી સ્વીકારીએ છીએ તેજ પ્રમાણે માણસ પાસે જ્ઞાનપ્રાપ્તિના જે સાધનો છે તેમાથી બુદ્ધિનો ઉપયોગ કરીને આપણે આત્માને વિષે પણ કોઈ અનુમાન બાંધી શકીએ ખરા પુષ્કળ પૃથક્કરણ કરતાં કરતાં આપણને આત્માના અસ્તિત્વની ખાત્રી થાય અને તે વિચાર ઘણીજ અસરકારક રીતે આપણને જ્ઞાનયોગમાં ઉપયોગી થઇ પડે. અર્થાત્ બુદ્ધિની ઝીણવટથી સત્યવિચારોને આપણે વ્યવસ્થિત પદ્ધતિમાં મૂકી શકીએ એ બનવા જોગ છે **પરંતુ યોગમાં જે જ્ઞાન કહ્યું છે તે એ નથી !** કારણ કે તે જ્ઞાન અસરકારક નથી એક માણસ બુદ્ધિગ્રાહ્ય સર્વ જ્ઞાન મેળવીને આત્મજ્ઞાનમા સંપૂર્ણ થયો હોય તોપણ બુદ્ધિના જ્ઞાન કરતા કશુ જ વધારે તેનામા ન હોય—તે કેવળ શુષ્ક પંડિત અથવા તો વાદપ્રિય વેદાંતીજ હોય ! એ બનવા જોગ છે. યોગમા તો આખા જીવનનુ પરિવર્તન કરવાનો ઉદ્દેશ છે. તે ન થાય **ત્યાં સુધી કેવળ બુદ્ધિનું બધુંજ જ્ઞાન નકામુ છે.**

જ્ઞાનના સાધનો વિચાર, વિવેક.

જ્ઞાનયોગમા "વિચાર" અને 'વિવેક" એ બે ઉપયોગી સાધનો ગણાય છે. કારણ તેમનો ઉપયોગ કરીને સાધક પોતાના માર્ગમા નડતી મુશ્કેલીઓને દૂર કરી શકે છે. તથાપિ તેમનાથી જ્ઞાનયોગનુ અંતિમ પરિણામ પ્રાપ્ત કરી શકાતુ નથી એટલુંજ નહિ પણ સામાન્ય બુદ્ધિજન્ય વિચારો તો ઘણીવાર જ્ઞાનના માર્ગમા અંતરાય રૂપ થઇ પડે છે, કેમકે તે વિચારો ઇન્દ્રિયોના અસત્ય જ્ઞાન ઉપર આધાર રાખતા હોય છે. વળી તે વિચારો આપણુ શરીર પ્રાણ તથા આપણા આવેશો, લાગણીઓ વિચાર વિગેરે સત્ય છે, એવી માન્યતા ઉપરજ રચાયલા હોય છે. ટુકમા આપણે એ વસ્તુઓ સાથે એકતા પામીએ છીએ આપણે તે સર્વને આત્મસ્વરૂપ ગણીએ છીએ તેમની જોડે આપણે એકતા કરીએ છીએ અને તેથીજ આત્માનુ જ્ઞાન થતુ નથી. એટલા

માટે જ્ઞાનયોગના સાધકે તો વિચારોની અડચણને દૂર કરવી જોઇએ, તેમજ આત્મા અને જગત વિષે તેણે સત્ય વિચારો બાંધવા જોઇએ. હવે મુશ્કેલી એ નડે છે કે જ્ઞાનદ્વારા આપણે આત્માને કેવી રીતે પ્રાપ્ત કરી શકીએ ? પ્રથમ તો આપણને આત્માનું જ્ઞાન નથી. તેમાં વળી આપણી બુદ્ધિમાં ઉંધા ઉંધા વિચારો ક્યારનાય દાખલ થઇ ગયા હોય છે. તો પછી સત્ય કેવી રીતે પ્રાપ્ત થાય ? આ મુશ્કેલી દૂર કરવા માટે પ્રથમ " વિચાર " નો અભ્યાસ કરવાની જરૂર છે. " વિચાર " એટલે " આત્મા વિષે સત્ય વિચાર. " એ પ્રમાણે સંસ્કાર, બુદ્ધિનો પક્ષપાત વિગેરેથી મુક્ત થઇ " વિચાર " સ્થિર થાય એટલે બુદ્ધિ આપોઆપ શુદ્ધ થાય છે, અને પછી જ્ઞાનની પ્રાપ્તિમાં તે અડચણ કરતી અટકે છે. તોપણ વિચાર પછી જ્યારે " દૃષ્ટિ, " " અનુભવ " અને " સાક્ષાત્કાર " પ્રાપ્ત થાય છે ત્યારેજ તે વિચાર અસરકારક થાય છે.

" દૃષ્ટિ " એટલે શું ?

હવે " દૃષ્ટિ, " " અનુભવ " વિગેરે શું છે ? એ આપણે જાણવાનું છે. આત્મનિરીક્ષણ, આત્મપૃથક્કરણ એ અર્થમાં દૃષ્ટિ કે અનુભવ શબ્દો સમજવાના નથી. અલબત, આત્મનિરીક્ષણ-પરીક્ષણ વિગેરે " વિચારની " પેઠે ઘણાંજ ઉપયોગી સાધનો છે અને તેમના વિના સાધક ચલાવી શકતોયે નથી. વળી તે સાધનોનો બરાબર ઉપયોગ કરવામાં આવે તો તેનાથી બળવાન અને સમર્થ " વિચાર "શક્તિ પણ ખીલે છે. વિવેકશક્તિથી જેમ બુદ્ધિ પોતાનાં અસત્યોને શોધી કાઢી તેમને દૂર કરી શકે છે તેજ પ્રમાણે એ માનસિક સૂક્ષ્મ ક્રિયાઓ પણ અંતઃકરણને શુદ્ધ કરવામાં ઘણી મદદ કરે છે. વળી તે સાધનોથી એક પ્રકારનું આત્માનો જ્ઞાન પણ મળે છે, અને હૃદયની તથા બુદ્ધિની અવ્યવસ્થા દૂર થઇ જાય છે. કોઇપણ પ્રકારનું જ્ઞાન આત્મના જ્ઞાન પ્રત્યે માણસને દોરી જાય છે. ઉપનિષદમાં કહ્યું છે કે બ્રહ્મે પોતાનાં બારણાં એવી રીતે ગોઠવ્યાં છે કે તે બધાં બ્હારની બાજુએજ પડે છે ! એટલે ઘણાખરા માણસો બાહ્ય જગત પ્રત્યેજ 'યાને જગતના દેખાવો પ્રત્યેજ પોતાની દૃષ્ટિ રાખે છે; કોઇ વિરલ આત્માજ શાંત વિચાર અને

સનાતન જ્ઞાન પ્રાપ્ત કરવા માટે અંતરમાં દૃષ્ટિ કરે છે, આત્માને પ્રાપ્ત કરે છે અને અમૃતત્વ મેળવે છે. એ અંતર દૃષ્ટિ કરવામાં માનસિક આત્મનિરીક્ષણ અને આત્મપૃથક્કરણ ઘણાજ ઉપયોગી થઇ પડે છે. આપણે બીજા પદાર્થોના આંતરમાં જોઇ શકીએ તેના કરતાં, આપણા પોતાના અંતરમાં ઘણીજ સહેલાઇથી નિરીક્ષણ કરી શકીએ છીએ કારણ કે બ્હારના પદાર્થનું જ્ઞાન મેળવવામાં આપણને તે પદાર્થનું બાહ્ય સ્વરૂપ નડે છે, અને બીજું એ છે કે આપણને તે પદાર્થના સ્થૂલ સ્વરૂપ સિવાય જે એક આત્મા વ્યાપી રહ્યો છે તેનો પહેલેથી અનુભવ હોતો નથી એટલે પણ બાહ્ય પદાર્થનું જ્ઞાન મેળવતાં મુશ્કેલી નડે છે. શુદ્ધ બુદ્ધિ અથવા શાંત મનમાં આત્માનું પ્રતિબિંબ પડે, અથવા તો દૃઢ એકાગ્રતા વિશ્વમા પ્રભુને પ્રાપ્ત કરી શકે, અને પ્રકૃતિમાં પ્રભુનો સાક્ષાત્કાર કરે એ શક્ય છે, પરંતુ એવા દાખલાઓ ઘણાજ વિરલા હોય છે, આત્માનો સાક્ષાત્કાર પોતાનામા કર્યા સિવાય બાહ્ય જગતમા પ્રથમ સાક્ષાત્કાર કરનાર સાધકો ભાગ્યેજ મળી આવે છે.[૧] આત્મા કેવી રીતે આવિર્ભાવ પામે છે તે આપણે પોતાના અંતરમાં સૌથી સારી રીતે જોઇ શકીએ છીએ એટલુંજ નહિ, પરંતુ આત્મા પોતાના મૂળ સ્વરૂપને પાછો કયે પ્રકારે પ્રાપ્ત થાય છે તે પણ આપણે બરાબર આપણા અંતરમાં જોઇ શકીએ છીએ. પ્રાચીન તત્વવેત્તાઓએ " આત્માને ઓળખ, " એ સલાહ આપી છે તે જ્ઞાન પ્રાપ્તિને માટે હાલ પણ અક્ષરશઃ સત્ય હોય એમ લાગે છે. હવે આપણે જે આત્મનિરીક્ષણ વિગેરે–સાધનો વિષે વિચાર કર્યો તે બધાંયે આત્માની પ્રકૃતિનો જ અનુભવ આપણને બતાવે છે, તે કાંઇ શુદ્ધ આત્મજ્ઞાન નથી.

સાક્ષાત્કારની સાબિતી.

આપણે અત્યાર સુધીમાં જોયુ કે યોગમા જે જ્ઞાનાવસ્થા ગણાય છે તે કેવળ બુદ્ધિ પ્રધાન વિચારમય સ્થિતિ, અથવા તો કેવળ વિવેકાત્મક સત્યની પ્રાપ્તિ નથી. વળી તે આત્મનિરીક્ષણ

૧. એક રીતે જોવા જઇએ તો આપણા કરતાં બ્હારની દુનીયામાં આત્માનો સાક્ષાત્કાર કરવો સહેલો છે; કારણ કે ત્યાં આગળ આપણને અહં-

વિગેરે માનસિક વ્યાપારોનો અનુભવ પણ નથી. તે જ્ઞાન સાક્ષાત્કાર છે. સાક્ષાત્કાર એટલે "સાક્ષાત્"—પ્રત્યક્ષ, "કાર," કરવું તે છે આપણા પોતાના અંતરમાં આત્માને પ્રત્યક્ષ કરવો એનું નામ સાક્ષાત્કાર છે. તે આત્મા પરાત્પર, વિરાટ્—વિશ્વસ્વરૂપ છે. એ સાક્ષાત્કાર થયાની સાબિતી એ છે કે એક વાર તે અનુભવ થયા પછી પ્રકૃતિના ગુણોને કિંવા આત્માના કરણોને—આત્માના સ્વરૂપ સિવાય અજ્ઞાનમય અહંતાની દૃષ્ટિથી જોવા અસંભવિત થઇ પડે છે. વધારામાં તે ગુણો આપણા વિશ્વજીવનમાં અસરના [સ્થૂલ અને સૂક્ષ્મ સંજોગોમાં આપણા આત્માનાજ આવિર્ભાવો છે એવું સત્ય જ્ઞાન પણ પ્રાપ્ત થાય છે. એ સાક્ષાત્કારની ત્રણ ભૂમિકાઓ છે. ૧. દૃષ્ટિ યાને આંતરદૃષ્ટિ. ૨. સંપૂર્ણ આંતર અનુભવ. ૩. એકતા—લય.

"દૃષ્ટિ"

"દૃષ્ટિની" કિંમત પ્રાચીન ઋષિઓ ઘણીજ આંકતા. તેના યોગે કેવળ "તત્વવેત્તા" મટી જઇને "ઋષિ" અથવા "કવિ" થઇ શકાતું. એ શક્તિથી આપણી સ્થૂલ દૃષ્ટિથી જેમ વસ્તુ માત્ર પ્રત્યક્ષ થાય છે તે પ્રમાણે અદૃશ્ય અને સૂક્ષ્મ વસ્તુઓ આત્માને પ્રત્યક્ષ થાય છે. તે દૃષ્ટિ આત્માના તેજનોજ ચમકારો છે. ભૌતિક વિષયોમાં આપણે બે પ્રકારના માર્ગો જ્ઞાન પ્રાપ્તિ માટે વાપરીએ છીએ. ૧ પ્રત્યક્ષ ૨. પરોક્ષ યાને જે આપણી દૃષ્ટિની બ્હાર આવેલું હોય તેનું જ્ઞાન. જ્યારે કોઇ પણ પદાર્થ આપણી સમીપ નથી હોતો ત્યારે આપણે અનુમાન, કલ્પના, શ્રવણ વિગેરેથી તેનો ખ્યાલ ઉત્પન્ન કરવો પડે છે. બીજાઓના વર્ણનો વાચવા પડે છે અથવા ચિત્રો જોવા પડે છે. એ બધા વિચારોને ભેગા કરીને આપણે તે પદાર્થોનું જેટલું બને તેટલું સ્પષ્ટ જ્ઞાન મેળવી શકીએ છીએ ખરા, તો પણ આપણે તે પદાર્થને યથાર્થ જાણ્યો નહિ ગણાય. હજી તે એક સત્ય વસ્તુ થઇ નથી, પરંતુ એક સત્ય પદાર્થ વિષેનો આપણો પોતાનો વિચાર માત્ર બંધાયો

---

તાનુ બંધન નડતુ નથી આપણને હું એટલે આટલો—પરિમિત વ્યક્તિ—એવું ભાન બાહ્ય જગતમાં જોવાથી થતુંજ નથી. એટલે પ્રભુની પ્રાપ્તિમાંથી એ મુશ્કેલી તો એ પ્રમાણે દૂર થાય છે.

છે.-પરંતુ એકવાર આપણે તે પદાર્થને આપણી દૃષ્ટિથી જોઇએ છીએ ત્યાર પછી તે પદાર્થ આપણો થઇ રહે છે. એનુંજ નામ આપણે તેનો સાક્ષાત્કાર કર્યો ગણાય, કારણ કે પછી તે હમેશાને માટે આપણા અસ્તિત્વનો ભાગ થઇ રહે છે. આપણા સૂક્ષ્મ આધ્યાત્મિક અનુભવમાં પણ એજ સત્ય લાગુ પડે છે. આત્માને વિષે આપણે સુંદર અને સ્પષ્ટ વર્ણનો સાંભળીએ, તત્વવેત્તાઓ, અનુભવીઓ અને પ્રાચીન પુસ્તકો મારફત તેને વિષે ચોક્કસ જ્ઞાન મેળવીએ; વળી આપણે પોતે વિચાર, અનુમાન, કલ્પના, સરખામણી વિગેરેનો ઉપયોગ કરી એક માનસિક સંસ્કાર અથવા ખ્યાલ પેદા કરી શકીએ; આપણે મનન કરીને એ વિચારને આપણા મનમાં દૃઢતાથી સ્થિર કરીએ; અથવા તો નિદિધ્યાસન કરીને તેનાજ ઉપર મનની એકાગ્રતા કરીએ-તો પણ આપણે તેનો સાક્ષાત્કાર કર્યો નહિ ગણાય ! કારણ આપણે ઇશ્વરને જોયો નથી ! દીર્ઘકાળ પર્યંત એકાગ્રતા કરવાથી અથવા તો બીજા કોઇ પણ ઉપાયને લીધે, જ્યારે મનરૂપી પડદો ચીરાઇ જાય છે અથવા તો દૂર ખસી જાય છે, ત્યારેજ મનમાં આત્માના તેજનું પૂર આવે છે, અને વિચારને બદલે જ્ઞાનદૃષ્ટિ જાગ્રત થાય છે. એ અનુભવમાં માણસની સ્થૂલ દૃષ્ટિએ જે પ્રમાણે સ્થૂલ પદાર્થ પ્રત્યક્ષ, સત્ય અને આબેહૂબ જણાય છે તેજ પ્રમાણે આત્માની દૃષ્ટિ થતા તે પણ અંતરમાં પ્રત્યક્ષ જણાય છે. એ દૃષ્ટિનો એકવાર અનુભવ થયા પછી માણસની જ્ઞાનપ્રાપ્તિમાં અંતરાયો ભલે આવે કિંવા જ્ઞાનનું તેજ ઓછું થતું ભલે લાગે, પરંતુ ત્યારપછી આત્માનો સાક્ષાત્કાર તદ્દન નિર્મૂળ તો થઇ શકતોજ નથી. એ અનુભવ વારેને વારે જાગ્રત થાય છે. અને જ્યાં સુધી સતત જાગ્રત ન રહે ત્યાં સુધી વારે વારે આવ્યાંજ કરે છે. કયારે, અને કેટલો જલદી તે અનુભવ થાય છે તેનો આધાર આપણી શકિત અને આગ્રહ ઉપર રહેલો છે. આપણામાં રહેલા પ્રભુને આપણે શકિતથી અથવા ભકિતથી ઘેરી લેવા જોઇએ.

"દૃષ્ટિ" એ એક પ્રકારનો આધ્યાત્મિક અનુભવ છે પરંતુ તે એટલેથી અટકી જતો નથી. દૃષ્ટિથી જે આધ્યાત્મિક અનુભવનો

દૃષ્ટિ પછી સાક્ષાત્કાર.

સાક્ષાત્કાર થાય છે તેમાં આત્માનું દર્શન થાય છે. પરંતુ તેને આપણું અંતઃકરણ સ્વીકારે છે ત્યારે વળી જુદી• જાતનો અનુભવ થાય છે. જે પ્રમાણે આપણી દૃષ્ટિને સાક્ષાત્કારનું સુખ મળતું હોય છે તો પણ સાક્ષાત્કારનો વધારે સઘન અનુભવ લેવા માટે તે બીજી ઇન્દ્રિયોની સહાય લે છે તે પ્રમાણે આત્માનો સાક્ષાત્કાર આપણા એકેએક કરણોમાં આપણને થવો જોઇએ. આપણા અસ્તિત્વના એકેએક વિભાગમાં ઇશ્વર પ્રાપ્તિને માટે આતુરતા થવી જોઇએ. આપણી એકેએક શકિત આત્માનોજ આવિર્ભાવ છે એટલે તે દરેક દરેકન્તેના મૂળ સ્વરૂપ–આત્માને પ્રાપ્ત કરી શકે છે. આપણે મન દ્વારા આત્માનો અનુભવ લઇ શકીએ છીએ, અને આપણા મનમાં કેવળ માનસિક વિચાર રૂપે જે ખ્યાલો રહેલા હોય છે તેમના અંતિમ સત્યને આપણે અનુભવી શકીએ છીએ. ઉદાહરણ તરીકે, ચૈતન્ય, બળ, આનંદ વિગેરેનાં જુદાં જુદાં કાર્યો અને આવિર્ભાવોનો પણ આપણને કેવળ માનસિક ખ્યાલ છે, પરંતુ અનુભવ થાય છે ત્યારે એ પ્રત્યેક વિચારનું સત્ય આપણને જણાય છે. એ પ્રમાણે મનને આત્માનો અનુભવ થાય છે. આપણે ચિત્તમાં અને હૃદયમાં આત્માનો પ્રેમરૂપે અનુભવ કરી શકીએ છીએ, અર્થાત્ આત્માનો પ્રેમ અને આનંદ આપણામાં અનુભવીએ છીએ તેમજ વિશ્વમાં પણ તેનો આનંદ પ્રાપ્ત કરીએ છીએ. વળી સૌંદર્ય દ્વારા પણ આત્માનો અનુભવ આપણને થાય છે. આપણાં મન અને ઇન્દ્રિયોના ઉપર આપણા પોતાના ઉપજાવેલા પદાર્થોની અથવા તો પ્રકૃતિના ઉત્પન્ન કરેલા પદાર્થોની અસર થવાથી સર્વમાં અનુપમ સૌંદર્ય અને આનંદરૂપે વ્યાપી રહેલા આત્માનો આપણને અનુભવ થાય છે. એ પ્રમાણે ઇન્દ્રિયોને આત્માનુભવનો સંતોષ મળે છે. અર્થાત્ કે જેમ પ્રાણશકિતમાં આપણને આત્માનો સૂક્ષ્મ અનુભવ મળે છે તેમ શરીર દ્વારા આપણને તેનો સ્થૂલ અનુભવ થઇ શકે છે. પ્રત્યેક જીવનમાં અને પ્રત્યેક જડ પદાર્થમાં આત્માનો અનુભવ થાય અને આપણામાં તથા વિશ્વમાં જે શકિતઓ કાર્ય કરી રહી છે તે બધી આત્માની છે એવો અનુભવ થઇને પ્રાણ અને શરીર પણ આત્માને અનુભવી શકે છે.

અદ્વૈત.

ઉપર જે અનુભવો ગણાવ્યા તે બધા એકતા પ્રાપ્ત કરવામાં ઉપાયો છે. આપણે જેની દૃષ્ટિ અને અનુભવ મેળવીએ છીએ તે આપણો પોતાનો આત્મા છે. એટલે જ્યાં સુધી આપણા આંતરજીવનની સંપૂર્ણ એકતા તેની જોડે થાય નહિ ત્યાં સુધી દૃષ્ટિ તથા અનુભવ બંને અપૂર્ણજ રહે છે. આપણે તો વેદાંતના મહાન સૂત્ર પ્રમાણે 'સોઽહમ્' "હું તે છું" એવો અનુભવ આપણા એકે એક કરણોમાં પ્રાપ્ત કરવો જોઇએ. આપણે ઇશ્વરની દૃષ્ટિ પ્રાપ્ત કરવી અને તેનો અનુભવ કરવો એટલુંજ બસ નથી. આપણે તો તેના-રૂપ થઇ જવું જોઇએ. સર્વ નામરૂપથી પર એવા પરાત્પર પરમાત્મા જોડે આપણે એકતા સાધવી જોઇએ. તેને માટે અહંતાને દૂર કરીને તથા તેના સર્વ પરિવારને હાંકી કાઢીને અને તેને બદલે તે બધાં જેમાંથી ઉત્પન્ન થયાં છે એવા આત્માનો આત્મામાંજ લય કરવો જોઇએ વળી આપણે વિશ્વમાં વિધવિધ રૂપે આવિર્ભાવ પામી રહેલા બ્રહ્મ જોડે પણ એકતા કરવી જોઇએ. અનંત, સત્, ચિત્ અને આનંદરૂપે જે સર્વ પદાર્થોમાં વ્યાપી રહ્યો છે, તથા જે કાર્ય, આવિર્ભાવ અને લીલારૂપે વિશ્વમાં વિલસી રહ્યો છે તેની જોડે એકતા સાધીને તેમા તદ્રુપ થવું જોઇએ.

યુરોપના કવિને સમાધિ અનુભવ.

આજકાલના માણસો બુદ્ધિપ્રધાન હોવાથી આત્મા અથવા તો ઇશ્વરના વિચાર ઉપરાંત તેનો બીજી જાતનો અનુભવ તેમને શી રીતે થઇ શકે ? એવો પ્રશ્ન ઘણીવાર થાય છે. યુરોપની કલ્પના શક્તિને, ઇંગ્લંડના મહાન કવિ વર્ડ્ઝવર્થે પ્રકૃતિનો આંતર અનુભવ કવિતામાં મૂકીને એ "દૃષ્ટિ" યાને એ સમાધિ-યથનો કાંઇક ખ્યાલ આપ્યો છે, તે જોવાથી આપણને યોગના અનુભવ વિષે કાંઇક વધારે સમજણ પડશે. એના કાવ્યો વાંચતાં આપણને જણાય છે કે તેને પ્રકૃતિમાં સર્વ સ્થળે, સર્વ પદાર્થોમાં કાંઇ અવનવું તત્ત્વ વ્યાપી રહેલું હોય એવો ભાસ થતો હતો. એ અવનવું તત્ત્વ તેજ આત્મા પોતે ચૈતન્યમય અને સજ્ઞાન છે અને નામ અને રૂપથી પર છતા પણ

નામ અને રૂપનું તે કારણ છે. વળી આપણને જણાય છે કે તેને એ આત્માની દૃષ્ટિ તથા તેના અનુગામી શાંતિ, આનંદ અને સર્વમયતા પ્રાપ્ત થયાં હતાં એટલુંજ નહિ પરંતુ, તેનો સાક્ષાત્ અનુભવ પણ થયો હતો. એ અનુભવ એને મનમાં, સાંદર્યશક્તિમાં, પ્રાણમાં અને સ્થૂલ શરીરમાં પણ થતો હતો. વળી તેને એ અનુભવ એના પોતાના અંતરમાં થતો હતો એટલુંજ નહિ પરંતુ, પુષ્પમાં, સામાન્ય મનુષ્યમાં અને જડ પર્વતમાં પણ તેને એનોજ સાક્ષાત્કાર અને અનુભવ થતો હતો. વળી કેટલીકવાર તો તે એની જોડે સંપૂર્ણ એકતા પણ પામી જતો જતો હતો. કારણ કે આખો દિવસ તેને એનુંજ ધ્યાન રહેતું હતું. પોતાનો એ આધ્યાત્મિક અનુભવ તેણે " A slumber did my spirit steal "–"મારો આત્મા એક અદ્દભુત નિદ્રામાં સરી પડયો. " એ લીટીથી શરૂ થતા કાવ્યમાં આબેહુબ વર્ણવ્યો છે. તેમાં કવિ જણાવે છે કે એનો પોતાનો આત્મા પૃથ્વીની જોડે તદ્દન એક થઇ ગયો અને " પૃથ્વીના વૃક્ષો, પથ્થરો અને પર્વતો સાથે ગોળ ગોળ સૂર્યની આસપાસ ફર્યો. " ઉપરના સાક્ષાત્કારને પ્રકૃતિથી પણ પર એવા આત્માને લાગુ કરો અને તેના કરતાં પણ વધારે ઉચ્ચ અને આધ્યાત્મિક ભૂમિકાનો ખ્યાલ લાવો એટલે તમને યોગમાં જે વસ્તુને " જ્ઞાન " કહે છે તેની કાંઇક કલ્પના આવશે. પણ આ બધા અનુભવો, પરત્પર, ઇન્દ્રિયાતીત અને મનસાતીત, અર્થાત્ બુદ્ધિથી પર એવી વિજ્ઞાનની પરમ ભૂમિકાની દેવડીનું આગણું માત્ર છે. એ પરમ ભૂમિકાની સંપૂર્ણ પ્રાપ્તિ પછી તો એ વિવિધ અનુભવો પણ એકતાનેજ પામે છે. જ્ઞાનયોગની એ ઉત્તમોત્તમ દશા છે, અને દિવ્ય જીવનનું મૂળ પણ તેજ છે.

**પૂર્ણયોગમાં જ્ઞાનાવસ્થા.**

ઉપર જણાવેલી જ્ઞાનાવસ્થા એ જ્ઞાનમાર્ગનો અને પ્રત્યેક યોગમાર્ગનો અંતિમ હેતુ છે. પ્રત્યેક માર્ગનો છેવટ સુધી અભ્યાસ કરવામાં આવે તો ઉપર જણાવેલી પરમભૂમિકા સુધી પહોંચ્યા વિના રહેવાયજ નહિ. તેને પ્રાપ્ત કરવા માટે વિવેક, એકાગ્રતા, આત્મનિરીક્ષણ દૃષ્ટિ અનુભવ વિગેરેનો બનેલો એકજ માર્ગ છે. એ પર ભૂમિકાને પ્રાપ્ત

કરવા માટેજ હૃદય પ્રેમદ્વારા અને સૌંદર્યગ્રાહક શક્તિ દ્વારા પ્રયત્ન કરે છે; અને તેને પ્રાપ્ત કરવા માટે શક્તિ કર્મ દ્વારા અને આત્માની શાંતિ તથા આનંદ દ્વારા પ્રયત્ન કરે છે. એ બધા માર્ગો તેના પ્રત્યે જવાની પગથીઓ યાને શરૂઆતના રસ્તાઓ છે. અને જ્યાં સુધી આપણે અનંત પ્રદેશમાં પહોંચીએ નહિ અને દિવ્ય દ્વારા ઉઘડીને અનંત પ્રકાશ રેલાય નહિ ત્યાં સુધી આપણે તેમનોજ ઉપયોગ કરવાનો છે.

## પ્રકરણ ૩ જું. પૃથક્કરણ.

આત્મ પ્રગતિમાં પણ બે ભૂમિકાઓ.
{ ૧. આત્મા અને તેનાં સર્વે કરણોની તૈયારી.
{ ૨. આત્મસાક્ષાત્કાર અને કરણોનું રૂપાંતર.

એકવાર આત્મા યોગ પ્રત્યે વળ્યા પછી હમેશાં પ્રભુ પ્રત્યે વળેલો રહે છે.

જ્ઞાનયોગમાં બુદ્ધિની વિશુદ્ધિ એ એક પગથીયું છે. પરંતુ પૂર્ણ-યોગની દૃષ્ટિએ જોતા સર્વ કરણોમાં શાંતિ અને વિશુદ્ધિ સ્થાપન થવી જોઇએ. સર્વ કરણો કરતાં બુદ્ધિની વિશુદ્ધિ એ બહુ વેગથી બીજા કરણોને શુદ્ધ કરી શકે છે. नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।

પ્રેમથી હૃદય વિશુદ્ધ થાય છે ખરું, તોપણ પ્રેમને આપણે બુદ્ધિથી વિશુદ્ધ કરવો જોઇએ.

હવે બુદ્ધિ એટલે શું? ૧. આપણામાં ઇન્દ્રિયોના સ્પર્શોને ગ્રહણ કરનાર જે અંતરશક્તિ છે તે—(વિવેક રહિત હોય છે).
૨. આપણા મગજમાં સામાન્ય વિચારોને સતત પ્રવાહ ચાલ્યાં કરે છે તે. (વ્યવહાર અક્કલ).
૩. સાધારણ માણસોમાં જે વિચાર શક્તિ હોય છે તે.
} કાંઇ બુદ્ધિ નથી

બુદ્ધિ તો ગ્રહણ કરે છે, નિર્ણય પર આવે છે, સત્ય અસત્યનો પૂર્ણ વિવેક કરે છે. માણસમાં જે ખરેખરી બુદ્ધિ છે તે તો નિષ્પક્ષપાતપણે સર્વ વસ્તુ, વિચાર, વિગેરેને જુવે છે; તેમના વિષે નિર્ણય બાંધે છે અને વિવેક કરે છે. આ બુદ્ધિને આપણા તત્ત્વજ્ઞાનમાં "બુદ્ધિ"—કહેવાય છે ખરી પણ તે માનુષી છે. તે અપરા છે. પરંતુ, એ બુદ્ધિથી પણ પર એવી જ્ઞાન પ્રાપ્ત કરનાર "દૃષ્ટિ" રહેલી છે. તે "દૃષ્ટિ", "બુદ્ધિ" "વિવેકશક્તિ" હોતી નથી.

આપણે 'દૃષ્ટિ' કહી એને "અંતર જ્ઞાન" પણ કહે છે, કોઇ તેને "પ્રજ્ઞા" પણ કહેછે. હમણાં એ "દૃષ્ટિ" અને "શ્રુતિ" અર્થાત્-પ્રેરણા શક્તિ માણસમાં તુટક તુટક કાર્ય કરે છે.

જ્યારે એ "દૃષ્ટિ" બરાબર જાગ્રત થાય છે ત્યારે.

1. અવલોકનને ઠેકાણે પ્રત્યક્ષ જ્ઞાન
2. કલ્પનાને બદલે "શ્રુતિ" અથવા પ્રેરણા
3. વિવેકને બદલે સ્વાભાવિક સદ્-અસદ્‌જ્ઞાન
4. નિર્ણયને બદલે, વિચારદર્શન
5. સ્મૃતિને બદલે સર્વકાળનું જ્ઞાન

} થાય છે.

ખરેખરી "આદર્શ બુદ્ધિ" તે આ "દૃષ્ટિ" કહેવાય છે.

બુદ્ધિમાં ધર્મસંકરતાનું રાજ્ય એજ મુખ્ય ખામી હોય છે પ્રથમ તો બુદ્ધિના કાર્યમાં ઇચ્છા આવે છે એટલે તેનુ કામ અશુદ્ધ થઇ જાયછે. તે પ્રમાણે લાગણીના આવેશો અને પ્રાણશક્તિની વાસનાઓ બુદ્ધિના કાર્યમાં ખલેલ નાંખે છે. માટે પ્રથમ તો પ્રાણ અને હૃદયની સમતા સ્થાપન થવી જોઇએ.

બીજી ખામી-ઇન્દ્રિયોના સંસ્કારો સ્વીકારનાર મન, બુદ્ધિના કાર્યમાં અશુદ્ધિ ઉપજાવે છે. એ મનને તો તદ્દન શાંત, નિસ્પંદ કરી નાંખવું જરૂરનું છે.

ત્રીજી ખામી એ છે કે બુદ્ધિ પોતે અમુક વિચારોને પક્ષપાતીપણે વળગી રહે છે એનો ઉપાય એ છે કે સમત્વ પ્રાપ્ત કરવું. છેવટે સાધકે બુદ્ધિ પણ તદ્દન શાંત સમજવાની નિસ્પંદ કરી દેવાની શક્તિ-મેળવવી જોઇએ. બુદ્ધિ પણ અપૂર્ણ છે. વિચારોને કેવળ શાંત કરવાથી બુદ્ધિથી પર રહેલી અવસ્થા જાગ્રત થાય છે અને તેનાથી આત્મજ્ઞાન મળે છે.



# પ્રકરણ ૩ જું.

## વિશુદ્ધ બુદ્ધિ.

આગલા પ્રકરણમાં આપણે જ્ઞાનાવસ્થાનો વિચાર કર્યો. તે ઉપરથી જ્ઞાનપ્રાપ્તિને માટે આપણે કયાં સાધનો વાપરવાં તે પણ જણાઇ આવ્યું હશે. જ્ઞાનાવસ્થાની વ્યાખ્યા આપણે સંક્ષેપમાં, વિજ્ઞાન યાને બુદ્ધિથી પર રહેલા તત્વનો સાક્ષાત્કાર એવી આપી શકીએ. એ સાક્ષાત્કારના પ્રતિનિધિરૂપે આપણા મનમાં આવી રહેલાં જુદાં જુદાં કાર્યોદ્વારા વિજ્ઞાન તૈયાર થાય છે અને એકવાર તેની પ્રાપ્તિ થયા પછી આપણાં સર્વ કરણોમાં તે પોતાનો પ્રકાશ ફેલાવે છે. પરિણામે આપણા અસ્તિત્વનું દષ્ટિબિંદુ તદ્દન બદલાઇ જાય છે; અને આપણા જીવનની પુનર્ઘટના નવા દષ્ટિબિંદુ પ્રમાણે થાય છે. એ દષ્ટિબિંદુમાં એક, અદ્વૈત, સનાતન પરમાત્મા કેન્દ્રસ્થાને હોય છે, અને તેથી આપણો આત્મા બાહ્ય સ્વરૂપોથી અથવા આપણા અસ્તિત્વનાં સ્થૂલ અને ઉપરચોટીઆ કાર્યોથી છેતરાતો નથી.

ઉપર જણાવ્યા પ્રમાણેનું સમૂલ પરિવર્તન કરી નાખવા માટે અર્થાત્ મનુષ્યત્વમાંથી દેવત્વ પામવા માટે, દ્વૈતમાંથી અદ્વૈત પ્રાપ્ત કરવા માટે, તથા નામરૂપમાંથી સર્વ જગતનું અંતિમ સત્ય પ્રાપ્ત કરવા માટે સાધકે બે ભૂમિકાઓમાંથી પસાર થવું પડે છે. પ્રથમ તો તૈયારી અથવા યોગ્યતા પ્રાપ્ત કરવાનો સમય–એ સમયમાં આત્મા અને તેનાં કરણો એ પરિવર્તન માટે તૈયાર થાય છે. બીજી ભૂમિકામાં એ પરિવર્તન સિદ્ધ થાય છે, અને પરિણામે સાક્ષાત્કારનો અનુભવ થાય છે. આ બે ભૂમિકાઓ એક બીજાની પાછળજ આવે એવો કંઇ નિયમ નથી. એ બન્ને પરસ્પર સહાયક હોઇ એક સાથેજ ચાલ્યા કરે છે. આત્મા જેમ જેમ વધારે લાયક થાય છે, તેમ તેમ સાક્ષાત્કાર અને જ્ઞાન વૃદ્ધિ પામતાં જાય છે-અને જે પ્રમાણે સાક્ષાત્કાર અને જ્ઞાન વધે છે તે પ્રમાણમાં વિશુદ્ધિ

વધીને આત્મા અને તેનાં કરણો વધારે વ્યાપક જ્ઞાનને માટે અને ઉચ્ચ સાક્ષાત્કારને માટે વધુને વધુ લાયક બને છે. તૈયારી કરતાં કરતાં સાધકને અજ્ઞાનમય દશામાં લાંબો સમય ગાળવો પડે છે. તેમ કરતાં કેટલોક સમય દિવ્ય તેજની ઝાંખી પણ થાય છે એટલુંજ નહિ પરંતુ કોઇકવાર જ્ઞાનપૂર્ણ દશા પણ કેટલાક સમય માટે ટકે છે. એવી ક્ષણો વિજળીના ચમકારાની પેઠે ઘણીજ ટુંકી હોય તોપણ આત્માનું આખું ભવિષ્ય તેઓ બદલી નાખે છે. કોઇકવાર કલાકોના કલાકો સુધી અને દિવસો સુધી પણ એવી જ્ઞાનપૂર્ણદશા ટકે છે અને સાધક જ્ઞાનસૂર્યના તેજમાં અંધકારના ભય વગર દિવસોના દિવસો ગાળે છે. એ સર્વ અનુભવો દ્વારા માણસનો આત્મા પ્રભુ પ્રત્યે દોરાયા પછી પોતાના નવા ધારણ કરેલા જન્મમાં તે સ્થિર થાય છે, અને પૂર્ણતાને માટે લાયક બની પરિણામે સત્ય જીવનને પ્રાપ્ત કરે છે.

એ પરિવર્તનને માટે સૌથી પહેલી જરૂરીઆત આપણા પોતાનાં સર્વ કરણોને શુદ્ધ કરવાની છે, અને તેમાં પણ જ્ઞાનમાર્ગને માટે તો બુદ્ધિની વિશુદ્ધિ ખાસ અગત્યની છે, કારણ કે બુદ્ધિ એ સત્યનું દ્વાર ઉઘાડવાની ચાવી છે. બુદ્ધિને શુદ્ધ કરવી હોય તો અંતઃકરણના બીજા ભાગોને શુદ્ધ કર્યાં વિના નજ ચાલે. અશુદ્ધ હૃદય, અશુદ્ધ ઇંદ્રિયો તથા અશુદ્ધ પ્રાણ બુદ્ધિના કાર્યમા વિક્ષેપ નાખે છે, તેને મોહમાં ફસાવે છે, તેનાં અનુમાનોને એક તરફી બનાવી મૂકે છે, તેની દૃષ્ટિને અંધકારથી છાઇ લે છે અને જ્ઞાનને ઉંધે રસ્તે લાગુ કરે છે. તેજ પ્રમાણે અશુદ્ધ શરીર પણ બુદ્ધિના કાર્યને ગુંગળાવે છે, માટે સાધકે સંપૂર્ણ શુદ્ધિને માટે પ્રયત્ન કરવો જોઇએ. પરંતુ એ કાર્યમા પણ કરણોનો અન્યોન્યના ઉપર આધાર રહેલો છે. અર્થાત્ આપણા અંતઃકરણનો એક પણ ભાગ જો વિશુદ્ધિને પામે છે તો તેનાથી બીજા બધાને લાભ થાય છે. દાખલા તરીકે, આપણા હૃદયના આવેશોને ક્રમે ક્રમે શાંત કરી નાખવામા આવે તો તેનાથી બુદ્ધિની વિશુદ્ધિ વધે છે. તેજ પ્રમાણે વિશુદ્ધ બુદ્ધિ અસ્વસ્થ અને અશાંત લાગણીઓ ઉપર શાંતિનું રાજ્ય ફેલાવે છે અને તેમને જ્ઞાનપૂર્ણ બનાવે છે. બધાં કરણો યાને અંતઃકરણના બધા ભાગો શુદ્ધ થવાથી એક બીજાને ઘણી સહાય

મળે છે એ ખરું, તથાપિ માણસમાં બુદ્ધિની વિશુદ્ધિ બીજા બધા કરણોની વિશુદ્ધિ કરતાં સૌથી વધારે ઉપયોગી છે, કારણ કે તે બીજા બધા ભાગોના ઉપર પોતાનું રાજ્ય ફેલાવે છે. ગીતામાં પણ કહ્યું છે કે "नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते । (અ ૪શ્લો)" "જ્ઞાન એજ આ દુનિયામાં પવિત્રમાં પવિત્ર વસ્તુ છે." જ્ઞાનથી સ્વચ્છતા, નિર્મળતા અને એકતા વધે છે; અજ્ઞાનથી પાપની વૃદ્ધિ થાય છે. આપણે જાણીએ છીએ કે પ્રેમ એ હૃદયને શુદ્ધ કરવાનું સાધન છે, અને આપણી સર્વ લાગણીઓને પ્રભુ પ્રેમનાં રૂપાંતર પમાડવાથી હૃદય પૂર્ણતાને પામી સાર્થક બને છે. છતાં પણ પ્રેમને પણ જ્ઞાનથી વિશુદ્ધ કરવાની જરૂર હોય છે. પ્રભુ પ્રત્યેનો પ્રેમ તો અંધ, સંકુચિત અને અજ્ઞાનપૂર્ણ પણ હોઇ શકે છે, અને તેને પરિણામે ધર્માંધપણું અને અસહિષ્ણુતા ઉત્પન્ન થવાનો પણ સંભવ છે. ધારો કે તે એવા સ્વરૂપમાં આપણને ન જણાય તોપણ તે આપણી પૂર્ણતાને પરિમિત કરે છે એ તો નિર્વિવાદ. કારણ કે એવો પ્રેમ અમુક વ્યક્તિત્વની બહાર, અમુક દેવ દેવી સિવાય બીજે કોઇ સ્થળે તે ઇશ્વરનું દર્શન કરવાની ના પાડે છે, એટલે પરિણામે સત્ય તથા અનંત પ્રભુનું દર્શન કરવાના પ્રયત્નથી તે પાછો પડે છે. વળી માણસો પ્રત્યેનો પ્રેમ પણ સાધકને અતિશયોક્તિ અને અજ્ઞાન પ્રત્યે દોરી જઇ શકે છે. વિશુદ્ધ બુદ્ધિજ તેને તેમાથી બચાવી લે છે.

પરતુ આપણે પ્રથમ તો બુદ્ધિ, સમજણ વગેરેનો અર્થ શું છે તે બરાબર જાણવુ જોઇએ અને તેની વિશુદ્ધિ એટલે શું તે પણ જાણવું જોઇએ. મરકૂનમા "બુદ્ધિ" શબ્દ જે અર્થમા વપરાયો છે તેજ અર્થમા આપણે અહીં તેને વાપરીશું. તત્વજ્ઞાનમા "બુદ્ધિ" ના કાર્યમાથી ઇંદ્રિયોના સંસ્કારો સ્વીકારનાર મનનું કાર્ય બાતલ કરવામા આવે છે. આપણે પણ બુદ્ધિમાથી તેનું કાર્ય દૂર ગણવાનું છે, કારણ કે મન તો સર્વ પ્રકારના સારા, નઠારા, ખરા, ખોટા, મિથ્યા, સત્ય વિગેરે સંસ્કારોનો વિવેક કર્યાં વગર જે કોઇ સંસ્કાર ઇંદ્રિય ઉપર પડે છે તેને ગ્રહણ કરે છે. એટલા માટે અહીં આપણે એવા સસ્કારોના ઉપર આધાર રાખનાર અસ્પષ્ટ, વિવેક રહિત અને ઉચ્ચ સિદ્ધાંતો વગરના વિચારોને

પણ " બુદ્ધિ " એવું નામ નહિ આપીએ. વળી સામાન્ય માણસોમાં જે રોજના સામાન્ય વ્યવહારૂ વિચારોનો પ્રવાહ ચાલ્યાજ કરતો હોય છે તેને પણ આપણે " બુદ્ધિ " એવું નામ નહિ આપી શકીએ; કારણ કે તેમાં રોજની સામાન્ય ઇચ્છાઓ, જન્મથીજ મનમાં જામેલા સંસ્કારો, દુરાગ્રહો, તર્કવિતર્કો અને ગેર સમજુતિ વિગેરેનો સમાવેશ થાય છે. તેમાં નવા વિચારો ક્વચિત્ ક્વચિત્ દાખલ કરવામા આવે છે. પરંતુ તે પ્રવાહ પણ આજુબાજુના સંજોગોમાંથી આવતો હોઇ તેને વગર વિચારે સ્વીકારવામાં આવે છે. અર્થાત્ એ સ્વીકારવામાં પણ " બુદ્ધિ " નો ઉપયોગ કરવામાં આવતો નથી. એ જાતની "વ્યવહારૂ સમજણ"થી મનુષ્યજાતિને પશુથી ઉપરની કોટિમાં આવવામાં ઘણી સહાય થયેલી છે એ ખરૂં, તોપણ તે સમજણ પશુની સમજણથી માત્ર એક અંશજ આગળ વધેલી છે. હજી પશુવૃત્તિથી છલકાતી એ સમજણ ટેવને વશ હોય છે. વળી વધારામાં તે કામના અને ઇંદ્રિયોની પણ ગુલામ હોય છે. તેથી તત્વજ્ઞાનની કે લૌકિકજ્ઞાનની શોધખોળ કરવામાં એ સમજશક્તિ આપણને જરાપણ ઉપયોગની નથી. માટે આપણે તે શક્તિથી પર થવુંજ જોઇએ. એ વ્યવહારૂ બુદ્ધિ અથવા સામાન્ય સમજણની વિશુદ્ધિનો સારામાં સારો ઉપાય એ છે કે તેને કાંતો તદ્દન શાંત કરી નાખવી કે પછી તેનું શુદ્ધ બુદ્ધિમાં પરિવર્તન કરવું.

બુદ્ધિ એટલે જે શક્તિ સંસ્કારને ગ્રહણ કરે છે, વિચારને સ્વીકારે છે, તેની ઉપર પોતે નિશ્ચય કરી સત્ય જાણવાનો પ્રયત્ન કરે છે તથા વિવેક કરે છે યાને સત્ય અસત્યનો ભેદ ઓળખી શકે છે તે. માણસમાં જે ખરી બુદ્ધિ છે તે ઇંદ્રિયોને વશ હોતી નથી તેમજ કામનાઓ કે મહાવરાની ગુલામીમા પણ હોતી નથી. પરંતુ જ્ઞાનપ્રાપ્તિને માટે તે પોતે જ સ્વતંત્ર પ્રયત્ન કરે છે. માણસની સારામાં સારી બુદ્ધિ પણ હમણાં તેની પોતાની સ્વતંત્ર શક્તિ પ્રમાણે છૂટથી વર્તન કરી શકતી નથી, કારણ કે તે વિશુદ્ધ નથી. પરંતુ તે પોતે વિશુદ્ધ નથી થઇ શકતી તેનું કારણ એ છે કે આપણામા જે "વ્યવહારૂ બુદ્ધિ " અથવા સમજણ તથા મન આવી રહેલાં છે તે બુદ્ધિના કાર્યમા આડે આવે છે, અને તેને

ઉચ્ચ ભૂમિકામાંથી નીચે ઘસડી પાડે છે. જ્યારે બુદ્ધિ ખરેખરી વિશુદ્ધ થાય છે ત્યારે એ પ્રમાણે થતું અટકે છે; અને બુદ્ધિ પોતે સર્વ પદાર્થોથી સ્વતંત્ર થઈને નિષ્પક્ષપાતપણે જુવે છે, સર્વ વસ્તુઓ સાથે સરખામણી કરીને પ્રત્યેક પ્રત્યેકને તેને યોગ્ય સ્થાને ગોઠવે છે, રૂપથી, તર્કથી અને તેવાં બીજા કાર્યોથી પ્રત્યેક પદાર્થના પ્રસ્તુત સ્થિતિમાંથી પોતે અનુમાન, અટકળ, વ્યાપ્તિ વગેરેનો ઉપયોગ કરી સત્યશોધન કરે છે, તેમજ પોતાની સ્મૃતિમાં સર્વ સંસ્કારોને સંઘરી શુદ્ધ કલ્પના શક્તિની મદદથી તે પદાર્થનું સત્ય જાણી દરેક પદાર્થને બુદ્ધિના નિર્ણયથી બરાબર જુવે છે. શુદ્ધ બુદ્ધિ એવી હોય છે. તેના કાર્યના નિયમોમાં તટસ્થ અવલોકન, નિર્ણય અને વિવેકનો સમાવેશ થાય છે.

પરંતુ "બુદ્ધિ" શબ્દ ઉપર જણાવ્યો તેના કરતાં પણ જુદા અને ઉંડા અર્થમાં વપરાય છે. માનસિક બુદ્ધિ એ હલકા પ્રકારની બુદ્ધિ છે. પરંતુ એ બુદ્ધિનાથી પર જ્ઞાનની શક્તિ છે; તે બુદ્ધિ નથી પણ "દૃષ્ટિ" છે. તે શક્તિ બુદ્ધિની પેઠે જ્ઞાન પ્રાપ્ત કરવાને મથતી નથી, કારણ કે તેનામાં જ્ઞાન હોય છે જ. વળી, અપૌરૂષેય જ્ઞાન અને સ્વયંપ્રજ્ઞાથી તે જ્ઞાનને બહાર દર્શાવે છે. માણસ જ્યારે ખૂબ વિચારના વમળમાં ઘેરાયો હોય છે અને કાઇક બાબત ઉપર બુદ્ધિને ખૂબ સરાણ ઉપર ચઢાવે છે, ત્યારે તેની બુદ્ધિ ઉપર પડદા પાછળથી જાણે વિજળીનો ચમકારો થયો ન હોય તેમ જ્ઞાનનો ચમકારો થાય છે! તે વખતે તેને ઉપર જણાવેલી જ્ઞાનશક્તિ યાને સ્વયંપ્રજ્ઞા તથા અપૌરૂષેય જ્ઞાન બનેની કાંઇક ઝાંખી થાય છે. માણસમાં એ પ્રમાણે જ્ઞાનના તેજનો અંબાર કોઇક વારજ આવે છે, કારણ કે માણસમાં સહજ અંતરજ્ઞાનથી પૂર્ણ, અંતર્યામી મન છે, અને તે મન વિજ્ઞાનના સર્વ સંદેશાઓ મનમાં લાવે છે. તથાપિ આપણામાં રહેલી સ્વયંપ્રજ્ઞા અને અપૌરૂષેય જ્ઞાનની શક્તિનું કાર્ય અપૂર્ણ હોય છે અને જ્યારે તે જાગ્રત થાય છે ત્યારે પણ ભાગ્યું તુટ્યું અને અનિયમિત હોય છે સાધારણ રીતે માણસનું હૃદય ઘણુંજ વિષમ સ્થિતિમાં હોય છે અથવા તો બુદ્ધિ ગભરાટવાળી હોય છે ત્યારેજ એવું જ્ઞાન થાય છે. પરંતુ તે પોતે જાગ્રત થાય અને-મનમાં કાર્ય કરે તે પહેલાં લાગણીઓ અને

બુદ્ધિ તેને જકડી લે છે, અને પોતપોતાની જરૂરીઆત પ્રમાણે તેનું સ્વરૂપ પલટી નાંખે છે. વિશેષે કરીને બુદ્ધિ તેને ગમે તેમ કરીને પોતાના ચોકઠામાં બેસાડી દેવાને મથે છે એટલુંજ નહિ પણ કેટલીક વાર તો એ જ્ઞાનનો કેવળ લાગણીઓ સંતોષવા માટે કે ઈંદ્રિયોની વાસનાઓ તૃપ્ત કરવા માટે પણ ઉપયોગ કરવામાં આવે છે.

જો એ દિવ્ય બુદ્ધિ આપણાં બીજાં કરણોથી સ્વતંત્ર રહીને પોતાનું કાર્ય બજાવે તો તે શુદ્ધ સત્યનાંજ સ્વરૂપો માણસને આપે. અવલોકનને બદલે દૃષ્ટિની શક્તિ જાગ્રત થાય; એ દૃષ્ટિ ઈંદ્રિયો અને મનની મદદ વિના પદાર્થ અને તેનું જ્ઞાન મેળવી શકે છે. વળી તે દશામાં કલ્પના શક્તિને બદલે પ્રેરણા જાગ્રત થાય છે. (જેમાં સત્યની જરૂર હમેશાં રહે છે.) તેમજ વિવેક બુદ્ધિને બદલે સ્વાભાવિક સત્યની પ્રાપ્તિ થાય છે, અને વિવેક બુદ્ધિના નિર્ણયને બદલે પ્રજ્ઞાશક્તિનું કાર્ય શરૂ થાય છે. વળી ન્યાય કે નિર્ણયને બદલે વિચારનું દર્શન થાય છે. તેમાં સત્ય તેના જૂદા સ્વરૂપમાં આપોઆપ પ્રકાશે છે. વળી આપણી સ્મૃતિ અથવા સ્મરણ શક્તિ આ જીવનમાં મન ઉપર પડેલા સંસ્કારોના ભંડોળનીજ નહિ બને, પરંતુ સર્વજ્ઞાનસામર્થ્યવાળી સ્મરણ શક્તિ તેનું સ્થાન લેશે અને તેમાંથી ભૂતકાળ અને ભવિષ્યની સ્મૃતિ જાગ્રત થશે. એટલે પછી આપણને બધુંજ જ્ઞાન આપણી પોતાની સ્મૃતિના જેવુંજ લાગશે, એટલે આપણે જે જ્ઞાન મેળવીશું તે જ્ઞાન આપણી ભૂતકાળની સ્મૃતિ જેવુંજ લાગશે. આપણા જીવનનો આદર્શ એ સત્યજ્ઞાનશક્તિ યાને વિજ્ઞાન પ્રાપ્ત કરવાનો છે. પરંતુ અત્યાર સુધી તે શક્તિનો સંપૂર્ણ અને જ્ઞાનપૂર્વક ઉપયોગ કરવાની શક્તિ દેવતાઓના હાથમાં છે–માણસને હજીસુધી તે શક્તિ પ્રાપ્ત થઇ નથી.

એ પ્રમાણે આપણે બુદ્ધિ અને બુદ્ધિથી પર જે જ્ઞાન પ્રાપ્ત કરવાની ઉચ્ચ બુદ્ધિ છે તેનો ભેદ જાણ્યો. એ ઉચ્ચ બુદ્ધિને આપણે " આદર્શ બુદ્ધિ " કહીશું. માણસમાં રહેલી સામાન્ય સમજણ અને મન તથા બુદ્ધિ વચ્ચે જેટલો ફેર છે તેટલોજ ફેર " આદર્શ બુદ્ધિ " અને " બુદ્ધિ " વચ્ચે રહેલો છે. હવે આપણને જણાશે કે બુદ્ધિ પોતાનું કાર્ય બરાબર

કરી શકે તેટલા માટે આપણે કેવા પ્રકારની વિશુદ્ધિની જરૂર છે. અશુદ્ધિ એટલે કાર્યની અવ્યવસ્થા-ધર્મની સંકરતા. જ્યારે જુદાં જુદાં કાર્યો એક બીજાની જોડે ભેળસેળ થઇ જાય ત્યારે અશુદ્ધિ ઉત્પન્ન થાય છે અને પ્રત્યેક વિભાગ જ્યારે તેના પોતાના ધર્મ પ્રમાણે વર્તે છે ત્યારે તે શુદ્ધ કાર્ય કરે છે. તે કાર્યો આપણી પૂર્ણતાને માટે જરૂરનાં છે પરંતુ, જ્યારે તેઓમાં ધર્મસંકરતા થઇ જાય છે, ત્યારે એક કાર્ય બીજાના ધર્મો સ્વીકારે છે અને પોતાના ધર્મનો ત્યાગ કરે છે

(૭) બુદ્ધિની અપવિત્રતાનું પ્રથમ કારણ તો એ છે કે વિચારના કાર્યમાં કામનાઓ પેસારો કરે છે. કામના કે ઇચ્છા એટલે શક્તિનું અશુદ્ધ કાર્ય. જ્યારે શક્તિ ચિત્ત અને પ્રાણ શક્તિમાં ઘેરાઇ જાય છે, ત્યારેજ કામનાઓ ઉત્પન્ન થાય છે. જ્યારે શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિના કાર્યમાં ઇચ્છાઓ અને વાસનાઓ ઉત્પન્ન થાય છે, ત્યારે વિચારનું કાર્ય ઇચ્છાને વશ બને છે, અને તે પોતાને પ્રાપ્ત કરવાના વિષયો મૂકીને બીજા વિષયો તરફ દોરાય છે, અને પરિણામે પોતે ગુંચવાઇ પડી અસત્ય થઇ જાય છે. તેથી બુદ્ધિએ કામના અને લાગણીઓના ઘેરામાંથી નીકળી જવું જોઇએ. અને તે કરવા માટે પ્રાણ અને ચિત્ત બન્નેને પણ વિશુદ્ધ કરવાં જોઇએ. પ્રાણમાં ઉપભોગ શક્તિ હોવી જોઇએ કારણ કે તે પ્રાણનો ધર્મ છે. પરંતુ ભોગની પસંદગી કરવી અથવા તો તેને માટે આતુર થવું એ કાંઇ પ્રાણનું કાર્ય નથી. એ કાર્ય તો બીજાં ઉચ્ચ કરણોનું છે, એટલે પ્રાણમયકોષને જે કાંઇ ભોગ પ્રાપ્ત થાય તેનો આનંદ લેવાનું શિક્ષણ તેને મળવું જોઇએ. અર્થાત્ પ્રભુની શક્તિને વશ વર્તતા જીવનમાં જે કાંઇ ભોગ અને વસ્તુઓ પ્રાપ્ત થાય તેનો આનંદ લેવાની ટેવ પ્રાણને પડવી જોઇએ. વળી પ્રાણમાંથી આતુરતા, અને કામના કિંવા વાસના તો નીકળી જવીજ જોઇએ. તેજ પ્રમાણે ચિત્ત અથવા હૃદયને પણ જીવનની અને ઇન્દ્રિયોની તાબેદારીમાંથી મુક્ત કરવું જોઇએ; અને તેમાંથી ક્રોધ, ભય, દ્વેષ, કામ વિગેરે લાગણીઓ નીકળી જવી જોઇએ. હૃદયનો સ્વાભાવિક-ધર્મ પ્રેમ છે, પરંતુ પ્રેમનો વિષય પસંદ કરવો અથવા તો તેને માટે આતુર થવું એ કાંઇ હૃદયનો ધર્મ નથી. એનો ત્યાગ કરીને હૃદય કિંવા

ચિત્તને તદ્દન શાંત કરવું જોઇએ. હૃદયને ઉંડો અને ગાઢ પ્રેમ રાખતાં શીખવવું જોઇએ, પરંતુ તે ગાઢ પ્રેમ ગહન છતાં શાંત અને સમાન હોવો જોઇએ, અસ્વસ્થ અને અવ્યવસ્થિત નહિ. પ્રાણ અને ચિત્તની શાંતિનો સંયમ જેને યોગની પરિભાષામાં શમ અને દમ કહે છે તે એ બુદ્ધિમાંથી અશુદ્ધિ, અજ્ઞાન અને અધર્મ દૂર કરવાનો પ્રથમ ઉપાય છે. એ શુદ્ધિ એટલે પ્રાણ અને ચિત્તની કેવળ શાંતિ અને સમતા સ્થાપન કરવી તે. આપણને કર્મયોગની શરૂઆતમાં પણ સમતાની જરૂર સ્વીકારવી પડી હતી; તેજ પ્રમાણે આ જ્ઞાનયોગની સાધનામાં પણ સમતાની જરૂર આપણે સ્વીકારવી પડે છે.

વળી, બુદ્ધિની અશુદ્ધિનું બીજું કારણ ઇન્દ્રિયોની મોહજાળ અને ઇન્દ્રિયોથી બંધાયલું મન બુદ્ધિના કાર્યમાં માથું મારે છે તે છે. જે જ્ઞાન ઇન્દ્રિયોના સંસ્કારોને વશ છે તે સત્ય જ્ઞાન હોઇ શકેજ નહિ. ઇન્દ્રિયોના એકેએક સંસ્કાર શરૂઆતના પ્રાથમિક સૂચક માત્ર છે. તેમની સાક્ષીને તો આપણે વારે વારે સુધરવાની હોય છે. ભૌતિકશાસ્ત્રમાં પણ જ્ઞાનની શરૂઆત કરવા માટે ઇન્દ્રિયો આપણને જે જ્ઞાન સામાન્ય બનાવો વિષે આપે છે તેનાથી પર થઇને યાને તે બાહ્ય બનાવોના દેખાવો છોડીને તેમાં વધારે ઉંડા ઉતરવાથીજ આપણને વિશ્વશક્તિનું ભૌતિક જ્ઞાન મળે છે. તેજ પ્રમાણે જ્ઞાનયોગમાં આપણી ઇન્દ્રિયો જે તત્ત્વોને વિષે આપણને ખોટી માહિતી આવે છે તેમની ફેર તપાસણી કરવાથી તત્ત્વ જ્ઞાનની શરૂઆત થાય છે. આધ્યાત્મિક જ્ઞાનની શરૂઆતનું પ્રથમ પગલું એજ છે. મતલબ કે જ્યારથી માણસ પોતાની ઇન્દ્રિયોનાં બંધનો સ્વીકારવાની ના પાડે છે અને દૃશ્ય અને જ્ઞેય વિશ્વને કેવળ પ્રભુનાં સ્વરૂપ તરીકેજ સ્વીકારે છે ત્યારથીજ તેના જ્ઞાનની શરૂઆત થાય છે.

એટલે પ્રાણ અને ચિત્તની પેઠે મનને પણ તદ્દન શાંત કરવાની જરૂર છે. વિચાર અને નિશ્ચયનું કાર્ય અને બુદ્ધિને સોંપી દેવું જોઇએ. હવે જ્યારે બુદ્ધિ આપણા મનના કાર્યથી તદ્દન સ્વતંત્ર થઇને દુર રહે છે ત્યારેજ આપણે મનને બરાબર તેની ક્રિયાત્મક સ્થિતિમાં જોઇ શકીએ

ગીએ ! તે વખતે આપણને મન એક સતત ગોળ ગોળ ફર્યા કરતા વમળ જેવું લાગે છે: તેમાં એનાં એ વિચારો, એના એ જ સંસ્કારો અને કામનાઓ સતત ગોળ ગોળ ફર્યા કરતાં લાગે છે; પરંતુ તેનું કાંઇ પણ પરિણામ આવતું નથી, કેમકે તેમાં વ્યવસ્થા હોતી નથી, તેમ જ્ઞાન પણ હોતું નથી. એ તો નિરર્થક અજ્ઞાન અને નિષ્ફળતાના ચક્કરમાં અટવાયા કરવા જેવું લાગે છે ! સાધારણ માણસો મનની એ ગતિને સ્વીકારી તેમાં કાંઇક વ્યવસ્થા તથા અનુક્રમ લાવવાને મથે છે, પરંતુ તે પ્રમાણે કરવા જતાં તેમની બુદ્ધિ પોતેજ તેમાં ભેરવાઇ જાય છે; અને તેનામાં પણ અવ્યવસ્થા, અશાંતિ, અજંપો અને અભ્યાસ તથા ટેવને વશ વર્તવાની વૃત્તિ, તેમજ અકારણ, અંધ પુનરાવર્તન કરવાની ટેવ વિગેરે દાખલ થવા પામે છે. પરિણામે એવા માણસની બુદ્ધિ પરિમિત, ઉંધે માર્ગે દોરનાર, તથા મુર્ખાઇ ભરેલું અને નિરર્થક સાધન થઇ પડે છે. એટલા માટે મનરૂપી તરલ, અશાંત, અસ્વસ્થ અને ઉગ્ર પ્રવાહને તો તદ્દન શાંત કરી દેવો એજ સારામા સારો ઉપાય છે. હવે તેને શાંત કરી દેવાના બે રસ્તા છે. એક તો અંતરમાંથી તેને તદ્દન જુદું પાડીને શાંત કરી શકાય છે અને બીજો રસ્તો એ છે કે આપણી બુદ્ધિને એવી દૃઢ એકાગ્રતા અને એકાન્ત અવસ્થામાં રાખવી કે જેથી બીજું કોઇ પણ તત્ત્વ તેમાં દાખલ થવા પામેજ નહિ.

બુદ્ધિની અશુદ્ધિનું ત્રીજું કારણ તો બુદ્ધિનામા પોતાનામાજ રહેલું છે. જ્યારે આપણી જ્ઞાન મેળવવાની શક્તિ ખોટે માર્ગે કાર્ય કરે છે, ત્યારે તે અશુદ્ધિ ત્રીજા પ્રકારની ગણાય છે. ખરૂં છે કે બુદ્ધિમાં જ્ઞાન મેળવવાની શક્તિ જોઇએ, પરંતુ તેમાં પણ પવિત્રતાની પસંદગી અને જ્ઞાનને માટે આતુરતા એ બન્ને અપૂર્ણતાનાં કારણ રહેલાં છે. એ પ્રમાણે બુદ્ધિ કેટલાક વિચારો અને અભિપ્રાયોને પક્ષપાતપણે અને આસક્તિથી વળગી રહે છે, અને બીજા વિચારો અને અભિપ્રાયોમા રહેલા સત્યને ઢાંકી દેવાની વૃત્તિ તેનામાં આવી જાય છે. એવા માણસો સત્યના ટુકડાઓને વળગી રહે છે, પરંતુ સત્યની પૂર્ણતાને માટે જરૂરના એવા બીજા અગત્યના ભાગોથી તેઓ દૂર જતા રહે છે. વળી, જ્ઞાનની બાબતમાં

પણ તે કેટલુંક જ્ઞાન પસંદ કરે છે અને બાકીનાનો ત્યાગ કરે છે; તથા ભૂતકાળમાં પોતાના મનમાં ઉત્પન્ન થયેલા વિચારોને પણ તે અંગત આસક્તિથી વળગી રહે છે. આ દોષ દૂર કરવાનો ઉપાય એ છે કે બુદ્ધિને તદ્દન સમત્વવાળી કરી નાખવી, તથા તેમાં પ્રમાણિકપણાનો ગુણ લાવવાને ખૂબ પ્રયત્ન કરવો, તેમજ બુદ્ધિમાં નિઃસ્વાર્થીપણું કેળવવાને પણ પ્રયાસ કરવો. શુદ્ધ બુદ્ધિમાં કામના વિગેરે બાધ નહિ કરે એટલુંજ નહિ પરંતુ, તે બુદ્ધિ અમુક વિચાર કે સત્ય પ્રત્યે પક્ષપાતીપણું પણ નહિ ધરાવે. વળી, બુદ્ધિને પોતાને જે વિચારોની સત્યતા વિષે તદ્દન ખાત્રી હશે તેમનાં પ્રત્યે પણ એવી વિશુદ્ધ બુદ્ધિ આસક્તિ નહિ ધરાવે. તેમના વિષે તે એવો આગ્રહ નહિ ધરાવે કે જેથી સત્યના કાર્યની સમતોલ ધારણમાં ખામી આવે અને પરિણામે પૂર્ણ અને સમગ્ર જ્ઞાનમાંથી કોઇ તત્ત્વ બાકી રહી જાય!

ઉપર કહ્યા પ્રમાણે જે બુદ્ધિ વિશુદ્ધ કરવામાં આવી હોય છે તે તદ્દન સ્થિતિસ્થાપક, પૂર્ણ અને દોષરહિત હોઇ વિચાર કરવાનું તે ઉત્તમ સાધન થઇ રહે છે. વળી, તે અવસ્થા સ્ખલન અને અપૂર્ણતાનાં કાર્યોથી તદ્દન મુક્ત હોવાને લીધે આત્માનાં તથા વિશ્વનાં સંપૂર્ણ સત્યોને ગ્રહણ કરવાને વધારેમાં વધારે લાયક હોય છે. પરંતુ જ્ઞાનની ઉત્તમોત્તમ દશા તો એના કરતાયે કાંઇક વધારે આગળ જવાથી મળે છે. કારણ કે ખરું જ્ઞાન બુદ્ધિથી પર છે, એટલે આપણી બુદ્ધિ સત્યજ્ઞાનની પ્રાપ્તિમાં આપણને નડે નહિ, એટલા માટે બુદ્ધિને કેવળ શાંત કરી નાખવાની શક્તિ મેળવવી જોઇએ. આ અભ્યાસ વિચારકો અને તત્ત્વચિંતકોને ઘણોજ અઘરો પડે છે. એ શાંતિથી બે હેતુઓ સધાય છે. એટલે બે જૂદા જૂદા પ્રકારની શાંતિઓ મેળવવી જરૂરની છે.

આપણે આગળ જોયું છે કે કેવળ બુદ્ધિથી જે વિચાર ઉપજે છે તે જ્ઞાનપ્રાપ્તિને માટે બસ નથી. ઉચ્ચમાં ઉચ્ચ વિચાર શક્તિ Intuition સ્વયંપ્રજ્ઞામાંથી આવે છે, કે જે વિજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી આપણી બુદ્ધિ અને બીજાં કરણોમાં ધર્મસંકરતા રહે છે. ત્યાંસુધી, પ્રજ્ઞા

પોતાના સંદેશાઓ આડકતરી રીતે મોકલે છે, અને અંતઃકરણમાં આવતા પહેલાંજ તેઓ ઘણા મરડાઇ મચડાઇને વિરૂપ બની જાય છે; અને કદાચ જો તે શક્તિ સીધે સીધું કાર્ય કરે છે તો તે વિરલ પ્રસંગેજ અને અપૂર્ણતા ભરેલી રીતેજ. આપણામા " આદર્શ બુદ્ધિ " નું કાર્ય સતત જાગ્રત રહે તેટલા માટે આપણે બુદ્ધિ અને તેની વચ્ચે, મન અને બુદ્ધિની પેઠે ભેદ જાણવો જોઇએ. એ કાર્ય કાંઇ સહેલું નથી. કારણ કે આપણી પ્રજ્ઞા બુદ્ધિ વિગેરે કરણોનાં કાર્યોમાં મિશ્ર થઇને આવે છે એટલુંજ નહિ, પરંતુ પ્રજ્ઞાશક્તિના જેવાં બીજાં ઘણાંએ માનસિક કાર્યો હોય તે બધાં પ્રજ્ઞાનો દેખાવ ધારણ કરે છે. એનો ઉપાય એ છે કે પ્રથમ તો બુદ્ધિને ખરી પ્રજ્ઞાનું કાર્ય ઓળખતાં અને ખોટાથી તેનો વિવેક કરતાં શીખવવું જોઇએ. એ પ્રમાણે વિવેક કરીને બુદ્ધિ જ્યારે અમુક નિશ્ચય ઉપર આવે ત્યારપછી તે નિશ્ચયને બાજુ ઉપર મૂકી દઇને કેવળ શાંત થઇ દિવ્ય જ્ઞાનને માટે બુદ્ધિથી પર જોવાનો અભ્યાસ પાડવો. આ પ્રમાણે અભ્યાસ કરવાથી આપણી માનસિક વિચાર કરવાની ટેવને પ્રજ્ઞાના રૂપમા પરિવર્તન પમાડી શકાય છે, અને એ પરિવર્તન જ્યારે સંપૂર્ણ સિદ્ધ થાય ત્યારે બુદ્ધિનો આદર્શ પ્રાપ્ત થયો ગણાય. બુદ્ધિએ "આદર્શ બુદ્ધિ"નું કાર્ય સતત, શુદ્ધ અને સજ્ઞાન થાય તે જોતા રહેવાનું છે તેમજ બુદ્ધિએ " આદર્શ બુદ્ધિ " ના અધિકારમા શાંતભાવે રહેતાં શીખવું જોઇએ.

આત્માનુ જ્ઞાન થવાને માટે તો બુદ્ધિની સંપૂર્ણ શાંતિની જરૂર છે. અર્થાત્ સર્વ વિચારને દૂર કરી દેવાની અને કોઇ પણ પ્રકારનો વિચાર નહિ કરવાની શક્તિ સાધકે કેળવવી જોઇએ. ગીતાએ પણ એક સ્થળે- " न किंचिदपि चिन्तयेत् । "-" કોઇ પણ પ્રકારનો વિચાર કરવો નહિ ", એવું કહ્યું છે. પશ્ચિમના માણસોને આ વિચાર ઘણોજ ભારે પડવાનો સંભવ છે; કારણ કે તેઓ મનને સર્વોપરી કરણ ગણતા હોઇ વિચાર નહિ કરવાની વૃત્તિને તેઓ વિચાર કરવાની અશક્તિ માની બેસવાનો પણ સંભવ છે. પરંતુ એ મૌનની શક્તિ વસ્તુતઃ એક શક્તિ છે, અશક્તિ નથી. એ શાંતિ ગહન અને અર્થપૂર્ણ હોય છે. શાંત, સ્વસ્થ સરોવરની પેઠે જ્યારે મન કેવળ નિઃસ્પંદ હોય છે ત્યારે તે માણસ મનથી

પર થાય છે, અને ત્યારેજ, તેને આત્માનો સાક્ષાત્કાર થાય છે. આત્મા કે સર્વ ક્રિયા અને આવિર્ભાવનો કર્તા છે, જે સર્વ વિશ્વને ઉત્પન્ન કરનાર, અનંત શાંતિ સ્વરૂપ છે અને જે સર્વ સંબંધો તથા પરિમિત વસ્તુઓ ઉત્પન્ન કરનાર છતાં નિરપેક્ષ છે—તે આપણા વિશુદ્ધ અને શાંત અંતઃકરણમાં પ્રતિબિંબિત થાય છે. કેવળ શાંતિમાંજ મૌનનો ધ્વનિ સંભળાય છે! અર્થાત્ આત્મા શાંતિમાં સાક્ષાત્ થાય છે. એટલા માટેજ આત્માને "શાંતિ" અને "મૌન" કહી વર્ણવવામાં આવે છે.

## અભ્યાસ.



બુદ્ધિ એ આપણું ઉત્તમોત્તમ હથિયાર છે, પરંતુ પ્રથમ તેને બીજાં સૂક્ષ્મ કાર્યોથી વિખૂટું પાડવું જરૂરનું છે. બુદ્ધિ એટલે મન નથી. આપણી ઇન્દ્રિયો—આંખ, નાક, કાન સ્પર્શ વિગેરે જેટલું જેટલું અનુભવે છે તે બધો અનુભવ આપણું મન કરે છે બુદ્ધિ નહિ ! મીઠાઇ જોતા " આ સારી છે" એવો વિચાર એ મનનું કાર્ય છે અમુક પદાર્થ જોતાજ " આ મારે જોઇએ છીએ" એવી વૃત્તિ "મન"માં ઉપજે છે એટલે આ બધું મનનું કાર્ય સાધકે જુદું પાડયાજ કરવું અને પોતે મનથી જુદો છે, એ અભ્યાસ કરવો.

બુદ્ધિ એટલે વ્યવહારમાં આપણને જે વ્યવહાર બુદ્ધિ કામ લાગે છે અને આખો વખત જે વિચારનો પ્રવાહ સતત આપણા અંતરમા ચાલતો હોય છે તે પણ બુદ્ધિ નથી આપણે દુકાનપર બેસીને હિસાબ ગણીને વસ્તુ તોલી આપીએ છીએ તેમાં "બુદ્ધિ," કાર્ય કરતી નથી પરંતુ "વ્યવહાર બુદ્ધિ" કાર્ય કરે છે જ્ઞાતિનાં રીતરિવાજ, રોજની ટેવ પ્રમાણે વર્તન તથા હમેશા "આ રસ્તેથી હવે હુ અહિ જઇશ" અથવા તો " આજે ત્યાં જતા રાત પડશે" વિગેરે વિચારો એ મધ્યમબુદ્ધિ અથવા સમજણના છે શુદ્ધ બુદ્ધિનાં નથી. આ અભ્યાસ પણ સાધકે પુષ્કળ કરવો

સત્યની શોધ કરવી એ બુદ્ધિનું કાર્ય છે સત્ય અને અસત્ય, સારૂં અને નઠારૂં, કલ્યાણકારી અને પાપમૂળક વિગેરેનો ભેદ કરે છે તે શકિત બુદ્ધિ છે "મારે મીઠાઇ ખાવી છે" એ વિચાર મનમાં થતા શુદ્ધ બુદ્ધિ 'મીઠાઇ શું છે ?" એવો પ્રશ્ન કરે છે. "મીઠાઇ હમણા ન ખવાય શરીરની પાચન શકિત ઉપર નજર રાખીનેજ ભોજન કરાય" એવો નિર્ણય આપે છે. પદાર્થને જોતા મન " આ મારે જોઇએ છીએ" એમ કહે છે કે તુર્ત જો તે માણસની બુદ્ધિ જાગ્રત હોય તો "શા માટે જોઇએ છીએ ?' એવો પ્રશ્ન કરે છે અને ખરેખરી જરૂર હોય તોજ તેને સ્વીકારે છે

'પરંતુ સાધારણ માણસમાં બુધ્ધિ ભાગ્યેજ સતત જાગ્રત રહે છે એટલે તેઓ તો મનની માગણી થતાંજ ઇન્દ્રિયોને સંતોષી દે છે. બુધ્ધિના કાર્યની વાટ સુધ્ધાં તેઓ ભાગ્યે જુવે છે.

વળી સાધારણ સમજણ કરતાં પણ બુધ્ધિ જુદી છે તે તો હવે જણાયું હશેજ. રોજને રોજ ઘણાં શારીરિક અને માનસિક કાર્યો ફરી-ફરીને કરવાં પડે છે તેમાંજ એ સમજણ કામ લાગે છે બુધ્ધિનાં કાર્યોમાં તે ઉપયોગી હોતી નથી. એટલે સાધક મન અને સમજણનાં કાર્યથી પ્રેરાઇને વર્તન કરવું નહિ પરંતુ બુધ્ધિને જાગ્રત કરી ત્યાર પછી વર્તન કરવું.

બુધ્ધિ પ્રથમ શુધ્ધ હોતી નથી કારણકે તેનું કાર્ય શરૂ થાય કે એકદમ ઇચ્છા તેનાપર હુમલો કરી પોતાનું ધાર્યું તે-એક કારકુન પોતાના ઉપર આધાર રાખનાર અધિકારી પાસેથી જેમ કામ કઢાવે છે તેમજ-કરાવે છે. બુધ્ધિ એ પોતે કાર્ય કરતાં "આ ઇચ્છા છે" એવું ભાન જાગ્રતજ રાખવું જોઇએ.

વળી બુધ્ધિનું કાર્ય શરૂ થાય છે કે લાગણીઓ અને આવેશોના ઉછાળાઓ પણ શરૂ થાય છે. એકદમ. ક્રોધ, મોહ અથવા તો આસક્તિનું પૂર આવે છે આપણે બુધ્ધિનો ઉપયોગ કરીએ તે પહેલાં તો કાર્ય થઇ જાય છે। તેવે વખતે પાછળથી સંપૂર્ણ આત્મનિરીક્ષણ કરી આપણું પતન કયે કયે પગલે થયું તે જોવું. મનને તથા આવેશોને બરાબર તપાસવા અને બુધ્ધિ અનુમતિ કે નિષેધ કરે છે તે જોવું. ઉચ્ચ શક્તિને જાગ્રત કરી આપણે શું કરવું જોઇએ તેનું જ્ઞાન મેળવવું. નિષ્ફળ જવા પ્રથમ તો એકદમ આત્મ સમર્પણ કરવું પ્રભુને અથવા તો શક્તિને આપણાં મસ્તકના ઉપર તે કર્મ-સર્વજીવન, સર્વ ઇચ્છાઓ અર્પણ કરી દઇ આપણને આવેશ આવતો હોય તે પણ ખરાખરા હૃદયથી તેને અર્પણ કરી તેનું રૂપાંતર કરી નાંખવા કહેવું; અથવા બીજો ઉપાય એ છે કે બુધ્ધિને જાગ્રત રાખી પ્રાણમાં અથવા તો હૃદયમાં આવેશ આવે એટલે મનને

તદ્દન શાંત, પ્રાણને તદ્દન નિસ્પંદ કરી દેવો. આપણને જે આવેશ થયો હોય તે આવેશથી છૂટા પડવું અને કહેવું "ધારો કે એ પ્રમાણે થાય તોપણ શું?" આપણે મીઠાઇ જોઇને અતિશય લલચાયા તો પછી મનમાં પૂછવું "ધારો કે મીઠાઇ ખાધા' પણ તેથી શું? એમાં આટલા બધા રાજી થવાનું શું છે?" એ પ્રકારે પ્રાણમાં અને આવેશોમાં—હૃદયમાં—શાંતિ સ્થાપન કરવાથી બુધ્ધિને ઘણી સહાય મળે છે.

ઇન્દ્રિયોના જે સંસ્કારો મન સ્વીકારે છે તે બધા ખરા નથી એ વિચારને દૃઢ કરવો. આપણી ઇન્દ્રિયો આપણને વિશ્વ જેવું બતાવે છે તેવું તે ખરેખર નથી. માટે મન જે ગરબડ કરતું હોય તેને તો ટપલો મારીને બેસાડીજ દો. એની માગણી તરફ, એની આજીજી, એનાં તોફાન અને એનો આનંદ વિગેરે તરફ ધ્યાનજ ન આપો. જ્યારે "મન" કહે "આ જોઇએ છીએ, આ સારૂં છે" વિગેરે ત્યારે આપણે કહેવું, "ચૂપ!"

આપણી બુધ્ધિમાં પણ પક્ષપાતીપણું આવી જાય છે. અમુક વિચારો આપણને ખરા લાગે છે. આપણે હમેશાં યાદ રાખવું કે આપણી બુધ્ધિ પણ પરિમિત છે અને પ્રભુ અનંત છે. એ આપણા વિચારો પણ કોઇ સત્ય ઉપરજ રચાયલા છે એ પ્રમાણે બુધ્ધિમાં સમતા સ્થાપન કરી આપણા વિચારો પ્રત્યેનો પક્ષપાત છોડવાનો અભ્યાસ કરવો.

છેવટનો અભ્યાસ ઘણો અઘરો છે. વિશ્વ જગતમા ઘણાં ઓછા સાધકો તેને સહેલાઇથી સિધ્ધ કરી શકે છે. બુધ્ધિ પણ તદ્દન શાંત કરી નાંખો! ભાઇઓ! કહેવું તદ્દન સહેલ છે પણ બુધ્ધિ તો શું પણ મનને શાંત અને નિસ્પંદ કરતાં કેટલી વીસે સો થાય છે તે અનુભવથી જણાશે. તો પછી બુધ્ધિ જેવી શકિતને શાંત કરવા માટે કેવો પ્રયત્ન કરવો પડે? 'હું વિચાર કરતો નથી, હું બુધ્ધિને શાંત કરૂં છું!' એજ વિચાર જવો મુશ્કેલ પડે છે. જ્યારે એ સૂક્ષ્મ કરણોનાં સ્થાન જાણવામાં આવે અને શકિતનો ઉપયોગ કરીને સાધક તે સ્થાનોને પણ છોડે તો વિશુધ્ધ થયલી બુધ્ધિ કદાચ શાંત થાય. મનનું સ્થાન હૃદય ઉપર છે.

સમજણનુ સ્થાન આપણી ગરદનના આંકડા ઉપર છે બુધ્ધિનુ મગજની મધ્યમાંવસ્થ છે શકિતનુ સ્થાન આપણા માથાની ઉપર છે એ શકિત રૂપ થવાથીજ જલદી શાંતિ સ્થાપન થાય છે 'દૃષ્ટિ" એટલે શુ ? એ કાંઇ કહેવાનો વિષય નથી જેને 'દૃષ્ટિ' મળે છે તેને બીજા પુરાવાની જરૂર રહેતી નથી તેને 'અમુક કાર્ય કરો' એટલો હુકમ મળતા તે કરવાજ માડે છે. અને એમા રહેલુ સત્ય ફળે છે પરતુ ફલ કે ફળનો અભાવ એ કાંઇ સાધકનુ કાર્ય નથી એ તો 'દૃષ્ટિ" પ્રમાણે વર્તે છે કોઇકવાર એ શકિતની ઝાંખી થાય છે બુધ્ધિ વિશુધ્ધ થાય ત્યાર પછી તે "દૃષ્ટિ' સતત જાગ્રત થાય છે એમ યોગના પુસ્તકમા શ્રી અરવિંદ ઘોષ કહે છે



## પ્રકરણ ૪ થું. પૃથક્કરણ.



એક બાજુ શુદ્ધિ અને બીજી બાજુ એકાગ્રતા જોઇએ. યોગમાં એ બન્ને જરૂરી છે. વિશુદ્ધિ નિષ્ક્રિયતાનું સત્વ છે, એકાગ્રતા ધ્યાન જે જમા પાસું છે.

પ્રાચીન સમયમા એકાગ્રતા એટલે વિચારશક્તિને એકના ઉપર લગાડવી તે. એકાગ્રતાથી ગમે તે વસ્તુનું જ્ઞાન મેળવી શકાય છે. તે પદાર્થ ઉપર મનને એકાગ્રતા કરતાં તેનું રહસ્ય તુર્ત જણાઇ આવે છે. વળી તેનાથી ગમે તે વસ્તુને પ્રાપ્ત કરવી હોય તો તે પણ મળે છે. પરંતુ આપણે બ્રહ્મ સિવાય બીજા પદાર્થની પ્રાપ્તિ ઉપર એકાગ્રતા કરવાની નથી. વળી એકાગ્રતાથી આપણે પોતે પણ ધારીએ તે સ્વરૂપ થઇ જઇ શકીએ.

રાજયોગમા યમ-નિયમ વિગેરે પાળવાની આજ્ઞા છે. તેનો હેતુ વિશુદ્ધિ પ્રાપ્ત કરાવવાનોજ છે તેમા એકાગ્રતા—ધ્યાન ધારણા અને સમાધિ-( સવિ-કલ્પ અને નિર્વિકલ્પ ) એ પ્રમાણે નીસરણી બનાવવામા આવે છે. એ ધ્યાનને ટેકારૂપે "ૐ"નો જપ પણ કરવામા આવે છે. એ અક્ષર બ્રહ્મનો સૂચક છે અને જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થા એના ત્રણ અક્ષરો સૂચવે છે

હવે પૂર્ણયોગમા ધ્યાન પણ સમગ્રતાવાળુ અર્થાત્ એકદેશીયતા વિનાનુ હોવું જોઇએ આપણે આપણા પોતાના અંતરમા તેમજ જગતમા આત્માનો સાક્ષાત્કાર કરવા માગીએ છીએ—અર્થાત્ શુદ્ધ પરાત્પર પરબ્રહ્મ અને વિશ્વમા તેનો આવિર્ભાવ, એ બન્નેને આપણે જાણવા માગીએ છીએ.

એકાગ્રતા-ધ્યાન એટલે શું ? પ્રભુના દિવ્ય તપનું જ તે સ્વરૂપ છે—પડછાયો છે. પ્રભુનું તપસ્ એટલે શું ? અનંત સત્ (આનંદના અનુભવ માટે-લીલા કરવા માટે) ચેતન્યમાં-ચૈતન્યરૂપે પોતાનાજ ઉપર સ્થિત થાય તેને દિવ્ય તપસ્ કહી શકાય. અને જ્ઞાન શક્તિ સ્વરૂપ પોતાના ચૈતન્યના ઉપર-આવિર્ભાવના ઉપર એકાગ્ર થાય તેને તપસ્ કહી શકાય. વિચારના ઉપર મનને એકાગ્ર કરવાથી સાક્ષાત્કારની વચમાં જે આડ ખીલી હોય છે તે નીકળી જાય છે અને વિચારને અનુરૂપ ચૈતન્યની દશા અનુભવાય છે.

ઉપરનો હેતુ સિદ્ધ કરવા માટે સમાધિદશા ઉપર કેટલાક પ્રાચીન યોગમાર્ગોમાં ઘણીવાર ભાર દેવામાં આવે છે. સમાધિ એટલે જાગ્રત, સ્વપ્ન કે સુષુપ્તિ, કોઇપણ અવસ્થામાં આપણું ચૈતન્ય એક, અનંત, સ્વરૂપ સાથે સતત અદ્વૈત અનુભવે તેવી દશા. પૂર્ણયોગમાં તે એક સર્વમાં વ્યાપી રહ્યો છે તેનાજ ઉપર અસ્તિત્વને અને ચૈતન્યને એકાગ્ર કરવાની જરૂર છે. એટલે પછી વિચાર કે મંત્ર કે જપના ઉપર એકાગ્રતા કરવાની જરૂર નહિ રહે.

૧ ધ્યાન કરવા માટે પ્રથમ તો, મનને એકજ વિષયના ઉપર એકાગ્ર થવાની ટેવ પાડવી. એકાગ્રતા કરવી એટલે બુદ્ધિ પ્રધાન વિચારો કરવા એવું સમજવું નહિ. વળી વિવેકશક્તિનો ઉપયોગ પણ એકાગ્રતા-ધ્યાન-નથી. શક્તિનો ઉપયોગ કરીને વિચારમાં તલ્લીન થવું એનું નામ ધ્યાન કહેવાય. ધ્યાનમાં જે સાક્ષાત્કાર થાય તેને ધારણ કરીને વારંવાર સિદ્ધ કરવો જેથી જ્યારે જરૂર પડે ત્યારે તેને જાગ્રત કરી શકાય. એને એકાગ્રતાવાળું ધ્યાન કરી શકાય.

૨ બીજી રીત એ છે કે વિચારનું જે તત્વ હોય તેનાજ ઉપર મનને એકાગ્ર કરવું. અર્થાત્ આનંદપૂર્ણ લય અનુભવવો. આંતર સમાધિ થવાને લીધે બીજી સર્વ વસ્તુઓનો અભાવ થઇ ધ્યાનના વિષયમાં મન લય પામે તે બીજી સ્થિતિ છે.

ધીમેધીમે તે આંતર દશાથી બાહ્ય જગતને જોવું પણ જરૂરનું છે.

૫ ત્રીજી પદ્ધતિ એવી છે કે મનને તદ્દન નિસ્પંદ બનાવી દેવું. તેમાં પણ પ્રથમ તો વિચારના પ્રવાહથી અલગ રહીને તેને જોયાજ કરવો. પછીથી વિચાર આવે તેને અનુમતિ આપ્યા વિના આપણે કેવળ શાંતિ ભગવવા માટેજ અનુમતિ આપવી.

ધીમેધીમે શાંતિનું સામ્રાજ્ય સ્થપાય છે અને સર્વવ્યાપી બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.



---

આ પ્રકરણનો અભ્યાસ પૂર્વપ્રકરણમાંજ આવી જાય છે માટે સાધકે કયો કયો અભ્યાસ કરવો જોઇએ તે માટે ફરીને પૂર્વપ્રકરણ વાંચી જવાની ભલામણ છે.

# પ્રકરણ ૪ થું.

## એકાગ્રતા.

વિશુદ્ધિને સહાય કરવા માટે એકાગ્રતાની જરૂર છે. સ્ત્રી અને પુરૂષ; નિષ્ક્રિય અને ક્રિયાવાન; જેમ એકજ અસ્તિત્વની જુદી જુદી બાજુઓ છે તેજ પ્રમાણે વિશુદ્ધિ અને એકાગ્રતા પણ એકજ અસ્તિત્વની બે જુદી જુદી બાજુઓ છે. જ્યારે વિશુદ્ધિ હોય ત્યારે જ એકાગ્રતા સંપૂર્ણ અસરકારક અને સર્વ શક્તિમાન થાય એકાગ્રતા આવ્યા પછીજ વિશુદ્ધ કાર્ય કરે છે, અને એકાગ્રતા વિનાની એકલી પવિત્રતાનું પરિણામ નિષ્ક્રિય શાંતિ અથવા સનાતન અકર્મ સ્થિતિ યાને સ્થિરતાજ હોય છે. વળી આગળ આપણે જોઇ ગયા તેમ પવિત્રતા અને એકાગ્રતાના વિરોધોને પણ ઘણો સારો સંબંધ છે. અશુદ્ધિ એટલે ધર્મસંકરતા—આપણા અંતઃકરણનાં જુદાં જુદાં કરણોનું અનિયમિત, અવ્યવસ્થિત અને મિશ્ર કાર્ય. એ અશુધ્ધિનું કારણ એકાગ્રતાનો અભાવ છે. શરીરધારી યાને દેહી પોતાના દેહની શકિતના જ્ઞાન ઉપર વૃત્તિ એકાગ્ર કરતો નથી, તેથી કરી અશુદ્ધિ જન્મે છે.

**આપણા કરણોની સ્થિતિ.** આપણી પ્રકૃતિની ખામી એ છે કે બાહ્ય સ્પર્શો તેના ઉપર એક પછી એક ઝપાટાબંધ સંસ્કારો નાંખે જાય છે, અને પ્રકૃતિ જડ હોય તેમ તે બાહ્ય સ્પર્શોને વશ થાય છે. તેમ થયા પછી ગમે તેવી અસ્પષ્ટ અને અપૂર્ણ એકાગ્રતા સ્થાપન કરવાને પ્રકૃતિ પ્રયત્ન કરે છે; પરંતુ તે પ્રયત્ન અનિયમિત અને અવ્યવસ્થિત હોય છે. એ બધા સંસ્કારોમાંથી મનની પસંદગીને અનુસરીને ગમે તે પદાર્થ અથવા તો તેના સંસ્કારને એકાગ્રતા પસંદ કરે છે. બુદ્ધિ, વિવેક અગર તો માણસમાં રહેલા ઉચ્ચ આત્માને જે પસંદ પડે છે તે એકાએક સ્વીકારવામાં આવતું નથી, પરંતુ અનિશ્ચિત, લુબ્ધ,

તરલ, અનિશ્ચિત અને જલ્દી પરિશ્રાંત થનારૂં એવું જે આપણું મન, તેની સિફારસ પ્રમાણે પદાર્થો સ્વીકારવામાં આવે છે: અર્થાત્ આપણી આધ્યાત્મિક પ્રગતિમાં એ મન આપણો કટ્ટો દુશ્મન છે. આવી સ્થિતિમાં વિશુદ્ધિ યાને આપણા અંતઃકરણની સ્વચ્છ, શુદ્ધ, અને તેજસ્વી સ્થિતિ તથા દરેકે દરેક કરણ પોતાનો ધર્મ બરોબર બજાવે એવી નિયમીત સ્થિતિ, પ્રાપ્ત થવી અશક્ય છે. જુદાં જુદાં કરણો પરિસ્થિતિ અને બાહ્ય સ્પર્શોને વશ હોવાથી એક બીજા જોડે ભેળસેળ થઈ જાય છે, અને તે સંજોગો કરણોને પોતાનું નિયત કાર્ય કરતાં અટકાવે છે, જુદી જુદી દિશામાં વાળે છે, તથા ઉંધી દિશામાં કાર્ય કરાવે છે. જે પ્રમાણે એકાગ્રતા વિના વિશુદ્ધિ પ્રાપ્ત નથી કરી શકાતી, તેજ પ્રમાણે વિશુદ્ધિ વગર સંપૂર્ણ અને સહજ એકાગ્રતા પણ નથી મેળવી શકાતી. આખા અસ્તિત્વને સત્યજ્ઞાન, સત્યશક્તિ અને સત્યભાવ ઉપર એકાગ્ર કરવા માટે વિશુદ્ધિની જરૂર છે. તેના વિના આધ્યાત્મિક ભૂમિકામાં નિશ્ચિંતપણે રહેવું અશક્ય છે. તેટલા માટે વિશુદ્ધિ અને એકાગ્રતા બન્નેએ સાથે સાથે પ્રગતિ કરવી જોઇએ. તેમાંથી એકની હાજરીથી બીજાની પ્રાપ્તિ સરળ થાય છે. એ પ્રમાણે પ્રગતિ કરતાં આપણે એવી સ્થિતિએ જઈ પહોંચીશું કે જ્યારે સનાતન, સર્વ શક્તિમાન, સર્વજ્ઞ પ્રભુની અપૂર્ણ મૂર્તિ વ્યક્તિમાં પ્રગટ થશે.

છતાં આપણા દેશમાં જે પ્રકારનો જ્ઞાનયોગ પ્રચલિત છે તેમાં એકાગ્રતાને વિશિષ્ટ અને સંકુચિત અર્થમાંજ વાપરવામાં આવે છે. એની વ્યાખ્યા પ્રમાણે એકાગ્રતા એટલે મનની વિધવિધ વિષયગામી ક્રિયાઓમાંથી વિચાર શક્તિને સંપૂર્ણપણે પાછી ખેંચી લઇને, એક, સનાતન બ્રહ્મનાજ વિચાર ઉપર તેને એકાગ્ર કરવી તે. ( જેથી આત્મા મિથ્યા વ્યવહારમાંથી છુટી બ્રહ્મને પ્રાપ્ત કરે. ) આપણે વિચારદ્વારા અસત્ય અને મિથ્યા વ્યવહારમાં આપણી જાતને વિભકત કરી શક્તિઓનો મિથ્યા વ્યય કરી નાંખીએ છીએ. તેને બદલે વિચારને પાછા અંતરમાં એકાગ્ર કરવાથી આપણે પરમાર્થને સાધી શકીશું યાને બ્રહ્મને પ્રાપ્ત કરી શકીશું.

**એકાગ્રતાની ત્રણ શક્તિઓ.**

એકાગ્રતામાં ત્રણ શક્તિઓ રહેલી છે, તેમનાથી કાર્ય સરલ થાય છે. (૧) એકાગ્રતાને લીધે આપણે

કોઇ પણ વસ્તુને જાણી શકીએ છીએ. અર્થાત્ દરેક વસ્તુ એકાગ્રતાને તેનામાં રહેલું રહસ્ય તુર્ત બહાર કાઢી આપે છે. એ તેની પ્રથમ શકિત છે. આપણે એ શકિત જુદી જુદી સ્થૂલ વસ્તુઓનું જ્ઞાન મેળવવાને વાપરવી જોઇએ નહિ પરંતુ એકજ સત્ય વસ્તુનું યાને પ્રભુનું જ્ઞાન મેળવવાનેજ તેનો ઉપયોગ કરવો જોઇએ. એકાગ્રતાને લીધે સમગ્ર શક્તિને કોઇ વસ્તુની પ્રાપ્તિને માટે એકત્ર કરી શકાય છે. ( ૨ ) શક્તિની એવી એકાગ્રતા જો બરાબર કેળવવામાં આવે, તેનામાં પૂર્ણ તલ્લીનતા પ્રગટે, તેનામાં આત્મશ્રદ્ધા જોઇએ તેટલી આવે, તેમજ તે અડગ અને અસાધારણ શ્રદ્ધાયુકત બને તો તે શકિતની એકાગ્રતાને આપણે કોઇ પણ વસ્તુની પ્રાપ્તિને માટે વાપરી શકીએ. છતાં આપણે એ શકિત દુનિયાના જુદા જુદા પદાર્થોમાંથી એકેને પણ પ્રાપ્ત કરવાને માટે વાપરવી જોઇએ નહિ. આપણે તો જ્ઞાનનો વિષય જે પરમાત્મા તેને પ્રાપ્ત કરવા સારૂ આધ્યાત્મિક શકિત મેળવવામાં તે એકાગ્રતાનો ઉપયોગ કરવો જોઇએ. ( ૩ ) આપણા અસ્તિત્વને ગમે તે એકજ સ્થિતિ ઉપર એકાગ્ર કરવાથી આપણને તે સ્થિતિ પ્રાપ્ત થાય છે. આપણે જેવા થવા ધારીએ તેવાજ થઇ શકીએ. પ્રથમ આપણે ભય અને નિર્બળતાના નમૂના રૂપ ગણાતા હોઇએ, તેમાથી એકાગ્રતાને યોગે આપણે બળ અને હિંમતના નમૂના થઇ શકીએ. તેમજ આપણે વિશુદ્ધિ, પવિત્રતા અને શાંતિરૂપ થઇ શકીએ તથા વિશ્વબંધુત્વ પામી વિરાટ્ પ્રેમને પણ અનુભવી શકીએ. પરંતુ એ બધી સ્થિતિ આપણી વર્તમાન સ્થિતિ કરતાં બેશક ઉત્તમ છે, તો પણ એ શક્તિઓ પ્રાપ્ત કરવામાંજ આપણે એકાગ્રતાનો વ્યય કરવો જોઇએ નહિ. આપણે તો એ સાધનથી સર્વ વસ્તુઓથી પર, સર્વ કર્મ અને વિશેષણોથી પણ પર, એવા શુદ્ધ, સ્વતંત્ર બ્રહ્મને પ્રાપ્ત કરવાનો છે. એકાગ્રતાના બાકીના બધા પ્રકારો આપણા વિકાસને માટે શરૂઆતમાં અલબત્ત, આવશ્યક છે. તેમનાથી વ્યભિચારી, આત્મઘાતી, તથા આત્મવિચ્છેદક વિચારો તેમજ શક્તિઓને એકત્ર કરીને તેમના અંતિમ લક્ષ્ય પ્રત્યે દોરવાનું કાર્ય થઇ શકે છે.

એ પ્રમાણે એકાગ્રતાનો ઉપયોગ કરવા માટે બીજી વસ્તુઓની પેઠે

પ્રથમ તો શુદ્ધિ અને પવિત્રતા મેળવવી જોઇએ. એકાગ્રતાને અંતે સમાધિ સ્થિતિમાં પરબ્રહ્મની પ્રાપ્તિ કરવી અને જીવનનો સન્યાસ કરી માણસે તેમાંજ પોતાના અસ્તિત્વને સ્થિર કરવું એવો આદર્શ પણ કેટલાક સ્વીકારે છે. તે સમાધિની સ્થિતિમાંથી હજારોમાંથી એકાદ સાધક ભાગ્યેજ પાર્થિવ જીવનમાં પાછો ફરે છે, કારણ કે એમાં આત્માની પરબ્રહ્મ જોડે તલ્લીનતા થઇ જાય છે. **यतो नैव निवर्तन्ते तद्धाम परमं मम।** "જ્યાંથી આત્મા પાછો ફરતો નથી તેજ મારું મોટું ધામ છે." જે યોગીઓ સંસારમાંથી છૂટવા ભાગે છે, તેઓ શરીરનો ત્યાગ કરતી વખતે એવીજ સમાધિ લે છે. સમાધિની સરણી યાને પદ્ધતિસર પ્રાપ્તિ આપણને રાજ યોગમાં જણાય છે. પ્રથમ તો રાજ યોગનો અભ્યાસ કરનારને નૈતિક અને આધ્યાત્મિક પવિત્રતા મેળવવી પડે છે. તેણે પોતાના મનની અધોગામી વૃત્તિઓનો ત્યાગ કરવો જોઇએ. પછી તેણે સર્વ ક્રિયાઓનું શમન કરવાનો અભ્યાસ પાડવો જોઇએ. ક્રિયામાંથી નિષ્ક્રયતામાં જવાય એવા વિચાર ઉપર તેણે મનને સ્થિર કરવું જોઇએ. રાજ યોગમાં જે એકાગ્રતા કહેવામાં આવી છે તેનાં જુદાં જુદાં પગથીઆંઓ છે. પ્રથમ તો **ધ્યાન,** એટલે કે મન પોતાના વિષયને પકડે તે; પછી **ધારણા,** એટલે ધ્યાનનો વિષય સ્થિર કરવામાં આવે તે; અને છેવટ **સમાધિ,** એટલે કે મન ધ્યાનના વિષયમાં લય પામી જાય તે. રાજયોગમાં એ છેલ્લી સ્થિતિનેજ સમાધિ કહેવામાં આવે છે. જો કે " સમાધિ " શબ્દનો અર્થ ઘણોજ વિશાળ અને વ્યાપક કરી શકાય છે. ગીતામાં "સમાધિ" શબ્દ એવા વ્યાપક અર્થમાંજ વપરાયો છે. રાજયોગની સમાધિમાં પણ જુદી ભૂમિકાઓ છે. પ્રથમ ' સવિકલ્પ સમાધિ ' જેમાં મન બાહ્ય પદાર્થનું ભાન ભૂલી જાય છે, પરંતુ સૂક્ષ્મ જગતમાં યાને વિચાર સૃષ્ટિમાં વિચારનું બીજ રાખી મૂકે છે. બીજી ' નિર્વિકલ્પ સમાધિ ' જેમા ચિત્તની એકાગ્રતા લાવવા માટે જુદા જુદા સ્વરૂપો, મંત્રો, નામોચ્ચાર, જપ, વિગેરેનો આશ્રય લેવામાં આવે છે. એ પ્રત્યેકનો જરૂર પડે તો શરૂઆતમાં ઉપયોગ ભલે કરો, પણ બનતી ત્વરાએ તેનાથી પર થઇ જવાની કોશીશ જરૂર કરવી. તેનેજ પકડીને

સમાધિ, ધ્યાન અને ૐકાર જપ.

બેસી રહેવાથી 'અંતિમ લક્ષ્યે પહોંચાતું' નથી. ઉપનિષદ્‌ના મત પ્રમાણે ધ્યાનને માટે સૌથી ઉત્તમ સહાય ૐકારનો જપ છે. अ, उ, અને म् એ ત્રણે ભાગો મળીને ૐ થયો છે. એ ત્રણ અક્ષરો આત્માની જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાના સૂચક છે. એ ત્રણેનો નાદ, સર્વાતીત, પરાત્પર, પરબ્રહ્મના અર્થે મનને દોરે છે.

. . .

પરંતુ પૂર્ણયોગમાં તો યોગનો હેતુ વધારે અટપટો છતાં ઓછો સંકુચિત છે. આત્માની ઉત્તમોત્તમ દશાને વિષે આપણે જેમ વધારે વિશાળ અને વ્યાપક વિચાર ધરાવીએ છીએ તેમ પ્રભુના આવિર્ભાવ વિષેના આપણા વિચારો સંકુચિત પણ ઓછાજ છે.

પૂર્ણયોગનો સાક્ષાત્કાર.

આપણે પરાત્પર પરબ્રહ્મને જરૂર પ્રાપ્ત કરવો જોઇએ. પરંતુ તે જેનાથી પર થાય છે તેને ટાળી દઇને આપણે તેને પ્રાપ્ત કરવાનો નથી. આપણા આત્માના એક શાશ્વત અનુભવ યાને સાક્ષાત્કાર રૂપે તેને સ્થિર કરીને આપણી જાગ્રત અવસ્થાને સુદ્ધાં પરમ સત્યની પ્રતિમા બનાવી દેવી, એ પરબ્રહ્મની પ્રાપ્તિનું પરમ ફલ છે. પૂર્ણયોગમાં આપણે વિરાટ્ ભાવને આપણા અસ્તિત્વમાંથી બાતલ કરવા માગતા નથી, પરંતુ વિશ્વમય, તેમજ વિશ્વથી પર, એવા પ્રભુને, શાશ્વત સત્યને યાને પરબ્રહ્મ પરમાત્માને–પ્રાપ્ત કરવા ઇચ્છીએ છીએ એટલે આપણે અનંત, અનિર્વચનીય અને સર્વાતીત બ્રહ્મને પ્રાપ્ત કરવા ઉપરાંત વિરાટ્ ચૈતન્ય રૂપે તેનો વિશ્વમાં આવિર્ભાવ પણ નિહાળીશું. અર્થાત્ સત્, ચિત્, આનંદ સ્વરૂપે વિશ્વમાં લીલા કરતા પ્રભુને મેળવીશું એ અનંત અસ્તિત્વરૂપ સત્, અનંત ચૈતન્યરૂપ ચિત્ અને લીલારૂપ આનંદ એ પ્રભુના અપૂર્વ આવિર્ભાવ છે. આપણે તેનું જ્ઞાન પ્રાપ્ત કરીને તેની લીલામાં જાતે ભાગ લઇશું એટલુંજ નહિ, પરંતુ એ સચ્ચિદાનંદ વિશ્વમાં પણ વિલસી રહ્યો હોવાથી વિશ્વલીલામા પણ આનંદપૂર્વક ભાગ લઇશું. એ પ્રમાણે તેની જોડે અદ્વૈત થયા પછી અદ્વૈતતાનો સંપૂર્ણ લાગ કરીને આપણા આત્મામાં તેનો સાક્ષાત્કાર કરીશું, અને આપણી પ્રકૃતિમા તેનો આવિર્ભાવ કરવાને પણ સમર્થ થઇશું. ઘણા સાધકો આ ભૂમિકાને કેવળ મધ્યસ્થિતિ ગણે છે અને પરાત્પર પરબ્રહ્મની પ્રાપ્તિ-

નેજ તેઓ અંતિમ લક્ષ્ય ગણે છે. પરંતુ પૂર્ણયોગમાં તે પ્રમાણે નથી. પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર કરીને પ્રકૃતિમાં તેનો આવિર્ભાવ કરવો યાને દિવ્ય જીવન પ્રગટાવવું એ પણ તેનો હેતુ છે.

પૂર્ણયોગમાં ધ્યાન અને સમાધિ.

પૂર્ણયોગનો હેતુ સિદ્ધ કરવા માટે "એકાગ્રતા" અને "સમાધિ" બન્ને શબ્દોનો અર્થ આપણે વધારે ગંભીર, અને વધારે વિશાળ લેવો જોઇએ. આપણે જે "એકાગ્રતા" મેળવવા પ્રયત્ન કરીએ છીએ, તે પ્રભુના **તપસ્**–એકાગ્રતાનીજ પ્રતિમા છે. એ **તપસ્**ને લીધે આત્મા પોતાના અસ્તિત્વમાં એકાગ્ર રહે છે; એ **તપસ્**ને લીધેજ આત્મા પોતાના આવિર્ભાવને ટકાવી રાખે છે, અને તેને લીધેજ તે પોતાના સર્વ આવિર્ભાવોને પોતાનામાં

*દિવ્ય તપસ્ એટલે શું !*

પાછા ખેંચી લઇ શકે છે. અસ્તિત્વ યાને સત્ પોતાનાજ ઉપર પોતાનું ચિત્ યાને ચૈતન્ય, આનંદ પ્રાપ્તિને માટે એકાગ્ર કરે છે–તેનેજ દિવ્ય **તપસ્** કહેવામાં આવે છે. તેમજ જ્ઞાન તથા શક્તિરૂપ પ્રભુ ચૈતન્યની શક્તિ દ્વારા પોતાની ઉપર અને પોતાના આવિર્ભાવ ઉપર સ્થિર થાય તેને દિવ્ય એકાગ્રતા કહે છે. તેને વળી યોગના સ્વામીનો યોગ પણ કહેવામાં આવે છે. પ્રભુ દ્વૈત રૂપે જગતમાં આવિર્ભાવ પામ્યો છે, તે દ્વૈતમાં આપણે હમણાં જીવન ધારણ કરીએ છીએ અને તેમાંથી એકાગ્રતા વડે આત્મા કોઇ પણ ભાવ અથવા આધ્યાત્મિક ઉન્નતિમાં પોતાની જાતને લઇ જઇ શકે છે. એકાગ્રતાને જ્યારે પ્રભુ પ્રાપ્તિને માટે વાપરવામાં આવે ત્યારે દિવ્ય જ્ઞાન પ્રગટે છે, એવો જ્ઞાનયોગનો સિદ્ધાંત છે.

વિચારમાં એકાગ્રતા અને સમાધિ.

વિચારને સ્થિર કરવાથી એકાગ્રતાની વૃદ્ધિ થાય છે. તેને માટે એકજ વિચાર, એકજ રૂપ, એકજ નામ વિગેરે ચાવી તરીકે વાપરવામાં આવે છે, અને તેમનો ઉપયોગ કરવાથી વિચાર, સ્વરૂપ અથવા નામની પાછળ જે કાંઇ સત્ય રહેલું હોય છે તે પ્રાપ્ત થાય છે. વિચારદ્વારા માણસ વ્યક્ત જગતથી પર થઇ શકે છે, તેમજ

વિચારને લઇને વિચાર જેનું એક હથિયાર માત્ર છે તેને માણસ પ્રાપ્ત કરી શકે છે. વળી વિચાર યાને અંતિમ આદર્શ ઉપર મનને એકાગ્ર કરવાથી આપણા મનનાં બંધનો તૂટી જાય છે, અને ચૈતન્યની દશા-જે આનંદ છે તેને, અથવા શક્તિ જે વિચાર દર્શાવે છે તેને-આપણો આત્મા પ્રાપ્ત કરે છે. વિચાર યાને ભાવદ્વારા એકાગ્રતા પ્રાપ્ત કરવી એ તો આપણા અસ્તિત્વની ઉચ્ચ ભૂમિકાનો દરવાજો ઉઘાડી નાખવાની ચાવી છે. અસ્તિત્વ અને મનથી પર જે અદ્વૈત, અનંત, ચૈતન્ય અને વિજ્ઞાન આવી રહેલું છે તેમાં એકત્ર કરવું એ એકાગ્રતાનું લક્ષ્ય છે. સમાધિનો પણ આપણે એજ અર્થ કરીશું. [ સમાધિ એટલે બાહ્ય પદાર્થના જ્ઞાનનો અભાવ નહિ અથવા આંતર સૂક્ષ્મ સૃષ્ટિમાંથી મનને ખેંચી લઇ વિચારનો અસંતાભાવ કરવો એનો અર્થ પણ સમાધિ નથી. ] મનને બીજી અવસ્થાથી પર અથવા સ્થૂલ અને સૂક્ષ્મ બન્નેનો સમાવેશ કરનાર કોઇ અંતિમ આધ્યાત્મિક સ્થિતિમાં ખેંચી લેવું, એવો સમાધિનો અર્થ થતો નથી. કેટલાક એમ માને છે કે સર્વ બાહ્ય પદાર્થોની સંજ્ઞાનો લોપ થાય એટલે સમાધ થઇ કહેવાય. કેટલાક વળી એમ માને છે કે સર્વ સૂક્ષ્મ ક્રિયાઓ-વિચાર માત્રનો, લય થાય એટલે સમાધિ થઇ ગણાય. પરંતુ સમાધિની એ વ્યાખ્યા પૂર્ણયોગમાં સ્વીકારવામાં આવી નથી. **વસ્તુતઃ સમાધ એટલે એક, અનંતમાં સ્થિર થયલું તેમજ તેની જોડે એકતા પામેલું અસ્તિત્વ. એ સ્થિતિ આપણા આત્માની જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, ત્રણે અવસ્થામાં ટકી રહેવી જોઇએ.** જાગ્રત અવસ્થામા આપણને પદાર્થના બાહ્ય સ્વરૂપનું ભાન હોય છે; સ્વપ્નમાં આપણે સૂક્ષ્મ ક્રિયાઓમાં એકાગ્ર થઇએ છીએ અને પદાર્થમાત્રના તત્ત્વનું આપણને તેમાં ભાન થાય છે, અને સુષુપ્તિ અવસ્થામાં આંતર ચૈતન્યની નિષ્ક્રિય સ્થિતિ હોય છે; અને તેમાં આપણે તત્ત્વના તત્ત્વરૂપ તથા નામ અને રૂપ માત્રનું બીજ, એવા પરમાત્માને પ્રાપ્ત કરીએ છીએ. એ ત્રણે અવસ્થામા એક, અનંત અસ્તિત્વમય હોવું તેને સમાધિ કહેવામાં આવે છે. વળી ગીતા જેને સમાધિ કહે છે તેનું વર્ણન જોતા જણાય છે કે સર્વ અસ્તિત્વને યાને જીવનને સામાન્ય એવા તત્વનું જ્ઞાન સમાધિસ્થ માણસને થાય છે, અને બીજા માણસોને છેકજ વિકૃત કરી

નાંખે અથવા તો તેની સમતાનો ભંગ કરી નાંખે એવા અનુભવોથી પણ તે માણસનું એ સ્થિતિમાંથી પતન થતું નથી. અર્થાત્ તે પોતાના અસ્તિત્વમાં બીજા બધાને સમાવી દઇ શકે છે, અને છતાં પણ તે કશાથી બંધાતો નથી કે લેપાતો નથી.

**પ્રભુની એકાગ્રતા અને વિરાટ્માં આવિર્ભાવ.**

જ્યારે આપણે એ દશાને પ્રાપ્ત કરીએ છીએ ત્યારે આપણું આખુય અસ્તિત્વ અને ચૈતન્ય એકાગ્ર થઇ રહ્યું હોય છે. એટલે પછી ભાવ અથવા વિચાર ઉપર એકાગ્રતા કરવાની જરૂર રહેતી નથી. એ ચિંતાનમય દશામાં સઘળી વસ્તુસ્થિતિજ બદલાઇ જાય છે. બાકી મનનો તો એ સ્વભાવજ છે કે દ્વૈતમાં યાને વિવિધતામાં રાચવું. મન એકી વખતે એકજ વિષય ઉપર એકાગ્રતા કરી શકે છે. જ્યારે મન એકાગ્ર નથી હોતું, ત્યારે આડું અવળું વિવિધ પદાર્થો પ્રત્યે તે ભટકયા કરે છે; એટલા માટે જ્યારે મનને એકાગ્ર કરવું હોય છે ત્યારે એકજ વિચાર કિંવા ધ્યાન કે શકિતનો એકજ વિષય નક્કી કરવો પડે છે, અને તે પછીજ મન તેના ઉપર એકાગ્રતા કરીને તેને પ્રાપ્ત કરે છે. હવે મનની એકાગ્રતા કરવા માટે જે વસ્તુ ઉપર એકાગ્રતા કરવી હોય તે સિવાય બીજી બધી વસ્તુઓને તેટલા સમય માટે તો દૂર કરવીજ પડે છે. પરંતુ મનથી પર જે સ્થિતિ આપણે પ્રાપ્ત કરવા માગીએ છીએ, તે સ્થિતિ શકિતથી અથવા તો વિચારના દ્વૈતથી જુદીજ છે. પ્રભુ પોતાના અસ્તિત્વમા એકાગ્ર થઇ રહ્યો છે, અને તેથી તેનામાથી જ્યારે વિચારો, ક્રિયાઓ વિગેરેના આવિર્ભાવ થાય છે, ત્યારે તેના એટલે કે પ્રભુના, જુદા જુદા વિભાગો પડી જતા નથી. પરંતુ તે સઘળાયને તે પોતાની અનંતતામાં ધારણ કરે છે. તે પોતે અવિભક્ત છે એટલે પ્રત્યેક વિચાર અને પ્રત્યેક ક્રિયાની પાછળ પ્રભુનું સંપૂર્ણ અસ્તિત્વ આવી રહેલું છે એટલુંજ નહિ પરંતુ સર્વેની પાછળ પણ તેનોજ આધાર છે; અને સર્વ પદાર્થની તેનામાં સ્થિતિ છે, એટલે કરી દરેક પદાર્થ પોતાની અંદર રહેલો વિચાર બરાબર વ્યક્ત કરે છે. એ પ્રત્યેકની પાછળ પ્રભુ જુદી જુદી એકાગ્રતા કરતો

નથી, પરંતુ આખા ચૈતન્યની શક્તિની સહાયથી એ પરિણામ લાવે છે. આપણને દરેક પદાર્થમાં પ્રભુની શક્તિની જે એકાગ્રતા દેખાય છે તે પણ સર્વમાં સમાન અને ઉત્તરોત્તર છે. તે એકાગ્રતા એકલવાયી કિંવા અતડી નથી. જે આત્મા એ સમાધિદશાને પ્રાપ્ત થાય છે તેમા પણ એ અસામાન્ય યાને વ્યવહારથી ઉલટી દશા પ્રગટ થાય છે. આપણા મનથી જો કે તે ઉલટી છે છતા તેજ ખરી છે. તેટલા માટેજ આપણા પ્રાચીન શાસ્ત્રોમા એમ કહેવામા આવ્યું છે કે જે માણસને આત્મજ્ઞાન થયું છે તે માણસ મનની એકાગ્રતા વગર કિંવા જ્ઞાનપ્રાપ્તિ વગર પણ પોતે સત્જ્ઞાન અને સત્શક્તિ પ્રાપ્ત કરી શકે છે.

**પૂર્ણયોગમા એકાગ્રતા**

એ સ્થિર દૈવી સમાધિને પ્રાપ્ત કરવી એજ આપણી એકાગ્રતાનો ખરો હેતુ છે. એવી એકાગ્રતા પ્રાપ્ત કરવાનું પ્રથમ પગલું એ છે કે મનને વિવિધતામાથી લઇને એકજ વિષયના ઉપર સતત વિચાર કરવાની ટેવ પાડવી. એ વિચાર પણ બીજા બધા વિષયોમા જવાની લાલચને દૂર કરીને કરવો જોઇએ. સામાન્ય જીવનમા પણ એવી એકાગ્રતા ઘણી વાર જોવામા આવે છે. પરંતુ જ્યારે સ્થૂલ પદાર્થની મદદ લીધા વગર આપણા પોતાના અંતરમાજ એ એકાગ્રતા કરવાની હોય છે, ત્યારે વધારે મુશ્કેલી નડે છે. જે માણસે જ્ઞાન પ્રાપ્ત કરવું છે તેણે તો એ અંતરની એકાગ્રતા મેળવવીજ જોઇએ. વળી એકાગ્રતા એટલે બુદ્ધિપ્રધાન માણસ વિચાર કરે છે તેવો વિચાર માત્ર નહિ. એકાગ્રતા પ્રાપ્ત કરનારે જુદા જુદા વિચારોને એકસરણીમાં ગુંથવા જોઇએ એટલુંજ નહિ, પરંતુ વિચારના અંતિમ રહસ્ય ઉપર એકચિત્ત થઇ રહેવું જોઇએ. એ પ્રમાણે વિચારના રહસ્ય ઉપર આત્માની શક્તિ એકાગ્ર થવાથી તે વિચારના સત્યરૂપી સ્ફટિકની બધી બાજુઓ આપણને જણાઇ આવે છે. દાખલા તરીકે, આપણે 'ભક્તિ ' ઉપર એકાગ્રતા કરીએ તો પછી પ્રેમરૂપે ઇશ્વરનો ખ્યાલ આપણા મનમાં આવવાનો જોઇએ, અને તેના ઉપર આપણે મનને એવું એકાગ્ર કરાવું કે પ્રભુના પ્રેમના જુદાં જુદા સ્વરૂપો યાને આવિર્ભાવો આપણા મનમાં એક પછી એક ઉભા થાય. ( અને તે પણ કેવળ વિચારમા અથવા

તો હૃદયમાંજ નહિ પરંતુ અસ્તિત્વમાં સુદ્ધાં) એ પ્રમાણે અનુભવ થયા પછી આપણા મનમાં તેનો વિચાર આવે. અથવા તો પ્રથમ એ વિચાર આવીને પછીથી અનુભવ થાય. ત્યાર પછી જે સ્થિતિ પ્રાપ્ત થઈ હોય તેને વધારેને વધારે સિદ્ધ કરવી એટલે પછી આપણા જીવનનો તે એક ધર્મ થઇ રહે.

ઉપર એકાગ્ર ધ્યાનનો જે અભ્યાસ બતાવવામાં આવ્યો છે તેના કરતાં વધારે અઘરો માર્ગ એ છે કે, આખા મનને એકાગ્ર કરીને વિચારના રહસ્ય ઉપર લગાડવું. જેથી કરીને વિચારની પાછળ જે વસ્તુ આવી રહી છે, તેનું સત્ય સ્વરૂપ પ્રત્યક્ષ થાય. આ સાધનાનો અભ્યાસ કરતાં વિચાર બંધ પડે છે, અને એકજ વિષયના ઉપર મન એકાગ્ર થઇ રહે છે અને આંતર સમાધિમાં તે પદાર્થમાં તે ડૂબી જાય છે. એ પ્રમાણે ધ્યાન કરતાં જે સ્થિતિ પ્રાપ્ત થાય તેનું જાગ્રત અવસ્થા ઉપર સામ્રાજ્ય સ્થાપન કરવું જોઇએ, અર્થાત્ એ ઉચ્ચ આધ્યાત્મિક દશા યાને એ જ્ઞાન, શક્તિ અને આનંદની જે દશા પ્રાપ્ત થાય, તેનું તેજ જાગ્રત અવસ્થામાં લાવીને આપણી સામાન્ય સ્થિતિનું પરિવર્તન કરવા માટે તેનો ઉપયોગ કરવો જોઇએ. એ પ્રમાણે સામાન્ય જીવનનું પરિવર્તન ન કરવામાં આવે તો પછી જેમ બીજા જ્ઞાનયોગીઓ સમાધિ દશામાં અથવા ધ્યાનસ્થ સ્થિતિમાં જે ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત કરે છે તેનો વ્યવહારમાં અથવા પોતાની જાગ્રત અવસ્થામાં કાંઇ પણ ઉપયોગ કરી શકતા નથી, કેમકે જગતનો સ્પર્શ થતાંજ તેઓ પાછી મૂળ સ્થિતિમાં આવી જાય છે, તેમ આપણું પણ થાય. પરંતુ આપણે એવી એકપક્ષી અને અપૂર્ણ સ્થિતિ પ્રાપ્ત કરવા માગતા નથી.

ત્રીજી પદ્ધતિ એ છે કે, પ્રથમ અમુક વિષય ઉપર અથવા અમુક વિચારના વિષયના રહસ્ય ઉપર એકાગ્ર કરવાને બદલે **મનને પ્રથમ એકદમ શાંત નિસ્પંદ કરી નાખવું.** એ કાર્ય વિવિધ પ્રકારે કરી શકાય છે. એક ઉપાય એ છે કે મનની સર્વ ક્રિયાઓમાંથી વિરક્ત થઇ જવું, અને પોતે તેનાથી તદ્દન છૂટા પડી તેમાં જરાપણુ ભાગ લેવો નહિ; માત્ર તટસ્થપણે તેને જોયાજ કરવું. એ પ્રમાણે કરવાથી મન

આપોઆપ ધીમે ધીમે શાંત થઈ જાય છે, અને છેવટે કેવળ નિસ્પંદ થઈ રહે છે. બીજો ઉપાય એ છે કે આપણા મનમાં જે કાંઈ વિચાર આવે તેને દૂર ફેંકી દઈ આત્માની અનંત શાંતિ ઉપરજ મનને એકાગ્ર કરવું. એવી શાંતિ મનની સર્વ ચંચળ ક્રિયાઓની પાછળ હમેશાં ગુપ્ત રહેલી હોય છે. જ્યારે એ ગૂઢ શાંતિ સ્થાપન થાય છે ત્યારે માણસના અંતરમાં અનંત શાંતિ પ્રગટે છે અને તેની સાથે સાથેજ સર્વવ્યાપી, અનંત બ્રહ્મનો સાક્ષાત્કાર પણ થવા માંડે છે.

સાધારણ રીતે એકવાર એવી શાંત સ્થિતિ સ્થાપન થવા પછી મનને બળપૂર્વક એકાગ્ર કરવાની જરૂર ભાગ્યેજ રહે છે. શક્તિની સહજ એકાગ્રતાથી અને વિચારનો માત્ર સૂચના તરીકે ઉપયોગ કરવાથી એ સ્થિતિ કાયમ ટકશે. એ શક્તિ ધીમે ધીમે શરીર, મન વિગેરે સર્વ હથિયારોને બ્રહ્મમય બનાવશે. અગાઉની તૈયારી તથા ચિત્તશુદ્ધિનાં પ્રમાણમાં એ બધાં વહેલાં કે મોડાં એ શક્તિને વશ થતાં શીખશે. એ પ્રમાણે અભ્યાસ કરતાં કરતાં અંતે ઈશ્વરનું જ્ઞાન જાગ્રત થાય છે, અને તે આપણી : સ્થિતિમાં, અંતરના દરેક કરણમાં, તેમજ આત્માની પ્રત્યેક ભૂમિકા સ્થાપન થાય છે. પૂર્ણયોગને માટે આ સાધના રામબાણ હોઈ સીધેસી અંતિમ લક્ષ્ય પ્રત્યે લઈ જનારી છે.

# પ્રકરણ ૫ મું ત્યાગઃ—પૃથક્કરણ.

વિશુદ્ધિ અને ધ્યાન—એકાગ્રતા યોગનો જમણો હાથ છે, જ્યારે ત્યાગ એ ડાબો છે. એકથી સત્યની સ્થાપના થાય છે; બીજાથી અસત્યોને ઉખેડી નાંખવામાં આવે છે. હવે પ્રશ્ન એ છે કે ત્યાગ ક્યાં સુધી કરવો? પ્રાચીન મત પ્રમાણે ત્યાગ સંપૂર્ણ અને છેવટનો કરવો જોઇએ અર્થાત્ જગતનો, સંસારનો અરે! શરીરનો ત્યાગ કર્યા શિવાય પૂર્ણ થયો ગણી શકાયજ નહિ. વિશ્વ તો માયા છે, ઇન્દ્રજાળ છે, સેતાનનું કાર્ય છે, તેનાથી જ્ઞાનીએ તો દૂર રહેવુંજ જોઇએ.

જ્ઞાનીએ પોતાનો મોક્ષ મેળવવો જોઇએ. એ સ્વાર્થી ઇચ્છાને લીધે પણ જૂનો ત્યાગનો વિચાર દૃઢ થયો છે તેમાં વળી, શાંતિ અને મુક્તિનો અનુભવ એક ભૂમિકામાં થાય છે તેને સાધક છોડવા માગતો નથી એ પણ એક કારણ છે. સૌથી છેવટ ત્યાગ કરનાર કેટલાક નિર્બળ માણસોની દલીલ એવી હોય છે કે સંસારના સંઘટ્ટમાં પોતાનો બચાવ કરવાને તેઓ અશક્તિમાન હોય છે.

પૂર્ણયોગની દૃષ્ટિથી છેલ્લી દલીલ તો નજીવીજ છે. પૂર્ણયોગના સાધકે એવી ભીરૂતાને તો છોડયેજ છૂટકો છે. જગત માયા છે, સેતાનનું છે તથા અસત્ય છે તેનેજ આપણે બ્રહ્મ સ્વરૂપ બનાવવાનું છે, તેમાંજ આપણે પ્રભુનું સામ્રાજ્ય પ્રસારવાનું છે, તેનેજ આપણે સત્યમાં રૂપાંતર પમાડવું છે!

વળી અંગત મોક્ષની કામના પણ એક જાતનો સ્વાર્થ છે—ઘણો ઉંચી જાતનો પણ સ્વાર્થ ખરો! આપણને અંગત મુક્તિ મેળવવાની શી જરૂર છે? એ પણ બીજાઓને માટે જરૂરની હોય તો મેળવીએ.

। શાંતિનો અનુભવ મળે છે તે પણ કર્મો કરવા છતાં ન જાળવી

શકાય તે શા કામનો? વધારામાં અવતારોના ઉદાહરણોથી તો એવા ત્યાગીઓની દલીલનું બરાબર ખંડન થાય છે, કારણકે મનુષ્ય જાતિનું કલ્યાણ કરવું એજ અવતારનો હેતુ હોય છે.

પૂર્ણયોગમાં આપણે એ ધ્યાન રાખવું કે ત્યાગ એક સાધન છે સાધ્ય નથી. આપણે પણ ૧ જીંદગી ઉપર જે આસક્તિ હોય તેનો ત્યાગ કરવો
૨ જીવનના-સંસારના ત્યાગના મોહનો જોઇએ.

આપણો ત્યાગ અંતરનો જોઇએ.

| | |
|---|---|
| ૧. ઇન્દ્રિયોના વિષયો પ્રત્યે આસક્તિ અને પ્રાણની વાસનાઓનો<br>૨. કર્મ અને વિચારમા આપણી શક્તિનો<br>૩. આપણા ચૈતન્યની કેન્દ્રમાંથી અહંતાનો | આપણે સમૂલો ત્યાગ કરવો જોઇએ. |

અર્થાત્, ધન,મિલ્કત, ગરીબાઇ, આનંદ, શોક, સુખ દુઃખ મૃત્યુ-જીવન, મહત્તા, લઘુતા, સદ્દગુણ, દુર્ગુણ, મિત્ર, સ્ત્રી, પુત્ર, દેશ, જીવન કાર્ય—સેવા, સર્વનો ત્યાગ કરવો જોઇએ. એનો અર્થ આપણે કશાના ઉપર પ્રેમ નહિ રાખીએ એવો નથી પરંતુ આપણે જાતે આસક્તિથી તેમના પ્રત્યે નહિ આકર્ષાઇએ. તેમનામાં પણ આપણે પ્રભુને જોઇશું અને તેને ચાહીશું. અહંકારની વૃત્તિને લીધે માણસ એક વસ્તુને બીજી કરતાં વધારે જુવે છે. પોતાના ધાર્મિક વિચારોને ખાસ માને છે. આપણે તો ધાર્મિક વિચારોના જાળામાંથી નીકળી જવાનું છે

અહંતાનો ત્યાગ કરવો એજ સૌથી વધારે અઘરૂં છે. તેનાં સ્વરૂપો એટલાં તો જૂજવા છે કે તેને પકડવી ભારે છે. પરોપકાર, અને સેવાભાવ એ તો તેના રોજના વેશો છે! યાદ રાખો કે આપણે જાતે કાંઇજ કરવાનું નથી; તે અનંત ઇશ્વર સર્વમાં કાર્ય કરી રહ્યો છે. આપણે તો તેને જાણવો છે. તેનો આવિર્ભાવ કરવાનો માર્ગ ખુલ્લો મુકવો છે. બીજું કાંઇપણ આપણે કરવાનું છેજ નહિ

ઘણીવાર માણસ આજુબાજુની પરિસ્થિતિની માગણી પ્રમાણે વેષ

ધારણ કરે છે. અર્જુનને ગીતામાં મોહ થયો હતો તે અહંતાનુંજ પરિણામ. રામનું વર્તન પણ વિચિત્ર લાગે! શા માટે રાવણને માર્યો? સર્વત્ર પ્રભુ હતો તો પછી અહંતાને વશ થઇને રાવણને માર્યો એમ લાગે છે પણ ન મારવું એ પણ અહંતા થાત કે નહિ?

આત્માને વાસનાથી મુક્ત કરવાની ખાસ જરૂર છે. કર્મ અને નિષ્કર્મ બન્ને પ્રત્યે આસક્તિનો ત્યાગ કરો.

| | | |
|---|---|---|
| ત્યાગ એટલે. | ૧. આત્મત્યાગ-self denial. | નહિ |
| | ૨. ભોગવૃત્તિને કચરી નાંખવી. | |
| | ૩. વસ્તુઓનો કે પદાર્થો સ્થૂળ ત્યાગ | |

અંતઃકરણપૂર્વક બધી વસ્તુઓને તદ્દન છોડી દેવી તેનું નામ ત્યાગ છે ઘણા સાધકોને તો થોડોક વખત સુધી બાહ્ય સન્યાસની પણ જરૂર હોય છે જ્યારે પદાર્થ પ્રત્યે આપણી આસક્તિ જતી રહે અને, તેના પ્રત્યેનું આકર્ષણ દૂર થયા પછી સ્થૂલ ત્યાગની જરૂર રહેતી નથી.

અંતમા સાધકે સાત્વિકતાનો પણ ત્યાગ કરતા શીખવું પડે છે.



# પ્રકરણ ૫ મું.

## ત્યાગ.

ત્યાગની અગત્ય.

વિશુદ્ધિ અને એકાગ્રતા એ યોગના શરીરનો જમણો હાથ ગણીએ તો ત્યાગ તેનો ડાબો હાથ ગણાય. વિશુદ્ધિ, એકાગ્રતા વિગેરેનો અભ્યાસ કરીને આપણે આપણા અસ્તિત્વનું અંતિમ સત્ય સ્થાપન કરી શકીએ છીએ. તે બેના અભ્યાસથી આપણને જીવનમાં, જ્ઞાનમાં, કર્મમાં, પ્રેમમાં વિગેરેમાં કયું સત્ય સમાયલું છે તે સમજાય છે. એ સત્યોના સ્વીકારથી આપણા જીવનમાં જે અસત્યો કાર્ય કરી રહ્યાં છે તેમને બદલે એ સત્યોને આપણે સ્થાપન કરીએ છીએ. હવે, ત્યાગનો ઉપયોગ કરીને આપણે જીવનમાં વ્યાપી રહેલાં અસત્યોને પકડીને જડમૂળથી ઉખેડી નાંખવાને શક્તિમાન થઇએ છીએ. એ પ્રમાણે અસત્યોને ઉખાડી નાંખવામાં આવે છે ત્યારપછી તેઓ પોતાના આગ્રહથી, વિરોધથી અને પુનરાવર્તનથી આપણા માર્ગમાં હરકત કરતા નથી. અર્થાત્ ત્યાગ એ આપણી પૂર્ણતાને માટે અનિવાર્ય સાધન છે.

પ્રાચીન ત્યાગ ભાવના.

પરંતુ એ ત્યાગ ક્યાં સુધી કરવાનો છે ? કેવા પ્રકારનો કરવાનો છે ? અને જીવનમાં કેવી રીતે લાગુ પાડવાનો છે. એ બરાબર સમજવું જોઇએ. આપણા આર્યાવર્તમાં જમાનાઓ થયાં મોટા ધર્મોએ અને મહાન્ આધ્યાત્મિક વ્યક્તિઓએ એવી પ્રથા પાડી છે કે, સાધનાના ઉપાય તરીકે ત્યાગ, દૃઢ અને આત્યંતિક અથવા સંપૂર્ણ હોવો જોઇએ; એટલુંજ નહિ પરંતુ 'ત્યાગ' એજ આધ્યાત્મિક જીવનનો આદર્શ ગણાવો જોઇએ. એ ત્યાગની ભાવના છેક શારીરિક જીવનનો ત્યાગ કરવા સુધી સાધકે વધાર્યા જ કરવી જોઇએ. ત્યાગની આવી ઉચ્ચ, વિશાળ અને ભવ્ય ભાવના ઉત્પન્ન થવાનાં ઘણાં કારણો છે. સૌથી પ્રથમ તો એ કે એક

બાજુએ આપણી મનુષ્યજાતિની અત્યારની અપૂર્ણ પ્રકૃતિ; વિશ્વજીવનમાં વ્યાપી રહેલી અપૂર્ણતા, પાપ વિગેરે શોચનીય સ્થિતિ; અને બીજી બાજુએ પવિત્ર, આધ્યાત્મિક જીવન–એ બન્ને વચ્ચે ઘણો ભેદ આવી રહેલો છે. આધ્યાત્મિક જીવન અને વ્યક્તિ તથા વિશ્વજીવન વચ્ચે જે વિરોધ રહેલો છે તેને પરિણામે વિશ્વજીવન અથવા સામાજિક કે વ્યાવહારિક જીવન એ એક અસત્ય તરીકે દૂર મૂકાવા લાગ્યું. કેટલાક એ વ્યવહારને મિથ્યા કહે છે કોઇ તેને આત્માનો ઉન્માદ કહે છે, કેટલાક તેને અસ્વસ્થ સ્વપ્ન તરીકે જણાવે છે, અને કોઇક વળી તેને કઢંગી, નકામી અને નિરર્થક વસ્તુ ગણે છે. વળી એટલેથી પણ જેમને સંતોષ વળતો નથી તેઓ તો આગળ વધીને એમ પણ કહે છે કે એ માયાનું રાજ્ય છે, સેતાનનું કૃત્ય છે, રે ! રાક્ષસી વસ્તુ છે ! વ્યવહારને એ પ્રમાણે ગણવામાં આવે એટલે પછી પ્રભુ પ્રાપ્તિ માટે પ્રયત્ન કરનાર મહાત્માઓ અને સંતસાધુઓને તો એક આજકાલની નાનાં બચ્ચાંઓને મન કંટાળા ભરેલી નિશાળ કરતાં વધારે ઉપયોગી દેખાય નહિ એ સ્વાભાવિક છે. એમાંથી તો તેણે જેમ બને તેમ જલદી છૂટવાનુંજ રહ્યું ! અગર જો વ્યવહારને વિરાટ્ આત્માની લીલા ગણવામાં આવે તોપણ છેવટ તો એ લીલામાં નજરે આવતા વિરોધોથી કંટાળીને સાધક તેનો ત્યાગજ કરે છે. એ ત્યાગ ભાવનાનો વિકાસ થવાનું બીજું કારણ એ છે કે

ત્યાગ વૃત્તિ થવાના જુદાં જુદાં ચાર કારણો.

વ્યક્તિનો આત્મા અંગત મોક્ષને માટે બહુજ તલસતો હોય છે–દુનીઆથી દૂર કોઇ ઉચ્ચ ઉચ્ચ આધ્યાત્મિક સ્થિતિ પ્રત્યે દોડી જવાને તે એક પગે થઇ રહે છે, અને તેથી તે પોતે નિર્વિકલ્પ શાંતિ અને આનંદ ભોગવવાની ઇચ્છા કરે છે. અથવા તો કેટલીકવાર એવું બને છે કે પ્રભુના આધ્યાત્મિક સાક્ષાત્કારના મીઠા સુખનો ત્યાગ કરીને તેને પાછા કર્મ અને સેવાના નીચા ગણાતા વ્યવહારોમાં લબદાવું ગમતું નથી. તે સિવાય આધ્યાત્મિક અનુભવનાં બીજાં પણ કેટલાંક કારણો છે–ઉદાહરણ તરીકે આધ્યાત્મિક શાંતિ અને સાક્ષાત્કારના જીવન સાથે કર્મમય જીવન ગાળવામાં જે મુશ્કેલી પડે છે તેને લીધે પણ ઘણાક સંસારનો ત્યાગ કરે છે. એ મુશ્કેલીને તેઓ એક

અશક્યતાનું રૂપ આપી દે છે, અને એવો આધ્યાત્મિક અને સાંસારિક—જીવન વચ્ચે કોઇ દહાડો મેળ ખાયજ નહિ એમ માની લે છે. વળી, કેટલીક વાર તો ' મેં ત્યાગ કર્યો છે ' એ વિચારમાં મનને ઘણો આનંદ પડે છે, ( મનને જે વસ્તુમાં આનંદ લેવાની ટેવ પાડીએ, તેમાં તે આનંદ લેતાં શીખે છે )–તેથીજ માણસ ત્યાગ કરે છે. દુનીઆ અને માણસોની ઇચ્છાના વિષયો પ્રત્યે બેદરકારી બતાવવાથી વ્યક્તિને પોતાને છૂટકારાની અને શાંતિની લાગણી થાય છે અને એ કારણસર પણ ત્યાગનો સિદ્ધાંત સ્વીકારવામાં આવે છે. વિશ્વજીવનની બીક, આત્મામાં ઉત્પન્ન થતો કંટાળો અને નિરાશા, વિશ્વક્રિયા જોઇને ગભરાઇ ગયેલા આત્માનાં કેવળ પોતાના સ્વાર્થમાં મગ્ન થઇને બીજા બધાના કલ્યાણ પ્રત્યે આંખ મીંચામણાં—વિગેરે કારણો પણ ત્યાગ ભાવનાના પોષક હોય છે. પરંતુ તે હલકી કોટિનાં છે. આખી મનુષ્ય જાતિના સહાયને માટે જે સતત ખૂમરાણ ચાલી રહ્યું છે તે પ્રત્યેની બેદરકારી પણ એજ ભાવને પોષે છે.

પૂર્ણયોગના અભ્યાસ કરનાર સાધકને માટે તો ઉપર જણાવેલા કારણોમાંનું એકે કારણ ત્યાગની ભાવના અમલમાં મૂકવા માટે પૂરતું નથી–અર્થાત્ પૂર્ણયોગી ત્યાગને માટે ઉપર જણાવેલા કારણોમાંનું એકે પણ સ્વીકારતો નથી. નિર્બળતા અને સ્વાર્થ ગમે તેવા આધ્યાત્મિક દેખાય તોપણ તેની સાથે તો તે સાધકને લેવા દેવા હોઇ શકેજ નહિ, તેનો તો તેણે ત્યાગજ કરવાનો છે. દિવ્ય શક્તિ, દિવ્ય હિંમત અને દયાળુતા એ તો પ્રભુનો સ્વભાવ છે, અને પ્રભુ પ્રાપ્ત કરીને સાધકે પોતે પણ તેજ ગુણો પોતાનામાં ઘટાવવાના છે. વિશ્વગતિનું ચક્ર ગોળ ફર્યાજ કરે છે, પણ તેથી તેને ભય લાગતો નથી, તેમ ફેર પણ ચઢતા નથી, કારણ તે પોતાના આત્મામાં એનાથી પર થઇ જાય છે, અને ઉપર રહીને એ ચક્રની ગતિનો હેતુ અને નિયમ તે પોતે સમજે છે. વળી દિવ્ય જીવન અને મનુષ્યત્વ વચ્ચે જે વિરોધ છે તે વિરોધમાથી એકતા ઉત્પન્ન કરવા માટે તો તે વિશ્વમાં જન્મ્યો છે. તેમજ મુશ્કેલીથી ભાગી જવા માટે પણ તે અહીં આવ્યો નથી. તેણે અત્યાર સુધીમા જાણવું જોઇએ કે આનંદ,

પૂર્ણયોગમા ત્યાગનું સ્થાન.

શાંતિ અને મુક્તિ વિગેરે જ્યાંસુધી બાહ્યાચાર ઉપર આધાર રાખે છે ત્યાં સુધી હજી તેને તે બરાબર પ્રાપ્ત થયાંજ નથી, કારણકે એ સ્થિતિ તો આત્માનો સ્વભાવિક ગુણ છે ગમે તેવા વાવાઝોડામાં અથવા તો સરતમાં કે યુદ્ધમાં તે તો સ્થિરજ રહેત જોઇએ જગતના આનંદ અથવા શોક વચ્ચે પણ આત્માના આનંદ, શાંતિ અને મુક્તિયુક્ત સ્થિતિ કાયમ રહેવાજ જોઇએ મનુષ્યજાતિમાં રહેલા પ્રભુ પ્રત્યે દૈવી પ્રેમથી પ્રેરાઇને તે સાધક કાર્ય કરશે, તેથી કાંઇ તેનો પ્રભુના પ્રણયનો આનંદ જતો રહેશે નહિ, અને કદાચ તે જતો રહેશે તોપણ સાધક જાણે છે કે તેનામાં રહેલી કાંઇ અપૂર્ણતા દૂર કરવા માટેજ તેને એ પ્રમાણે વારવાર તાવવામાં આવે છે. વળી અંગત મુક્તિ મેળવવાને તે ઇચ્છતો નથી, પરંતુ મનુષ્યજાતિની પૂર્ણતા ખાતરજ પોતાના આત્માને મુક્ત કરવા તે પ્રયત્ન કરે છે જે માણસ પોતે બંધનમાં છે તે સહેલાઇથી બીજાઓને મુક્ત કરી શકતો નથી, જો કે પ્રભુને માટે કાંઇજ અશક્ય નથી ! પૂર્ણયોગના સાધકને સ્વર્ગ મેળવીને તેનો આનંદ ભોગવવાની જેમ સ્પૃહા નથી, તેમ નર્કના દુઃખોનો તેને ભય પણ નથી આધ્યાત્મિક જીવન અને સંસારિક જીવન વચ્ચે ભેદ આવી રહેલો છે તેને ટાળવા માટે તો માણસ દુનીઆમાં જન્મ્યો છે વળી જગતમાં અત્યારે આસુરી વૃત્તિઓ રાજ્ય કરે છે, સેતાનનું રાજ્ય પ્રવર્તે છે એમ આપણે માનતા હોઇએ તો તેનો ખરો ઉપાય પણ જગતનો ત્યાગ કરવામાં રહેલો નથી, પરંતુ દૈવી સંપત્તિવાળાઓએ આગળ ધસી આવીને પ્રભુને માટે સમગ્ર વિશ્વ જીતી લેવાનાજ રહેલો છે તેમજ વ્યવહારૂ જીવન જો એક ખેલજ હોય તો આટલા બધા માણસોને એ ગાંડપણમાંથી મુક્ત કરવાનું આપણે માટે બાકી રહ્યું છે ! દુનીઆને કેવળ સ્વપ્ન માત્ર ગણીએ તોપણ જ્યાંસુધી એ સ્વપ્નું ચાલે છે ત્યાંસુધી તો તે સત્ય છે—એટલે સ્વપ્નાવસ્થામાં પડેલા માણસોને કાંતો વધારે સારાં સ્વપ્નો જોવાનો અભ્યાસ પાડવો જોઇએ કે પછી તેમને જાગ્રત કરવા જોઇએ જગત અસત્ય હોય તોપણ જેઓ એ મિથ્યા ભ્રમમાં પડયા છે તેમને આપણે મુક્ત કરવાના છે કેટલાક એમ જણાવે છે કે દુનીઆમાં ત્યાગનું ઉજ્જવલ દૃષ્ટાંત જનસમાજ આગળ મૂકવાથી અમે માણસ જાતને મદદ કરીશું, તો તે વિચાર પણ વ્યાજબી લાગતો

નથી. કારણ કે અવતારનાં દૃષ્ટાંતો ઉપરથી આપણને સ્પષ્ટ માલમ પડે છે કે સંસારનો સમૂળગો ત્યાગ કરવાથી આપણે વિશ્વને સહાય કરી શકતા નથી, પરંતુ તેનો સ્વીકાર કરીને તેને ઉન્નત બનાવવાથીજ આપણે તેને મદદ કરી શકીએ છીએ. વિશ્વ પ્રભુની લીલા છે, એમ જો સ્વીકારવામાં આવે, તો આપણે તે લીલામાં પણ આપણો ભાગ આનંદપૂર્વક અને હિંમતથી ભજવવો જોઇએ; એ દિવ્ય સૂત્રધારની સંગાથે આપણે પણ આનંદથી તે લીલામાં ભાગ લેવા તૈયાર થવું જોઇએ.

વિશ્વજીવનનો સ્વીકાર.

આપણે અત્યારસુધીમાં સંસાર-વ્યવહારનો જે વિચાર બાંધ્યો છે તે ઉપરથી તો વિશ્વજીવનનો હેતુ પૂર્ણ કરવા માટે બનતા લગી તો અર્થાત્ જ્યાં લગી આપણે વિશ્વને કિંચિંત્પણ સહાયભૂત થઇ શકીએ તેમ હોઇએ ત્યાં લગી તો દુનીઆનો ત્યાગ કરવો જોઇએ નહિ એ સ્પષ્ટ થાય છે. પૂર્ણયોગમાં આપણે વિશ્વને સેતાનની શોધ અથવા આત્માની બ્રાંતિરૂપ ગણતાજ નથી! વિશ્વ એ પ્રભુનોજ આવિર્ભાવ છે. અત્યારસુધી તે અપૂર્ણ છે કારણ કે તે આવિર્ભાવ પ્રગતિમાન અને ક્રમેક્રમે વિકાસ પામનારો છે. એટલે પૂર્ણયોગનો અભ્યાસ કરનાર માણસને માટે સંસારનો ત્યાગ કરવો એ સંસારની ઉત્પત્તિના હેતુ તરીકે સ્વીકારી શકાય નહિ. આપણે તો પ્રભુ સાથે આપણું અદ્વૈત સાધવું છે, પરંતુ તેની સાથે મનુષ્યજાતિની એકતા પણ તેમાં સમાઇ જાય છે આપણે પોતે પ્રભુનો સાક્ષાત્કાર કરીને મનુષ્યજાતિ અને આપણી વચ્ચેની એકતાનો ત્યાગ કરી શકતા નથી. ખ્રિસ્તી ધર્મના શબ્દોમાં કહીએ તો "પ્રભુનો પુત્ર ક્રાઇસ્ટ તેજ માણસનો પુત્ર છે અને પૂર્ણ ખ્રિસ્તપણું મેળવવાને પ્રભુત્વ અને મનુષ્યત્વ બન્ને જરૂરનાં છે." અથવા જો આર્યાવર્તની ભાષામાં કહીએ તો " આ વિશ્વ જેનું એક કિરણ માત્ર છે એવો નારાયણ, નરમાં આવિર્ભાવ પામે છે અને પોતાની સંપૂર્ણ સાર્થકતા સિદ્ધ કરે છે; તેથી નરનારાયણ એ સંપૂર્ણ મનુષ્યત્વનો આદર્શ છે. આખા વિશ્વની ગહન લીલા એ સંપૂર્ણતામાંજ આવી રહેલી છે.

એટલે આપણે માટે તો ત્યાગ એ એક ઉપયોગી સાધન

હોવા છતાં અંતિમ સાધ્ય નથી. વળી સાધન તરીકે પણ ત્યાગ એ આપણું મુખ્ય સાધન નથી. કારણ કે આપણો

ત્યાગ માત્ર એક સાધન છે.

હેતુ-પૂર્ણતા છે: મનુષ્યમાં પ્રભુનો આવિર્ભાવ કરવાનો છે એ હેતુ નિશ્ચયાત્મક હોઇ તેને આપણે નિષેધાત્મક સાધનથી કદી સિદ્ધ કરી શકીએ નહિ. અલબત, આપણા માર્ગમાં જે આડે આવતું હોય તેને દૂર કરવા માટે એ સાધનનો ઉપયોગ સુખેથી કરી શકાય. અર્થાત્ આધ્યાત્મિક પ્રગતિ અને પૂર્ણતાના માર્ગમાં વિરોધ કરનાર જે તત્ત્વો હોય તેમનો સંપૂર્ણ ત્યાગ થવોજ જોઇએ. વળી આપણા સાક્ષાત્કારોને પણ આપણે છોડી દેવાને તૈયાર રહેવું જોઇએ. દુનીઆમાં આપણું જીવન જાળવી રાખવા માટે આપણે આસક્તિ રાખવી જોઇએ નહિ. જો આપણા હૃદયમાં એવી આસક્તિ હોય તો આપણે તેનો ત્યાગ કરવો જરૂરનો છે અને તે ત્યાગ સંપૂર્ણ તથા સર્વતોમુખ હોવો જોઇએ. વિશેષમાં સંસારમાંથી નાસી જવાની વૃત્તિમાં અથવા મોક્ષ પ્રત્યે પણ આપણે આસક્તિ રાખવી જોઇએ નહિ. જો એવી આસક્તિ હોય તો તેનો પણ આપણે સંપૂર્ણ ત્યાગ કરી દેવો જોઇએ.

વળી યાદ રાખવું કે આપણો ત્યાગ અંતરનો હોવો જોઇએ. તેમાં ત્રણ વસ્તુઓનો ત્યાગ ખાસ કાળજી પૂર્વક

આંતર ત્યાગની શ્રેષ્ઠતા.

થવો જોઇએ. પ્રથમ, ઇન્દ્રિયો અને ચિત્તમાંથી કામના અને આતુરતાનો; બીજો કર્મ અને વિચારમાંથી પોતાની અહંતા પૂર્ણ શક્તિનો; અને ત્રીજો જીવનના મધ્ય-બિંદુમાંથી અહંતાનો. એ ત્રણેનો સંપૂર્ણ ત્યાગ કરવો જોઇએ, કારણ કે એ ત્રણ ગ્રંથી વડેજ આપણે અપરા પ્રકૃતિમાં બંધાયા છીએ. એ ત્રણમાંથી આપણે છૂટી શકીએ તો પછી બીજું કશુંયે આપણને બંધન-કારક થઇ શકશે નહિ. એટલે આપણે પ્રથમ તો આસક્તિ અને ઇચ્છાઓનો ત્યાગ કરવો જોઇએ. આ દુનીઆમાં એવું કાંઇજ ન હોવું જોઇએ કે જેના ઉપર આપણી આસક્તિ હોય. દોલત કે ગરીબાઇ; આનંદ કે દુ:ખ જીવન કે મૃત્યુ; મહત્તા કે લઘુતા, સદ્ગુણ કે દુર્ગુણ, તેમજ મિત્ર, સ્ત્રી, પુત્ર, સ્વદેશ, પડતું કાર્ય, જીવન કાર્ય, સ્વર્ગ નર્ક—એ સઘળાંમાંથી કશા પ્રત્યે આપણે આસક્ત થવું જોઇએ નહિ. છતાં એનો અર્થ એવો

નથી થતો કે આપણે દુનીઆમાં કોઇપણ વસ્તુને ચ્હાઇશું નહિ—અથવા કશી વસ્તુમાં આપણે આનંદ લઇશું નહિ! આસક્તિ એ કાંઇ પ્રેમ નથી, પરંતુ પ્રેમમાં રહેલો અહંકાર છે. કામના અથવા ઇચ્છા, એ સુખ અને સંતોષ માટે ઉત્પન્ન થતી ક્ષુધાનું બંધન છે, અને નહિ કે વિશ્વમાં તેમજ સર્વ વસ્તુમાં વ્યાપી રહેલો પ્રેમ પ્રાપ્ત કરવાની વૃત્તિ. આપણામાં તો આખા વિશ્વ પ્રત્યે પ્રેમભાવ રહેલો હોવો જોઇએ. તે ભાવ શાંત અને ગહન હોય, પરંતુ તીવ્ર આવેશના ક્ષણિક ઉભરા કરતાં તે તદ્દન જૂદોજ હોય છે. પ્રત્યેક વસ્તુમાં આનંદ માણવાની શક્તિ આપણે મેળવવી જોઇએ. પરંતુ તે આનંદ પ્રત્યેક વસ્તુમાં વ્યાપી રહેલા પ્રભુને અનુલક્ષીને, તેના પ્રીત્યર્થેજ લેવો જોઇએ. એવો આનંદ પદાર્થોનાં બાહ્ય સ્વરૂપ ઉપર આધાર રાખતો નથી. આપણો આનંદ તો સર્વ વસ્તુઓમાં વ્યાપી રહેલો છે અને વિશ્વમાં કોઇપણ રીતે બંધાયા વિના આખા *વિશ્વ પ્રત્યે અતુલ્ય પ્રેમ રાખી રહેલા પરમાત્મા ઉપરજ નિર્ભય હોય છે.*

આગળ કર્મયોગના પ્રકરણોમાં આપણે જોઇ ગયા છીએ કે સાધકે વિચાર અને કર્મ બન્નેમાંથી અહંતાપૂર્ણ શક્તિનો સંપૂર્ણ ત્યાગ કરવો જોઇએ. તેમ થાય તોજ તેને કર્મયોગમાં પૂર્ણતા મળે.

**અહંતાનો ત્યાગ.**

જ્ઞાનયોગમાં પણ જ્ઞાનની પૂર્ણતાને માટે એ તદ્દન જરૂરનું છે. એ કર્તાબુદ્ધિ યાને અહંતાપૂર્ણ શક્તિ આપણા મનના અભિમાનનું પરિણામ છે. તે, પોતાની પસંદગીઓને, ટેવોને, તેમજ જૂનકાળના અને વર્તમાન અભિપ્રાયો તથા દૃષ્ટિબિંદુઓને પોતાનાં ગણે છે, અને તેમની આજુબાજુ "અહં"—"મમ"ના સૂક્ષ્મ તાંતણાંઓ વણે છે. કરોળીઆની પેઠે એ સૂક્ષ્મ જાળાંમાં માણસ ભરાઇ બેસે છે, કરોળીઆના જાળા ઉપર હુમલો કરતાં જેમ તે ચીડવાય છે, તેમ આવો માણસ પણ તેના વિચારોના જાળાંને ચુસ્તપણે વળગી રહે છે. તેને નવા વિચારો તદ્દન અપરિચિત અને કેવળ અશક્ય લાગે છે. તેવા વિચારોને તે પોતાનામાં સ્થાન આપી શકતો નથી. આપણા મનમાંથી એ આસક્તિ આપણે તદ્દન કાઢી નાખવી જોઇએ. મતલબ કે દુનીઆ અને જીંદગી પ્રત્યે સાધારણ માણસો જે દૃષ્ટિથી જુએ છે તેનો આપણે ત્યાગ કરવો જોઇએ, એટલુંજ નહિ

પરંતુ, આપણા પોતાના માનસિક વિચારોના બંધનમાં પણ આપણે પડી રહેવું જોઇએ નહિ. તેમજ કોઇ વિચારસરણી, સાંપ્રદાયિક વિચારો અથવા તર્કનાં અનુમાનોને પણ વળગી રહેવું જોઇએ નહિ. ઇન્દ્રિય અને મનનાં બંધનમાંથી છૂટીને આપણે તત્ત્વવેત્તા અને ધર્મગુરૂની જાળમાંથી પણ છૂટવું જોઇએ. શબ્દ અને વિચાર બન્નેનાં બંધનોનો ત્યાગ કરવો જોઇએ. એ બધાં બંધનો આત્માને બાંધી લેવાને આપણામાં તૈયાર રહેલાં છે. પરંતુ આપણે તો વિશાળ અને વ્યાપક વસ્તુઓને માટે લઘુ અને સંકુચિત વસ્તુઓનો ત્યાગ કરતા જ રહેવું જોઇએ; અનંતને માટે સાંત અને નિત્યને માટે અનિત્યનો ત્યાગ કરવો જોઇએ. એકથી બીજા વિશાળ સક્ષાત્કાર પ્રત્યે ગમન કરવાને આપણે તૈયાર રહેવું જોઇએ, અને છેવટે પરાત્પર પુરૂષને વિશ્વથી પર અને સર્વમય યાને વિરાટ્રૂપે અનુભવવા તૈયાર રહેવું જોઇએ. આપણે જે સત્યોને અબાધિત ગણતા હોઇએ તેમના પ્રત્યે પણ આપણે આસક્તિ ન રાખવી જોઇએ, કારણ કે તે બધાં અનિર્વચનીય પરમાત્માના આવિર્ભાવો છે, અને પરમાત્મા તો પોતાનાના રૂપથી અથવા આવિર્ભાવથી બંધાતો નથી. આપણે તો *પરાર્ધમાંથી આવતા શબ્દ પ્રત્યે દૃષ્ટિ રાખવી જોઇએ; તે શબ્દ પોતાના અર્થમાં બંધાયલો રહેતો નથી. વળી અસ્તિત્વના ઉંડાણમાંથી જે વિચાર આવે છે તેને પણ ગ્રહણ કરવા આપણે તૈયાર રહેવું જોઇએ. જોકે એ વિચારમાં તેનો વિરોધી વિચાર પણ ઘણીવાર સમાયલો હોય છે.

અહંતાના ત્યાગની મુશ્કેલીઓ.

પરંતુ આપણી બધી મુશ્કેલીનું મુખ્ય કારણ, આખી લડાઇનુ ખરેખરૂં મધ્યબિંદુ, તો અહંતા છે. ગમે તે પહેરવેશમા તે છુપાયલી હોય ત્યાંથી શોધી કાઢીને તેને તો ખતમજ કરવી જોઇએ ! તે વિવિધ સ્વાંગો–દેખાવો ધારણ કરે છે, અને જ્યાં સુધી એક પણ તાતણો તેને વળગી રહેવાને મળી આવે છે ત્યા સુધી અહંતા આપણને છોડતી નથી. પરોપકાર અને ઉદાસીન વૃત્તિ એ

* પરાર્ધ–મનની પર જે અસ્તિત્વનો આવિર્ભાવ છે તેને પરાર્ધ કહેવામાં આવે છે.

તેના સૌથી વધારે પ્રિય, તેમજ સચોટ છૂપાવેશ છે. એ રૂપો ધારણ કરીને કેટલીક વાર તો તે દૈવી કૃતિની દૃષ્ટિ સમક્ષ પણ આવીને બળવો જગાવવાની ધૃષ્ટતા કરે છે. અહીં આપણને જ્ઞાનનું સૂત્ર ઘણું જ કામ લાગે છે. બીજાં વિવિધ દૃષ્ટિબિન્દુઓનું કાંઈજ કામ નથી, કારણ કે "હું" "તું" એવું કાંઈ જ નથી. ફક્ત એકજ પ્રભુ સર્વમાં સરખી રીતે વ્યાપી રહ્યો છે—વ્યક્તિમાં તેમજ સમષ્ટિમાં પણ તે જ વ્યાપી રહ્યો છે. તેનો સાક્ષાત્કાર કરવો, તેનો આવિર્ભાવ જીવનમાં કરવો, તેની સેવા કરવી અને તેને કૃતકૃત્ય કરવો એ આપણું મુખ્ય કર્તવ્ય છે. પરોપકાર, ઉદાસીનતા, આનંદ, ભોગ-વિગેરે આપણું કર્તવ્ય નથી. એ પ્રભુની સેવા અને સાક્ષાત્કારને માટે આપણે બીજાઓ જેને સ્વાર્થી અથવા અહંકારી ગણે છે, તેવું કાર્ય કરવું જરૂરનું હોય તો પણ આપણે કરવું જોઇએ આપણા અંતરમાં જે દોરનાર—નેતા છે તેના કહ્યા પ્રમાણેજ આપણે વર્તવું જોઇએ, માણસોના અભિપ્રાયથી દોરાવું જોઇએ નહિ. આપણી આજુબાજુના સંજોગો આપણા ઉપર ઘણીજ સૂક્ષ્મ રીતે છતાં આશ્ચર્યકારક અસર કરે છે. આપણી આજુબાજુના માણસોની દૃષ્ટિએ જે દેખાવ સારામા સારો ગણાતો હોય છે તે ધારણ કરવાનો પ્રયત્ન આપણે અજાણ્યે પણ કરીએ છીએ, અને એ રીતે આપણા અંતરના ઉપર આપણે પડદો પડવા દઇએ છીએ. આપણને ગરીબાઇનું વૃત્ત સ્વીકારવાની જે મરજી થઇ આવે છે, અથવા તો સેવા વૃત્તિનો દેખાવ ધારણ કરવાની જે ઇચ્છા થાય છે, અથવા તો અભ્યાસ, ઉદાસીનતા અને સાધુત્વનાં બાહ્ય ચિહ્નો ધારણ કરવાની જે વૃત્તિ થાય છે, તેનું કારણ ઘણીવાર તો એ હોય છે કે અત્યાર સુધીની ચાલતી આવેલી રૂઢ પ્રમાણે, અને માણસોના અભિપ્રાય પ્રમાણે આપણને એ દેખાવ ધારણ કરવો જરૂરી લાગે છે. વળી તે પ્રમાણે કરવાથી આપણી આજુબાજુની પરિસ્થિતિ ઉપર આપણે સચોટ અસર કરી શકીશું એમ આપણને ભાસે છે, પરંતુ એ બધું મિથ્યાભિમાન અને ભ્રમ છે! આપણે એ બધા દેખાવો ધારણ કરવા પડે એ બનવા જોગ છે, પરંતુ આપણે તેમને ન પણ ધારણ

કરીએ! તેમ 'દવો વગર નજ ચાલે એવું ન રહેવું' જોઇએ. એ બાબતમાં બાહ્ય દષ્ટિ અને બીજાઓના અભિપ્રાય નકામા છે. આપણી આંતર દષ્ટિજ એનો ખરો નિયામક હોવો જોઇએ,

ગીતાનો અભ્યાસ કરતાં અહંતામાંથી મુકત થવું એ કેટલી અઘરી વાત છે તે આપણને સ્પષ્ટ જણાઇ આવે

અહંતાને અર્જુનની ગુરૂકી. છે. ક્ષત્રિયપનાના અહંકારથી અને બળના મદથી પ્રેરાઇને અર્જુન મહાભારતનું યુદ્ધ લડવા ગયો હતો. તે યુદ્ધમાં તે નિર્બળતા, અહંતા અને કૃપા કે દયાની અહંતામય લાગણીથી પરાઙ્મુખ થયો: અર્થાત્ તેને વિષાદ થયો. તેની ઇન્દ્રિયોમાં ક્ષોભ થયો. કારવે.ને મારવાં તેનો જીવ ચાલ્યો નહિ. પરંતુ તેની એ દયા દૈવી નહોતી, કેમકે દૈવી દયા તો હાથમાં બળ આપે છે અને જ્ઞાનને વિશુદ્ધ કરે છે છતાં અર્જુનની એ નિર્બળતા સાત્વિકરૂપ ધારણ કરીને આવે છે અને તેને વશ થઇ અર્જુન કહે છે—" લોહીથી ખરડાયલા ભોગ ભોગવવા કરતાં તો ભિક્ષા માગીને પેટ ભરવું વધારે સારું છે! મારે દુનીઆનું રાજ્ય જોઇતું નથી તેમ સ્વર્ગનું પણ ન જોઇએ." આપણને કદાચ એમ લાગશે કે-શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનની એ મનોદશાને વધાવી લીધી નહિ એ કેવી મૂર્ખાઇ કરી ' એક મહાન આત્માને સન્યાસીઓના ઝુંડમાં ઉમેરવાની સોનેરી તક તેમણે ગુમાવી દીધી ! અને તેમ કરી જગત આગળથી ત્યાગનું એક જ્વલંત ઉદાહરણ ખસેડી લીધું! પરંતુ શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનમાં જુદુંજ જોતા હતા ! તે શબ્દથી છેતરાય તેવા ન હતા. તેમણે તો કહ્યું " તારામાં અત્યારે રહેલી નિર્બળતા, ભ્રમ અને અહંતા આ શબ્દો તને બોલાવે છે. આત્માનો સાક્ષાત્કાર કર ! જ્ઞાન પ્રાપ્ત કરી, અહંતાનો ત્યાગ કર ' " ત્યારપછી શું ? ત્યાર પછી યુદ્ધ કરી વિજય મેળવ–સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવ ! " વળી રામાયણમાંથી યે એવું એક ઉદાહરણ લઇને અહંતાની સૂક્ષ્મતા સમજાવી શકાય તેમ છે. આપણે જાણીએ છીએ કે શ્રી રામચન્દ્રજી ભગવાનનો અવતાર હતા. તેમણે રાવણ સામે લડવ્ર ઉભું કર્યું, લંકાનો નાશ કર્યો અને સીતાને પછી મેળવવાને પ્રયત્ન કર્યો. તે અહંતાથી પ્રેરાઇને કર્યો,

એવું આપણને લાગે છે. પરંતુ તેમની એ અહંતા દિવ્ય હતી. હવે, એને બદલે શ્રી રામચન્દ્રજીએ ઉદાસીન વૃત્તિ ધારણ કરીને, વેદાંતના સૂત્રોનો દુરુપયોગ કરી કહ્યું હોત કે "મારે સ્ત્રી, પુત્ર વિગેરે કાંઇજ નથી. શત્રુ, મિત્ર, પ્રતિષ્ઠા વિગેરે સૌ મિથ્યા માયા છે. મારે તો બ્રહ્મજ્ઞાન મેળવવા માટેજ પ્રયત્ન કરવો છે. રાવણને સીતાનું જે કરવું હોય તે ભલે કરે." એ પ્રમાણે કરીને તેમણે બ્રહ્મજ્ઞાનીનો દેખાવ ધારણ કર્યો હોત તો ? તો તે અહંતા પણ કેવળ ભ્રમમૂલક અને જગતને ઉંધે રસ્તે દોરનારીજ કહેવાત.

**ખરૂં શરણ અંતરમાં છે**

એ બધી વાતનો નિકાલ કરવાનું સાધન આપણા પોતાના અંતઃકરણમાં છે, એમ ગીતા કહે છે. આપણો આત્મા આસક્તિ અને આતુરતાથી મુક્ત હોવો જોઇએ. તેજ પ્રમાણે અકર્મ અથવા કર્મ પ્રત્યે પણ તેને આસક્તિ ન હોવી જોઇએ. જેટલો દુર્ગુણના બંધનોથી તેટલોજ સદ્ગુણના મોહમાંથી, તે છૂટો હોવો જોઇએ. અહંતા અને મમતાનો આપણે ત્યાગ કરવો જોઇએ, એનો અર્થ એજ છે કે આપણે એક, આત્મામાં જીવન ધારણ કરી શકીએ, અને તેમાંજ સર્વ કાર્યો કરી શકીએ. આખા વિશ્વમાં વિરાટ્ પુરૂષનું કાર્ય આપણા વ્યક્તિત્વ રૂપી સાધન યાને આધારમા થાય તેની ના પાડવાની અહંતાનો જેમ આપણે ત્યાગ કરવો જોઇએ, તેજ પ્રમાણે અહંતાની ઇચ્છા, કામના, વિગેરેના ભોગો ભોગવવાની અહંતા પણ આપણે છોડવી જોઇએ. આપણા પોતાના આત્મામા જીવન ધારણ કરવુ એનો અર્થ એવો નથી કે આપણે આપણી પોતાની ખાતરજ અનંતમા મગ્ન રહીને આનંદ લેવાનો પ્રયત્ન કરવો, અને બીજી બધી વસ્તુઓ અને માણસો પ્રત્યે બેદરકાર રહેવું. પરંતુ આત્મારૂપે જીવન ધારણ કરી તે આત્માના સર્વ સ્વરૂપોમા પણ રહેવું અને સર્વ સ્વરૂપોથી પર પરમાત્મામાં પણ રહેવું, એ એનો ખરો અર્થ હોઇ તેજ પૂર્ણ જ્ઞાન છે.

ઉપર પ્રમાણે જોતાં જણાશે કે "ત્યાગ" શબ્દનો આપણે જે

અર્થ કરીએ છીએ તે સામાન્ય વ્યવહારમાં તેનો જે અર્થ થાય છે તેના કરતાં તદ્દન જુદો છે. સામાન્ય રીતે ત્યાગનો અર્થ સ્વાર્થત્યાગ, સુખભોગનો ત્યાગ, ભોગના પદાર્થોનો ત્યાગ એવો થાય છે. આત્મ ત્યાગ અથવા સ્વાર્થ ત્યાગ માણસને માટે જરૂરનો છે, કારણ કે તેનું હૃદય અજ્ઞાનપૂર્ણ આસક્તિથી ભરેલું છે; સુખભોગનો ત્યાગ પણ જરૂરનો છે કારણ કે ઇન્દ્રિયો પોતાના ભોગરૂપી કાદવમાં રચીપચી રહે છે, અને તેમાંજ લદબદ થઇ ચોંટી રહે છે. ભોગના પદાર્થોનો સ્થૂલ ત્યાગ પણ જરૂરનો છે, કારણ કે મન તે પદાર્થોમાં આસક્ત થઇને આગળ જવાની ના પડે છે, અંતરમાં એક ડૂબકી સરખી મારવાને કબુલ થતું નથી. માણસનુ મન એ પ્રમાણે બંધનમાં પડેલું ન હોત તો ત્યાગની જરૂરની રહેત નહિ. પરંતુ વસ્તુતઃ તેમ નથી. મન વસ્તુઓનાં બાહ્ય સ્વરૂપ ઉપર આસક્તિ રાખે છે. સ્થૂલ પદાર્થો અને શરીરોથી મોહી ભ્રમમાં પડે છે. એવી સ્થિતિમાં મન આનંદથી પરમાનંદ અને જ્ઞાનથી ઉચ્ચ જ્ઞાન પ્રત્યે જવાને અશકત થાય છે. દરેક પદાર્થનું સત્ય સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે હમણાં મન જેના ઉપર આસક્તિ રાખે છે તે બધાનો તેણે ત્યાગ કરવોજ જોઇએ. **બાહ્ય ત્યાગની ખાસ જરૂર નથી ! તો પણ કોઇક કોઇક વાર તે પણ થોડા સમયને માટે જરૂરનો હોય છે, એટલુંજ નહિ પણ ઘણી વખત તો તે અનિવાર્ય હોય છે ! બધા માણસોને નિદાન થોડા સમય માટે તે ઓછા વત્તો ઉપયોગી તો જરૂર છે.** સંપૂર્ણ બાહ્ય ત્યાગની દશામાંથી પણ સાધકે આગળ વધવા માટે એકવાર તો પસાર થવુંજ જોઇએ. પરંતુ તેમાં પણ અતિશય સખ્તાઇ કે આત્માના ઉપર ખાસ અત્યાચાર ગુજાર્યાં વિના તે સ્થિતિ પસાર કરી લેવી જોઇએ, કારણ કે જાત ઉપર એવી કઠોરતા ગુજારવી એ અંતરમાં રહેલા પ્રભુને દુઃખ દેવા બરોબર છે. અંતે ત્યાગ એ તો એક સાધન છે, એટલે તેનો ઉપયોગ થઇ રહ્યા પછી તેની આવશ્યકતા રહેતી નથી. જ્યારે પદાર્થ પ્રત્યે આપણી આસક્તિ રહેતી નથી, ત્યારપછી તેનો ત્યાગ કરવાની જરૂર પણ રહેતી નથી–કારણ કે પછી આત્મા પદાર્થમાં જે આનંદ લે છે તે આનંદ તે પદાર્થમાંથી લેતો નથી, પરંતુ તેમાં રહેલા પ્રભુમાંથી પ્રભુનોજ આનંદ લેવામાં મગ્ન થાય છે. આત્મા ભોગ કે સુખ માટે વાંછના કરતો નથી. ત્યાર પછી સુખ ભોગનો ત્યાગ પણ

નિરર્થક છે, કારણ કે તે આત્માને સર્વ વસ્તુમાં પ્રભુ રહેલો છે તેનો દિવ્ય આનંદ મળી ગયો હોય છે. તેને વસ્તુની સ્થૂલ પ્રાપ્તિ કરવાની અથવા પોતાની માલિકી તેના ઉપર સ્થાપન કરવાની જરૂર રહેતી નથી. અર્થાત્ જ્યારે આત્માને તેનું પોતાનું એવું કાંઇજ રહેતું નથી, ત્યારપછી સ્વાર્થત્યાગ, આત્મભોગ કરવાનો કાંઇ અર્થજ નથી. તે આત્મા તો પ્રભુની શકિતને આધીન રહીને વર્તે છે—આપણે પણ નિયમો, વ્રતો વિગેરેનાં બંધનમાંથી મુકત થઇએ છીએ, અને આત્માની મુકતદશા આપણને જીવિત દશામાંજ પ્રાપ્ત થાય છે.

**સારા અને નઠારાનો ત્યાગ.**

આપણી અધ્યાત્મિક પ્રગતિના માર્ગમાં આપણે જેને "પાપ" અથવા "નઠારૂં" કહેતા હોઇએ તેનો આપણે ત્યાગ કરવાનો છે, તેવીજ રીતે આપણે જેને હમણા "સારૂં" માનતા હોઇએ તેનો પણ આપણે ત્યાગ કરવો જોઇએ. આધ્યાત્મિક પ્રગતિમાં એવી કેટલીક બાબતો છે કે જે શરૂઆતમાં જરૂરની હોય છે અને આપણને કેવળ આવશ્યક લાગે છે. પરંતુ એકવાર તેમને પ્રાપ્ત કર્યા પછી તેઓ આપણને અંતરાયરૂપ થઇ પડે છે અને આપણા વિકાસનો માર્ગ રોકે છે. એવા આધ્યાત્મિક અનુભવોમાંથી આપણે આગળ વધવાને તૈયાર થવું જોઇએ. આપણે તો પરમાત્માની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી વચમા ગમે તેવા સાક્ષાત્કારો થાય તોપણ તેથી લોભાઇ અટકવાનું નથી. આપણો આત્મા એ પ્રમાણે સ્વતંત્ર થશે તો પછી પ્રભુની લીલાના અકલિત ચમત્કારો આપણને માલૂમ પડશે, અને આપણને જણાઇ આવશે કે સર્વનો અંતરથી ત્યાગ કરવામાં વસ્તુતઃ આપણે કશુંજ ગુમાવ્યું નથી. **ત્તેન ત્યક્તેન ભુઞ્જીથાઃ**" (ઇશોપનિષદ્) "તેનો ત્યાગ કરીને ભોગ ભોગવ." કારણ કે એવા ત્યાગ પછી બધી વસ્તુઓ આપણને તેમનાં શુદ્ધ સ્વરૂપમા ફરીને પાછી મળે છે. તેમનામા મહાન પરિવર્તન થઇ ગયું હોય છે. તેઓ બધીજ સુંદર, જ્ઞાનમય અને કલ્યાણકારી યાને મંગલમય પ્રભુમય લાગે છે. બધી અનંત, શુદ્ધ, પરમાત્માનુંજ સ્વરૂપ લાગે છે. અર્થાત્ કે એ રીતે આપણને અનંત યુગથી ચાલતી આવેલી ગહનલીલાનું રહસ્ય પ્રાપ્ત થાય છે.

# પ્રકરણ ૫ મું. અભ્યાસ.

ઇન્દ્રિયોમાં તેના વિષયો પ્રત્યે આસક્તિ હોય છે. તેનો ક્રમ પણ આપણા શાસ્ત્રમાં વર્ણવ્યો છે. શબ્દ, સ્પર્શ રૂપ, રસ અને ગંધ એ બધાં કર્ણ, ત્વચા, નેત્ર, સ્વાદ, નાસિકા ઇન્દ્રિયોના અનુક્રમે વિષયો છે. ઇન્દ્રિયોના અનુભવોનું પૃથક્કરણ બહુ અગત્યનું છે. આપણને અમુક ઇન્દ્રિયોના અમુક અનુભવ ખાસ પ્રિય લાગે છે તેનું શું કારણ? શા માટે આપણે તેના પ્રત્યે આકર્ષાઇએ છીએ? એની તપાસ પ્રથમ કરવી. મીઠાઇ ખાવાનું-ઉદાહરણ લઇએ. હવે, આપણને જે સુખદ અનુભવ થાય છે તે માત્ર જીભ્હા પૂરતોજ હોય છે. જઠરમાં ગયા પછી તેની મીઠાશ આપણે અનુભવતા નથી, અરે, ભોજન કર્યું હોય તો પછી તેમાં આપણને આનંદ પડતો નથી. શરીરમાં વ્યાધિ હોય છે ત્યારે એજ મીઠાઇનો સ્પર્શ કરવા માટે જીભ્હા જરા પણ ઇચ્છા કરતી નથી! પ્રત્યેક ભોગના વિષયનું પૃથક્કરણ કરવાથી ઘણો લાભ થાય છે. મીઠાઇ શું છે? તેનું સ્વરૂપ આપણે જોઇએ તે પહેલાં તો મન તેના પ્રત્યે આકર્ષાય છે, એટલે આપણે તેને જાણી શકતા નથી, પરંતુ મનનું આકર્ષણ થયા પછી પણ બુદ્ધિનો ઉપયોગ કરતાં મીઠાઇનું સ્વરૂપ જણાશે? અમુક પદાર્થો લેવામાં આવે છે, તેની મેળવણી કરવામાં આવે છે, તે મિશ્રણ જ્યારે જીભ્હાને અડકે છે, ત્યારે જીભ્હામાંથી રસ છૂટે છે, એ રસ જીભ્હામાં બહાર નીકળવાની ક્રિયા વખતે મીઠાશનો અનુભવ થાય છે। એમાં નવાઇ જેવું કશું નથી। સુંદર રૂપને જોઇને મન આકર્ષાય છે, ફરીથી તેના પ્રત્યે જુઓ. તેના જેવું તમારી માતાનું મુખ હોય તો? એટલે બધે દૂર શા માટે? રૂપનુંજ પૃથક્કરણ કરો. શરીરની ચામડી નીચે શું આવી રહ્યું છે? તે બધું શેના ઉપર છે? હાડપિંજર અને માંસ, લોહી વહી જનારી નળીઓ, હૃદય, ફેફસાં, આતરડાં, મળમૂત્ર, ચરબી વિગેરે સઘળું છે. આ વિશ્વમાં કેટલી બધી સુંદરતા છે? દરેક ક્ષણે કેટલાં પુષ્પો ખીલે છે। કેટલાં વૃક્ષોને નવપલ્લવ આવે છે? આકાશમાં કેટલાં રંગબેરંગની લીલા થાય છે।

અનેક સ્ત્રી પુરૂષો ભૂતકાળમાં પણ કેવાં સુંદર થયાં હતાં ? હમણાં પણ કેટલાં અનંત થાય છે ? એ બધા કાલીનો મહિમા છે ! એ સુંદરતા જગત જનની માતાની છે. એવી પ્રભુની શક્તિજ આપણને દેખાય છે! હે પ્રભુ ! અમારાં અજ્ઞાનના પડળો દૂર કરી અમને તારૂં શાશ્વત દર્શન આપ !

"વિચારમાં પણ આપણી શક્તિ વાપરીએ છીએ" એ ખ્યાલનો ત્યાગ કરવાની જરૂર છે. આપણી બુદ્ધિ આપણે કેવી રીતે મેળવી ? કુટુંબના, વાતાવરણના, લેખકોના મિત્રોના કેટલા બધા વિચારો આપણામાં આવ્યા ? આપણી વિચારશક્તિમાંથી "હુંપણું" કાઢી નાંખવાની ઘણી જરૂર છે. વિચારશક્તિ તો સમગ્ર વિશ્વમાં છે. આપણામાં તે આવે છે કારણકે આપણે વિશ્વના અંગ છીએ. બુદ્ધિરૂપે પણ અનંત પ્રભુજ પોતાનો આવિર્ભાવ કરી રહ્યા છે. કર્મમાંથી "હું કર્તા છું" એવી બુદ્ધિ પણ છોડવી જોઇએ. તોજ ત્યાગ પૂર્ણ થયો ગણાય. એનો ઉપાય કર્મ યોગમાં બતાવવામાં આવ્યો છે.

ચૈતન્યમાંથી અહંતા દૂર કરવી જોઇએ ! પરંતુ હે પ્રભુ ! તે શી રીતે થાય ? ધન, માલ, મિલ્કત, કુટુંબ-દેશ, વિચાર, કાર્ય, ધર્મ, સેવા સઘળું છોડીશું તોપણ હે અહંતા ! તું જશે કે નહિ એ તો શંકાજ છે ! આપણે સર્વ પદાર્થો પ્રત્યે પ્રેમ રાખવો, પણ અંગત વાસનાને સંતોષવા ખાતર નહિ. આપણા સગા આપણા છે તેટલા માટે આપણે તેમને ચહાઇએ તો તે અહંતા-અજ્ઞાનનું કાર્ય છે. પરંતુ તેઓ પણ પ્રભુનાં સ્વરૂપ છે, માટે બીજાં જેટલાજ તેમને ચહાઇએ એ ખરૂં. વિચારમાં પણ આપણા વિચારોને વળગી રહીએ છીએ ! શા માટે ? કારણકે અંતરમાં છૂપી અહંતા રહેલી છે. હે અહંતા ! તું પ્રકૃતિની જબરી શક્તિ છે ! તને કેવી રીતે છતવી ? પરોપકારી થવાની વૃત્તિ ઉપજાવી ધીમે રહીને "હું કેવો સારો છું ?" એવી છૂપી અવ્યક્ત અહંતારૂપે તું આવી જાય છે ઉદાસીનતાનો પણ તું દેખાવ ધારણ કરે છે, અને બુદ્ધિ તારો સાથી હોવાથી જાણી જોઇને છેતરાય છે. આપણી આજુબાજુ સાધુનો દેખાવ કરવામાં માન ગળશે એમ લાગે તો આપણે સાધુ થઇએ

છીએ! અરેરે! અહંતા દેવી એવા સાધુત્વમાં પણ તમે આવી જાઓ છો? આસપાસ અમુક દેખાવને માન મળે છે માટે આપણે તેવો દેખાવ કરીએ છીએ. અરે! 'મને જરા પણ અભિમાન નથી" એ વૃત્તિમાંજ અહંતા બીરાજેલી કોણે નથી અનુભવી? સાવચેત થા, અંતર આત્મા! જરા અંદર તપાસ યોગના પ્રકરણનો અભ્યાસ લખવામાં અહંતા હોય તો તેને પણ જોઇ લે! પ્રભુને શરણે જા. અર્જુનને અહંતા થઇ હતી તેથી મહાભારતમાં ધનુષ્ય નાખી દઇને લડાઇથી દૂર ગયો, ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને તે અહંતા દૂર કરાવી? શ્રીરામચંદ્રે રાવણને માર્યો. પરંતુ અહંતા ન હતી! "મારે શી કથા છે? ' સગપણ કેહું?" સર્વ બ્રહ્મમય છે" એવું કહીને રામે સન્યાસ લીધો હોત તો તે ઓછી અહંતા કહેવાત? પ્રશ્ન વિકટ છે માટે અહંતા છે કે નહિ તેનું ધોરણ આપણા હૃદયમાં છે. બાહ્ય નિયમ કામ ન લાગે અંદર જુઓ, તપાસ કરો અહંતાને શોધીને પ્રભુને અર્પણ કરો તમારા યજ્ઞની વેદીમાં "સ્વાહા કહી" તેની આહુતિ આપો!

ત્યાગ કરતાં વળી ઘણા તો અતિશય કઠણાશવાળાજ થઇ બેસે છે! અને "આ નહિ", "તે નહિ" કર્યા કરે છે અરેભાઇ! વસ્તુ કે ત્યાગ કે ઇન્દ્રિયોના સ્થૂલ સંયમને તો ગીતામાં મિથ્યાચાર કહ્યો છે. વસ્તુમાં-પદાર્થ પ્રત્યે, આપણા અંતરમાં રસ રહેલો હોય તેનો ત્યાગ કરવો જરૂરનો છે. મીઠાઇનો ત્યાગ કરવાથી આપણે કામ નહિ પતે "મીઠાઇમાં કાંઇક મેળવવાનું છે-સુંદર સ્વાદ છે" એ વિચારજ ખોટો છે. ભોગ તો આપણામાં છે આપણે લીધે ભોગનો અનુભવ થાય છે આપણે તો પૂર્ણ કામ સ્વરૂપ છીએ કામના અને વાસના એ આપણી અપૂર્ણતાની નિશાની છે "મારે કશાની જરૂર નથી" "હું તો સર્વ કામનાઓથી અતીત છું" એ વિચારને દૃઢ કરવા યત્ન કરવો "આ કામના પ્રકૃતિની છે મારી નથી" એ વિચારને પણ ઠસાવવાનો અભ્યાસ કરો ત્યાગ કરવો છે એટલે જીવનમાંથી આનંદ ગુમાવવો છે એવું રખે માની બેસતા ઘણા લોકો સંયમ કરે છે પણ તેમનામાં અતિશય ગંભીરતા, મહેનતનો ખ્યાલ, પોતે પ્રયત્નપૂર્વક કાંઇક કરી રહ્યા છે, એવી વૃત્તિ દેખાય છે. વળી ઘણા

'તો પ્રચલિત સમાજથી વિરૂદ્ધ વર્તન કરવામાંજ ત્યાગ સમાયલો છે એમ માને છે. કેટલાક વળી વિચિત્રતા ધારણ કરી ત્યાગ અને સંયમની ભાવનાનો અમલ કરવા મથે છે. બીડી પીવાની ટેવ હોય તો બીજા ટીકા કરશે એવી બ્હીકથી છચોક ન પીવી એનું નામ ત્યાગ નથી, તેમ બીજા બધા અમુક પ્રકારે કરે છે માટેજ તે ન કરવું એવો પણ ત્યાગનો અર્થ નથી.

અંતરથી સર્વનો ત્યાગ કરો ! "હું સાધના કરૂં છું" એ વિચારનો પણ ત્યાગ કરો સર્વ પ્રભુને સંપૂર્ણ રીતે, ખરેખરા હૃદયથી અર્પણ કરી દો. એને અર્પણ કર્યા પછીની અદ્ભુત શાંતિ અનુભવશો એટલે પછી તેને કોણ છોડશે શ્રીરામકૃષ્ણ કહેતા "હે મા ! આ લે તારૂ પાપ અને આ તારૂં પૂણ્ય ! મારે તો તારૂં કામ છે ! આ રહ્યું તારૂ સારૂં અને આ તારૂં નઠારૂં. મારે તો તારૂં કામ છે !—ત્યાગ ભાવનાની એ પરાકાષ્ટા છે






## પ્રકરણ ૬ ઠું. પૃથક્કરણ.

જ્ઞાનયોગનો ઉદ્દેશ-આત્માનો સાક્ષાત્કાર કરવાનો છે. આપણે પૂર્ણયોગમાં આત્માને સત્ય-વાસ્તવિક માનીએ છીએ અને વિશ્વને આત્માનુંજ સત્ય માની તેને પણ સ્વીકારીએ છીએ.

અન્નમય, પ્રાણમય અને મનોમય કોશમાં આપણે આત્મતત્વ રહેલું છે એમ માની શરીર, પ્રાણ અને મન એજ આપણું સ્વરૂપ છે એમ સ્વીકારી બેઠા છીએ તેનો પ્રથમતો નિષેધ કરવાની જરૂર છે.

| | |
|---|---|
| ૧. હું શરીર નથી.<br>૨. હું પ્રાણશક્તિ-જીવનશક્તિ પણ નથી.<br>૩. હું મન અને તેની ક્રિયાઓ પણ નથી | "હું એ ત્રણેથી જુદો છું. એ ત્રણેથી પર છું. એ અનુભવને સિદ્ધ કરો. |

શરીર પ્રાણ અને મન એ ત્રણે વિશ્વમા પોતાનો આવિર્ભાવ કરવાને આત્માએ ઉત્પન્ન કરેલા છે

આત્માનું ખરૂ સ્વરૂપ વ્યક્તિ તેમજ વિશ્વ નથી, પરંતુ એ બન્નેથી પર રહેલું છે. તે સનાતન શુદ્ધ અસ્તિત્વ છે. વિશ્વ તેનું એક સ્વરૂપ છે. વ્યક્તિના આતર તેમજ બાહ્ય સ્વરૂપનો તે પાયો છે એટલે જ્ઞાનયોગમા નિષેધાત્મક અભ્યાસ કરી "હું આ નથી." એમ સિદ્ધ કરીને પછી 'હું તે છુ" અર્થાત્ "શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ, સનાતન અને આનંદ સ્વરૂપ છુ." એવો અભ્યાસ પણ કરવો જોઇએ.

રાજયોગની પદ્ધતિમા એનોએ અભ્યાસ જુદી રીતે કરવામાં આવે છે. તેમાં આખો વખત બ્રહ્મના ઉપરજ વિચારને સ્થિર કરવાનો અભ્યાસ કરાવવામા આવે છે. પ્રશ્ન એ છે કે બ્રહ્મભાવ સ્થિર થયા પછી વિશ્વમા આવિર્ભાવનું શું કરવું ? પૂર્ણ યોગની દૃષ્ટિએ તેનો ઉત્તર એ છે

કે તેનો ત્યાગ ન કરતાં તેનું રૂપાંતર કરો. તે આત્મા પુરુષ અને પ્રકૃતિ બન્ને સ્વરૂપ છે. પ્રાચીન યોગશાસ્ત્રમાં એ સાક્ષાત્કારોનાં નામો આપેલાં છે વિશ્વના સાક્ષાત્કારને વિરાટ, જગતનો બીજને હિરણ્યગર્ભ, પ્રજ્ઞા અને પ્રજ્ઞ વિગેરે શબ્દો વપરાય છે; પરંતુ તે બધા એકજ પરબ્રહ્મનો આવિર્ભાવ છે એ યાદ રાખવું.

પૂર્ણયોગમાં આપણે જગતના આદિકારણમાં લય પામવાનો આપણો ઉદ્દેશ નથી; આપણે તો વિશ્વમાં આવિર્ભાવ પણ કરવો છે.

આપણું પોતાનું ઉત્તમોત્તમ સ્વરૂપ જે આત્મા, તે જ બીજાં સર્વ પ્રાણીઓમાં પણ તેમનું ઉત્તમોત્તમ સ્વરૂપ છે. અંતરમાં **સોઽહમ્**–" હું તે છું " એવો અનુભવ થયા પછી બહાર દૃષ્ટિ નાખતાં **તત્ત્વમસિ** " તું તે છે " એવો સાક્ષાત્કાર બીજાઓમાં થશે.



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## જ્ઞાનયોગની સાધનાનો સમન્વય.

ગયા પ્રકરણમાં આપણે ત્યાગનો વ્યાપક વિચાર બધી દૃષ્ટિએ તપાસ્યો. તેજ પ્રમાણે આપણે એકાગ્રતાની જુદી જુદી શક્યતાઓનો વિચાર કર્યો. એ બાબતો જ્ઞાનયોગના એટલીજ કર્મ તથા ભક્તિયોગને લાગુ પડે છે, કારણ કે ત્રણે યોગમાં એકાગ્રતા અને ત્યાગની જરૂર પડે છે. અલબત્ત, દરેક માર્ગમાં તેમને લાગુ કરવામાં ભાવનાનો અને પદ્ધતિનો ફેર રહેલો છે. આ પ્રકરણમાં હવે આપણે જ્ઞાનયોગના માર્ગમાં એકાગ્રતા અને ત્યાગના સાધનોનો ઉપયોગ કરીને કેવી રીતે આગળ વધી શકીએ તેનો વિચાર કરીશું. જ્ઞાનયોગ એટલે આપણો હુંઆત્મા શુદ્ધ સ્વરૂપમાંથી પાર્થિવ જીવનમાં જે નિસરણી મારફત ઉતર્યો છે તેનો ઉપયોગ કરીને પાછા મૂળ સ્વરૂપને પ્રાપ્ત થવું તે.

જ્ઞાનયોગનો ઉદ્દેશ.

જ્ઞાનનો મુખ્ય ઉદ્દેશ આત્માની પ્રાપ્તિ કરવી એવો છે, અને આત્માની પ્રાપ્તિ એટલે આપણા સત્ય સ્વરૂપની પ્રાપ્તિ. સત્ય સ્વરૂપની પ્રાપ્તિ કરવી છે એમ આપણે કહીએ છીએ તેનો અર્થ એજ છે કે આપણી અત્યારની સ્થિતિ સત્ય નથી. આપણે દુનિયાનો ત્યાગ કરવાનો ટુંકો રસ્તો લેવાનું દુરસ્ત ધાર્યું નથી. વિશ્વ એ સ્થૂલ શક્તિને લીધે ઉભું થઇ ગયેલું જડ પદાર્થનું એક મહાન અસત્ય છે એમ આપણે માનતા નથી. વળી 'વિશ્વ' એ મને પોતાને ઉપજાવી કાઢેલો એક ભ્રમ માત્ર છે એમ પણ આપણે કબુલ કરતા નથી. તેમ તેના પાયામાં શૂન્ય સિવાય બીજું કાંઇ નથી માટે આપણે શૂન્ય સ્થિતિને પ્રાપ્ત કરવી એ આપણો ઉચ્ચમાં ઉચ્ચ ઉદ્દેશ છે એવું પણ આપણને માન્ય નથી. આત્મા સત્ય છે તે આપણે સ્વીકારીએ છીએ, અને વિશ્વ પણ આત્મરૂપ

હોવાથી સત્ય છે. તે માત્ર પદાર્થ, બળ, નામ, રૂપ વગેરે પુરતું જ સત્ય નથી, પરંતુ તે ચૈતન્યનું સત્ય છે એ તો નિર્વિવાદ. હવે, વિશ્વ એક સત્ય છે, મિથ્યા અને અસત્ય નથી એ ખરૂં, પણ આપણું હમણાંનું જીવન અજ્ઞાનમય હોઇ સત્ય ઉપર રચાયલું નથી. આપણે પોતાની જાતને વિષે ખોટો ખ્યાલ બાંધીએ છીએ. જેવા નથી તેવા આપણી જાતને આપણે માની બેઠા છીએ. આપણી આજુબાજુની પરિસ્થિતિ પ્રત્યે પણ આપણો સંબંધ ખોટો છે, કારણ કે આપણે આત્માને અથવા તો વિશ્વને બેમાંથી એકેને બરાબર પિછાનતા નથી. આત્મા અને પ્રકૃતિ એ બન્નેએ મળીને જે દષ્ટિબિંદુ આપણી પ્રકૃતિમાં સ્થાપન કર્યું છે તેને આપણે સત્ય તરીકે સ્વીકારીએ છીએ પરંતુ એ દષ્ટિબિંદુ તો આપણી પોતાની અહંતાનો વિકાસ થવા માટે પ્રકૃતિએ ઉત્પન્ન કર્યું હોઇ તે ક્ષણિક અને વિકારી છે. એ અસત્ય આપણા જીવનમાં દુઃખનું, અવ્યવસ્થાનું અને દોષનું કારણ છે. તેનાથી આપણા આંતર જીવન તથા બાહ્ય જીવન બન્નેમાં વિક્ષેપ પડે છે. આપણું આંતર જીવન, સામાજીક જીવન, બીજા માણસો જોડેનો આપણો સંબંધ વિગેરે હમણાં અસત્યના ઉપર રચાયલાં છે એટલે તેના મૂળ સિદ્ધાંતો, પદ્ધતિઓ, રૂઢિઓ વિગેરે પણ અસત્ય છે. અલબત્ત, એ અસત્ય દ્વારા ક્રમે ક્રમે સત્ય વિકાસ પામી રહ્યું છે. એટલા માટે જ માણસે જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર છે. એ જ્ઞાન એટલે સામાન્ય જ્ઞાન નહિ, પરંતુ આત્માનું અને પ્રકૃતિનું જ્ઞાન. એ જ્ઞાનના ઉપરજ સત્ય જીવનનો પાયો રચી શકાય.

**આપણું અજ્ઞાન.**

આપણા અજ્ઞાનનું કારણ એ છે કે આપણે અસત્ય માન્યના સ્વીકારીને અસત્ય વસ્તુ જોડે એકતા કરીએ છીએ. પ્રકૃતિએ પોતાની જડ દેખાતી કૃતિઓમાં જુદાં જુદાં દેખાતાં અનેક શરીરો વિશ્વમાં ઉભાં કરી દીધાં છે. પ્રકૃતિમાં આવિર્ભાવ પામનાર આત્મા પોતે તે શરીરમાં રહે છે, તેનો ઉપભોગ કરે છે, અને તેને ધારણ કરે છે. પરિણામે આત્મા પોતાની જાતને–પોતાના ખરા સ્વરૂપને–ભૂલી જાય છે, અને પોતે જાણે પૃથ્વી પરનાં અનેક શરીરોમાંથી એક શરીર માત્ર હોય એવું માની

બેસે છે. " હું આ શરીર છું " એમ તે માને છે, અને પોતે શરીરને સુખે સુખી અને દુઃખે દુઃખી થાય છે, શરીરના જન્મ જોડે જન્મ ધારણ કરે છે, અને મરણ જોડે મૃત્યુ પામે છે. એ પ્રમાણે પોતે શરીર જોડે એકતા કરીને ઉપરના સર્વ અનુભવો આત્મા સ્વીકારે છે. વળી પ્રકૃતિએ વિશ્વમાં પરસ્પર ભિન્ન દેખાતા જીવનશક્તિ યાને પ્રાણુશક્તિના પ્રવાહો બનાવ્યાં છે. તે પ્રવાહો પ્રાણુશક્તિના વમળરૂપ હોઇ દરેક શરીરની અંદર અને આજુ બાજુ ગોળ ગોળ ફરે છે. પ્રકૃતિમાં આવિર્ભાવ પામેલો આત્મા તે પ્રવાહને પકડે છે—વસ્તુતઃ પોતે તેમાં પકડાય છે, અને જીવનના નાના સરખા વમળમાં તે સપડાઇ જાય છે. એટલે આત્મા પોતાનું સ્વરૂપ ભૂલી જાય છે અને કહે છે કે " હું આ જીવન પ્રવાહ છું, " જીવનમાં રહીને તેની આતુરતા પોતે સ્વીકારે છે, કામનાઓમાં મસ્ત થઇ જાય છે,—સુખ દુઃખમાં ભાગ લઇને પોતે સુખ દુઃખ અનુભવે છે. પ્રાણુશક્તિમાં રહેવા છતાં તે શરીરભાવથી ઘેરાય છે. તે પોતાનુ બધુ અસ્તિત્વ શરીરમય અને પ્રાણુમય બનાવીને એમ માને છે કે " જ્યારે જીવનનો પ્રવાહ કે જે આ શરીરની આજુબાજુ વહે છે તે શરીરના મરણ પછી બંધ પડશે ત્યારે હું પણ મૃત્યુ પામીશ. " પોતાના શરીરમાં જે પ્રાણુશક્તિનો વમળ ઉત્પન્ન થયો છે તે વિશ્વના જીવન પ્રવાહનું પરિણામ છે એમ તેને અનુભવ થાય છે તો તે એ જીવન પ્રવાહ જોડે એકતા કરે છે અને એમ માને છે કે " હું જીવનનો સતત ચાલ્યા કરતો પ્રવાહ છું. હમણાં મે આ શરીર ધારણ કર્યુ છે. વળી તેનો ત્યાગ કરીને હું બીજા શરીરને ધારણ કરીશ. હું અનંત જીવન છું. મારે તો પુનર્જન્મ ધારણ કરી ગોળ ગોળ ફર્યાંજ કરવાનું છે. "

**માનસિક પ્રકૃતિ જોડે એકતા.**

પ્રકૃતિમા જોકે માનસિક એકતા રહેલી છે તો પણ વિરાટ્ મનમાં જુદાં જુદાં દેખાતા મનનાં વિદ્યુત્ સંચાલક યંત્રો પ્રકૃતિએ બનાવ્યાં છે. એ યંત્રોમા માનસિક શક્તિ ઉત્પન્ન કરવાની, તેને વહેંચવાની, અને માનસિક ક્રિયાઓ કરવાની તાકાત રહેલી છે. માનસિક તારખાતાની વ્યવસ્થામા દરેક મન તાર સ્વીકારવાનું જાદું જુદું મેથક

ત હોય, તેવું છે. ત્યાં આગળ મનના સંદેશાઓ લેવાય છે, ઉકેલવામાં આવે છે, લખવામાં આવે છે, અને રવાના કરવામાં આવે છે. માનસિક સંદેશાઓ અને ક્રિયાઓ વિવિધ પ્રકારનાં છે. લાગણી ભર્યા, આવેશ વાળા, સંસ્કાર સંગ્રાહક, બાહ્ય સ્પર્શની અસર બતાવનારાં, વિચારમય વિગેરે જુદા જુદા પ્રકારના સંદેશાઓ અને ક્રિયાઓ મન ચલાવી શકે છે. પ્રકૃતિમાં આવિર્ભાવ પામતો આત્મા તે બધાંને સ્વીકારે છે, અને વિશ્વપ્રત્યે પોતાનું દૃષ્ટિ બિન્દુ તે ક્રિયાઓ દ્વારા નક્કી કરે છે. તે તારના સંદેશાઓના ટકોરા પોતાનેજ વાગતા હોય એમ તેને લાગે છે, અને પોતે તેનાં પરિણામો સ્વીકારીને દુઃખી કે સુખી થાય છે. પ્રકૃતિ એ યંત્રને શરીર રૂપી પાયા ઉપર ગોઠવે છે. એટલે કે માનસિક તારઓફિસના મકાન સારૂ જરૂરી જમીન એજ આપણું શરીર પ્રકૃતિ બનાવી મૂકે છે. વળી, શરીર તથા મનની વચ્ચે સંબંધ જાળવવા માટેજ તેણે પ્રાણશકિત તથા જ્ઞાનતંતુઓનાં દોરડાંઓ બાંધ્યાં છે. એ દોરડાંઓમાં પ્રાણના પ્રવાહો ચાલે છે, તેને લીધે મન સ્થૂલ જગતનું જ્ઞાન મેળવી શકે છે, એટલુંજ નહિ પરંતુ પ્રાણમય જગતને પણ જાણી શકે છે. મન જો કેવળ સ્વતંત્ર હોત તો સૌથી પ્રથમ તેને મનોમય જીવનનોજ વિચાર આવત. પરંતુ માણસની હાલની સ્થિતિમાં તેના મનમાં પ્રથમ શરીર અને પ્રાણનોજ વિચાર આવે છે, અને તે સિવાયનું બાકીનું જે પ્રાણમય જીવન છે તેના વિષે તો મન તદ્દન ગાફેલ જણાય છે.

મનોમય પુરૂષનું અજ્ઞાન.

આપણો આત્મા મન જોડે એકતા કરે છે, અને પોતે કહે છે કે, "હું આ મન છું" અને મનના યંત્રનો પાયો શરીર છે એટલે તે માને છે "હું જીવતા શરીરમાં રહેનાર મન છું", અથવા વળી ઘણીખરી વાર તો "હું વિચાર કરનાર અને જીવન ધારણ કરનાર શરીર છું." આત્મા મનના વિચારો જોડે, લાગણીઓ જોડે, સંસ્કારો જોડે, બાહ્ય સ્પર્શો જોડે એકતા કરે છે અને પોતે એમ કલ્પે છે કે શરીર જ્યારે નાશ પામશે ત્યારે આ બધું પણ નાશ પામશે, એટલે કે હું પણ મૃત્યુ પામીશ. અથવા ઘણીવાર તો તેને મનોમય પુરૂષ શરીરથી જુદો છે

એવો અનુભવ થાય છે અને ત્યારે તે એમ માનવા લાગે છે કે પોતે જ તે મનોમય પુરૂષ છે, અને વારેવારે શરીર ધારણ કરીને જીવનનો અનુભવ કરે છે અને પછી પાછો માનસિક વિશ્વમાં પોતે જતો રહે છે એમ તેને લાગે છે. એ પ્રમાણે શરીર અને પ્રાણમાં વારેવારે આવીને સુખ દુઃખ ભોગવનાર મનોમય વ્યક્તિનેજ તે અનંત જીવન-શાશ્વત સુખ માને છે, વળી કેટલીક વાર તો મનમાં સત્વ ગુણનો ઉદય થવાને લીધે મનને પોતાનાથી ઉચ્ચ આધ્યાત્મિક સ્થિતિની ઝાંખી થાય છે એટલુંજ નહિ પણ એ દૂરના અસ્તિત્વમાં મનનો લય કરવાની તેને શક્યતા જણાય છે. તે મનથી પર અસ્તિત્વને શૂન્ય તરીકે માને છે, અથવા તો અનંત અસ્તિત્વ અને બ્રહ્મરૂપ માને છે અને એમ પણ માને છે કે " તે અનંતમાં હું લય પામીશ. " એ લય પામવાના વિચારથી કેટલાક માણસો ડરે છે ત્યારે વળી કેટલાક તેમાં આનંદ પણ માને છે. તેનો આધાર પ્રાણ અને શરીરમાં તેઓ જેટલે દરજ્જે આસક્તિ ધરાવે છે તેના ઉપર રહેલો હોય છે.

વિરાટનું અસ્તિત્વ.

ઉપર આપણે જે વિચારો આપ્યા છે તે બધા સત્ય અને અસત્ય બન્નેનું મિશ્રણ છે. મન, પ્રાણ, અને શરીર પ્રકૃતિમાં અસ્તિત્વ ધરાવે છે, એમાં શંકા નથી, તેમ તેઓ અસત્ય પણ નથી. પરંતુ આત્મા તેમની જોડે ઐક્તા કરે છે તે અસત્ય છે. વળી પ્રકૃતિમાં મન, પ્રાણ અને શરીર વ્યક્તિ તરીકે પૂર્ણ ખ્યાતિ ધરાવે છે, છતાં આત્મા તેમાં લુબ્ધ થવાની ભૂલ કરે છે તે ખોટું છે. મન, પ્રાણ, અને શરીર એ બધાં આપણાં છે ખરા પણ તે જુદા અર્થમા, અને તે અર્થ એ છે કે આત્માએ પ્રકૃતિ અને પુરૂષ એ બેના મેળાપ કરીને પોતાનું અસ્તિત્વ વિશ્વરૂપે વ્યક્ત કરવાના સાધન તરીકે તેમને સ્વીકાર્યા છે. વ્યક્તિનાં પોતાના મન, પ્રાણ અને શરીર પણ એ બે તત્ત્વો—પ્રકૃતિ અને પુરૂષ—ની માત્ર લીલા છે. તે લીલા પણ પુરૂષ અને પ્રકૃતિના કાર્ય પ્રતિકાર્યને લીધે ઉત્પન્ન થઇ છે, કારણ કે એવા સંઘટ્ટ સિવાય એક, અનંત બહુત્વ ધારણ કરી શકત નહિ. અને એક અનંત આત્મામાં વિવિધતા

અને દ્વૈત હમેશાં સમાયલાં છે એ તો આપણે જાણીએ જ છીએ. હવે આપણાં મન, પ્રાણ અને શરીર આપણાં છે, એનો અર્થ એવો છે, કે તે આત્માના વિરાટ્ સ્વરૂપનાં હોઇ, આપણે તે વિરાટ્ સ્વરૂપના કાર્યનું કેન્દ્ર હોવાથી તે આપણાં છે. વિરાટ્ મન, વિરાટ્ પ્રાણ અને વિરાટ્ શરીર એ પણ આપણાં છે, કારણ કે આપણે જાતે વિરાટ્ છીએ. આત્મા વ્યક્તિનાં મન, પ્રાણ અને શરીર કરતાં ઘણોજ વિશાળ છે. જ્યારે જ્યારે એ વસ્તુઓ સાથે એકતા કરીએ છીએ ત્યારે ત્યારે આપણે અજ્ઞાનનેજ વશ થઇએ છીએ. ( એ અસત્યના સંગથી, આપણું દૃષ્ટિબિન્દુ, આપણો વિશ્વ જોડેનો સંબંધ અને આપણાં કર્મો વિગેરે પણ અસત્ય થઇ જાય છે. )

**સર્વ અજ્ઞાનનો ત્યાગ**

આત્મા એ શુદ્ધ સત્ ( અસ્તિત્વ ) છે, અને આખું જગત તેનો આવિર્ભાવ છે, એ જ્ઞાનથી આપણે શરૂઆત કરવી જોઇએ. આપણે એ જ્ઞાનનો સાક્ષાત્કાર કરવો જોઇએ અને આપણા વ્યક્તિગત જીવનમાં આપણાં આંતર અને બાહ્ય કર્મોનો પાયો તે સાક્ષાત્કાર અને એકતા ઉપરજ રચાવો જોઇએ. જ્ઞાનયોગમાં બે પ્રકારનાં સાધનમાર્ગો બતાવવામાં આવ્યા છે, તેમનો ઉપયોગ કરીને આપણે અસત્યનો ત્યાગ કરી સત્ય જ્ઞાનને પ્રાપ્ત કરી શકીએ છીએ. એક માર્ગે જતાં આપણે કહીએ છીએ કે "હું શરીર નથી" અને તે કથનનો આપણે બરાબર સાક્ષાત્કાર કરીએ છીએ, જેથી "હું શરીર છું" એ અજ્ઞાન ધીમે ધીમે દૂર થઇ જાય છે. તેજ પ્રમાણે આગળ ચાલતાં આપણે કહીએ છીએ કે "હું આ પ્રાણ નથી", "હું પ્રાણ નથી." એ પ્રમાણે મનને એકાગ્ર કરવાથી અને પ્રાણની વાસનાઓનો ત્યાગ કરવાથી આપણે પ્રાણનાં બંધનથી મુક્ત થઇએ છીએ. છેવટે આપણે "હું મન નથી" એવો અભ્યાસ કરીએ છીએ, અને તેનાથી માનસિક ક્રિયાઓનો લોપ થઇ આપણે મનનાં બંધનમાં પણ છુટી જઇએ છીએ. આગળ દર્શાવ્યા પ્રમાણે વારંવાર પુષ્કળ અભ્યાસ કર્યાથી તે બંધનોના પડદા એક પછી એક સરી જાય છે, અને આત્માનો સાક્ષાત્કાર થવા માંડે છે. ત્યારપછી

" હું તે છું. હું અનંત, નિત્ય, શુદ્ધ, આનંદ સ્વરૂપ છું. " એ પ્રમાણે આપણે એકાગ્ર વૃત્તિ કરીએ છીએ. અભ્યાસથી આપણને તે જ સ્થિતિ પ્રાપ્ત થાય છે, અને આપણે વ્યક્તિ અને વિશ્વને તેમાં સમર્પણ કરી દઇ શકીએ છીએ. વળી રાજયોગની એક પદ્ધતિ એવી છે કે પ્રથમ કેવળ બ્રહ્મના ઉપરજ બધી વિચારશક્તિ એકાગ્ર કરવી, અને મનમાંથી બ્રહ્મ સિવાયના બધા વિચારોને દૂર કરી નાખવા, એટલે કે આપણું મન આંતર કે બાહ્ય પ્રવૃત્તિમાં બ્રહ્મ સિવાય બીજા એક પણ વિચાર ઉપર કાર્ય કરેજ નહિ તેમ કરવું. એ પ્રમાણે મનમાં અભ્યાસ કરવાથી પ્રાણ અને શરીર પણ શાંત થઇ જશે અને તેમને અંતરમાંજ સમાધિ થશે. એ પ્રમાણે અંતઃકરણમાં સમાધિ થતાં થતાં સર્વ આંતર ક્રિયાઓમાં પણ સમાધિ થવા માંડશે અને પરિણામે આત્મસાક્ષાત્કાર થશે.

આકાશ બ્રહ્મ.

આ બીજા સાધનમાં આપણે જોયું કે તે વ્યક્તિપ્રધાન હોઇ એની ઘણી ખરી પ્રવૃત્તિઓ આંતર છે. જ્ઞાનયોગની સાધનામાં આપણે વિશ્વજીવન અથવા વિરાટ્ કર્મને વિચારમાંથી બાતલ કરીને અથવા તો તેના પ્રત્યે કેવળ બેદરકારી બતાવીને આગળ વધીએ છીએ, પરંતુ તે છતાં વિશ્વ તો ઉભુંજ રહે છે. વ્યક્તિ તેને સ્વીકારે કે નહિ તો પણ વિશ્વ તો આત્મામાંજ સ્થિત છે, અને આત્મા જ તેને ટકાવી રહ્યો છે. સર્વ વસ્તુઓમાં તે જ વ્યાપી રહ્યો છે, અને તે વ્યક્તિ તથા વિશ્વ બંનેને પોતાના પરાત્પર સ્વરૂપમાં સમાવી લે છે. આંતર સમાધિમાંથી જાગ્રત થતાં, સામાન્ય સ્થિતિમાં આવતાં વિશ્વમાં જે સનાતન આત્મા રહેલો જણાય છે, તેના પ્રત્યે આપણે શું કરવું યાને કેવું વર્તન રાખવું ? એ પ્રશ્ન રહે છે. બહિર્મુખ થયલા માણસે કેવા પ્રકારનું વર્તન કરવું તેનું ત્યાગ વૃત્તિ પ્રધાન જ્ઞાનયોગમાં તો સ્પષ્ટ અને ચોક્કસ નિરાકરણ કરવામાં આવ્યું છે. અર્થાત્ આખા વિશ્વને અને તેમાં રહેલી સર્વ વસ્તુઓને આકાશ બ્રહ્મના સ્વરૂપમાં જોવાનો પ્રયત્ન કરવો. સ્થૂલ પદાર્થોનું પૃથક્કરણ કરતાં છેવટે સર્વવ્યાપી આકાશ તત્વમાં તે સર્વનો સમાવેશ થાય છે. તેજ પ્રમાણે સર્વવ્યાપી આકાશ બ્રહ્મમાં સર્વ ચૈતન્યની એકતા

પ્રતીત થાય છે. સર્વ પ્રદાર્થો તેના સ્વરૂપો છે, સર્વ વસ્તુઓ તેની બનેલી છે, અને તે સર્વવ્યાપી છે એવો અનુભવ થાય છે. વળી આકાશ બ્રહ્મ મા વિશ્વજીવન અને વિશ્વ પ્રાણુ અને વિરાટ્ મન પણ આવી રહેલા જણાય છે. સર્વ સ્વરૂપો તે આકાશ બ્રહ્મનાજ બનેલા છે. પરંતુ તે માત્ર સ્વરૂપોજ—નામ અને રૂપજ છે. તે સઘળા સત્ય નથી આપણે એક ઘડો જોઇએ છીએ તે જેમ માટીનુંજ એક સ્વરૂપ હોઇ પાછો મૂળ માટીના સ્વરૂપમા મળી જાય છે, તેમ પૃથ્વી એ વિશ્વ અથવા વિરાટ જીવનનો એક વિભાગ છે અને વિશ્વજીવન એ આકાશ બ્રહ્મની એક ક્રિયા છે! આ પ્રમાણે મનને એકાગ્ર કરવાથી અને નામ રૂપાત્મક પદાર્થોને ગ્રહણ કરવાને બદલે તેનુ મૂળ સ્વરૂપ જે આકાશ બ્રહ્મ છે તેના ઉપરજ ધ્યાન રાખવાથી, આખુ વિશ્વ નામ અને રૂપથી બનેલી માયા લાગે છે, અર્થાત્ આખુ નામ રૂપાત્મક જગત્ મિથ્યા ભાસે છે. આ પ્રમાણે આ વિશ્વ મિથ્યા લાગતા તેના આવિર્ભાવ પણ મિથ્યા લાગે છે. ખરેખરૂં જોતા તો આપણો એક અખડ ચૈતન્ય સ્વરૂપ આત્માજ સર્વત્ર વિલસી રહ્યો હોઇ તેના ઉપરજ આપણુ મન નામ, રૂપ વિગેરેનો અધ્યારોપ કરી વિશ્વની ભાવના ઉત્પન્ન કરે છે આ પમાણે જીવાત્માને આપણે કૈવલ્યમા સ્થિત રાખવો એજ સૌથી ઉત્તમોત્તમ આધ્યાત્મિક દશા લાગે છે

**લીલાનું રહસ્ય**

આવો સાક્ષાત્કાર થયા છતા પણ આત્મા તો પોતાનો અનિત્ય અને ક્ષણિક આવિર્ભાવ કર્યાજ કરે છે, અર્થાત્ તે સર્વ પદાર્થનું સ્વરૂપ ધારણ કર્યાજ કરે છે. તેની એ લીના—એ ક્રિયા ચાલુજ રહે છે કારણ આપણે વિશ્વનું મિથ્યાત્વ સમજી ગયા, અને તેનુ માયા સ્વરૂપ જાણ્યુ તથા અજ્ઞાન રૂપી ચોરને પકડી પાડયો, કિંવા આપણે જગતનો ત્યાગ કર્યો તેટલા ઉપરથી આત્મા અથવા વિશ્વ બેમાથી એકના ઉપર તલમાત્ર અસર થતી નથી આપણે અહીં ધ્યાનમા રાખવું જોઇએ કે આ પ્રમાણે આપણાથી સ્વતંત્ર જે રચના ચાલી રહી છે તેના ઉડાણમા કાંઇક ભવ્ય સત્ય આવી રહેલુ હોવુ જોઇએ. પૂર્ણજ્ઞાનને માટે આપણે

એ જ્ઞાન પણ મેળવવું જરૂરનું છે. કારણ કે એ પ્રમાણે આપણે જો એ જ્ઞાનથી વંચિત રહી જઇએ તો તેમાં, પ્રભુનો નહિ, પરંતુ આપણો પોતાનોજ દોષ છે. આપણે ફરીને ધ્યાન એકાગ્રતા આદિ કરવું જોઇએ અને ફરીને પાછા વિરાટ્ વિશ્વ પ્રકૃતિને ધારણ કરી રાખનાર આત્માને આપણે અનુભવવો જોઇએ. તે વિરાટ્ આત્માની અનુમતિથી અને તેની શક્તિથીજ આખું વિશ્વ પોતાના કાર્યમાં આગળ વધી રહ્યું છે. અર્થાત્ આપણે એકાગ્ર વૃત્તિ કરીને જે આત્મા સર્વનો આત્મા છે તેજ સર્વની પ્રકૃતિ પણ છે એવો સાક્ષાત્કાર કરવો જોઇએ, પુરૂષ અને પ્રકૃતિ એ બન્ને પણ તે આત્માનાં સ્વરૂપ તેથી સર્વ પદાર્થોમાં પોતેજ આવિર્ભાવ પામી પોતેજ એ સ્વરૂપો ધારણ કરે છે એ પ્રમાણેનો સાક્ષાત્કાર ન થાય તો પરમાત્મા પોતે જે વસ્તુનો બહિષ્કાર કરતો નથી તેનો બહિષ્કાર આપણે હાથે થઇને આપણે પરિમિત સત્યને અંતિમ સત્ય તરીકે માની બેસવાનો ભય રહે છે.

જ્ઞાનયોગની પ્રાચીન પ્રણાલિમાં સર્વ વસ્તુઓનું અદ્વૈત સ્વીકારવામાં આવે છે, તેમજ ઉપર ગણાવેલાં સર્વ સ્વરૂપોનો સાક્ષાત્કાર કરવાની અગત્ય પણ સ્વીકારાય છે. પરંતુ તેમાં જુદા જુદા સાક્ષાત્કારોની શ્રેણી કરવામાં આવી છે. સર્વ પદાર્થોમાં જે આત્મા વિકાસ પામી રહ્યો છે તેને પ્રાચીન જ્ઞાનયોગમાં વિરાટ્ કહેવામાં આવે છે. જે આત્મા સર્વ પદાર્થોને સ્વરૂપોને ઉત્પન્ન કરે છે તેને હિરણ્યગર્ભ કહેવામાં આવે છે. વળી સર્વ પદાર્થોને પોતાનામાં સમાવનાર આત્માને પ્રજ્ઞા કહેવામાં આવે છે. આ બધા આવિર્ભાવોથી પર ' બ્રહ્મ ' છે. તે ઉપર ગણાવેલી સર્વ ભૂમિકાઓને અનુમતિ આપે છે છતા પોતે કદી પણ તેમાં બંધાતો નથી. આપણે તે વિરાટ્થી પર થઇ બ્રહ્મમા સ્થિત થઇને વિશ્વનો ત્યાગ કરવો જોઇએ. એવો એ પ્રાચીન જ્ઞાનયોગનો મત છે. કારણ કે સર્વ જ્ઞાન એટલેજ અંતિમ જ્ઞાન. અર્થાત્ આપણે એ બધા નાના મોટા સાક્ષાત્કારોને છોડીને અંતિમ સાક્ષાત્કાર ઉપરજ આપણું લક્ષ પરોવવું જોઇએ. પરંતુ ઉપર જે ભેદ ગણાવવામા આવ્યા છે તે બધા આપણે આપણા પોતાના મનથીજ ઉત્પન્ન કરેલા છે. તે આપણને તો કેટલેક અંશે ઉપયોગી છે એ ખરૂં, છતાં તે ભેદો કાંઇ કેવળ નિરપેક્ષ નથી. આપણને તો આત્માની એકતાજ સર્વોપયોગી

લાગે છે. વિરાટ્ કાંઇ હિરણ્યગર્ભથી ભિન્ન નથી, અથવા તો હિરણ્યગર્ભ પ્રજ્ઞાથી જુદો નથી. પરંતુ " सर्वाणि भूतानि आत्मैवाभूत् " " આત્મા જ સર્વ ભૂતોને સ્વરૂપે વિલસી રહેલા છે " એ સત્ય જેઓ જાણે છે તેઓ એવા ભેદને બહુ ગણકારતા નથી. આખરે તો પ્રભુ પોતે-પુરૂષોત્તમ સ્વરૂપ જાતેજ સર્વ વ્યક્તિનાં રૂપમાં આવિર્ભાવ પામે છે. આપણે જોઇએ છીએ, જાણીએ છીએ તે સર્વ પદાર્થોમાં તે પોતેજ બ્રહ્મરૂપે વિરાજે છે. આપણે તે પ્રભુ, બ્રહ્મરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરવો જોઇએ, આપણા આત્માની તેની સાથે એકતા અનુભવવી જોઇએ, તેમજ સર્વ પદાર્થો જોડે પણ આપણી એકતા કરવી જોઇએ, કારણ કે જ્ઞાનનો સ્વભાવ છે કે અંતે અદ્વૈતનો સાક્ષાત્કાર કરાવવો. જે જ્ઞાન ભેદ કરાવે છે તે ખરૂં જ્ઞાન નથી. તે જ્ઞાન અપૂર્ણ છે. તે ઉપયોગી હોય છે, વ્યવહારૂ હોય છે છતાં સંપૂર્ણ જ્ઞાન તો સર્વની સાથે એકતા કરાવે તે જ.

**પૂર્ણયોગમાં જ્ઞાનનો સાક્ષાત્કાર**

પૂર્ણયોગ સર્વ સાધનમાર્ગોને સ્વીકારીને તથા તેમના ખાસ માર્ગોની ઉત્તમતાની કદર કરીને સર્વેનો સમન્વય કરે છે, અને તે સઘળાને ગાળીને એકાકાર કરી મૂકે છે. એટલે તેમનામાં રહેલો પરસ્પર વિરોધ દૂર થઇ જાય છે કેવળ બ્રહ્મવાદી જે પ્રમાણે પરબ્રહ્મનો અને વિરાટ્-વિશ્વાત્માનો સાક્ષાત્કાર કરી અક્ષર, શાંત, નિષ્ક્રિય બ્રહ્મમાં લય પામવા માટે પ્રયત્ન કરે છે, તે પ્રમાણે પૂર્ણયોગનો સાધક કરતો નથી. વળી આસ્તિકવાદમાં અપૂર્વ શ્રદ્ધા રાખનાર માણસ જે પ્રમાણે કેવળ પ્રભુમાં પોતાનું જીવન ધારણ કરે છે, અને સર્વાત્મવાદી જેમ સર્વમાંજ પ્રભુને જુવે છે, તે પ્રમાણે પણ પૂર્ણયોગનો સાધક કરતો નથી. વિચારમાં, સાધનના માર્ગમાં અથવા તો સાક્ષાત્કારમાં તે સંપ્રદાય કે તત્ત્વજ્ઞાનના વિચારોથી કદી પણ દોરાઇ જતો નથી, તેમ તેમના સંકુચિત વાડામાં તે બંધાતો પણ નથી. તે તો જીવનના સમગ્ર અને સંપૂર્ણ સત્યની શોધ કરવામાં જ મંડયો રહે છે. જુના કાળથી ચાલી આવતી સાધન પ્રણાલિઓનો પૂર્ણયોગી ત્યાગ કરતો નથી, પણ તે સર્વને પોતાના અંતિમ હેતુને અનુલક્ષી યોગ્ય સ્થાને ગોઠવે છે,

**પોતાનામાં અને સર્વમાં આત્મા.**

જ્ઞાનયોગમાં આપણામાં રહેલા આત્માનો સાક્ષાત્કાર કરવો એ હેતુ મુખ્ય છે. બીજાઓમાં પણ તેજ આત્માનું દર્શન કરવું, સર્વમાં તેનો સાક્ષાત્કાર કરવો અથવા તો સાક્ષી રૂપે તેનો અનુભવ કરવો એ ગૌણ છે. કારણ કે માણસમાં સૌથી વધારે તાલાવેલી તો પોતાના ઉત્તમોત્તમ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા માટેજ હોય છે. પોતાના દેહરૂપી આધારમાં રહેલી અવ્યવસ્થિતતા, ગુંચવાડાઓ તથા અસત્ય અને મિથ્યા મોહનો ત્યાગ કરવા માટે તે એકે પગે થઇ રહ્યો હોય છે. વળી સત્ય સ્વરૂપ જાણીને શુદ્ધ પ્રાપ્તિ કરીને અને એકાગ્રતા સ્થાપન કરીને તે આત્માનો સાક્ષાત્કાર કરવા તલપી રહ્યો છે. તથાપિ જ્ઞાનયોગની સાધના ફક્ત આત્મસ્વરૂપમાં લય પામી જવા માટેજ કરવાની નથી, પરંતુ આત્માનું જ્ઞાન થતાં આપણાં સર્વ કરણો વ્યવસ્થિત થઇ જાય અને આત્માને માટે, આત્મામાં ચૈતન્ય ધારણ કરે તેટલા માટે કરવાની છે. અર્થાત્ આત્મસાક્ષાત્કાર થયા પછી જીવનનું બીજું કોઇ પણ બાહ્ય ધોરણ નિયામક થઇ શકતું નથી. કેવળ આત્માનો પરમ ધર્મજ શુદ્ધ આધારમાં વ્યક્ત થઇને મન સર્વ બંધનોથી મુક્ત રહે છે આ પ્રમાણેનો સાક્ષાત્કાર સિદ્ધ થાય તો પછી આપણને જણાશે કે આપણો આત્મા એજ સર્વનો આત્મા છે. તે કેવળ આપણી પ્રકૃતિનો સ્વામી છે એટલુંજ નહિ પરંતુ વિશ્વ પ્રકૃતિનો પણ તે પ્રભુ છે. તે આપણું સર્વસ્વ છે, તેમ આખા વિશ્વનું પણ સર્વસ્વ છે. જેને આપણે આપણામાં જોઇશું તેનેજ આપણે સર્વમાં જોઇશું, કારણ કે અદ્વૈત એજ તેનો સ્વભાવ છે એ પ્રમાણે આપણા પોતાના જીવનનું ઉત્તમોત્તમ સત્ય શોધી કાઢીશું એટલે આપણી અને બીજાઓની વચ્ચે રહેલો ભેદ પણ આપોઆપ દૂર થઇ જશે, કારણ કે આપણામાં રહેલું પરમ સત્ય એજ વિશ્વનું પણ અંતિમ સત્ય છે! વેદાંતમાંમાં કહેલા "સોऽहम्" "હું તે છું" નો સાક્ષાત્કાર કરતાં કરતાં આજુબાજુ નજર નાખવાથી "तत्वमसि" "તે તું છે" એવો અનુભવ પણ આપણને થયા વિના નહિજ રહે! જ્ઞાનયોગની સાધના કેવી રીતે ગોઠવવી કે જેથી આ બન્ને હેતુઓ સહેલાઇથી સિદ્ધ થાય એટલુંજ ફક્ત આપણે જોવાનું છે.

---

આ પ્રકરણનો અભ્યાસ પૃથક્કરણમાંજ સમાઇ જાય છે એટલે જુદો અભ્યાસ આપ્યો નથી.

## પ્રકરણ ૭મું પૃથક્કરણ.

પુરૂષ જ્ઞાન સ્વરૂપ છે અને તે પોતાના કાર્યોમા–પ્રકૃતિમા ગુચાઇ ગયો છે આપણે તેને મુક્ત કરવાનો છે

શરીર એ પ્રકૃતિનુંજ એક કાર્ય છે–શરીર કાઇ આપણુ અતિમ સ્વરૂપ નથી મનને શારીરિક કાર્યોથી તદ્દન વેગળુ રાખો શરીરના સુખો વિષે દરકાર કરો નહિ. મનમા સમતા ધારણ કરો શરીર આપણી પ્રાણ શક્તિનો અને મનના વિચારો, વાસનાઓ વિગેરેનોજ આવિર્ભાવ છે એવો અનુભવ થાય છે

શરીરની જરૂરીઆતો, સુખ કે દુખ કે વિષે મનને તદ્દન સમાન રાખો શરીરમા પ્રાણશક્તિના ઉપર કાબુ મેળવીને મન તેની પાસે વ્યાધિ મટાડવાનુ કાર્ય પણ કરાવી શકે છે એ પ્રમાણે કરવાથી શરીરની કાર્ય કરવાની શક્તિ અદ્ભુત રીતે વધે છે

જ્ઞાનયોગના સાધકે શારીરિક કાર્યો કરવા કે ન કરવા એ પ્રશ્ન ઘણીવાર પૂછવામા આવે છે શરીરનુ કામ કર્યા વગર સ્થિર નિશ્ચલ થવાની શક્તિ, મનને વિચારમાથી અટકાવી દેવાની શક્તિના જેટલીજ, આવશ્યકજ છે કશુ પણ ન કરવાની શક્તિ–એ પણ એક શક્તિ છે

શારીરિક કાર્યો ઘણા કરવા નહિ તેમ તમોગુણ વધી ન જાય એની પણ સભાળ રાખવી ગીતાનો મિતાચારનો નિયમ સારો છે

કેવળ શાંતિમા પણ રહેવાની શક્તિ સાધકમા હોવી જોઇએ વારે વારે એવુ એકાત મેળવવુ જોઇએ

સ્થૂલ પ્રાણ અને શરીર બન્ને વચ્ચે ઘણો સબધ છે ભૂખ તરસ વગેરે સ્થૂલ પ્રાણને લીધે લાગે છે તેને જીતવાથી શરીરના ઉપર વિજય મેળવી શકાય છે તે અને શરીર જુદા છે

મૃત્યુનો ભય સાધકે છોડવો જોઇએ એ તો પણ જીવનની રહી ગયલી નિશાની છે ।

# પ્રકરણ ૭ મુ.



## શરીરના બંધનમાંથી મુક્તિ.

મૂળ સ્વભાવનું સ્મરણ.

જ્ઞાનયોગમાં બુદ્ધિનો ઉપયોગ કરીને આપણને જેટલું દેખાય છે તેટલું બધું સત્ય નથી એવો નિશ્ચય કરવો પડે છે. વળી શરીર, પ્રાણ અને મન એ આપણાં અંતિમ તત્ત્વ નથી, પરંતુ તેઓ કેવળ આત્માનાં સ્વરૂપો છે. એવો નિશ્ચય કરીને આપણા મનનું તેમના પ્રત્યેનું વલણ આપણે બદલી નાખવાનો અભ્યાસ કરવો જોઇએ. એ અભ્યાસને સિદ્ધ કરવાનો માર્ગ પણ આપણે અત્યાર સુધી જોયો છે તેને મળતોજ છે. અહીં પણ કર્મયોગની પેઠે આપણે પુરૂષ અને પ્રકૃતિ વચ્ચે ભેદ પાડીને શરૂઆત કરવી જોઇએ. પુરૂષ આત્માનું ચૈતન્ય સ્વરૂપ છે; તે અનુમન્તા છે પરંતુ તે પોતાની શક્તિમાંજ ગુંચવાઇ ગયો છે. શરીર પ્રકૃતિનું એક સ્વરૂપ છે. તેને પુરૂષ પોતાનું અંતિમ તત્ત્વ માની બેસે છે, પોતે જ્ઞાતા અને અનુમન્તા છે એ વાત ભૂલી જાય છે, અને શરીરના નિયમોને અને કાર્યોને પોતે વશ છે એવું માને છે. તે પોતે કેવળ શરીરના કરતાં ઘણો મહાન આત્મા છે એ સત્ય ભૂલી જાય છે. મન પણ શરીરના કરતાં પોતે વધારે બળવાન છે એ સત્યને વિસરી જાય છે, અને તેથી શરીરના નિયમોની સત્તા મારે સ્વીકારવી જોઇએ નહિ એ વાત પણ ભૂલી જાય છે. વળી પુરૂષ પોતે મન કરતા પણ વધારે વિશાળ અને મહાન છે એનું પણ તેને વિસ્મરણ થાય છે. મનને મનથી પર લઇ જનાર તે પોતે છે—તે પોતે મનનો સ્વામી છે, ઇશ્વર છે—એ ભૂલી જાય છે. રાજા પોતે પોતાના સેવકનો ગુલામ બને એ કેવું આશ્ચર્ય! પોતાનાજ સ્વરૂપમાં કેવળ ક્ષુદ્ર સ્વરૂપમાં—આત્મા પોતેજ પૂરાઇ રહે એ કેવી અધોગતિ! એ બધી અધોગતિમાંથી છૂટવાનો ઉપાય એજ છે કે પુરૂષે પોતાના મૂળ સ્વભાવનું હમેશાં સ્મરણ કરવું. પુરૂષે પ્રથમતો પોતે શરીર એ પ્રકૃતિનુંજ

માત્ર એક કાર્ય છે એવો અનુભવ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ "આપણે શરીર નથી"—એ ભાવનાને સ્થિર કરવી જોઈએ.

શરીરથી મનને વિખૂટું પાડવાનો અભ્યાસ.

એટલે સાધન કરતી વખતે આપણે આપણા મનને કહીશું, "આ શરીર પ્રકૃતિનું એક કાર્ય છે. એ કાંઈ કાંઈ તારૂં ખરૂં તત્ત્વ નથી, તું પણ તે નથી માટે શરીરથી છૂટું પડ" એ પ્રમાણે આપણે પ્રયત્ન કરીશું તો જણાશે કે મનમાં શારીરિક ક્રિયાઓથી વિખૂટા પડવાની, અને તે પણ કેવળ વિચારમાં નહિ પરંતુ કાર્યમાં પણ એ ભેદ અનુભવવાની સત્તા રહેલી છે, મનનું શરીર પ્રત્યે એ વલણ થાય તેની સાથે આપણે શારીરિક જરૂરીઆતો તરફ બેપરવા પણ બનવું જોઈએ. એ પ્રમાણે કરવાથી મનને ઘણી મદદ મળે છે આપણે શરીરની નિદ્રા અથવા જાગૃતિ, ક્રિયા કે આરામ, તેનું દુઃખ અથવા સુખ, આરોગ્ય કે અનારોગ્ય, શક્તિ અથવા થાક, સંતોષ કે અસંતોષ, તેમાં ખાન અને પાનવિષે ખાસ દરકાર કરવી નહિ. છતાં એ અભ્યાસનો એવો અર્થ નથી કે આપણે શરીરને તંદુરસ્ત રાખવા માટે સહજભાવે પણ પ્રયત્ન નહિ કરીએ. આપણે તીવ્ર સંન્યાસ અથવા ત્યાગવૃત્તિથી શરીર ઉપર જુલમ ગુજારવો જોઈએ નહિ. અથવા તો જાણી જોઈને શરીર વિષે આપણે બેદરકાર થવું જોઈએ નહીં પરંતુ શારીરિક જરૂરીઆતોને અને શારીરિક વસ્તુઓને બીજા માણસો જે અગત્ય આપે છે તેવી તેમની અગત્ય સાધકે આંકવી જોઈએ નહિ. અર્થાત્ સાધકે શરીરની ભૂખ તરસથી મન ઉપર જરાપણ અસર પહોંચવા દેવી જોઈએ નહિ. મનને એવી ચિંતાઓથી સદન સ્વતંત્ર રાખવું જોઈએ. શરીરને સાધકે કેવળ એક ઉપયોગિ—આધાર—રૂપજ ગણવું જોઈએ. શરીર એક આધાર રૂપ છે, એનો અર્થ એવો નથી કે આપણને તેની ખાસ જરૂરીઆત છે. સાધકે કદીપણ એમ ન ધારી લેવું કે મનની પવિત્રતા તેના ખોરાક ઉપર આધાર રાખે છે. અલબત, શરૂઆતની પ્રાથમિક દશામાં એવા નિયમો સાધકને આધ્યાત્મિક પ્રગતિમાં સહાય કરે છે, પરંતુ અમુક પ્રગતિ થતા એ નિયમોની ખાસ એટલી બધી અગત્ય રહેતી નથી. વળી મન અને પ્રાણ ખોરાકને લીધે ટકી રહ્યા છે એ મત કેવળ એક

માન્યતા છે, અને તેનું કારણ એ છે, કે આપણને એ ટેવો પડી ગયેલી છે, એટલે પ્રકૃતિએ શરીર, પ્રાણ અને મન વિગેરે વચ્ચે એવા નિયમોનો સંબંધ બાંધ્યો છે. ખરું જોતાં આપણે પ્રકૃતિથી ઉલટો અભ્યાસ શરૂ કરીએ તો ક્રમેક્રમે નવી ટેવ પણ પાડી શકીએ. ખોરાક તદ્દન ઘટાડી દઈને પણ મન અથવા પ્રાણની શક્તિને જોડીને તેની સતેજ આપણે રાખી શકીએ. વળી આપણે ધારીએ તો કેવળ માનસિક અને પ્રાણશક્તિનાં ઝરણાંનો આધાર લઈને એજ શક્તિઓનો ઘણો વિકાસ કરી શકીએ. એને માટે શારીરિક ઉત્તેજન થવા જોઈએ એવું કાંઈ નથી. સાધનનો એ પ્રકાર આત્મસિદ્ધિના યોગનો એક ભાગ છે. અહીં તો માત્ર આપણે એટલુંજ ધ્યાનમાં રાખવાનું છે કે શારીરિક સર્વ બાબતોના ઉપર મનનું જે આકર્ષણ હોય છે તેનો ત્યાગ કરવો જોઈએ. અર્થાત્ મન શારીરિક બાબતો ઉપર આધાર ન રાખે એ અગત્યનું છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ક્રમેક્રમે અભ્યાસ વધતાં શરીર પ્રત્યે આપણું મન પુરુષના જેવુંજ વલણ ધારણ કરશે. પ્રથમ

વિભૂષણનો સાક્ષાત્કાર.

તો મનોમય પુરુષ એ શરીરને ધારણ કરનાર છે એવો અનુભવ તેને થશે. એ મનોમય પુરુષ શરીરથી જુદો હોઈ પ્રાણશક્તિનો ઉપયોગ કરીને તે શરીરને ધારણ કરી રાખે છે એ વૃત્તિ એટલી તો સ્થિર થઈ જવી જોઈએ કે શરીર કપડાંની પેઠે એક તદ્દન જુદીજ વસ્તુ છે એવો અનુભવ થવો જોઈએ. અથવા આપણા હાથમાં કોઈ હથિયાર ધારણ કરતા હોઈએ તેના જેવું શરીર સાધકને એક હથિયાર માત્ર લાગવું જોઈએ. વળી માનસિક જીવન અને પ્રાણશક્તિના કેવળ અપૂર્ણ આવિર્ભાવ તરીકેજ "શરીર છે"—એવું આપણને લાગે છે, બાકી શરીરની પોતાની ખાતર તો તેનું અસ્તિત્વ સુદ્ધાં રહેતું નથી. શરીર પ્રત્યે મનનું જુનું દૃષ્ટિબિન્દુ બદલાઈને ખરું દૃષ્ટિબિન્દુ સ્થપન થયાની નિશાની ઉપર જણાવેલા અનુભવોની પ્રાપ્તિ છે.

*શરીરની ક્રિયાઓ અને અનુભવો પ્રત્યે મન તુર્ત પોતાનું દૃષ્ટિબિન્દુ* ફેરવી નાંખશે. પ્રથમ તો પુરુષ શરીરમાં છે—એવી ભાવના હશે, તેમાંથી

શારીરિક ક્રિયાઓનો તે સાક્ષી માત્ર છે એવો અનુભવ થાય છે અને પછીથી રહેતે રહેતે પુરૂષ જ્ઞાતા, અને દૃષ્ટા છે એવો સાક્ષાત્કાર થાય છે. ત્યારપછી, શારીરિક ક્રિયાઓ અને અનુભવોને પુરૂષ પોતાનાં તરીકે સ્વીકારતો નથી, પરંતુ તેઓ તો પ્રકૃતિનાં ગુણોને આધીન રહેનારાં તેનાંજ કાર્યો છે, એવો અનુભવ તેને થાય છે. ગુણોનાં કાર્ય પ્રતિકાર્યને લીધે તે તે ક્રિયાઓ શરીરમાં થાય છે. ઉપર જે માનસિક ભેદના અનુભવ વિષે કહેવામાં આવ્યું છે, તે અનુભવ એટલો તો સ્વાભાવિક અને એવો તો ઉંડો થાય છે કે શરીરનાં ભૂખ તરસ, દુઃખ, થાક વિગેરે લાગણીઓ જાણે કોઇ બીજા માણસની લાગણીઓ હોય નહિ એમ પુરૂષને લાગે છે ! એ લાગણીઓની તેને ખબર પડે છે કારણ કે તે અન્નમય પુરૂષ અને પોતાની વચ્ચે માત્ર એક ઝીણો પારદર્શક પડદોજ આવી રહેલો છે ! આ પ્રકારે ભેદનો અનુભવ કરવો એ આત્મસંયમ મેળવવા માટે એક ઘણુંજ અગત્યનું પગલું છે. તેનાથી શરૂઆતમાં તો મન સર્વ શારીરિક લાગણીઓને વશ થયા વગર અને અંતે તો તેમનાથી જરાપણ લેપાયા વગર કેવળ અનાસક્ત રહી શકે છે. અર્થાત્ મનોમય પુરૂષ એ પ્રમાણે શરીરનાં બંધનોમાંથી મુક્ત થઇ જાય છે, કારણ જ્ઞાનને અમલમાં મૂકવાથી મુક્તિ છેવટ મળવીજ જોઇએ.

મન અને શરીર વચ્ચે ભેદ.

છેવટ, મનોમય પુરૂષ એ પ્રકૃતિનો ઇશ્વર છે એવો સાક્ષાત્કાર સાધકને થાય છે અને શરીરની પ્રત્યેક ક્રિયાને માટે તેની ( મનોમય પુરૂષની ) અનુમતિ જરૂર છે એમ પણ તેને જણાય છે. વળી પ્રકૃતિની જુની ટેવોને પુરૂષે અસલ જે અનુમતિ આપી હોય છે, તે પણ પાછી ખેંચી લેવાની તેનામા સત્તા છે એવો અનુભવ પણ તેને થાય છે. પુરૂષની શક્તિ જે દિશામાં તેને દોરે છે તે દિશામાં પ્રકૃતિ ધીમે ધીમે ગતિ કરે છે. અલબત, એકદમ એવો ફેરફાર અમલમા આવી જઇ શકતો નથી, કારણ કે ઘણા જુના સમયના સંસ્કારો અને ભૂતકાળનાં કર્મોની છાપ તેના પર ઘણી ઉંડી બેસી ગયલી હોય છે; એટલે જ્યાં

પુરૂષનું આધિપત્ય.

સુધી એ પૂરેપુરું બળી ન જાય ત્યાં સુધી તે ચાલે છે. વધારામા એ ટેવોનો શકિત ઉપર ઘણો આધાર છે. ભૂતકાળમાં અમુક જરૂરીઆતનો ખ્યાલ માણસે બાંધ્યો હોય તેના પ્રમાણમાં તે તેમાં બંધાયલો રહે છે. પરંતુ જે ટેવ દૂર કરવાને સાધક પ્રયત્ન કરતો હોય તે શરીર, પ્રાણ અને મનનો સંબંધ જાળવી રાખવા માટે કેવળ આવશ્યક જરૂર ન હોય તો, અને જો તેને પુરૂષ અનુમતિ ન આપે તો છેવટે તે ટેવમા ફેર પડતો જાય છે. ભૂખ અને તરસ જેવી " ટેવો " ને પણ ઓછી કરી નંખાય; અરે ! તદ્દન બંધ પણ કરી શકાય ! જે પ્રમાણે ભૂખ તરસનું છે તેજ પ્રમાણે "રોગ"ની ટેવનું પણ સમજવું. શારીરિક વ્યાધિઓને પ્રાણશકિતનો ઉપયોગ કરીને, અથવા તો કેવળ મનની શક્તિના (Will) હુકમથી દૂર કરવાની તાકાત પણ ઘણી વધે છે. તેજ પ્રમાણે શારીરિક પ્રકૃતિ લાબા અભ્યાસને લીધે થાક, નુકશાન, અશકિત વગેરેના જે ખ્યાલ ધરાવે છે તેમા પણ ઘણોજ ફેરફાર થઇ જાય છે. અને શારીરિક અથવા માનસિક કાર્ય કરવાની શકિત, બમણી, ચારગણી અને દશગણી પણ વધારી શકાય છે !

ભૌતિક શાસ્ત્રોની અશ્રદ્ધા ને યોગના અનુભવો.

ખરું જોતાં આ યોગનો અભ્યાસ " આત્મસિદ્ધિ " યોગનો એક ભાગ છે. પરંતુ અહીં એને વિષે ઉલ્લેખ કર્યો છે તેનું એક કારણ એ છે કે " આત્મસિદ્ધિ યોગ " નો પાયો અહીં વાચનારના ધ્યાનમા આવે, અને બીજુ કે ભૌતિકશાસ્ત્રોને લીધે જે કેટલાક ખોટા ખ્યાલો લોકોમા પ્રચલિત થઇ ગયા છે તેનું ખંડન પણ થાય. આજકાલ જે ભૌતિકવાદ પ્રચલિત છે તે પ્રમાણે તો હમણા માણસના શરીર અને મન વચ્ચે જે સબધ છે તે બરાબર, યોગ્ય અને કુદરતી છે, તેનાથી જૂદા વિરોધી સંબંધો હોઇ શકેજ નહિ ! પરંતુ તેમા જણાવેલા સબધો કલ્પિત છે–જાતને છેતરનારા છે, ગાડપણ જેવા છે ! અરે ભૌતિકશાસ્ત્ર પોતેજ પોતાના એ જુના પુરાણા વિચાર પ્રમાણે હાલ કયા ચાલે છે ? તે પોતેજ મનુષ્યની જુદી જુદી શારીરિક ક્રિયાઓમા સુધારાઓ કરે છે, અને કુદરતના ઉપર માણસનું સામ્રાજ્ય વધારે છે. અહીં માત્ર એટલું જાણવું બસ

છે. જે શારીરિક અને માનસિક ફેરફારને લીધે, મન અને શરીરના સંબંધમાં શુદ્ધિ અને સ્વતંત્રતાની વૃદ્ધિ થાય છે, જીવનમાં શાંતિ અને આનંદનો વધારો થાય છે, અને મનની પોતાના ઉપર કાબુ રાખવાની શક્તિ વધે છે, તે ફેરફારને માયા—ભ્રમ ગણી શકાયજ નહિ. તે છેતરપીંડી પણ કેમ કહેવાય ? આત્મવંચના પણ કેમ કહેવાય ? કારણ કે તેની અસર પ્રત્યક્ષ અને સચોટ દેખાઇ આવે છે. પ્રકૃતિ પોતે વ્યક્તિ દ્વારા આગળ પ્રગતિ કરવા માટે પ્રયત્ન કરે છે. તે પ્રગતિ પ્રકૃતિ તો કોઈ પણ પ્રકારે સિદ્ધ કર્યા વિના રહેનાર નથી. પરંતુ આ માનસિક અને શારીરિક પ્રગતિ કરવા માટે પ્રકૃતિ મનુષ્યની શક્તિને પોતાના હથિયાર તરીકે વાપરે છે. ક્રમેક્રમે પ્રકૃતિ પુરૂષને પોતાના ઉપર વિજય મેળવવા તરફ દોરી રહી છે.

એકાંતની અગત્ય.

હવે અહીં ઉમેરવું જોઇએ કે જ્ઞાનયોગના માર્ગમાં મન અને શરીરની પૂર્ણતા કેવળ ગૌણ સ્થાનજ ધરાવે છે જ્ઞાનયોગમાં તો સાધકે પ્રકૃતિમાંથી કોઇપણ ઝડપી અથવા તો સર્વતોમુખી પ્રયત્નદ્વારા પુરૂષને પ્રાપ્ત કરવો જોઇએ. અહીં આપણે જે માર્ગ દર્શાવીએ છીએ તે જોકે સૌથી વધારે ઝડપવાળો નહિ, તોપણ સૌથી વધારે સંપૂર્ણ અને ચોકકસ તો છેજ. શારીરિક પૂર્ણતાની ચર્ચામાં સ્થૂલ કાર્યો કરવા કે ન કરવાં એ પ્રશ્ન પણ ઉભો થાય છે. સામાન્યરીતે યોગના અભ્યાસ કરનાર સાધકે કર્મમાંથી જેમ બને તેમ દુર થવું જોઇએ એવી માન્યતા જનસમાજમાં પ્રચલિત છે. તેમાં ખાસ કરીને અતિશય સ્થૂલ કર્મો કરવાથી સાધકના માર્ગમાં તેઓ અંતરાયરૂપ થાય છે, કારણ કે તેના વડે શક્તિ બાહ્ય પદાર્થો પ્રત્યે દોરાઇ જાય છે—એ માન્યતા કેટલેક અંશે સાચી પણ છે. વળી, સાધકના અંતઃકરણમાં મનોમય પુરૂષ પોતે કેવળ સાક્ષીત્વને પ્રાપ્ત કરે છે ત્યારે તેની પ્રકૃતિમાં શારીરિક નિષ્ક્રિયતા, શાંતિ, એકાંત સેવવાની વૃત્તિ ઉદય પામે છે. જ્યાં સુધી એ વૃત્તિમાં જડતા, અશક્તિ અને કર્મનો તિરસ્કાર હોતો નથી ત્યાંસુધી અર્થાત્ એ વૃત્તિને સાથે તામસગુણનો ઉદય થતો નથી ત્યાંસુધી એ વૃત્તિ નુકશાનકારક નથી. કોઇપણ પ્રકારનું કાર્ય નહિ કરવાની શક્તિ એ આળસ, પ્રમાદ, અશક્તિ

અને કર્મની અવગણના કે આસક્તિથી તદ્દન જુદીજ શક્તિ છે—શક્તિ પણ એક મહાન શક્તિ છે. જ્ઞાનયોગીને તો મનથી વિચારશૂન્ય, નિસ્પંદ સ્થિતિ, કેવળ એકાંતમાં ગમે તેટલો સમય રહેવાની શક્તિ અને નિ:શબ્દ એટલે કોઇપણ જાતના ખલેલ વિનાની અખંડ શાંતિ જેટલી જરૂરની છે, તેટલીજ કોઇપણ પ્રકારનું કર્મ નહિ કરવાની શક્તિ પણ આવશ્યક છે. જે માણસ એ અવસ્થાઓને પ્રાપ્ત કરવા રાજી નથી તે માણસ સર્વોત્તમ જ્ઞાનની પ્રાપ્તિ માટે પણ લાયક નથી એમ સમજવું. વળી જે માણસ એ અવસ્થા અથવા ભૂમિકાઓ પ્રત્યે પ્રયાણ કરવાને અશક્ત છે તે તેમની પ્રાપ્તિ માટે હજીસુધી લાયક ( અધિકારી ) નથી એમ સમજવું.

**સ્થૂલ નિષ્કર્મ બીન જરૂરી.**

અહીં ખાસ ઉમેરવું જોઇએ કે એ પ્રમાણે નિષ્કર્મ રહેવાની શક્તિ સાધક કેળવે તો તે પૂરતું છે. સ્થૂલ કર્મોથી તદ્દન વિમુખ થઇ જવું એ કાંઇ ખાસ અનિવાર્ય નથી, અને શારીરિક કે માનસિક કે માનસિક કર્મોનો તિરસ્કાર, અથવા તો અણગમો થાય એ ઇષ્ટ પણ નથી. પૂર્ણયોગની દૃષ્ટિએ જ્ઞાનયોગનો અભ્યાસ કરનાર સાધકે કર્મની આસક્તિનો ત્યાગ કરવો જોઇએ. એટલુંજ નહિપણ તેણે અકર્મ—નિષ્કર્મ સ્થિતિની આસક્તિ પણ છોડવી ઘટે. ખાસ કરીને સાધકે શરીર, પ્રાણ કે મનની જડતાની વૃત્તિનો સંભાળપૂર્વક ત્યાગ કરવાની સાવચેતી રાખવી જરૂરની છે. એ જડતાની વૃત્તિ પ્રકૃતિમા વધતી જતી હોય તો સાધકે પુરૂષની શક્તિનો ઉપયોગ કરી તે વૃત્તિને કાબુમા લેવી જોઇએ. આગળ જતાં એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે કે જ્યારે મન અને શરીર બન્ને પુરૂષના આદેશનો તેના તાબેદાર હથિયાર થઇને અમલ કરે છે. તે કર્મ કરતાં તેમને નથી તો આસક્તિ થતી, કે નથી કંઇ ભાર પડતો. એટલુંજ નહિ પરંતુ તેમને ' અમે કર્મ કરીએ છીએ ' એવું ભાન પણ હોતું નથી. એટલે સાધારણ માણસના સ્વભાવમાં જે અધોગામી, અધીરૂં અને અશાંત શક્તિના પરિણામ રૂપ, પ્રકૃતિનું કાર્ય હોય છે તેવું જ્ઞાનયોગીમાં હોતું નથી. તેવા માણસો પ્રકૃતિની જુદી જુદી શક્તિઓ જે પ્રમાણે અશાન્તિ અને અત્યાચારની ભાવના વિના કાર્ય કરે છે, તેજ પ્રમાણે પ્રતિકાર્ય

વિનાના થઈને કાર્ય કરે છે. જ્યાં સુધી પ્રાણશક્તિ શરીરનાં બંધનોમાં જકડાયલી હોય છે ત્યાંસુધી અશાંતિ, પરિશ્રમની લાગણી અને પ્રતિકાર્ય એ તેનું ખાસ લક્ષણ હોય છે. ઉપર જણાવેલી પૂર્ણતા આપણને પ્રાપ્ત થાય ત્યાર પછી આપણે કર્મ કરીએ કે ન કરીએ એ બધું સરખુ છે; કારણ કે તે બન્નેમાંથી એકે આત્માની સ્વતંત્રતા ઉપર અસર કરી શકતાં નથી કે આત્માને ઐહિક પદાર્થો પ્રત્યે દોરી શકતાં નથી. એટલુંજ નહિ પરંતુ આત્મામાં જીવાત્માના સ્થિરસ્થાનને તેઓ નવી સ્થતિમાંયે ચલાયમાન કરી શકતા નથી. પરંતુ એ ભૂમિકા સાધકને યોગભ્યાસમાં આગળ જતાં મોડી પ્રાપ્ત થાય છે અને જ્યાંસુધી એવી સ્થિતિ પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી ગીતામાં યુક્તાહાર વિહાર–મિતાચારનો જે નિયમ આપ્યો છે, તે પ્રમાણે અતિશયતા તેમજ એકદેશીમતાનો સાધકે ત્યાગ કરવો જોઇએ.

મિતાચાર.

આ ઉપરથી જણાશે કે અતિશય શારીરિક કે માનસિક કર્મો કરવાં સારાં નથી. કારણકે તેમ કરવાથી શક્તિ બાહ્ય પદાર્થો પ્રત્યે જતી રહે છે, અને તેથી આધ્યાત્મિક સ્થિતિ ઉપર ઘણી નુકશાનકારક અસર થાય છે. તેજ પ્રમાણે બહુ થોડું કાર્ય કરવું પણ ઠીક નથી, કારણકે થોડું કાર્ય કરવાથી જડતા વધવાનો સંભવ છે એટલુંજ નહિ પરંતુ તેને લીધે અશક્તિ અને નાલાયકી પણ આવી જાય છે; અને તેને પાછળથી દૂર કરવી ઘણીજ મુશ્કેલ પડે છે. તો પણ કેવળ શાંતિ, એકાંત અને નિષ્કર્મના પ્રસંગો સાધકે વખતોવખત પ્રાપ્ત કર્યાજ કરવા જોઇએ. એ સઘળી તકો સાધકે જેટલી બને તેટલી વધારે વાર લેવી જોઇએ, કારણકે તેમ કરતાં કરતાં આત્માને પોતાની ગહનતાનાં ઉંડાણમાં ડૂબકી મારવાની તક મળે છે અને પરિણામે જ્ઞાન પ્રાપ્તિ થાય છે.

આ પ્રમાણે શરીરનાં બંધનોની ચર્ચા કરતાં આપણે પ્રાણશક્તિની ચર્ચામાં પણ ઉતરવુંજ પડે છે. વ્યવહારના પૂરતું આપણા . શરીરમાં જે પ્રાણશક્તિ કાર્ય કરી રહી છે તેને સ્થૂલ તરીકે ગણીને અંતઃકરણમાં કાર્ય કરનારી સૂક્ષ્મ પ્રાણશક્તિથી આપણે તેને જુદી પાડીશું. આપણું જીવન બે પડવાળું છે. પ્રથમ તો માનસિક અને બીજું શારીરિક. હવે એ બન્ને

પડમાં પ્રાણશક્તિ જુદે જુદે સ્વરૂપે કાર્ય કરે છે. તે પ્રાણશક્તિ સ્થૂલ શરીરમાં ભૂખ, તરસ, થાક, તંદુરસ્તી, વ્યાધિ—જોમ—વિગેરે શારીરિક હાડપીંજરને થતી લાગણીઓ અને વાસનાઓ ઉત્પન્ન કરે છે. માણસનું સ્થૂલ શરીર કાંઇ પત્થર કે ઇંટના જેવું નથી, પણ પ્રાણમય અને અન્નમય કોષ એવા બે કોષોનું બનેલું છે. અર્થાત્ કે એ બન્નેના કાર્યનું તે પરિણામ છે. તોપણ સ્થૂલ પ્રાણ અને સ્થૂલ શરીર બન્ને એકબીજાથી તદ્દન જુદાં હોઇ જેમ જેમ આપણે શારીરિક અહંતામાંથી પાછા ફરીએ છીએ તેમ તેમ આપણને એ સ્થૂલ પ્રાણનો અનુભવ વધારેને વધારે થતો જાય છે. સ્થૂલ શરીરમાં આપણે તે પ્રાણનાં જુદાં જુદાં કાર્યોને બરાબર જોઇ અને જાણી શકીએ છીએ, અને તેના પર વધારે સંયમ પણ પ્રાપ્ત કરી શકીએ છીએ. તોપણ શારીરિક અહંતામાંથી પાછા ફરતાં સ્થૂલ પ્રાણથી પણ આપણે મુક્ત થઇએ છીએ; જો કે પ્રાણ આપણને શરીર કરતા વધારે સૂક્ષ્મ અને આપણા અંતિમ સ્વરૂપની વધારે નજીક હોય એમ લાગે છે. **શરીર ઉપર સંપૂર્ણ કાબુ તો સ્થૂલ પ્રાણના ઉપર સંયમ મેળવવાથીજ મળી શકે છે.**

સ્થૂલ શરીરપર પ્રાણનો કાબુ

શરીર અને તેના કાર્યો પ્રત્યે જે આસકિત રહેલી હોય છે, તેને જીત્યાથી શરીરમાં જીવન ધારણ કરવા ઉપર સાધકને આસકિત હોય છે તે પણ જતી રહે છે કારણ કે શરીર આપણું પોતાનું સત્ય સ્વરૂપ નથી, એવી ખાત્રી થતા તે કેવળ એક કરણ માત્ર—કપડું—છે એવો અનુભવ થાય છે. એ પ્રમાણે થવાથી વાસનાપ્રધાન મનુષ્યોમાં શારીરિક મૃત્યુને માટે જે અણગમાની વૃત્તિ હોય છે તે જ્ઞાનયોગના સાધકમાં નિર્બળ થઇને નાશ પામી જાય છે. મૃત્યુના અણગમાની એ વૃત્તિ જરૂર સંપૂર્ણપણે દૂર થઇ જવી જોઇએ! મૃત્યુનો ભય, શારીરિક અસ્તિત્વના નાશ પ્રત્યે અણગમો, એ વૃત્તિઓ મનુષ્યની પશુમાથી ઉત્ક્રાંતિ થયલી છે તેની નિશાનીઓ છે! મનુષ્યને તે વળી મૃત્યુનો ભય કેવો? આપણે તો પશુજીવનની એ નિશાની તદ્દન ભુંસી નાખ્યેજ છૂટકો!

મૃત્યુના ભયનો ત્યાગ.

---

# અભ્યાસ.

આપણે તો પુરૂષ છીએ. શરીર પ્રકૃતિનું છે એ ભાવનાજ ઘણી મજબૂત કરવા તેના ઉપર સતત વિચાર કરો.

મનને "શરીર જુદું છે" એવો વિચાર કરવાનો અભ્યાસ પાડો. "હું ચાલું છું" એમ ભણવાને બદલે "શરીર ચાલે છે" "હું તો વિચારમય છું—અમુક નિશ્ચય છું, અમુક આદર્શ છું, અમુક ભાવના છું—શરીર નથી"—એવો ભાવ મનમાં સ્થિર કરતા જવું.—"શરીરને ભૂખ લાગી છે" "મને નહિ"—વિગેરે સર્વ શારીરિક કાર્યોમાં પણ મન અને શરીર વચ્ચે ભેદ પાડીને મન જોડે એકતા કરતા જાઓ.

તે કાર્યમાં શરીરની જરૂરીઆતો વિષે ઝાઝી દરકાર કરો નહિ. ઉંઘ, ભય, થાક વિગેરે વિષે વિચાર કરી "હવે મને શું થશે?" એવો સવાલજ મનમાં લાવો નહિ. શારીરિક દુઃખ હોય છતા મનમાં સમતા ધારણ કરો.

શરીર એટલે શું? તેનું પૃથક્કરણ કરો. તેનો આબેહૂબ ચિતાર તમારી માનસિક દૃષ્ટિ આગળ રજુ કરો. શરીરના જુદા જુદા અવયવોના નકશાઓ જુઓ. તમારા શરીરનાં બધાં કાર્યો તપાસો. તમને સઘળાં માણુસો હાડપિંજર જેવાજ લાગશે. ધીમેધીમે લોહી, હાડકાં, ફેફસાં વિગેરે સ્થૂલ નેત્રોથી જેતાં મનમાં દેખાઇ આવશે "બધા મૂડદા છે" એવો ભાવ પણ કોઇકવાર આવશે. શરીરપર વાળ ઉગે છે તેથી આશ્ચર્ય પણ લાગશે। કોઇકવાર તદ્દન દિંગમૂઢ જેવા થઇ જવાશે। બીજાં માણુસો પણ શરીર નથી એવો અનુભવ થશે

શરીરમાં માણુનાં જુદા જુદા કાર્યો તપાસો, તેમા મનની મરજી પ્રમાણે પ્રાણુશકિત કાર્ય કરે છે તેનો પણ અનુભવ થશે પ્રાણુશકિતજ શરીરમાં કાર્ય કરે છે તેના વીજળીના પ્રવાહ જેવા પ્રવાહો શરીરમાં

જાય છે તેની કલ્પના લાવો, અને તે પ્રવાહ પર મનનો કાબુ છે તે બરાબર મનમાં ઠસાવો. દવામાંથી, ખોરાકમાંથી, પ્રાણમાંથી આપણે પ્રાણનેજ લઇએ છીએ. પ્રાણશક્તિનો સમુદ્ર અનંત છે.

શરીરમાં અસ્ખલિત શાંતિ લાવવા માટે અંતઃકરણને તદ્દન શાંત કરી દેવું જોઇએ. તે પ્રમાણે થતાં આખા શરીરમાં અદ્ભુત ઠંડકનો અનુભવ થાય છે જે ઘણો આનંદકારી હોય છે.

સ્થૂલ પ્રાણના ઉપર શક્તિથી કાબુ મેળવી તેને જુદાં જુદાં શરીરની પૂર્ણતાના કાર્યોમાં વાપરવો જોઇએ હઠયોગનો આશ્રય કોઇ વખત લેવો પડે તો આધાર શુદ્ધિને માટે સાધક લેવો; પરંતુ તેનો જેમ બને તેમ જલદી ત્યાગ કરવાનું લક્ષમાં રાખવું.

આપણે શરીરના ઉપર દૃષ્ટિ રાખવાની છે. પ્રભુનું કાર્ય કરવા માટે તેની શક્તિનેજ આહ્વાન કરી તેનેજ આપણું શરીર પૂર્ણ કરવાને કહેવું જોઇએ. એ શક્તિ શરીરના સ્થૂલ પ્રાણને પોતાની મરજી પ્રમાણે ચલાવે છે. એનુંજ નામ શરીરની પૂર્ણતા છે. હઠયોગનું પરિણામ એ રીતે પૂર્ણ યોગમાં સમાઇ જાય છે.

મૃત્યુનો ભય ટાળવા માટે મૃત્યુના વિચારનું પૃથક્કરણ મૂઢ્ડું દૃષ્ટિ આગળ રાખીને જ કરો. હાડપિંજર પાસેજ બેસી રહો. અથવા તો મહાન પુરૂષની ચિતા કે કબર જોયા કરો. મૃત્યુ કોનું ? અને તેનો શો હેતુ શો છે તેના પર વિચાર કરો.



## પ્રકરણ ૮ મું—પૃથક્કરણ.



સાધકે પોતાના મનમાં જે પ્રાણમય શક્તિનો પ્રવાહ છે તેને દૂર કરીને એમ વિચારવું જોઇએ કે "હું કાંઇ પ્રાણ નથી, પ્રાણ તો પ્રકૃતિનુંજ એક કાર્ય છે. તે કાંઇ પુરૂષ નથી"

મનોમય કોશમાં પ્રાણનું કાર્ય ઇચ્છા, રાગ, દ્વેષ, વિગેરે ઉત્પન્ન કરવાનું હોય છે.

શરીરમાં—અન્નમય કોશમાં પ્રાણનું કાર્ય, કર્મ અને ગતિ ઉત્પન્ન કરવાનું હોય છે.

ચિત્તની સર્વ ક્રિયાઓ પણ પ્રાણના ઉપર આધાર રાખે છે. વળી વિચારશક્તિ પણ પ્રાણ ઉપર આધાર રાખે છે.

પ્રાણમય કોશમાં "કામના"–"ઇચ્છા"નુંજ સામ્રાજ્ય પ્રવર્તતું દેખાય છે. સૂક્ષ્મ દેહમાં રહેલો સૂક્ષ્મ પ્રાણ "કામના"નુંજ સ્વરૂપ લે છે, એટલે આપણે આધ્યાત્મિક જીવનમાં પ્રગતિ કરવી હોય તો "કામના" ઓને તો જીતવીજ જોઇએ. હૃદય અને મનના બંધનોમાંથી મુક્તિ કામના જીત્યા પછીજ મેળવી શકાય.

પ્રાણમય શક્તિનું ખરેખરૂં કાર્ય તો એ છે કે આપણામાં રહેલા પ્રભુની આજ્ઞા પ્રમાણે તેણે વર્તન કરવું, જરા પણ "ઇચ્છા" ઉત્પન્ન થવા દેવી નહિ. ઇન્દ્રિયાધિષ્ઠિત મનના—જેના ઉપર ઇન્દ્રિયોના સંસ્કારો પડે છે—સંસ્કારોથી સ્વતંત્ર રહેવું જોઇએ.

ખરૂં જોતા મનનું કાર્ય તો એ છે કે તેણે સર્વ સંસ્કારોને નિષ્પક્ષપાતપણે સ્વીકારી તેનો રસ ઉચ્ચ શક્તિને આપવો પરંતુ પ્રાણ-શક્તિ, આસક્તિ અને વિરક્તિની લાગણીઓ ઉપજાવી અખંડ ભોગ ભોગવવાનું મૂકી સુખ, દુઃખ, હર્ષ, શોક, વિગેરે દ્વંદ્વોને અનુભવે છે

વળી ચિત્ત—જેમાં સર્વ લાગણીઓ ઉત્પન્ન થાય છે તેનું ખરું કાર્ય તો પ્રેમ અને આનંદની સતત ધારા અનુસરવાનું છે, પરંતુ પ્રાણ-શક્તિને લીધે તે પણ દ્વંદ્વોનેજ પ્રાપ્ત થાય છે. વિચારશક્તિએ પણ નિષ્પક્ષપાતપણે જોવાની, નિશ્ચય કરવાની અને સમજવાની અને પોતાની જ્યોત સત્યના પ્રત્યે વાળવાની શક્તિ મેળવવી જોઇએ, પરંતુ તેમાં પણ પ્રાણશક્તિને લીધે વિચારો, સિદ્ધાંતો, અભિપ્રાયો પ્રત્યે પક્ષપાત અને રાગદ્વેષ ઉત્પન્ન થાય છે,

અહંતા એ સર્વ બંધનોનું મૂળ છે. પરંતુ મનથી નીચે જે અચેતન ભૂમિકાઓ આવી રહેલી છે, તેમાં તેની પ્રથમ ઉત્પત્તિ થયેલી હોય છે, ત્યાં પણ પ્રાણ શક્તિજ અહંતાને ટકાવી રાખે છે. એટલા માટે મનોમય પુરૂષને કામનામય દેહમાંથી છૂટો કરી, સર્વ માનસિક ક્રિયાઓને જોવાનો અભ્યાસ કરો. રાગદ્વેષ, હર્ષશોક, સુખ દુઃખ, આવેશ, ક્રોધ, ભય વિગેરે અનુભવનાર "હું મનોમય પુરૂષ નથી," એવો અનુભવ કરો.

એ પ્રમાણે આંતર જીવનને સાક્ષીરૂપે જોનાર પુરૂષ છેવટ અધિષ્ઠાતા અને વિભુ થાય છે.



# પ્રકરણ ૮ મું.



## ચિત્ત અને મનનાં બંધનોમાંથી મુક્તિ.

પોતાના મૂળ સ્વરૂપ પ્રત્યે ગમન કરવા પ્રયત્ન કરતા આત્માને સર્વ-ળાં શારીરિક બંધનોમાંથી મુક્ત થવું પડે છે એટલુંજ નહિ પરંતુ તેના પોતાના મનમાં અને સમગ્ર સૂક્ષ્મ દેહમાં કાર્ય કરી રહેલી પ્રાણશક્તિથી પણ તેણે કેવળ પર થઇ જવાની જરૂર છે. એવા સાધક મનને પુરૂષનો પ્રતિનિધિ બનાવી તેની પાસે કહેવડાવે છે કે "હું જીવન શક્તિ નથી, પ્રાણશક્તિ પણ કાંઇ પુરૂષ નથી, એ તો પ્રકૃતિનું ઘણા કાર્યોમાંનું માત્ર એક કાર્ય છે." પ્રાણશક્તિના મુખ્ય ધર્મો જોવા જોઇએ તે ક્રિયા અને હલન ચલન છે. અર્થાત્ વ્યક્તિની બહાર આવી રહેલા પદાર્થોને પ્રાપ્ત કરવા માટે અને પ્રાપ્ત કરી તેમને પોતાનામાં ઘટાડવવા માટે પ્રાણશક્તિ તલપાપડ થઇ રહે છે. વળી, જે પદાર્થો પ્રત્યે તે આસક્ત થાય છે અથવા તો જે પદાર્થો આપોઆપ તેની પાસે આવી પડે છે, તેમના પ્રત્યે સંતોષ, અસંતોષ; સુખ, દુઃખ, વિગેરેની લાગણીઓ તે ઉત્પન્ન કરે છે. અર્થાત્ પ્રાણશક્તિના કાર્યમાં આકર્ષણ, પ્રત્યાકર્ષણનો નિયમ આપણને હમેશા દેખાઇ આવે છે. આપણે જે ત્રણ ધર્મો ગણાવ્યા તે પ્રકૃતિમાં સર્વત્ર જોવામાં આવે છે, કારણ કે જીવન સર્વવ્યાપી છે. પરંતુ જુદા જુદા મનના ઉપર જુદાજુદા સંસ્કારો પડવાથી મનુષ્યોમાં તે સર્વ ધર્મોની જુદી જુદી કીમત આંકવામાં આવે છે. એ પ્રાણશક્તિના ધર્મો આપણા મનમાં કર્મનું, કામનાઓનું, રાગદ્વેષનું અને સુખ દુઃખનું સ્વરૂપ પકડે છે. આપણા પોતાનામાં પણ પ્રાણશક્તિ સઘળે વ્યાપી રહી હોઇ આપણા સૂક્ષ્મ શરીરનાં કાર્યોને ટકાવી રાખે છે એટલુંજ નહિ, પરંતુ આપણી ઇન્દ્રિયોના સંસ્કારોને સ્વીકારનાર મન તથા આવેશ પ્રધાન ચિત્તને પણ તે ટકાવી રાખે છે.

પ્રાણશક્તિનું સ્થૂલ અને સૂક્ષ્મ કાર્ય

વળી આપણી વિચારશક્તિનાં પણ તે કાર્ય કરે છે. હવે આ બધાય સૂક્ષ્મ દેહનાં કાર્યોમાં પ્રાણશક્તિનો ધર્મ સ્વીકારાતો હોવાથી મન, ચિત્ત બુદ્ધિ વિગેરે કરણોનાં કાર્યમાં સહજે ધર્મસંકરતા ઉત્પન્ન થાય છે; તેઓનાં કાર્યમાં પરિમિતતા આવે છે અને તેઓ પોતાનો મૂળ ધર્મ ચૂકે છે. આપણા આંતરજીવનમાં જે અંધાધુંધી મચેલી આપણને જણાય છે તે બધી આ પ્રમાણે ઉત્પન્ન થાય છે. છતાં એ બધી આંતર જીવનની અંધાધુંધીમાંયે આપણને એક ધર્મ સર્વોપરી હોય એમ લાગે છે. અને તે ધર્મ તે "કામના" અથવા 'ઇચ્છા'નો ધર્મ છે. વિરાટ્ રૂપે પ્રભુ જેમ પોતાના સ્વયંભૂ આનંદને ખાતર સર્વ કર્મ, હલન ચલનની, ક્રિયા તથા ઉપભોગ કરે છે, તેજ પ્રમાણે વ્યક્તિ પણ મોટે ભાગે કામના યાને ઇચ્છાની તૃપ્તિ કરવા ખાતર કર્મમાં પ્રવૃત્ત થાય છે, તેને પાર પાડવા મથે છે, અને તેના ફળનો ઉપભોગ કરે છે. એટલા માટે સૂક્ષ્મ દેહમાં કાર્ય કરી રહેલી સૂક્ષ્મ પ્રાણશક્તિ આપણને કામનાપ્રધાન મન સ્વરૂપેજ પ્રથમ દેખા દે છે. આત્મસ્વરૂપની પ્રાપ્તિ અર્થે એ સૂક્ષ્મ પ્રાણશક્તિ અને તે કામના પ્રધાન મન ઉપર વિજય મેળવવો કેવળ આવશ્યક છે.

**પ્રાણશક્તિ અને મનનું ખરું કાર્ય.**

કામના યાને ઇચ્છા એ આપણા સર્વ કર્મોનો હેતુ, સર્વ પ્રાપ્તિ અને સર્વ સિદ્ધિઓનું ઉચ્ચાલન અને આપણા જીવનના દુઃખોનું આદિ કારણ છે. આપણું મન, ચિત્ત અને વિચારશક્તિ જો એ સૂક્ષ્મ પ્રાણશક્તિથી સ્વતંત્ર થઇને વર્તન કરી શકે, અને જો તે પ્રાણશક્તિ પોતાનો ધર્મ સૂક્ષ્મ દેહના ઉપર ઠોકી બેસાડવાને બદલે સૂક્ષ્મ શક્તિઓના નિયમને માન આપી તેને વશ વર્તે, તો તો મનુષ્ય જીવનના સર્વ વિકટ પ્રશ્નોનું નિરાકરણ ઘણી સહેલાઇથી આવી જાય. આપણામાં રહેલી પ્રાણશક્તિનું ખરું કાર્ય તો આપણામાં રહેલી દિવ્ય શક્તિની આજ્ઞા ઉઠાવી તે પ્રમાણે વર્તન કરવું એજ છે. વળી, તે શક્તિ જે કાંઇ આપે તે સ્વીકારી લઇ તેમાંજ આનંદ માણવો અને બીજી કોઇ પણ પ્રકારની ઇચ્છા ઉત્પન્ન થવા દેવી નહિ એ તેનો મૂળ ધર્મ છે. તેમજ ઇન્દ્રિયોના સંસ્કારો સ્વીકારનાર મનનો મૂળ ધર્મ એ છે કે તેણે

પોતે જીવનના સર્વ બાહ્ય સ્પર્શો પ્રત્યે નિષ્ક્રિય બનીને તે સંસ્કારોને તથા તેમનામાં રહેલા રસ ને આનંદના તત્ત્વને પોતાનાથી ઉચ્ચ કરણોને પ્રાપ્ત કરાવવાં. પરંતુ આકર્ષણ અને પ્રત્યાકર્ષણ, સ્વીકાર અને અસ્વીકાર, સંતોષ અને અસંતોષ, શક્તિ અને અશક્તિ વિગેરે રૂપે શરીરમાં કાર્ય કરી રહેલી પ્રાણશક્તિનાં કાર્યોને લીધે મનનું કાર્ય ક્ષેત્ર પ્રથમ તો સંકુચિત થઇ જાય છે, અને સ્થૂલ પ્રાણશક્તિના શારીરિક ધર્મોને તથા સૂક્ષ્મ પ્રાણશક્તિના શારીરિક ધર્મોને તથા સૂક્ષ્મ પ્રાણશક્તિનાં બંધનોને તે સ્વીકારે છે. અર્થાત્ આપણું મન અસ્તિત્વનો સાહજિક આનંદ પ્રાપ્ત કરવાનું સાધન મટી જઇને સુખદુઃખાદિ અનુભવો લેવાનુંજ સાધન થઇ રહે છે.

ચિત્તનો મૂળ ધર્મ.

જે પ્રમાણે મનનું તેજ પ્રમાણે લાગણીઓ ઉત્પન્ન કરનાર ચિત્તનું પણ થાય છે. ચિત્તને પણ પ્રાણશક્તિના સુખ-દુઃખાદિ અનુભવો સ્વીકારવા પડે છે, તેથી તે પણ ઇન્દ્રિયોના સંસ્કારો પ્રત્યે આવેશો તથા લાગણીઓનું પ્રતિકાર્ય કરનાર એક ક્ષેત્રજ થઇ રહે છે. પરિણામે હર્ષ શોક, રાગદ્વેષ, ક્રોધ, ભય, અભિલાષ, ઘૃણા, આશા, નિરાશા, ઉપકાર, વેર વિગેરે વિશ્વમાં ચાલી રહેલી આવેશ અને લાગણીઓની લીલા ઉત્પન્ન થાય છે. આવી ગુંચવણને—આવી જાળને—આપણે આપણો "આત્મા" કહીએ છીએ. પરંતુ વાસ્તવિક રીતે તો આપણો આત્મા જે ખરેખરો સૂક્ષ્મ દેહી છે તે તો શુદ્ધ પ્રેમ, આનંદ અને સર્વ પદાર્થ તથા પ્રાણીઓમાં રહેલા પ્રભુ સાથે એકતા કરવાનું એક ઉપયોગી સાધન છે. મનુષ્યજાતિનો મોટો ભાગ તેને જાણતો નથી અને ઘણાજ થોડા માણસોએ તેનો વિકાસ કર્યો છે. એ સૂક્ષ્મ પિંડ હમણા તો આપણા કામનામય દેહ તળે ઢંકાઇ ગયો છે. અને તેનેજ આપણે આત્મા તરીકે માની બેસીએ છીએ. આપણું ચિત્ત યાને લાગણીઓ તથા આવેશો ઉત્પન્ન કરનાર શક્તિમા, આપણા આત્માનુ શુદ્ધ પ્રતિબિંબ ન પડતાં તેને બદલે કામનામય મનનુંજ પ્રતિબિંબ પડે છે.

વળી, વિચારશક્તિનો મૂળ ધર્મ તો એ છે કે તેણે જ્ઞાનપ્રાપ્તિ-

માં સહજ આનંદ માનીને નિરીક્ષણ કરવું, સમજવું, તથા નિર્ણયો બાંધવા. તે ઉપરાંત પોતાની આજુ બાજુના દશ્ય તેમજ અદશ્ય પદાર્થોમાંથી જે સંદેશાઓ અને જ્ઞાનનાં કિરણો મળે તેમને જાગ્રત રહીને સ્વીકારવા એ પણ તેનું એક કાર્ય છે. એ સંદેશાઓ અને જ્ઞાનના કિરણો આપણી અંતર જ્ઞાનની શકિતમાંથી કે સતેજ હૃદયાંથી આવે તો પણ એટલું તો નક્કીજ કે તે બધા આપણી મનથી પર ભૂમિકામાં છૂપાઇ રહેલી દૈવીવાચા તરફથી અંતઃકરણમાં આવે છે. પરંતુ સામાન્ય રીતે મન એ પ્રમાણે વર્તન કરી શકતું નથી. કારણ કે તે ઇન્દ્રિયોમાં કાર્ય કરી રહેલી પ્રાણશકિતનાં બંધનોમાં જકડાયલું તથા લાગણીઓના આવેશો અને વેગોને આધીન હોઇ પોતાનાં પક્ષપાતી વલણો, પસંદગીઓ, જડતા અને વેગોથી સંકુચિત હોય છે. વિચારશકિતમાં પક્ષપાત, પસંદગી, જડતા વિગેરે ઉત્પન્ન થાય છે તેનું કારણ પણ કામનામય મન અથવા તો સૂક્ષ્મપ્રાણજ છે. વિચાર શકિતમાં તે પ્રાણશકિત ઉપર ગણાવ્યાં તેવા સ્વરૂપો ધારણ કરે છે. ઉપનિષદમા ખરૂંજ કહ્યું છે કે આપણું આખું મનોમય ચૈતન્ય પ્રાણશકિતના પ્રવાહોથી વ્યાપ્ત છે અને પ્રયત્ન કરવો, પરિમિતતા લાવવી, ગ્રહણ કરવું અને ભૂલી જવું, કામનાઓ ઉત્પન્ન કરવી અને દુઃખ સહેવું એ બધું પ્રાણશકિતનુંજ કાર્ય છે. તેથી પ્રાણશકિતની શુદ્ધિ કર્યા વિના આપણે શુદ્ધ સનાતન આત્માને જાણી કે પ્રાપ્ત કરી શકવાના નથી.

બુદ્ધિ અથવા વિચાર શકિતનો મૂળ ધર્મ.

ખરૂં છે કે આ બધી અવ્યવસ્થાનું મૂળ “ અહંતા ” છે, અને એ અહંતાનું સ્થાન મનમા છે. પરંતુ મનોમય કોષમાં જે અહંતા જણાય છે તેનું મૂળ તો આપણા મનની નીચે જે જીવન રહેલું છે તેમાજ છે. અર્થાત્ કે મનથી નીચે જે અસ્તિત્વ ઢંકાયલું છે તેમા જે અહંતા ઉત્પન્ન થયલી હોય છે તેનુંજ પ્રતિબિંબ મનમા પડે છે. સર્વમાં વ્યાપી રહેલો આત્મા જડ પત્થર કિંવા વનસ્પતિમા મૂંગો હોય છે, પરંતુ જ્યારે તે મનોમય ભૂમિકાને પ્રાપ્ત કરે છે ત્યારે તે વાચાનો

અહંતાનું મૂળ.

યોગ કરે છે, છતાં મનોમય કોષ કંઇ તેનો ઉત્પાદક નથી. એ ક્રમ-કાસ યાને ઉત્ક્રાન્તિ સાધવામાં ઉચ્ચ જીવન પ્રત્યે પ્રયાણ કરી રહેલા ત્માને અહંતાના બંધનમાં પડેલી પ્રાણશક્તિની મજબૂત ગાંઠ ઘણીજ છે. કારણ કે બુદ્ધિ, હૃદય વિગેરે સૂક્ષ્મ કરણો પોતાનાં સર્વ દુઃખોનું ા પારખી કાઢી તેને દૂર કરવાને તત્પર બને છે તોપણ પ્રાણશક્તિ ાની ગાંઠ ઢીલી કરવા સાફ ના પાડે છે. મતલબ કે પ્રાણશક્તિ એ ત્ત્વનો અંશ હોવાથી જ્ઞાનને સંકુચિત કરે છે તથા છેતરે છે એટલુંજ હે-પરંતુ આ પ્રમાણે પોતે ના પાડીને શક્તિને પણ કુંઠિત કરે છે.

તેટલા માટે મનોમય પુરૂષે પોતે કામના પ્રધાન મનથી વિખૂટા પડીને તેની ડે એકતા કરવી જોઇએ નહિ. તેણે તો કહેવું જોઇએ કે " આ મહે-ા કરી બાથોડીઆં મારનાર, દુઃખ સહન કરનાર તથા આનંદ પામનાર ન અને તિરસ્કાર અનુભવનાર, આશા નિરાશાનું રમકડું, ક્રોધ અને ખનો ભોગ તથા પ્રાણશક્તિ અને લાગણીઓના આવેગોને વશ વર્ત-ર, પરવશ પ્રાણી તે હું નથી એ બધું તો પ્રકૃતિનું કાર્ય છે, ઇન્દ્રિ-યોના સંસ્કાર પ્રધાન મન અને ચિત્તમાં કાર્ય સાક્ષીત્વવાળો મનોમય કરતી પ્રકૃતિનું પરિણામ છે " એ પ્રમાણે ષ. કરવાથી મન પોતે આવેશો લાગણીઓ વિગે-રેમાંથી પાછું ફરે છે, અને પોતે સાક્ષીરૂપે ર્વ ક્રિયાઓને જુવે છે. અર્થાત્ એ પ્રમાણે સતત અભ્યાસ કરવાથી અંતરમાં પાછા બે વિભાગો પડી જાય છે. એક બાજુ ચિત્તમાં પ્રકૃતિની જુની ટેવ પ્રમાણે લાગણીઓ, આવેશો વિગેરે થયાં કરે છે અને બીજી બાજુ તે સર્વ ક્રિયાઓથી તટસ્થ રહીને જોનાર સાક્ષીરૂપે મનોમય પુરૂષ પણ હોય છે. તે સર્વ ક્રિયાઓને જુવે છે, તેમનો અભ્યાસ કરે છે તથા તેમને બરાબર સમજે છે છતાં પોતે તેમનાથી તદ્દન નિર્લેપ રહે છે. મનોમય પુરૂષ જાણે મનની રંગભૂમિ ઉપર પોતાનાથી જુદી વ્યક્તિઓનો નાટક હોય નહિ તેમ તેમને જુવે છે. શરૂઆતમાં તે નાટકમાં પોતે ઘણો રસ લે છે એટલુંજ નહિ પરંતુ જુની ટેવ પ્રમાણે ઘડી ઘડીમાં પોતે તે નાટક જોડે એકતા કરવા પણ મંડી જાય છે. પરંતુ ત્યાર પછી રહેતે

રહેતે તે સંપૂર્ણ શાંતિથી અને નિર્લિપ્તપણે એ નાટક જુવે છે અને છેવટે તે પોતે પોતાનાજ અસ્તિત્વમાં રહેલા અનંત આનંદને અનુભવે છે. પહેલાંના કલ્પિત આનંદ અને અસત્ય દુઃખોનું મિથ્યાત્વ જોતાં તેને પોતાના ચિત્તમાં ચાલી રહેલા નાટકમાં સુખ દુઃખ અનુભવનાર અજ્ઞાન બાળકના પ્રત્યે હાસ્ય આવ્યા વિના રહેતું નથી ! મનોમય પુરૂષ કેવળ સાક્ષીરૂપે એ નાટકનો દૃષ્ટા છે એટલુંજ નહિ, પરંતુ તે પોતે એ નાટકનો સૂત્રધાર હોઇ પોતાની અનુમતિથી તે નાટકને ચાલવા દેવાની અગર તો બંધ કરવાની શક્તિ પણ તે ધરાવે છે, એવો તેને અનુભવ થાય છે. જ્યારે એ કાર્યોમાંથી પુરૂષ પોતાની અનુમતિ પાછી ખેંચી લે છે ત્યારે વળી એક નવોજ અનુભવ સાધકને થાય છે. ચિત્ત સામાન્ય રીતે શુદ્ધ અને પ્રતિકાર્ય વિનાનું થઇ રહે છે, અને આવેશો લાગણીઓ વિગેરે આવે છે તો પણ અંતરમાંથી ઉત્પન્ન થવાને બદલે જાણે બહારથી આવતાં હોય નહિ એવું લાગે છે. ચિત્ત એ બહારના સંસ્કારો પ્રત્યે શરૂઆતમાં પ્રતિકાર્ય કરે છે ખરૂં તથાપિ એ બાહ્ય સ્પર્શો પ્રત્યે પ્રતિકાર્ય કરવાની ટેવ પણ ધીમે ધીમે ઘસાઇ જાય છે, અને ક્રમે ક્રમે સર્વ આવેશોના હૂમલાઓથી ચિત્ત મુક્ત થઇ જાય છે, આશા, ભય, હર્ષ, શોક, રાગ, દ્વેષ, આકર્ષણ, તિરસ્કાર, સંતોષ, અસંતોષ, ઉત્સાહ, નિરાશા, ઉદ્વેગ, ધૃણા, શરમ વિગેરે સર્વ આવેશો અને લાગણીઓ આપણા અંતરાત્મામાંથી છૂટી જાય છે, અને પરિણામે ચિત્તને મુક્તિ મળે છે.

તેનું પ્રભુત્વ.

એ પ્રમાણે ચિત્તના આવશોનું સંપૂર્ણ શમન થઇ ગયા પછી તેમનું સ્થાન કઇ વસ્તુ લે છે ? એ પ્રશ્નના જુદા જુદા ઉત્તરો છે. જો આપણે ઇચ્છીએ તો તે સ્થાને સંપૂર્ણ શાંતિ, મૌન અને ઉદાસીનતાને સ્થાપન કરી શકીએ. પરતુ આપણે એવો આદર્શ આપણી દૃષ્ટિ સમક્ષ રાખેલો નહિ હોવાથી એ અવસ્થા ( ભૂમિકા ) અનિવાર્ય તો છે, છતાં તેનો ઉપયોગ થઇ રહેતાંજ તેનો ત્યાગ કરવો ઉચિત છે અર્થાત્

ચિત્તના શમન પછી કરણોનું રૂપાંતર.

પુરુષ સ્વામી અથવા તો સમ્રાટ્ થાય છે અને પોતાની શક્તિને જોરે અંતરજીવનમાંથી અસત્ય ભોગવૃત્તિનો ત્યાગ કરી ખરેખરી ભોગવૃત્તિને સ્થાપન કરે છે. પુરુષ જે શક્તિ સ્થાપન કરે છે તેનો પ્રકૃતિ તુર્ત અમલ કરે છે. આપણી અપૂર્ણ પ્રકૃતિમાં કામના અને વાસના, આવેશ અને ઇચ્છા રૂપે જે બધું હતું તેનું રૂપાંતર થઇને તે સ્થાને શુદ્ધ જ્ઞાન અને ગાઢ પ્રેમ, આનંદ અને અદ્વૈત સ્થાપન થાય છે. આપણું કામનામય મન જતું રહે છે એટલે તેને સ્થાને, આપણો અંતરાત્મા બિરાજે છે. આપણી લાગણીઓના વિશુદ્ધ થયલા પાત્રમાં મધુરતા અને કડવાશ ભર્યા આવેશોને બદલે દિવ્ય પ્રેમ અને આનંદનો સોમરસ ટંકોટંક ભરાય છે. આપણા સઘળા આવેશો—કલ્યાણ અને શુભ કરવાના આવેશ સુદ્ધાં—પ્રભુના દિવ્ય સ્વભાવનાં અસત્ય સ્વરૂપ માત્ર હોઇ આપણને દિવ્ય પ્રકૃતિનુ અવળું પ્રતિબિંબ દર્શાવે છે. આપણામાં જે દયાની લાગણી છે તેમાંયે સ્થૂલ તિરસ્કારની અશુદ્ધિ રહી ગયલી હોય છે. આપણે દયા બતાવીએ છીએ તેનું કારણ વસ્તુતઃ એજ હોય છે કે આપણા હૃદયમાં બીજાઓનાં દુઃખ આપણે સહન કરી શકતા નથી. એવી નિર્બળ દયાની લાગણીનો પણ ત્યાગ કરી તેને બદલે આપણે દિવ્ય અનુકંપા સ્થાપન કરવી જોઇએ. એ દિવ્ય અનુકંપા સર્વ વસ્તુઓને જોશે, તેમને સ્વીકારશે, બીજાઓનો ભાર પણ તે ઉઠાવશે, તથા બીજાઓનું દુઃખ મટાડવાને અને તેમને સહાય કરવાને નિશદિન તે તત્પર રહેશે, તો પણ તે દુનિયાનાં દુઃખો પ્રત્યે અહંતાપ્રધાન વૃત્તિથી બળવો કરીને અથવા તો સર્વ પદાર્થોના આદિ કારણને કે વિશ્વની વ્યવસ્થાને દોષ દઇને નહિ, પરંતુ જ્ઞાનપૂર્વક અને પ્રભુના હથિયાર તરીકે તેનો આવિર્ભાવ કરવા માટેજ દયા બતાવશે. જે પ્રમાણે નિર્બળ દયાનો ત્યાગ કરવાને આગળ કહેવામાં આવ્યું તેજ પ્રમાણે કામનાપ્રધાન અને વસ્તુઓની પ્રાપ્તિ કરવાને ઝંખના કરનારી પ્રેમવૃત્તિનો પણ આપણે ત્યાગ કરવો જોઇએ. એ પ્રેમ ને આ હર્ષનો રોગ લાગુ પડે છે તથા શોકમાં તે વિહ્વળ બની જાય છે. એવા પાર્થિવ પ્રેમને બદલે આપણે શાંત, સમ અને સર્વગ્રાહી સ્વતંત્ર પ્રેમભાવ સ્થાપન કરવો જોઇએ, એ પ્રેમભાવ બાહ્ય સંજોગોથી સ્વતંત્ર હોવો જોઇએ એટલુંજ નહિ પરંતુ પોતાના પ્રેમપાત્ર

તરફથી કોઇપણ જાતના બદલની આશા રહિત, તેમજ તેની ગેરહાજરીથી લેશ પણ વિકાર નહિ પામનાર હોવો જોઇએ. એ પ્રમાણે આત્માની સર્વ ક્રિયાઓ પ્રત્યે આપણે નવું વલણ સ્થાપન કરીશું એ સર્વ કરણોની પૂર્ણતાનો સંપૂર્ણ વિચાર આપણે આત્મસિદ્ધિના વિષયમાં કરીશું.

નિષ્કર્મ સ્થિતિ અને કર્મ પરાયણતાનો પ્રશ્ન આપણે આગળ ચર્ચી ગયા છીએ. તે પ્રમાણે ચિત્તમાં શાંતિ અને ઉદાસીનતા, તથા આનંદ અને ક્રિયાત્મક પ્રેમનો પ્રશ્ન પણ ચર્ચવા જોગ છે. ક્રિયામાં રહેલા આનંદ તથા પ્રેમને આપણે સમત્વના પાયા ઉપર રહીનેજ પ્રાપ્ત કરવાનાં છે, ઉદાસીનતા ઉપર રહીને નહિ. તિતિક્ષા અર્થાત્ સહન કરી લેવાની શક્તિ, નિષ્પક્ષપાતી ઉદાસીનતા અને શાંત સમર્પણ વિગેરેની મદદથી સુખ અને દુઃખની લાગણી થયા વિના સમતાપૂર્વક આપણે હર્ષશોકનાં કારણોથી પર થઇ શકીએ. પરંતુ એ સ્થિતિ હજી ખરી સમતા નથી. એ તો માત્ર ખરી સમતાની સ્થાપના માટેની પ્રાથમિક ભૂમિકા હોઇ જ્યા સુધી એ સમતા પ્રેમ અને આનંદનું ઉત્પાદક સ્વરૂપ ધારણ કરે નહિ, ત્યાં લગી તે પૂર્ણ થઇ મનાયજ નહિ. ઇન્દ્રિયજન્ય સંસ્કારોને વશ વર્તનાર મનને સૌન્દર્યસાર પરમાત્માનો સમાન રસ સર્વત્ર પ્રાપ્ત થવો જોઇએ, હૃદયમાં તેમજ અન્યત્ર સર્વ સ્થળે સમાન પ્રેમ અને આનંદ પ્રાપ્ત કરવાની શકિત તેનામાં આવવી જોઇએ એટલુંજ નહિ, પરંતુ મનાતીત અસ્તિત્વમાંયે એ રસ, પ્રેમ અને આનંદ વ્યાપી જવો જોઇએ. પરંતુ એવી પૂર્ણતા તો મુક્તિ પ્રાપ્ત થયા પછીજ આવે છે. જ્ઞાનયોગમાં તો આપણો પ્રાથમિક ઉદ્દેશ કામનામય મન તથા આવેશ અને વિકારમય ચિત્તમાંથી વિરકત થઇને આત્માનો મોક્ષ પ્રાપ્ત કરવાનો છે.

ખરી સમતા.

વળી, કામનામય મનને વિચાર કરવાના કરણમાંથી આપણે બાતલ કરવું જોઇએ. તેમ કરવાનો સહેલામા સહેલો ઉપાય એ છે કે પુરૂષે પોતે અભિપ્રાય, વિચાર વિગેરેથી અલગ થઇ જવું. એ પ્રમાણે કેવી રીતે કરવું તે આપણે પૂર્ણ શુદ્ધિના વિષયની

વિચારમાંથી કામનાઓને બાતલ કરવી.

ચર્ચા વખતે જોયું પણ હતું. જ્ઞાન પ્રાપ્તિની જેજે સાધનાઓ અત્યાર સુધીમાં આપણે વર્ણવી તે બધી ખરૂં જોતાં તો શુદ્ધિ અને મુક્તિને પ્રાપ્ત કરવાનીજ પદ્ધતિઓ છે. એ શુદ્ધિ અને મુક્તિને લીધેજ અંતે આત્મસાક્ષાત્કાર શક્ય બને છે. તેમ ક્રમેક્રમે વિકાસ પામતા આત્મ સાક્ષાત્કારને લીધે એ શુદ્ધિ અને મુક્તિમાં પણ વધારો થતો જાય છે. અત્યાર સુધી બીજાં કારણોની બાબતમાં જે પદ્ધતિનો ઉપયોગ થયો છે તેનોજ ઉપયોગ કરીને આપણે વિચારશક્તિથી પણ અલગ થઇ શકીએ છીએ. વિચાર શક્તિને પહેલાં તો શરીર, પ્રાણ અને મનની જોડેની એકતાનો નાશ કરવા માટે પુરૂપ વાપરે છે, પરંતુ તેનો એ હેતુ સરતાંજ તે વિચાર શક્તિના સામો થઇને કહે છે, "હું આ વિચારશક્તિ પણ નથી. વિચાર કે વિચારક નથી તેમ તત્ત્વવેત્તાયે નથી. આ બધા વિચારો, અભિપ્રાયો, તરંગો, તર્કો, અનુમાનો, બુદ્ધિના પ્રયાસો, તેની પસંદગીઓ, સંશયો, દૃઢઆગ્રહી મંતવ્યો તથા બીજાના દોષ કાઢવાની ટેવ એ કોઇ હું નથી. એ બધું તો પ્રકૃતિમાં આવી રહેલું પ્રકૃતિનુંજ કાર્ય છે." આ પ્રમાણે કરવાથી વિચાર તથા શક્તિનો ઉપયોગ કરનાર મન યાને વિચારશક્તિ અને, સાક્ષીરૂપે તટસ્થ રહેનાર મન યાને અંતઃકરણ એ બન્ને વચ્ચે ભેદ પડે છે. પુરૂપ તો કેવળ સાક્ષીરૂપજ બની રહે છે. તે પોતાના મનમાં કાર્ય કરી રહેલા વિચારોને તથા તેના નિયમોને નિહાળે છે ખરો, પણ તે તેમનાથી વિખૂટો રહીને તટસ્થતાથીજ નિહાળે છે. એ પ્રમાણે અંતઃકરણની ક્રિયા ચાલતી હોય છે તેના પ્રત્યેથી તે પોતાની અનુમતિ પાછી ખેંચી લઇ પોતાના સ્વામીત્વનો ઉપયોગ કરે છે; એટલે પરિણામે ચિત્ત અને મનની ક્રિયાઓ તથા બુદ્ધિનું કાર્ય વિગેરે બંધ પડે છે, અને તે પુરૂપ પોતે વિચારશક્તિના બંધનમાંથી છૂટો થઇ સંપુર્ણ શાંતિ ભોગવવાને શક્તિમાન થાય છે.

**શક્તિનો ઉપયોગ અને વિજ્ઞાનની જાગૃતિ.**

પૂર્ણતાની પ્રાપ્તિ કરવા માટે તો પુરૂપે પોતાની પ્રકૃતિના ઇશ્વર તરીકે પોતાનું કાર્ય સિદ્ધ કરવું જોઇએ. વળી, મનથી પર અવસ્થામાં જે દિવ્ય જ્ઞાન યાને વિજ્ઞાન છે તેને પ્રાપ્ત કરવા માટે મન, ચિત્ત તથા બુદ્ધિને બદલે તેણે શક્તિનો ઉપયોગ

-કરવો જોઇએ. વિજ્ઞાન જાગ્રત તથા પહેલાં તો તેણે સંપૂર્ણ મૌન,-કેવળ શાંતિ સેવવાની જરૂર છે. આત્માને આપણે એવા મૌનમાં એવી શાંતિમાંજ જોઇ શકીશું, નહિ કે વિચારોમાં! મતલબ, તે સ્થિતિમાં આત્માનું આપણને ભાન થશે, ખાલી વિચારોજ માત્ર તે નહિ આવે. એમ કરતાં આખરે મનોમય પુરૂષમાંથી મનના મૂળ પ્રત્યે આપણી ગતિ થશે. પરંતુ આ મુકિત મેળવવા માટે પણ સાધકે -છેવટની મુકિત સંપાદન કરવી જોઇએ, અને તેને માટે અંતઃકરણમાં યાને સૂક્ષ્મ દેહમાં લપાઇ રહેલી અહંતાની ભાવનામાંથી બીલકુલ છૂટવું જોઇએ.

---

# અભ્યાસ.

ચિત્ત અને મનનાં બંધનોનો ત્યાગ કરવા માટે પ્રથમ તો પ્રાણ શક્તિના બંધનમાંથી આપણે છૂટવા પ્રયત્ન કરવાનો છે. પ્રથમ પ્રાણ શક્તિને વિખૂટી પાડીને સ્થૂલ શરીર અને સૂક્ષ્મ આધારમાં તેનાં ક્યાં ક્યાં કાર્યો થાય છે તે આપણે જોવાનો અભ્યાસ પાડવો જોઇએ. સ્થૂલ શરીરમાં પ્રાણશક્તિ જ્ઞાનતંતુઓમાં વ્યક્ત થાય છે, પ્રાણના કાર્યોમાં, શ્વાસોચ્છવાસમાં, મગજના સંદેશાની રચનામાં, તથા પ્રાચનક્રિયામાં, નેત્રનાં પડદાપરના સંસ્કારો મગજને પહોચાડવામાં–તે પ્રાણજ કાર્ય કરે છે.

સૂક્ષ્મ દેહમાં, મન ચિત્ત, સૂક્ષ્મ પ્રાણ અને–બુદ્ધિમાં ત્રણ પ્રકારેનો સમાવેશ થાય છે. મન સર્વ ઇદ્રિયોના સંસ્કારોને સ્વીકારે છે તેમાં પણ સ્થૂલ પ્રાણ પોતાની અસર મનના ઉપર પહોંચાડે છે. સૂક્ષ્મ વાસનાઓ, તીવ્ર આવેશો, વિકારો વિગેરેની તીવ્રતા, વેગ, અને બળ બધું પ્રાણશક્તિને આધીન છે. મન જ્યારે અમુક ઇન્દ્રિયના ભોગમાથી ક્લાંત થઇ જાય છે, ત્યારે ખરૂ જોતાં મનમાથી તેની વાસના જતી રહી હોતી નથી, પરંતુ સૂક્ષ્મ પ્રાણશક્તિ પરિશ્રાંત થઇને પાછી પડવાને લીધે મન પણ તેવોજ અનુભવ કરતું હોય છે. મીષ્ટ ભોજન જમ્યા પછી કાંઇ મનમાંથી ભોજનની વાસના જતી રહી નથી, પરંતુ તુર્ત પ્રાણશક્તિ તૃપ્ત થયલી હોવાથી તે વાસના મનમાં ઉદ્ભવતી નથી. અર્થાત્ મનમાં, પણ પ્રાણ આવીને ઉપાધિઓ ઉભી કરે છે.

ચિત્તમાં લાગણીઓ આવેશો વિગેરે થાય છે. હવે, એમાં પણ પ્રાણશક્તિ પોતાનું સામ્રાજ્ય જમાવવા યત્ન કરતી માલૂમ પડે છે.ભય, ક્રોધ, પ્રેમ, દ્વેષ, હર્ષ, શોક, આશા, વિગેરે પણ પ્રાણશક્તિને ઘણે અંશે વશ વર્તે છે. અર્જુનના મુખમા શોષ પડવા લાગ્યો, તે ચિત્તમા પ્રાણશક્તિના પ્રતિકાર્યને લીધે; ગાંડીવ હાથમાંથી પડી ગયું. કારણકે લાગણીઓનો ઉભરો આવતા પ્રાણશક્તિ વશ ન રહી. એથી ઉલટું, પ્રાણશક્તિની નિર્બળતા અથવા સબળતાને પરિણામે ચિત્તમાં આવેશો ઉત્પન્ન

થાય છે અથવા તો બેસી પણ જાય છે નિર્બળ પ્રાણશક્તિવાળો માણસ હિંમતની લાગણી કદી અનુભવી શકતો નથી અલબત્ત, એ પ્રાણશક્તિ સૂક્ષ્મ છે એટલે એને અને સ્થૂલ શરીર સાથે કશો સીધો સંબંધ નથી વળી કેટલાક માણસો ઉચ્ચ આવેશો-નિઃસ્વાર્થતા, નિર્ભયતા, શાંતિ વિગેરે નથી અનુભવી શક્તા કારણકે તેમની પ્રાણશક્તિ એવી નિર્બળ હોય છે. આ પ્રમાણે ચિત્તમા પણ પ્રાણશક્તિ પોતાનો પગપેસારો કરે છે.

વિચારશક્તિ અર્થાત્ બુદ્ધિમા પણ પ્રાણશક્તિ પોતે કામનાના રૂપમા ઉત્પન્ન થઇ અમુક અભિપ્રાય, આદર્શ વિગેરે પ્રત્યે પક્ષપાત ઉત્પન્ન કરાવે છે, એટલે શુદ્ધ વિચારનું કાર્ય દુષિત થાય છે

હવે, આ બધા કાર્યોના મૂળ ધર્મો આપણે જાણીએ તોજ આપણે તેમને વશ કરી શકીએ અને તેમના બંધનોમાંથી છૂટીએ

પ્રાણશક્તિનો પોતાનો મૂળ ધર્મ શો છે ? સર્વ પદાર્થમાથી રસ ગ્રહણ કરી પોતાનાથી ઉચ્ચ શક્તિ રહેલી છે તેને તેનો ભોગ કરાવવો. ઇચ્છા અને કામનાઓ ઉત્પન્ન કર્યા સિવાય તેણે તો પોતે જે કાંઇ અનુભવ પ્રભુની શક્તિ આપે-કરાવે તે સ્વીકારી તેનો રસ ભોગવવો જોઇએ અર્થાત્ પ્રાણમા સર્વભોગસામર્થ્ય અને સર્વ રસગ્રહણશક્તિ આવવી જોઇએ. આપણને કાંઇ સુખદ કે દુઃખદ અનુભવ થાય ત્યારે તેનો રસ શો છે ? આપણને કોણે આપ્યો-એમા પ્રભુનો શો હેતુ છે તે આપણે વિચારવું તુર્ત પ્રાણના કાર્ય, પ્રતિકાર્યમા આપણે ગુંચાઇને તેને વશ થઇ, ઇચ્છા, આસક્તિ રાગદ્વેષમા પડી જવુ નહિ સર્વ પદાર્થ પ્રાણી વસ્તુમા પ્રભુનો આનંદ-રસ-વસે છે આપણે તેનું સ્થૂલ સ્વરૂપ છોડી તે રસનોજ ઉપભોગ કરવા તરફ નજર કરવી જોઇએ કોઇક પુષ્પમાં સુગંધ છે તો તેમા રસગ્રહણવૃત્તિથી પ્રભુનીજ પ્રાપ્તિ સુગંધદ્વારા કરવી આપણી નાસિકાને તૃપ્ત કરવાનો વિચાર કરવો નહિ

મનનો મૂળ ધર્મ તો એ છે કે તેણે સર્વ ઇંદ્રિયોના સંસ્કારોમાં સ્થિર રહેવુ અને એ સંસ્કારોને જેવા ને તેવા પોતાની ઉચ્ચ બુદ્ધિને જરા પણ વિકાર વિના મોકલી આપવા વસ્તુઓના સ્પર્શ પ્રત્યે પોતે ઉઘાડા થઇને નિષ્ક્રિયતાથી વર્તવુ. પરંતુ, તેમા તો પ્રાણ આવીને ઇચ્છા, કામના,

વિગેરે ઉત્પન્ન કરી જાય છે. જ્યારે ઇન્દ્રિયોના સંસ્કારો અનુભવાતા હોય ત્યારે મન ઉપર બુદ્ધિની દૃષ્ટિ રાખવી અને જોવું કે મૂળ સંસ્કારમાં મન પોતે પ્રાણથી પ્રેરાઇને કેટલો વધારો ઘટાડો કરે છે ? પ્રાકામ્ય જાગ્રત રાખવાથી પણ એ કાર્ય સરળતાથી થાય છે. પ્રત્યેક આકર્ષક પદાર્થની ઇચ્છા થતા તેનું પૃથક્કરણ કરી તેની આકર્ષકતા શેમાં રહી છે તે જોવુ. એક ઘરને જોઇને "સારૂં" છે એવો વિચાર આવે એટલે તેની સાથે 'ઘર એટલે ઇંટ, માટી, ચૂનો, લાકડું વિગેરેનો ઢગલો" એની આવી ગોઠવણને આપણે "સારૂં ઘર" કહીએ છીએ, પરંતુ, એમાં મોહ પામવા જેવું નથી મનુષ્યની બુદ્ધિએ જે બનાવ્યુ છે તે બધું પ્રભુની શક્તિનોજ આવિર્ભાવ છે એવો વિચાર કરવો

ચિત્તનો મૂળ ધર્મ શુદ્ધ પ્રેમ અને સતત, સહજ આનંદ અનુભવવો એવો છે શુદ્ધ પ્રેમ એટલે વિશ્વ પ્રત્યે સમાન વિચરતો સર્વગ્રાહીપ્રેમ અને સર્વ વસ્તુઓમા વ્યાપી રહેલો આનંદ એ બે શક્તિઓ ચિત્તની છે. હમણાં તે પ્રમાણે થતું નથી વારે વારે ચિત્તમા કયો ભાવ જાગ્રત થયો છે તે જોવુ અને તેમા અનંત શાંતિ, સર્વ પ્રત્યે સમાન પ્રેમ અને સહજ આનંદની લાગણીઓમા વારે વારે સ્થિત થવુ. (હર્ષ શોક, રાગ, દ્વેષ, આશા નિરાશા વિગેરેનો ત્યાગ કરવો )

બુદ્ધિએ પણ નિર્ણય કરીને, વિવેક કરીને પોતે નિષ્પક્ષપાતપણે સ્થિર થઇ રહેવું જોઇએ શાંત દશામાં પોતાનાથી પર અવસ્થામા જે સંદેશા આવે તેને સ્વીકારવા જોઇએ

આ બધા બંધનોને તોડવા માટે કામનામય સૂક્ષ્મ દેહથી પણ આપણે જુદા છીએ એવી ભાવનાનો સાક્ષાત્કાર કરવાની જરૂર છે મનોમય પુરૂષ આ બધા કામનામય કરણોનાં કાર્યોથી જુદો છે, એવો અનુભવ કરવાની ખાસ આવશ્યકતા છે. એ બધુ પ્રકૃતિનું કાર્ય છે એ કાંઇ પુરૂષ નથી

આ પ્રમાણે કામનામયદેહથી પોતે છૂટો પાડતાં સાક્ષીરૂપ મનોમય પુરૂષ પોતેજ પ્રાણશક્તિનો અધિષ્ઠાતા થાય છે અને ત્યાર પછી સર્વ કરણો તેમનાં મૂળ ધર્મોમા પ્રવર્તે છે

# પ્રકરણ ૯ મું. પૃથક્કરણ.

અહંતાની ઉત્પત્તિની જરૂર છે તેમ તેમાંથી મુક્તિ પણ આવશ્યક છે.

૧. અહંતાને વ્યક્તિમાં કે સમષ્ટિમાં સંતોષવી એ જીવનનો આદર્શ છે એવું ઐહિકવાદવાળા માને છે.

૨. અહંતાના ઉપર વિજય મેળવવો જોઇએ એવું પ્રારમાર્થિક વાદ વાળા માને છે. અહંતા એ શું છે ?

૧. મનની એક માયા માત્ર છે. શરીર જોડે તે મૃત્યુ પામે છે એવી માન્યતા કેટલાક ધરાવે છે.

૨. બૌદ્ધ મતવાળાઓ આત્મા કે ઇશ્વર કંઇ સ્વીકારતાજ નથી.

૩. અદ્વૈતવાદી " હું બ્રહ્મ છું " એવો કેવલાદ્વૈત વાદ કરે છે ત્યારે વિશિષ્ટા દ્વૈતવાળા તેમા વળી સરત મૂકીને આત્માની નિત્યતા બતાવે છે.

અહંતામાથી તો સાધકે છુટવુંજ જોઇએ. અહંતામા કાઇ પૂર્ણતા કે સંતોષ મળી શકે નહિ. વળી સમષ્ટિમા પણ વ્યક્તિને સંતોષ મળે તેમ નથી. વ્યક્તિ અને સમષ્ટિનું મૂળ પરાત્પરમા છે.

તો પણ વ્યક્તિ અને સમષ્ટિ બન્ને સત્ય છે, કારણ કે પરાત્પરનાં તે કાર્યો છે. એટલે આપણે વ્યક્તિ અને વિશ્વ બનેની પૂર્ણતા પ્રાપ્ત કરવી જોઇએ. અહંતાને છોડીને આગળ પ્રગતિ કરવામાં મનુષ્યજાતિની મોટામાં મોટી સેવા રહેલી છે, કારણ કે તેથી આખી જાત એ માર્ગે જવાને લાયક થશે.

આત્માના સાક્ષાત્કારમા કયા સુધી આગળ જવું ? મન, પ્રાણ અને શરીરની અહંતાનો ત્યાગ કરી " હુ કર્તા છું " એવી બુદ્ધિ છોડી પુરૂષના ચૈતન્યને પ્રાપ્ત કરવું જોઇએ ત્યારપછી બાકી શું રહે છે ? એક

પ્રકારની અહંતાજ બાકી રહે છે. અત્યાર સુધી જે માનસિક, શારીરિક વિગેરે અહંતાઓ હતી તે પ્રકૃતિ ઉપર આધાર રાખનારી હતી. હવે અહંતા રહે છે તે પુરુષ ઉપર આધાર રાખે છે. એનેજ આપણા તત્વજ્ઞાનમાં " જીવાત્મા " કહે છે. આપણે તેના અંતિમ સ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરવાનો છે. તે જીવ પ્રકૃતિનો અધિષ્ઠાતા છે, જો કે તે પ્રકૃતિના કાર્યોને સંમતિ આપે છે ખરો. આધ્યાત્મિક જીવનનું અંતિમ ધ્યેય કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, બૌદ્ધ વિગેરે મત પ્રમાણે જુદું જુદું છે.

સૌથી ઉચ્ચ આધ્યાત્મિક સાક્ષાત્કાર અદ્વૈતનો છે. કર્મયોગ અને ભક્તિયોગમાં પણ અદ્વૈતનો સાક્ષાત્કાર આવશ્યક છે. એ અનુભવ પછી અહંતાનો નાશ થાય છે. તેને માટે મનને અખંડ, અનંત પરમાત્મા ઉપર સ્થિર કરવું જોઇએ. એથી વ્યક્તિત્વનો લય થઇ જાય છે.

પરંતુ અશુદ્ધિ હોય છે ત્યારે સાક્ષાત્કાર થયા પછી પણ વચમાં વાદળાં આવે છે. પૂર્ણયોગમાં શાંતિ અને ક્રિયામાં જાગ્રત અને સમાધિ, બંનેમાં સાધક બ્રાહ્મી સ્થિતિમાં રહેવું જોઇએ.

પરંપરાથી જે જ્ઞાનયોગ ચાલતો આવે છે તેનો એવો હેતુ હોતો નથી. પ્રથમ શાંતિનો અનુભવ સાધકને થાય છે, અને પછી પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. જગત " માયા " અને " સ્વપ્ન " જેવું લાગે છે. પરંતુ સર્વત્ર " નરનારાયણનો " અનુભવ સાધકને થાય છે. ત્યાર પછી કર્મ કરવા માટે સાધકને અહંતાની જરૂર પડતી નથી. કારણ કે તે હમેશાને માટે અહંતામાંથી છૂટી જાય છે.



# પ્રકરણ ૯ મું.

---

## અહંતામાંથી છૂટકારો.

અહંતાનું અંતિમ સત્ય.

વિશ્વમાં ક્રમેક્રમે જે ઉત્ક્રાંતિ થાય છે. તેમા વિશ્વ પ્રકૃતિ પ્રથમ તો ચૈતન્યમય અહંતાની ભાવના ઉત્પન્ન કરવા-માંજ પોતાની સર્વ શક્તિઓ ખરચે છે. એ અહંતાની ગાંઠ છોડાવીને જ વિશ્વ પ્રકૃતિ પોતાનો દિવ્ય હેતુ સિદ્ધ કરી શકે. આ બેવડી ક્રિયાને સાધારણ રીતે " પતન " અને " પુનરૂદ્ધાર " તરીકે વર્ણવવામા આવે છે. ધર્મ અને તત્વજ્ઞાનના મતભેદ અનુસાર અહંતાની ઉત્પત્તિ અને તેમાથી થતી મુક્તિને જુદી જુદી રીતે વર્ણવવામા આવે છે જુદા જુદા વિચાર ભેદોમા બે પ્રકારના ભેદ મુખ્યત્વે જણાઇ આવે છે. તેમાના એકને આપણે "વ્યવહારૂ" અર્થાત્ ઉપયોગીતાના પૂજક એવું નામ આપી શકીએ. તેઓ માનસિક, શારીરિક કે પ્રાણની અહંતાને વ્યક્તિમા કે સમષ્ટિમા સંપૂર્ણ રીતે સતોષવામાજ જીંદગીનો અંતિમ આદર્શ માને છે, અને તેઓ એથી વધુ ઉચ્ચ આદર્શ સ્વીકારતા નથી. બીજા મતને આપણે "પારમાર્થિક" અર્થાત્ આધ્યાત્મિક એવી સંજ્ઞા આપી શકીએ. તેઓ આત્માના અથવા તો જીવનના કોઇપણ ઉપર અંતિમ તત્વના કલ્યાણને અર્થે અહં-તાને જીતવી એ કેવળ આવશ્યક ગણે છે. જે પ્રમાણે ઉપર આપણે બે મત જણાવ્યા તે પ્રમાણે અહંતા પણ બે જુદા જુદા દ્રષ્ટિબિંદુઓ સ્વીકારી શકે ઐહિક સુખવાદ અથવા વ્યવહાર કુશળતા જે વાદમા પ્રધાન છે તે વાદ પ્રમાણે પણ આપણી માનસિક અહંતા શરીર અનેમનના મૃત્યુ સાથે નાશ પામનાર આપણા મનનો એક ભ્રમ માત્ર છે એમ જનાય છે. એ વિચારશ્રેણી સનાતન પ્રકૃતિ આખી મનુષ્ય જાતિમા કાર્ય કરી રહી છે એવો સિદ્ધાત સ્વીકારે છે અને તેથી વ્યક્તિને ગૌણ ગણી આખી મનુષ્ય

જાતિનો સમગ્ર વિકાસ સિદ્ધ કરવો જોઇએ એવો નિયમ તેઓ વ્યવહારમાં ઉતારવા પ્રયત્ન કરે છે. બીજો વાદ વધારે ભોગવૃત્તિ પ્રધાન છે. એ વાદ તો અહંતાને ભાવી-શક્તિના પ્રતિનિધિ અને પ્રકૃતિના ઉત્તમોત્તમ નમૂના તરીકે ગણીને તેની મહત્તાની સ્તુતિ અને તેના સંતોષની પાછળજ મંડયા રહેવામાં જીંદગીનો અંતિમ આદર્શ માને છે. તત્ત્વજ્ઞાન અને ધર્મની જુદી જુદી પદ્ધતિઓ અને માર્ગો વચ્ચે મનુષ્યમાં રહેલા અંતિમ તત્ત્વને વિષે ઘણો મતભેદ રહેલો છે. બૌદ્ધ મત વાદીઓ આત્મામાં, અહંતામાં કે વિરાટ્-પરાત્પર એવા કોઇ પણ તત્ત્વમાં માનતા નથી. ત્યારે અદ્વૈત વાદીઓ વ્યક્તિમાં રહેલા જીવાત્માનેજ બ્રહ્મ સ્વરૂપ માનીને માયા રૂપ વ્યક્તિગત જીવનનો ત્યાગ કરવામાંજ મોક્ષ(રહેલો છે એવું કહે છે. બીજા કેટલાક તત્ત્વવેત્તાઓ વિરાટ્ પુરૂષમાં અનેકતા વ્યક્ત કરવાના પાયા તરીકે અથવા તો વિરાટ્ વિશ્વ પુરૂષથી ગૌણ છતાં જુદી અને જરૂરી વ્યક્તિ તરિકે, જીવાત્મા સનાતન છે એવું સ્વીકારે છે.

ઉપર જણાવેલા જુદા જુદા અને વિરોધી વિચારોમાંથી સત્યનું શોધન કરનાર સાધકે પોતાના જીવન માટે કયું સત્ય પોતે સ્વીકારે છે તેનો નિશ્ચય કરવો. અર્થાત્ તે પોતે "જ્ઞાન" શાને કહે છે તેનો નિર્ણય કરવો જરૂરનો છે, કારણકે યોગનો અંતિમ હેતુ અને તેનું સ્થાન એ નિર્ણયના ઉપર આધાર રાખે છે. જ્ઞાનયોગમાં અસ્તિત્વની ખરી તત્વમય સ્થિતિ પ્રાપ્ત કરવા માટે શોધ કરવામાં આવે છે. અર્થાત્ ચૈતન્યની સત્ય ભૂમિકા તથા સર્વ વસ્તુઓનો અન્યોન્ય, ખરેખરો સંબંધ જાણી લઇ અજ્ઞાન, પાપ, દુઃખ વગેરેથી મુક્ત થઇ પરાત્પર પરબ્રહ્મમાં પોતાનું જીવન ધારણ કરવું અને તેને અનંતની સાથે સંવાદિ બનાવવું એ જ્ઞાનયોગનો અંતિમ હેતુ છે. મનુષ્યની ક્ષુદ્ર અહંતાને સંતોષવામાં કાંઇ દિવ્યતાની પ્રાપ્તિ શ્રી કિંવા દૈવી પરાકાષ્ટા કે મુક્તિ રહેલી નથી, એ તો નિર્વિવાદ છે. અહંતાપ્રધાન વૃત્તિમાંથી વ્યક્તિની શુદ્ધિ થાય છે ત્યારે જ નૈતિક પ્રગતિ અને ઉન્નતિ થાય છે; તેમજ વ્યક્તિને આંતર શાંતિ, શુદ્ધિ અને આનંદ પણ ત્યારેજ મળે છે. અર્થાત્ જેમ જેમ

અહંતાથી પર રહેલું તત્વ.

આપણે અહંતાના બંધનોમાંથી મુક્ત થતા જઇએ છીએ, તેમ તેમ આપણે વિશાળ જીવન, મહાન અસ્તિત્વ અને ચૈતન્યની ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત કરી શકીએ છીએ એવું અનુભવથી જણાય છે. એટલે વ્યવહારમાં વ્યવહારુ આદર્શ પણ અહંતાને સંતોષવાની વૃત્તિવાળું તત્ત્વજ્ઞાન સ્વીકારીને અહંતાને સંતોષવામાંજ કેવળ મશગુલ રહેવાથી પ્રાપ્ત થઇ શકતો નથી, પરંતુ અહંતાથી પર રહેલા આત્માને જાગ્રત કરવાથીજ પ્રાપ્ત થઇ શકે છે.

વ્યક્તિત્વ અને સમષ્ટિ બન્નેથી પર રહેલું સત્ય.

મનુષ્યજાતિની પ્રગતિ અને સુખને માટે અહંતાને ગૌણ ગણવી એવો જે વિચાર અત્યારે દુનીઆના વિચારોમાં અને નીતિની પદ્ધતિઓમાં અગ્રસ્થાન ભોગવે છે તે પણ એ પ્રશ્નનો છેવટનો નિકાલ લાવી શકે તેમ નથી. માણસજાતની પ્રગતિ ફરતા ફરતી છાંયડીઓની લાંબી હાર જેવી છે, અને માણસના આત્માને તેમાં નિશ્ચયાત્મકતા અગર નક્કર જમીન દેખાતી નથી. વળી, સમગ્ર મનુષ્યજાતિનું ચૈતન્ય કાંઇ વ્યક્તિના કરતાં વધારે સ્થાયી, વધારે શાંતિવાળું, આનંદમય અને મુક્તિપ્રદ હોતું નથી. તે તો ઉલટું વધારે વક્ર, અશાંત અને અસ્પષ્ટ હોય છે. મનુષ્યને તેના જીવનમાં જ્ઞાન, શાંતિ, મુક્તિ અને ચૈતન્યની ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત થવાની હોય તો પણ એટલું તો નક્કીજ કે તે બધી સ્થિતિઓ વ્યક્તિ અને સમષ્ટિની અહંતાથી પર એવી કોઇ ભૂમિકામાંથીજ પ્રાપ્ત થઇ શકે. વળી મનુષ્યમાં પોતાની અહંતાની આહૂતિ આપી આખી મનુષ્યજાતિની સેવા કરવાનો જે બળવાન અને વેગપૂર્ણ જુસ્સો પ્રગટે છે, તે કાંઇ અહંતાનું કે મનુષ્યજાતિની સમષ્ટિના ચૈતન્યનું યાને જાતીયતાની ભાવનાનું પરિણામ નથી. પરંતુ એ બન્નેથી પર રહેલા કોઇ આધ્યાત્મિક ગહન તત્વનું પરિણામ છે. આપણે તો એ પરાત્પર આદિની શોધ કરવાની છે. એ અનંત પરાત્પર સત્ ચૈતન્યમાં સમષ્ટિ અને વ્યક્તિની અહંતાની ભાવનાઓનો આવિર્ભાવ કેવળ ગૌણ અને નજીવો છે.

વ્યવહારમાં જે પ્રેરણાઓ અસરકારક નીવડે છે, તેમની પાછળ કાંઇક

ને કાંઇક સત્ય કાર્ય કરી રહેલું હોય છે જ. ચુસ્ત આધ્યાત્મવાદીઓ એ સત્યને ઢાંકી દેવા, તેનો અસ્વીકાર કરવા અથવા તો તેને ઉતારી પાડવા ઘણીવાર પ્રયત્નો કરે છે, તો પણ આપણે એ સત્યનો સ્વીકાર કરીને વ્યક્તિ અને સમષ્ટિ બન્ને પરાત્પર ચૈતન્યનો આવિર્ભાવ છે તેટલા માટે તેમની પૂર્ણતાને પણ કાંઇક વાસ્તવિક સ્થાન આપવું જોઇએ-પ્રભુની સર્વ ગ્રતામાં તેનો પણ સમાવેશ થવો જોઇએ. પ્રભુના અનંત આનંદમાં એ સૂરની મિલાવટ પણ જરૂરની હોવી જોઇએ. અર્થાત્ વ્યક્તિ અને વિરાટ્ એ કાંઇ નકામા ઉત્પન્ન થયાં નથી. એ બે ગૌણુ ભાવની સાર્થકતા યાને વ્યક્તિની પેઠે મનુષ્યજાતિની પૂર્ણતા અને સંતોષ વિગેરે પ્રાપ્ત કરવા માટે આપણે જે પરાત્પર, વિશાળ અને વ્યાપક ચૈતન્યના તેઓ આવિર્ભાવ છે તેને પ્રાપ્ત કરવું જોઇએ હવે આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ કે વ્યક્તિ અથવા તો મનુષ્યજાતિને અહંતાથી પર થવાનો માર્ગ તૈયાર કરી આપી તેમના સત્ય સ્વરૂપનું તેમને દર્શન કરાવવું તથા તેમાં જીવન ગાળતા શીખવવું એજ મનુષ્યજાતિની ઉત્તમોત્તમ સેવા છે અને તેની પ્રગતિ થવા માટેનો સંગીન પાયો છે ! એ પ્રયત્ન કરવામાં પણ સનાતન આત્માની શોધ કરવાથીજ સિદ્ધિ મળે છે. પ્રકૃતિની ધીમી ગતિને જ આપણે અનુસર્યા કરીએ તો તો આજકાલની સેવાભાવથી ઉભરાતી નીતિની પદ્ધતિઓનો એકડે એક પણ આપણે ભાગ્યે અમલમાં મૂકી શકીએ !

**અહંતાનો ખરો પાયો જીવાત્મભાવ.**

જ્ઞાનયોગની સાધના કરનારે આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન અને ધર્મોનાજ ચીલામાં નવો આદર્શ અને ધ્યેય રાખીને જવાનું છે, એમ આપણને સ્પષ્ટ જણાય છે. પરંતુ જ્ઞાનયોગની સાધના કરનારે એ માર્ગમાં ક્યાં સુધી આગળ જવું એ પ્રશ્ન બાકી રહે છે. અત્યાર સુધી આપણે જે સાધન માર્ગનો વિચાર કર્યો તેમાં શરીર, પ્રાણ અને મનને વળગી રહેલી અહંતાનો ત્યાગ કરવો જરૂરનો છે, એટલું આપણે સ્પષ્ટ રીતે જોયું. અહંતા એ બધાને વળગીને કહે છે "હું અમુક શરીર, પ્રાણ અથવા મન, છું." સાધકે તેનો ત્યાગ કરવાનો છે. આપણે "હું કર્તા છું" એવા કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરીને પ્રભુ

ાતેજ સર્વ કર્મોનો કર્તા છે, એ સત્ય સ્વીકારીને, તેની શક્તિ પ્રકૃતિ રૂપે આપણામાં કાર્ય કરી રહી છે એમ અનુભવવું જોઇએ. એ અનુભવ કર્મ-યોગનું પણ પ્રથમ પગથીઉં ગણાય છે. હવે જ્ઞાનયોગમાં આપણે આપણાં કરણો અને આપણો આવિર્ભાવ કરવાનાં સાધનો એ બધાં આપણો આત્મા નથી એ સત્યનો સાક્ષાત્કાર કરવો જોઇએ. ત્યારે હવે પ્રશ્ન એ થાય છે કે એ પ્રમાણે સર્વ પદાર્થો આપણે નથી એમ અનુભવતાં છેવટ બાકી શું રહે છે? શરૂઆતમાં તો એ બધી અહંતાઓના પાયારૂપ એક સામાન્ય "અહં" બાકી રહે છે, તે કોઇ પણ પદાર્થ ઉપર "હું આ છું" એમ માની આસક્ત રહેતી નથી, અથવા તો સમષ્ટિ પ્રત્યે પણ તે એકતા કરીને તેના ઉપર પણ તે આસક્ત રહેતી નથી. પરંતુ, બાકી રહેલી સામાન્ય પ્રકારની અહંતા પોતે પરિમિત છે અને શારીરિક, પ્રાણમય અને માનસિક ક્રિયાઓ તેની પરિમિત જાતમાંથી ઉત્પન્ન થાય છે એવું તે અનુભવે છે. તે પોતે તો એ બધી ક્રિયાઓથી ભિન્ન છે એવો અનુભવ કરવા છતાં, પોતે બીજા પદાર્થો જોડે એકતા કરી શકતિ નથી. અત્યાર સુધી જે બીજી અહંતાઓ આપણામાં હતી તે બધી પ્રકૃતિની લીલા ઉપર આધાર રાખનાર અને પરિમિત હતી, એવી સાધકને પ્રતીતિ થાય છે; પરંતુ આપણે હમણાં જે અહંતા જણાવી તે પુરૂષના ઉપર આધાર રાખતી હોઇ લીલાની પાછળ રહેલા મનોમય પુરૂષમાંથી ઉત્પન્ન થાય છે. તે "હું શરીર, પ્રાણ અથવા મન છું" એવો ભાવ ઉત્પન્ન કરતી નથી. પરંતુ "હું મનોમય અહંતા છું અને મારા ઉપર શરીર, પ્રાણ અને મનની ક્રિયાઓનો આધાર રહેલો છે." એવું તે માને છે. જ્યાં સુધી ઉપર જણાવી તેવી અહંતા પણ અવશેષ રહે છે ત્યાં સુધી સંપૂર્ણ મુક્તિ મળી છે એમ માની શકાય નહિ, કારણકે અહંતામય જીવન એટલો ટેકો મળે તો પણ ચલાવી લઇને પોતાનું અસ્તિત્વ ટકાવી રાખે છે. અલબત્ત, એ અહંતામાંથી વેગ અને સામર્થ્ય કમી થયાં હશે એટલુંજ નહિ, પરંતુ, તે વિશાળ, શુદ્ધ, અને વધારે સ્થિતિસ્થાપક પણ થઇ હશે. વળી એ ભૂમિકા પ્રાપ્ત કર્યાથી મુક્તિ નજીક આવેલી ગણાય તો પણ અત્યાર સુધી મુક્તિ પ્રાપ્ત થઇ નથી એ તો ચોક્કસ. આપણે તો એ અહંતાને છોડીને પણ આગળ વધવાનું છે. પુરૂષના ઉપર એનો

આધાર રહેલો છે, માટે તે પુરૂષનોજ આપણે સાક્ષાત્કાર કરવો જોઇએ. • અર્થાત્ આપણે મૂળ પદાર્થ યાને તત્ત્વને પ્રાપ્ત કરીને કેવળ છાયારૂપ જે દેખાવ છે તેનો ત્યાગ કરવાનો છે.

જીવાત્માનું સ્વરૂપ અને અંતિમ આધ્યાત્મિક આદર્શ.

એ તત્ત્વને આપણા હિંદુ તત્વજ્ઞાનમા જીવ અથવા "જીવાત્મા" કહે છે. તેજ માણસનું ખરૂં વ્યક્તિત્વ અને તેનું સત્ય સ્વરૂપ છે. પ્રકૃતિએ ઉત્પન્ન કરેલી માનસિક અહંતાને આપણે " જીવ " એવુ નામ નહિ આપી શકીએ. વળી તે " જીવ " કાઇ પ્રકૃતિની ટેવથી ક્રિયાઓથી કે કાયદાઓથી, શારીરિક, પ્રાણમય કે માનસિક અહંતાની પેઠે, બંધાઇ જતો નથી. જીવ તો આધ્યાત્મિક તત્વ હોઇ પ્રકૃતિથી પર છે. એ જીવ પ્રકૃતિના કાર્યોને અનુમતિ આપે છે, તેની સર્વ સ્થિતિ પરિસ્થિતિઓને પોતાનામા પ્રતિબિંબિત કરે છે, અને શરીર, પ્રાણ અને મનનું જે બંધારણ પ્રકૃતિ ઉત્પન્ન કરે છે તેને તે ધારણ કરીને ટકાવી રાખે છે. જીવાત્માનુ પોતે વિરાટ્ આત્માનું એક પ્રતિબિંબ માત્ર છે તે વિરાટ્ વિશ્વમા અને વિશ્વથી પર છે. તેણે પોતાના અસ્તિત્વનો અંશ માત્ર ગુણ રૂપે વિશ્વમા અને આત્મામા પ્રગટ કર્યો છે. આપણા જીવાત્માનો પણ પરાત્પર પરબ્રહ્મ આત્મા છે. તે એક અને અનિર્વચનીય છે. આપણે તો તે પરાત્પર પુરૂષનો સાક્ષાત્કાર કરવાનો છે; તે અનંત ચૈતન્યમા આપણે પણ વિહાર કરવો જોઇએ આટલે સુધીના વિચારો આપણા તત્વજ્ઞાનમા સર્વમાન્ય છે, પરંતુ આગળનો વિચાર કરતા જુદાજુદા મહાન ઉપદેશકોમા મતભેદ પડે છે. જ્ઞાન, કર્મ અને ભક્તિએ સર્વેનો અંતિમ હેતુ તે પરાત્પર પુરૂષ છે એટલું તો બધાજ સ્વીકારે છે. વળી, જીવાત્મા એ માનુષી પ્રકૃતિ અથવા માયાને લીધે ઉત્પન્ન થયલી અહંતામાથી મુક્ત થાય તો તે પરાત્પરને પામી શકે, એટલું પણ બધા સ્વીકારે છે. હવે અદ્વૈતવાદીઓ કેવળ જ્ઞાન માર્ગના ઉપર ભાર મૂકી જીવાત્માએ પરબ્રહ્મમા પૂરેપૂરા પાછા ફરી તેમાજ લય પામી જવું જોઇએ એવુ માને છે, ત્યારે વિશિષ્ટાદ્વૈતમત વાળાઓ ભક્તિને સ્વીકારી ઐહિક સાંસારિક જીવનનો ત્યાગ કરવાનું કહે

છે. તોપણ માણસના આત્માનું આધ્યાત્મિક ભવિષ્ય બૌદ્ધમતવાદીઓની પેઠે અહંતાનો કેવળ નાશ કરી નિર્વાણપ્રાપ્તિમાં અથવા તો અદ્વૈતવાદીની પેઠે કેવળાદ્વૈતનો સાક્ષાત્કાર કરવામા નહિ, પરંતુ પ્રભુ પ્રત્યે પ્રેમ અને તેના આનંદ અને વિચારમાં મગ્ન એવા સનાતન અસ્તિત્વને પ્રાપ્ત કરવામાં રહેલું છે એમ તેઓ માને છે.

**અદ્વૈતની અગત્ય.**

પૂર્ણયોગના સાધકને માટે કાંઇ ગુંચવણ રહેતી નથી. જ્ઞાન પ્રાપ્તિ માટે નીકળેલા શોધક તરીકે તેણે જ્ઞાનયોગની ઉચ્ચમા ઉચ્ચ અને વિશાળ, સર્વગ્રાહી સ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ, અને તે પણ કેવળ તત્ત્વજ્ઞાનના વિચારોના ગુચળાઓમાજ નહિ, પરંતુ પ્રત્યક્ષ સાક્ષાત્કારરૂપે. હવે સર્વ આધ્યાત્મિક અનુભવોનું ઉત્તમોત્તમ શિખર યાને સર્વ સાક્ષાત્કારોમા શ્રેષ્ઠ સાક્ષાત્કાર, તો વ્યક્તિનુ વિશ્વ અને વ્યકિતથી પર એવા બ્રહ્મ જોડેનું અદ્વૈતજ છે, તે બ્રહ્મ વ્યક્તિ અને વિશ્વની પર છતાં બંનેનો આધાર છે. ગમે તે માર્ગ સ્વીકારે તો પણ એ સાક્ષાત્કાર કરવો એ તો સાધકનુ અતિમ ધ્યેય હોવુ જોઇએ. જ્યા સુધી કર્મયોગી કેવળ કર્મમા અને અને શકિતમા જ નહિ, પરતુ પોતાના ચૈતન્યમા અને આત્મામા પણ પરમાત્મા જોડે એકતાને પ્રાપ્ત થયો નથી, ત્યા સુધી કર્મયોગ પૂર્ણ થયો ન ગણાય અલબત્ત, કર્મયોગી પોતે કર્તા છે એવા કર્તૃત્વાભિમાનથી છૂટે છે ખરો, પરતુ દ્વૈતથી અને પોતે હથિયાર છે એવી કરણની માન્યતામાથી તે છૂટી શકતો નથી. અર્થાત્ પોતે જુદો છે અને પ્રભુનુ હથિયાર માત્ર છે એવી માન્યતા તેનામાથી જતી રહેતી નથી. કર્મયોગી ભલે પ્રભુના સેવક અને હથિયાર તરીકે પોતાના માર્ગમા સાધનાની શરૂઆત કરે, પરતુ તેના સર્વ પ્રયત્નને અતે તો તેણે પોતાના સેવ્ય અને ઉપાસ્ય પ્રભુની જોડે એકતા પ્રાપ્ત કરીજ જોઇએ. વળી જ્યા સુધી પ્રણયી યુગલની પેઠે ભક્ત અને ભગવાન વચ્ચેનો ભેદ દિવ્ય અદ્વૈતમા લય પામતો નથી ત્યા સુધી ભક્તિયોગ પણ પૂર્ણ થયો છે એમ માની શકાય નહિ જ્ઞાનયોગ તો એ અદ્વૈતનેજ પોતાનું લક્ષ્ય ગણીને તેના પ્રત્યેજ સીધેસીધો માર્ગ લે છે, અને લોહચુબકની પેઠે તેના પ્રત્યેજ આકર્ષાય છે.

એટલે જ્ઞાનયોગની શરૂઆતમાં તો શારીરિક, પ્રાણમય અને મનોમય અહંતામાંથી મુક્ત થઇ જવું એ આપણી પ્રથમ જરૂરીઆત છે. મનોમય પુરૂષની અહંતાનો સાક્ષાત્કાર કરી, આપણે જીવાત્માનો અનુભવ જ્ઞાનયોગના માર્ગમાં કરીએ છીએ. હવે, એ પ્રમાણે પોતાની પ્રકૃતિ ઉપર કાબુ ધરાવનાર એ જીવાત્માએ પોતાની જાતને પરમાત્માને અર્પણ કરી દેવી એ આગળનું પગથીયું છે. એ પ્રમાણે કરવાથી માણસનો જીવાત્મા સર્વ-વિરાટ્-જોડે એકતા પ્રાપ્ત કરે છે; પોતે પરિમિત અને સાંન્ત ટળી અપરિમિત અને અનંત બને છે.

**અદ્વૈતનો સાક્ષાત્કાર.**

ઉપર આપણે અહંતાનો જે લય વર્ણવ્યો તે છેવટનો છે, કારણકે અહંતાને પાયામાંથીજ તે ઉખેડી નાખે છે. જ્ઞાનમાર્ગમાં એ પરિણામ મનને એક-અનંત પરમાત્માના ઉપર બધો વખત એકાગ્ર કરી રાખવાથી અને તેના ચૈતન્યમાં આપણું ચૈતન્ય અર્પણ કરી દેવાથી આવે છે. મનને એ પ્રમાણે એકાગ્ર કરવાનું કાર્ય શરૂઆતમાં જ્યારે શારીરિક, માનસિક અને પ્રાણની અહંતાઓ મજબુત અને ચંચળ હોય છે, તથા આપણામાં અશાંત ગુંચવાડો અને નડતર કરતી અશુદ્ધિ જ્યારે પૂર જોસમાં હોય છે; ત્યારે ઘણુંજ મુશ્કેલ થઇ પડે છે; પરંતુ એ ત્રણે અહંતાઓનો નાશ કર્યા પછી અને સ્થૂલ સૂક્ષ્મ કરણોને શુદ્ધ કર્યા પછી, તે ઘણુંજ સરળ અને સ્વાભાવિક થઇ જાય છે. કેવળ શુદ્ધ અને પવિત્ર થયલી વ્યક્તિના ચૈતન્યમાં તે એક-અનંતની પવિત્રતા, અનંતતા અને શાંતિ સ્વચ્છ, નિર્મળ સરોવરમાં આકાશના પ્રતિબિંબ પેઠે બરાબર નજરે પડે છે. ત્યાર પછી બિંબ અને પ્રતિબિંબ બંનેનું મિલન, અર્થાત્ નિર્વિકારી શાંત વિરાટ્ ચૈતન્ય, અને એક સમયે વિકારી એવા વ્યક્તિના ચૈતન્ય વચ્ચે આવી રહેલાં અંતરનું ઉલ્લંઘન, છેક અશક્ય લાગતું નથી ! કેટલીક વાર તો પૂરેપૂરી શુદ્ધિ થયા પહેલા પણ જો હૃદય અને મનમાં રહેલાં અહંતાના બંધનો શિથિલ થઇ ગયા હોય, તો જીવાત્મા પોતાનાં મુખ્ય બંધનો તૂટવાને લીધે એકદમ એક અનંત રૂપી આકાશમાં પક્ષીની પેઠે ઉડી જઇ પોતે વિરાટ્-વિશ્વાત્મા જોડે એકતા પામે છે.

અને પરાત્પર–પરમાત્મા જોડે અદ્વૈત પ્રાપ્ત કરવાને અભિલાષી બને છે. એવે સમયે આપણા ચૈતન્યને બંધનમાં રાખનાર કેદખાનાની દિવાલો એકદમ તૂટીને ધસી પડે છે, અને પોતાનું વ્યક્તિત્વ, કાલ અને દિશાના ખ્યાલો, પ્રકૃતિના નિયમો અને કાર્યો, વિગેરે મધળું ઓચિંતુ લય પામી જાય છે–અને જીવાત્મા એકદમ અમર, સનાતન, અનંત થઇ જાય છે ! એ સાક્ષાત્કાર પછી જીવાત્માની નિશાની તરીકે સનાતનમાં કોઇક સ્થલે શાંતિ, મુક્તિ અને આનંદથી પુલકિત સંગીતનો સ્વર માત્ર જ અવશેષ રહી જાય છે !

અશુદ્ધ અંતર દશા અને અહંતાનો લય.

જ્યારે માનસિક જીવનમાં બરાબર શુદ્ધિ હોતી નથી, ત્યારે એવી મુક્તિ સાધકને તાત્કાલિક અને અધુરી લાગે છે. સાક્ષાત્કાર થયા પછી જીવાત્મા પાછો અધોગતિમા આવી પડે છે, અને વિરાટ્ ચૈતન્ય પાછું લુપ્ત થઇ જાય છે. વાસ્તવિક રીતે એ પ્રમાણે બને છે ત્યારે આપણી અવનતિકર માનુષી પ્રકૃતિ અને ઉન્નત ચૈતન્ય વચ્ચે વાદળાઓ આવી જાય છે, અથવા તો પડદો પડી જાય છે. એટલે પ્રકૃતિ પોતાની જુની ટેવ પ્રમાણે પાછી એ આધ્યાત્મિક અનુભવના દબાણથી કાર્ય કરવા માડે છે. પરંતુ એ જુના કાર્યોને ઉન્નત ચૈતન્યની કે સાક્ષાત્કારની અનુમતિ મળેલી હોતી નથી, તો પણ જુની અહંતાના મરણ પછી બાકી રહેલું તેનુ પ્રેત, જુની ટેવોનું શુષ્ક યાંત્રિક પુનરાવર્તન કર્યા કરે છે, અને આધારમા રહી ગયલી અપવિત્રતા અને અજ્ઞાન તેને મદદ આપે છે. એ અપવિત્રતા દૂર થાય નહિ ત્યાં સુધી ઉપર જણાવેલા વાદળાઓ આવ જા કર્યા જ કરે છે. પૂર્ણયોગમા આવી આંતર દશા ઘણીવાર લાંબા કાળ સુધી ચાલે છે, કારણ કે પૂર્ણયોગને માટે આધાર પણ પૂર્ણ રીતે તૈયાર થવો જોઇએ. સર્વ સમયે, સર્વ સ્થિતિમા અને સંજોગોમા–કર્મમા કે અકર્મમા–સાધકે પરાત્પર ચૈતન્યમાં પોતાનું જીવન ધારણ કરવું જોઇએ. વળી સમાધિમા કે નિશ્ચલ શાંતિમાં જ એ અનુભવ સાધકને પ્રાપ્ત થાય એટલુંજ બસ નથી, પરંતુ જાગ્રત કે સમાધિમા, નિષ્ક્રિયતા કે ક્રિયાત્મક સ્થિતિમાં તેણે

શાંતિને પ્રાપ્ત કરે છે ! પ્રથમ તો તે વિશાળ-વિરાટ્-શાંત અને નિષ્ક્રિય થાય છે ! શરીર, ઇંદ્રિયો કે મન વિગેરેમા જે કાંઇ કર્મો થાય છે, તેને જીવાત્મા સાક્ષી રૂપે નિહાળે છે ખરો, પરંતુ પોતે તેમા સક્રિય ભાગ લેતો નથી કે તેને અનુમતિ આપતો નથી, એટલુ જ નહિ પણ તેની જોડે કોઇ પણ પ્રકારનો સબધ સુદ્ધા રાખતો નથી કર્મ થાય છે પરંતુ કર્મ કરનાર કોઇ કર્તા હોતો નથી, કોઇને પણ તેનુ બંધન હોતુ નથી-જીવાત્માના ઉપર તે કર્મની જવાબદારી પણ હોતી નથી જો કોઇ પણ પ્રકારના અગત કાર્યની જરૂર પડે છે તો જીવાત્મા પોતાની જુની અહતાનુ ખોખુ ઉભુ કરી પોતે જ્ઞાતા, ભક્ત, સેવક કે હથિયાર રૂપે તે કાર્ય કરે છે, પરતુ એ અહતા કેવળ ખોખુજ છે, એમા કાઇ દમ હોતો નથી એ પ્રમાણે અહતાનો ટેકો ન મળે તોપણ ઘણીવાર પ્રકૃતિના પહેલાના વેગને લીધે જ કર્મો થયે જાય છે, તેનો કર્તા કોઇ પણ હોતો નથી કર્મયોગને અંતે સાધકને પ્રભુનો સાક્ષાત્કાર થાય છે ખરો, પરતુ તેને જ્ઞાન થવાનુ બાકી રહે છે કર્મયોગમા પણ શાત નિષ્ક્રિય પુરૂષ અને સક્રિય પ્રકૃતિ એ બેજ તત્ત્વો અનુભવાય છે પ્રકૃતિ પોતાનો વ્યવહાર સજીવ પદાર્થો જોડે નહિ, પરતુ કેવળ નામ અને રૂપોની જોડેજ કરે છે, એવો અનુભવ સાધકને થાય છે એ સર્વ

**માયાવાદનુ મૂળ**

નામ અને રૂપો આત્મામા અસ્તિત્વ ધરાવે છે ખરા, પરતુ આત્મા, તે બધા સત્ય છે એવુ સ્વીકારતો નથી જીવાત્મા ઘણીવાર આ સાક્ષાત્કારથી આગળ વધી શકે છે આ વિશ્વમા જે બધુ દેખાય છે તેના અભાવરૂપે આત્માના સત્ય સ્વરૂપ બ્રહ્મને તે પ્રાપ્ત કરે છે એ બ્રહ્મમા અનિર્વચનીય શાંતિ અને સર્વ વસ્તુઓનો અભાવ હોય છે, એટલુજ નહિ પણ વ્યક્તિ અને સમષ્ટિના પાયારૂપ જે સત્ હોય છે તેનો પણ બ્રહ્મમા અભાવ થઇ જાય છે અથવા તો અનિર્વચનીય તત્ જોડે તે એકતા કરે છે કારણકે તે તત્‌મા આ વિશ્વ અથવા તો એમાની કોઇ પણ વસ્તુ અસ્તિત્વ ધરાવતી નથી એ બધી આપણા મનને કેવળ સ્વપ્નના જેવીજ લાગે છે. અરે ! આપણને આવતા સ્વપ્ન કરતા પણ વધારે અસત્ય અને અવાસ્તવિક, વિશ્વ તથા તેના પદાર્થો આપણને બ્રહ્મમા

લાગે છે! એટલે વિશ્વની અવાસ્તવિકતા અને અસત્ય દર્શાવવા માટે "સ્વપ્ન" એ શબ્દ પણ વધારે નિશ્ચયાત્મક અને વ્યાપક લાગે છે. મનુષ્યનું મન જ્યારે પોતાના બંધનોથી પર થઇ જાય છે ત્યારે જે સાક્ષાત્કારો થાય છે તેમના ઉપરજ આપણા દેશમાં માયાવાદનો ઉદ્દાત સિદ્ધાંત રચાયો છે.

માયા પછીનો આધ્યાત્મિક અનુભવ.

ઉપર જે "સ્વપ્ન" અને "માયા"ના વિચારો દર્શાવ્યા તે બધા આપણા જીવાત્માએ નવીન સાક્ષાત્કાર પ્રાપ્ત કર્યો છે તેની આપણા બાકી રહી ગયેલા મનોમય અસ્તિત્વના ઉપર થતી અસરરૂપ છે. અને જીવાત્માના ભૂતકાળના અભ્યાસ અને જીવન પ્રત્યેના દૃષ્ટિબિંદુ પ્રમાણે તેના ઉપર જુના માનસિક સંબંધો જે કાંઇ ધરાવવા મથે છે તેમનો ઇન્કાર કરવાને માટે એ વિચારો ઘણા ઉપયોગી છે. ખરૂં જોતાં પ્રકૃતિ જાતે એ પ્રમાણે સ્વપ્ન અથવા માયારૂપી સંસાર રચી શકતી નથી, અથવા તો પોતાનાજ અધિકારથી કર્મમાં પ્રવૃત્તિ થઇ શકતી નથી. આત્માજ પ્રકૃતિનો અધિષ્ઠાતા છે; તેની અનંત શાંતિમાંથી આ બધું વિરાટ્ કર્મ સ્ફુરે છે; શુષ્ક, શૂન્ય જેવો લાગતો બ્રહ્મ પોતેજ અનંત કર્મની જ્યોતરૂપે ઝળઝળી રહ્યો છે! પૂર્ણયોગના સાધકે આ અનુભવને કેવી રીતે પ્રાપ્ત કરવો તેનો માર્ગ આપણે આગળ જોઈ લઇશું. ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે જીવાત્મા પોતે વિરાટ્ વિશ્વને સ્વીકારે અને પોતે વિશ્વમાં છે એવું અનુભવવાને બદલે પોતાનામાં વિશ્વ આવી રહેલું જોવા માડે ત્યાર પછી જીવાત્માનું સ્થાન કયું રહેશે અથવા તો અહંતાને બદલે કઇ વસ્તુ આવીને સ્થાન લેશે? એ પ્રશ્ન અહીં ઉદ્ભવે છે. અલબત્ત, વિરાટ્-વિશ્વ-ચૈતન્યને કાર્ય કરવાને માટે એક પ્રકારનું અહંતાવાળું યાને વ્યક્તિત્વના દેખાવવાળું મન, પ્રાણ અને શરીરનું બીબું કાયમ રહેશે ખરૂં, તોપણ અહંતાની ભાવના નહિ રહે, કારણકે સર્વ વસ્તુઓમાં સાધકને તે એકજ દેખાશે. પ્રત્યેક પુરૂષ એ અનંતબ્રહ્મનાં અનેક સ્વરૂપોમાંનું એક સ્વરૂપ અથવા તો એકજ બ્રહ્મની જુદી બાજુ અને જુદી સ્થિતિ રૂપ જણાશે! બ્રહ્મ જોડે બ્રહ્મ'જ વિલસતો જણાશે-સર્વત્ર એકજ*નરનારાયણનું દર્શન થશે!

બ્રહ્મની તે વ્યાપક લીલામાં અહંતાના બંધનોમાં પડી ગયા સિવાય દિવ્ય પ્રેમનો સંબંધ પણ અનુભવી શકાય છે. માનુષી પ્રેમની ઉચ્ચમાં ઉચ્ચ * સ્થિતિને બે જુદાં શરીરમાં એકજ આત્માના અનુભવ રૂપે વર્ણવવામાં આવે છે, તે પ્રમાણે દિવ્ય પ્રેમનો પણ સાક્ષાત્કાર થઇ શકે છે. વિશ્વમાં સર્વ વસ્તુઓના અંતિમ સત્યને ઉંધુ વાળી નાખનાર અને જ્યાં ત્યાં ધમસાણ મચાવનાર અહંતા વિશ્વ લીલાને માટે જોઇએજ એવું કંઇ નથી. કારણ, વાસ્તવિક રીતે તો એક અદ્વૈત, બ્રહ્મ પોતેજ પોતાના ઉપર કાર્ય કરી રહ્યો છે–તે પોતેજ પોતાની જોડે લીલા કરી રહ્યો છે-એક રૂપે પણ તે અનંત છે! સર્વ રૂપે પણ તે અનંત છે! જ્યારે જીવાત્મા વિશ્વલીલાના એ અંતિમ સત્ય સ્વરૂપને પ્રાપ્ત કરે છે અને તેમાંજ જીવે છે, ત્યારે કર્મ કરવા છતાં અને માનુષી પ્રકૃતિ ધારણ કરવા છતાં પણ તે પરમાત્મા જોડે એક રહી શકે છે! ત્યાર પછી તેને બંધન રહેતું નથી અને માયાનો પાશ પણ બાંધી શકતો નથી. આમ થાય ત્યારેજ જીવ આત્મપદને પ્રાપ્ત થયલો અને અહંતાથી મુક્ત થયલો ગણાય.

**નરનારાયણનું દર્શન અને વિશ્વ લીલા.**



* નરનારાયણ—નારાયણ સ્વરૂપે પ્રભુ પોતે મનુષ્યજાતિ જોડે એકતા કરે છે, તેજ પ્રમાણે નરરૂપે મનુષ્ય પ્રભુ જોડે એકતા કરવા પ્રયત્ન કરે છે.

# અભ્યાસ.

મન, પ્રાણ અને શરીરની અહંતાનો ત્યાગ કરવા માટે આગળ જણાવ્યા પ્રમાણે "હું મન છું" એ વિચારનો ત્યાગ કરવો જોઇએ. તેમજ "હું શરીર છું તથા હું પ્રાણમય વાસનાઓ છું" એ ભાવનાનો પણ ત્યાગ કરવો જોઇએ.

પ્રથમ "હું શરીર નથી" ત્યાંથી શરૂઆત કરવી જોઇએ. ઉપટ "હું મન નથી" એવો પણ સાક્ષાત્કાર કરવા માટે આંતર જીવનનું પૃથક્કરણ કરવાની ટેવ પાડી "મનથી હું જુદો છું" એ વિચાર મનમાં સ્થિર કરવો જોઇએ.

જ્ઞાનયોગની સાધના કરવા માટે આપણી બુદ્ધિને અને મનને એક અનંતના વિચાર ઉપર સ્થિર કરવાં જોઇએ, અને આપણું ચૈતન્ય (આપણી જુદી જુદી અહંતાઓ પ્રકૃતિના જેવી છે) તે અનંત ચૈતન્યનોજ આવિર્ભાવ છે એમ સમજી તેને અનંતને અર્પણ કરી દેવું જોઇએ. અહીં પણ આત્મસમર્પણનો સિદ્ધાંત સાધકને ઘણો સહાય કરે છે. શુદ્ધ અને શાંત આધારમાં અનંતનું બિંબ પડે છે, પરંતુ જ્યારે આધાર અશુદ્ધ હોય છે ત્યારે અનંતની સહેજ ઝાંખી થઇ તે અનુભવ પાછો જતો રહે છે. તે વખતે સાધકે નિરાશ થવું નહિ. એ પ્રમાણેજ અશુદ્ધિ ધીમે ધીમે દૂર થઇ જાય છે.

સાધકે બધી અશુદ્ધિ પ્રકૃતિની છે અને પોતે તો વિરાટ્ પુરૂષ છે એ ભાવને જાગ્રત રાખવો. એટલે પ્રકૃતિની અશુદ્ધિ તેના ઉપર અસર નહિ કરે. વિરાટ્ પુરૂષ એટલે આખા વિશ્વમાં કાર્ય કરી રહેલો પુરૂષ. આપણા દ્વારા વિશ્વ જ કાર્ય કરે છે.

સાધકે જ્ઞાનમાર્ગે વિચરતા વારંવાર પોતાના અંતરમાં સંપૂર્ણ

શાંતિ સ્થાપન થઇ છે કે નહિ તે જોતા રહેવું. બહારની શાંતિને અને તે આંતર શાંતિને હમેશાં સંબંધ હોવોજ જોઇએ એવો નિયમ નથી. પૂર્ણ શાંતિના કેટલાંક સ્થૂલ ચિન્હો છે પણ તે અહીં આપવાં જરૂરનાં નથી. છતાં સર્વ સંજોગોમાં મનની સમતા એ શાંતિની નિશાની છે. આધાર કેવળ શાંત થાય ત્યારેજ આપણે આધારનાં જુદાં જુદાં કાર્યોને છૂટાં પાડીને જોઇ શકીએ છીએ, અને ત્યારપછીજ આપણે શરીરથી જુદા થઇને આપણી જાતનો અનુભવ કરી શકીએ છીએ. પછીથી જે કર્મો થાય છે તે કર્મોનો જીવ પોતે ફક્ત સાક્ષીરૂપજ હોય છે.

કર્મયોગમાં પ્રથમ તો સાક્ષીભાવ સિદ્ધ કરતાં સાધકને પુરૂષ અને પ્રકૃતિ એ બેનો જ સાક્ષાત્કાર થાય છે. અને તેમાં લાંબો વખત સ્થિર થયા પછી જીવાત્મા પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે.

જગત આખું તે પરબ્રહ્મની એક કલા માત્ર છે અને માયા અથવા સ્વપ્નવત્ દેખાય છે. તે સ્વપ્નવત્પણું સાધકે સિદ્ધ કરવું. સર્વ પદાર્થો તે છે તેટલા પુરતાજ સત્ય છે–તેઓનું જુદું અસ્તિત્વ જ નથી. ચરાચર સર્વમાં જુદી જુદી શક્તિરૂપે તથા મનુષ્ય જાતિમાં જુદી જુદી વ્યક્તિરૂપે તે પરબ્રહ્મજ વિલસી રહે છે, એ ભાવને દૃઢ કરવાથી અભ્યાસને અંતે તેનો સાક્ષાત્કાર થાય છે.

સર્વત્ર એકજ "નરનારાયણ"નું દર્શન કરવું. વ્યક્તિના, કાળના તેમજ સ્થળના અને વ્યવહારના સર્વ ભેદોને ભૂલી જવા. તેનેજ પ્રાપ્ત કરવો, તેનીજ સેવા કરવી; પછી તે ગમે તે રૂપે આપણી પાસે આવીને ઉભો હોય!

આ પ્રમાણે અહંતાથી સાધક મુક્ત થાય છે.



## પ્રકરણ ૧૦–પૃથક્કરણ.

જ્ઞાનયોગમાં પ્રથમ તો આપણે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનું હોય છે એટલે તેમાં નિત્ય, શુદ્ધ, નિષ્ક્રિય આત્માની શોધ પ્રથમ સ્થાન લે છે "આપણે મન, પ્રાણ અને શરીર નથી." એ ખ્યાલને દૃઢ કરવો પડે છે.

વિશ્વ અને નિત્ય આત્મા વચ્ચે શો સંબંધ છે? તે આત્મ સાક્ષાત્કાર પછી સાધકે જાણવો જોઇએ. શરૂઆતમા સાધકને જગત મિથ્યા અને આત્માજ કેવળ એક માત્ર સત્ય છે એવું લાગવાનો સંભવ છે.

પરંતુ આત્માં અને વિશ્વ–બન્ને વચ્ચે નિત્ય સંબંધે રહેલો છે. આત્મા અને સર્વભૂતો વચ્ચે એકતા રહેલી છે. પદાર્થ અને આત્મા એ બન્ને અસ્તિત્વની સીડીના છેલ્લાં પગથીયાં છે. આપણે આત્મા જોડે પરમાત્મા જોડે અને વિશ્વ જોડે પણ એકતા કરીએ તોજ તે ખરી એકતા કહેવાય.

આપણે વિરાટ્ ચૈતન્યને પ્રાપ્ત કરવું જોઇએ. અર્થાત્ આત્મામાં, સર્વ પ્રાણીઓમા આપણો આત્માજ આવિર્ભૂત થએલો છે એવો સાક્ષાત્કાર કરવો જોઇએ. એ ત્રણમા આત્મા અને વિશ્વનો ખરો સંબંધ આવી જાય છે.

આપણો આત્મા વિરાટ્ છે. સર્વ મનુષ્યોનાં મન, પ્રાણ અને શરીર પાછળ તેજ આવી રહ્યો છે. સાધકે મનને એ એકતાનો વિચાર કરવાનો અભ્યાસ પાડવો જોઇએ. સર્વત્ર અને સર્વમાં એકજ પરમતત્ત્વ વિલસે છે એવો વિચાર કરવાનો અભ્યાસ મનને પાડવો જોઇએ.

વિરાટ્ના સાક્ષાત્કારની ત્રણ ભૂમિકાઓ છે. ૧ સર્વ પ્રાણીઓ જેમાં જીવન ધારણ કરી રહ્યાં છે તે વિરાટ્ સત્, જે સર્વથી પર હોઇ કાળ અને દિશાથી સ્વતંત્ર છે. મનથી પર રહેલું એ સત્ય આપણા

મનમાં ઓતપ્રોત થઇ જાય છે અને આપણી દૃષ્ટિ બદલી નાંખે છે, આવિર્ભાવમાં પણ રૂપાંતર થાય છે; અને આપણે જે સત્યનો સાક્ષાત્કાર કરીએ છીએ તેને અનુરૂપ આપણું જીવન બની જાય છે ૨. ત્યારપછી આ વિશ્વનાં જુદાં જુદાં નામરૂપોનું શું થશે? તે કાંઇ અસત્ય, માયા, મિથ્યા નથી પરંતુ વિરાટ્‌નાંજ સ્વરૂપો છે, અને તે બધાં વાસ્તવિક છે એવો સાક્ષાત્કાર થાય છે. ૩ સર્વ પ્રાણી પદાર્થ જોડે એકતા. આપણું મન, પ્રાણ અને શરીર પણ વિરાટ્ મન, પ્રાણ શરીરનોજ ભાગ છે, એવું આપણને લાગે છે આપણે વિરાટ્ સ્વરૂપ જ થઇએ છીએ.

આપણે આત્માના શુદ્ધ સ્વરૂપનો અને તેના આવિર્ભાવનો સાક્ષાત્કાર કરવો જોઇએ. બ્રહ્મજ્ઞાનના વ્યાપક સ્વરૂપમાં આત્મજ્ઞાન અને વિશ્વજ્ઞાન બન્ને સમાઇ જવાં જોઇએ.



# પ્રકરણ ૧૦ મું.

## વિરાટ્‌નો સાક્ષાત્કાર.

આત્મા અને વિશ્વનો પરસ્પર સંબંધ.

મન, પ્રાણ અને શરીરની અહંતાનો ત્યાગ કરવાથી આપણે નિત્ય આત્મા સિવાયની બધી વસ્તુઓથી પર થઇ શકીએ છીએ. એમ કરવામાં મુખ્ય હેતુ એ રહેલો કે આપણા અંતઃકરણમાં આત્મા વિષે જે ખોટા ખ્યાલ બંધાયલો હોય છે તેને દૂર કરી નાખવો; કારણ કે એવા ખોટા ખ્યાલથી આપણે દુનીઆના ક્ષર, વિકારી પદાર્થ જોડે એકતા કરીને અધોગામી જીવનને પ્રાપ્ત થઇએ છીએ; વળી આપણને એમ લાગે છે કે વિકારી અને ક્ષર જગતમાં આપણે પણ ક્ષણિક અને નાશવંત છીએ એવી ભાવનાનો ત્યાગ કરીને આપણે તો પોતે આત્મા છીએ, પુરૂષ છીએ, નિત્ય છીએ, એવો સાક્ષાત્કાર કરવો જોઇએ; તથા આપણા ખરા અસ્તિત્વમાં જ્ઞાનપૂર્વક જીવન ધારણ કરતાં શીખવું જોઇએ. જ્ઞાનમાર્ગની અંદર એ હેતુ આપણા મનમાં એકલો નહિ તો પણ મુખ્ય તો હોવોજ જોઇએ. આપણે નિત્ય ચૈતન્યમય આત્માનો સાક્ષાત્કાર કરી લઇએ, તેમજ ચિરકાળને માટે આપણે તે આત્મસ્વરૂપ થઇ રહીએ, ત્યાર પછી પણ એક ગૌણ હેતુ બાકી રહી જાય છે, અને તે એ કે આપણે જે ચૈતન્યમય આત્મસ્વરૂપ છીએ તેની અને આ વિકારી વિશ્વની જોડે આપણે સત્ય સંબંધ બાંધવો અર્થાત્ કે અત્યાર સુધી આપણે જે વિકારી જીવનનેજ આપણા સત્ય જીવન તરીકે સ્વીકારતા હતા, અને જેને આપણી ઉત્તમોત્તમ દશા માનતા હતા, તેને બદલે આપણે નિત્ય ચૈતન્યમય આત્મસ્વરૂપ છીએ એવો અનુભવ પ્રાપ્ત કરવો.

આત્મભાવની અસ્પષ્ટતા.

આત્મા અને વિરાટ્ વચ્ચે ખરેખરો સંબંધ જો બાંધવો હોય તો તે સંબંધ બે સમાન ધર્મવાળી વસ્તુઓ વચ્ચેનો થાય તોજ નભી શકે, કેમકે કોઇપણ પ્રકારનો ખરેખરો સંબંધ બે સમાન ધર્મવાળા

પદાર્થો વચ્ચેજ સંભવે એ સામાન્ય, અનુભવસિદ્ધ નિયમ છે. એક સત્ અને બીજું અસત્ એ બે વચ્ચે વાસ્તવિક સંબંધ કેવી રીતે સંભવે ? શરૂઆતમાં તો આપણે નિત્ય, સનાતન આત્માને કેવળ અસત્ અને ઇન્દ્રજાળ નહિ, તોપણ વિચારના એક જુદા પ્રદેશે ઘણોજ દૂર અને દુષ્પ્રાપ્ય રહેલો તો ગણતા હોઇએ છીએ, કારણ કે કાયના પ્રવાહમાં વિકાર પામતા મન, પ્રાણ અને શરીરથી પર આપણે કાંઇ જુદીજ વસ્તુ છીએ એવો ખ્યાલ કુદરતી રીતેજ આપણને આવી શકતો નથી. જ્યારે આપણે એ બંધનમાંથી છૂટા થઇએ છીએ, ત્યારે વળી આપણામાં જુદાજ પ્રકારની અતિશયોક્તિ આવી જવાનો સંભવ છે. અર્થાત્ આત્મા અને જગત વચ્ચેનો સંબંધ બાંધતાં આપણે ખોટો સંબંધ બાંધી બેસવાનો ભય રહેલો છે. આપણા આત્માના નિત્ય,-સનાતન સ્વરૂપનો વધારે ને વધારે સાક્ષાત્કાર કરતાં, આપણે પોતે તે સ્વરૂપજ છીએ એવો નિશ્ચય આપણા મનમાં થતો જાય છે, અને ધીમેધીમે આપણે પોતે કેવળ આત્મ સ્વરૂપજ છીએ એવો દૃઢ નિશ્ચય થઇને જગત જુદાજ સ્વરૂપમાં-માયારૂપ ભાસે છે; જગતનાં માણસો પણ કેવળ નામરૂપાત્મક જણાય છે, કારણ કે એ અનેકત્વનો અનુભવ આપણા સાક્ષાત્કારથી તદ્દન ઉલટો છે. હવે આપણે એ દશામાંથી આગળ વધ્યા હોઇએ છીએ એટલે આપણું રૂપાંતર થઇ જાય છે; આપણને એ દ્વૈતની દશા સાથે કોઇપણ પ્રકારનો સંબંધ હોય એવું લાગતું નથી. શરીર, પ્રાણ અને મનની અહંતામાંથી વિમુખ થતી વખતે જો આપણે કેવળ એક સનાતન આત્માનો સાક્ષાત્કાર કરવાનો આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખ્યો હોય તો ઉપર જણાવેલો સાક્ષાત્કાર સાધકને આપોઆપ અને સત્વર થઇ આવે છે. એ આદર્શ રાખવાથી સાધક મનોમય કોષમાંથી એકે કૂદકે આધ્યાત્મિક સનાતન આત્માને પ્રાપ્ત કરે છે ખરો, પરંતુ એ બેની વચ્ચે જે સીડી છે, તેનો ખ્યાલ તેને આવતો નથી એથી કરીને સાધક એ બે ભૂમિકાઓ વચ્ચે રહેલા પૂલને જોઇ શકતો નથી. આમ હોવાથી એકવાર પ્રાપ્ત કરેલી ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકામાથી પતન થયા વિના શરીર, પ્રાણ અને મનને તે ફરીને સ્વીકારી શકતો નથી. અર્થાત્ કે શરીર, મન અને

વિશ્વ જીવનનું મિથ્યાત્વ.

પ્રાણને જો ફરીથી તે સ્વીકારવા માગે તો એ ,ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકામાંથી તેનું પતન થયા વિના નજ રહે એ નિર્વિવાદ છે.

જીવનની એકતા.

પરંતુ આત્મા અને જગત એ બે વચ્ચે સનાતન ગાઢ અને વાસ્તવિક સંબંધ રહેલો છે, કાંઇ અપરિહાર્ય અંતર નથી. આત્મા અને સ્થૂલ જગત યાને ચૈતન્યમય અસ્તિત્વ અને જડ પદાર્થ, એ બન્ને બરાબર ક્રમસર ગોઠવાયલી અસ્તિત્વની સીડીનાં બે છેડે આવી રહેલા બે પગથીઆ છે. એટલા માટે દેખીતુંજ છે કે એ બે વચ્ચે એવો વાસ્તવિક સંબંધ હોવો જોઇએ કે જેથી કરીને નિત્ય, અને સનાતન બ્રહ્મ પોતે આત્મ સ્વરૂપે શુદ્ધ અવિકારી રહેવા છતાં પણ, પોતે વિશ્વને પોતાનામાંજ ધારણ કરી શકે. એ સનાતન બ્રહ્મ જોડે જેનો આત્મા અદ્વૈત પામ્યો હોય તે પણ બ્રહ્મની પેઠે એકતા સાથે વિવિધતા ધારણ કરવાને શક્તિમાન હોવો જોઇએ. એ બે વચ્ચે એકતાનો જે સિદ્ધાંત છે તેને આપણે આત્મા અને મૂતાત્નિ–આત્મા અને ભૂતમાત્રનું સનાતન અદ્વૈત, એવું નામ આપી શકીએ. એ અદ્વૈત પણ મુક્ત થયલા આત્માએ ઇશ્વરની પેઠે ભોગવવું જોઇએ, અને તે પણ શુદ્ધ અવિકારી આત્માના સાક્ષાત્કાર સાથે ! સંપૂર્ણ આત્મા પ્રાપ્તિ માટે સાધકે આત્મા તથા પરમાત્મા પુરુષોત્તમ જોડે-અદ્વૈત પ્રાપ્ત કરવું એટલુંજ બસ નથી, પરંતુ સર્વ પ્રાણીઓ જોડે પણ તેણે તેવુંજ અદ્વૈત સિદ્ધ કરવું જોઇએ. વ્યકત જીવનથી ભરેલું આખું વિશ્વ, તેમજ મનુષ્ય બંધુઓથી ભરેલું આપણું જગત,

સર્વ પ્રાણીઓ જોડે અદ્વૈત

આપણે પ્રથમ છોડી દીધું હતું, કારણકે આપણે તેની જોડે અજ્ઞાનના બધનથી બધાયલા હતા; અને એથી પૂર્ણ વ્યકિતત્વથી કાલમા જે અસત્ય ઉત્પન્ન થયું છે તેને લીધે આપણા જીવનમા વિરોધો, કલેશ અને દ્વૈત ઉત્પન્ન થયા હતા. પરંતુ હવે સત્યજ્ઞાન થયા પછી એ બે વચ્ચેનો સાચો સંબંધ આપણને માલુમ પડે છે અને તેથી એ સનાતન સત્યને આપણે સ્વીકારવા તત્પર થવું જોઇએ. આપણા નવા અનુભવ પ્રમાણે સર્વ પ્રાણીઓને તથા પદાર્થોને સનાતન આત્માના ચૈતન્યમાં આપણે સ્વીકારવા જોઇએ;

અને તે પણ તેમનો અને આપણો આત્મા એક છે એવો સંબંધ જાણીને અને નહિ કે આપણું પોતાનું જુદું વ્યક્તિત્વ જાળવી રાખીને !

**વિરાટ્ ચેતન્યનો સાક્ષાત્કાર.**

ઉપર જે વિચારો જણાવ્યા છે તેનો સાર એ છે કે શુદ્ધ, સત્ કાલથી પર–પરાત્પર પુરુષોત્તમનું ચૈતન્ય પ્રાપ્ત કરવાની સાથે સયોજ સાધકે વિરાટ્–વિશ્વ ચૈતન્ય પ્રાપ્ત કરવું જોઇએ. અનંત પોતે વિશ્વરૂપે સર્વ પ્રાણી અને પદાર્થના ઉપાદાન અને આદિ કારણ રૂપે કાર્ય કરે છે એવો આપણે સાક્ષાત્કાર કરવો જોઇએ. પ્રાચીન વેદાંતીઓ આ સાક્ષાત્કારને * "આત્મામાં સર્વભૂતોનું દર્શન," અને [1] "સર્વમાં આત્માનું દર્શન" કહેતા. વળી, જે આત્મામાં વિશ્વની રચનાનો આદિ ચમત્કાર ફરીને ઉપજ્યો છે તેને વિષે ઉપનિષદ્ કહે છે કે તેના યોગીને મન તો [2] "તેનો પોતાનો આત્માજ સર્વ ભૂતરૂપ થઇને વિશ્વમાં વ્યાપી રહ્યો છે." આપણી પરિમિત અહંતાને દૂર કરી તેને સ્થાને આપણે કેવા પ્રકારનો સંબંધ વિશ્વ સાથે બાંધવો તેનો ખ્યાલ આપણને ઉપર જણાવેલા ત્રણ સિદ્ધાંતોમાં મળી આવે છે. એ પ્રકારનું અનંત ચૈતન્ય આપણે પ્રાપ્ત કરવું જોઇએ, અને સર્વ જોડે ઉપર જણાવી તેવા પ્રકારની આપણી એકતા પણ સ્થાપન કરવી જોઇએ.

**સર્વ સાથે અદ્વૈત.**

મનોમય પુરુષ કાંઇ આપણા આત્માનું ખરું સ્વરૂપ નથી, એ તો તેનું એક કાર્ય માત્ર–તેનો આભાસ માત્ર–છે. આપણો આત્મા તો વિરાટ્ સ્વરૂપ, અનંત છે, અર્થાત્ તે સર્વના આત્મા સાથે એક છે અને પ્રાણીમાત્રમાં તે વસી રહેલો છે આપણા મન, પ્રાણ અને શરીરની પાછળ જે અનંત આત્મા છે તેજ અનંત આત્મા મનુષ્ય માત્રમાં તેમના મન, પ્રાણ અને શરીરની પાછળ આવી રહેલો છે. એટલે આત્માને

---

* यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
[1]. सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥६॥ (ઇશ)
[2]. यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ઇશાવાસ્યોપનિષત્ શ્લો. ૭.

પ્રાપ્ત કરીને પછીથી તે સર્વની સાથે પણ આપણે એકતા કરવાને પ્રેરાઈશું. એ પ્રમાણે અદ્વૈત કરવામાં આપણું મન અંતરાય નાખે છે, એટલુંજ નહિ પણ જો આપણે છૂટી લગામ મૂકીએ તો મન પોતાનું ધાર્યું કરવા ખાતર, આપણા જ્ઞાનને અજ્ઞાનના પડદાથી ઢાંકી દેવાનો પ્રયત્ન પણ કરે છે; મન પોતે એ સત્યદર્શન અને સત્યજ્ઞાન પ્રમાણે પોતાનામાં ફેરફાર કરીને તેને વશ વર્તવાને જરાપણ પ્રયત્ન કરતું નથી. પરંતુ યોગનો અભ્યાસ કરવામાં આપણે જો બરાબર ક્રમસર આગળ વધ્યા ગયા હોઈશું તો શુદ્ધ મન અને પવિત્ર હૃદય થયા પછીજ આપણને આત્મસાક્ષાત્કાર થશે, અને મન જો પ્રથમથી શુદ્ધ થયું હોય, તો તે જ્ઞાનપ્રાપ્તિ કરવામાં નિષ્ક્રિય અને નિષ્પક્ષપાતી રહે છે. બીજું, એ પણ છે કે પરિમિત નામ રૂપાત્મક દેખાવ માત્રથી અંજાઈને દ્વૈત પ્રધાન વિચારો કરવાને બદલે એકતાના સનાતન, સંવાદિ સૂર પ્રમાણે વિચાર કરવાનો અભ્યાસ મનને પાડી શકાય છે. તાત્પર્ય કે સાધકે મનને ધ્યાન અને એકાગ્રતાનો અભ્યાસ કરાવી સર્વ પ્રાણીઓ અને પદાર્થો જુદાજુદા છે એવો ખ્યાલ લાવવાને બદલે એક આત્મા સર્વ પ્રાણી, પદાર્થમાં, વ્યાપી રહ્યો છે તથા સર્વ પ્રાણી અને પદાર્થો એક આત્માના પ્રતિબિંબો છે-તેનોજ વિચાર કરવાનો સાધકે અભ્યાસ પાડવો જોઇએ.

**સર્વમાં એક આત્મા જોવાના ઉપાયો.**

અત્યાર સુધી સાધકે પોતાના જીવાત્માને શરીર પ્રાણ અને મન ત્રિભેરની અહંતાઓમાંથી પાછો ખેંચી લેવો જોઇએ એવું કહેવામાં આવ્યું છે, પરંતુ એકલી એજ ક્રિયા કરીને સાધકે અટકી જવું જોઇએ નહિ. પૂર્ણયોગના સાધકે તો ઉપર જણાવેલી બન્ને ક્રિયાઓનો એકીસાથે અભ્યાસ કરવા પ્રયત્ન કરવો જોઇએ. અહંતામાથી જીવાત્માને ખેંચી લેવાને પરિણામે સાધકને તેના પોતાના અંતરમાં આત્માનો સાક્ષાત્કાર થશે અને બીજાઓ જોડે આત્માની એકતા અનુભવવાથી તેને પોતાની બહાર ગણાતી સર્વ વસ્તુઓમાં પણ તેનુંજ દર્શન થશે. સાધક પ્રથમ તો સર્વ પ્રાણી પદાર્થમાં એકજ, વિરાટ બ્રહ્મ વ્યાપી રહ્યો છે એ જાતના અભ્યાસને શરૂ કરીને વિરાટની પાછળ રહેલા પરાત્પરને પ્રાપ્ત કરી શકે છે; પરંતુ એ માર્ગે જતા કેટલીક ખાસ

અડચણો નડવાનો સંભવ છે; તેથી બનતાં સુધી ઉપર જણાવેલી બન્ને ક્રિયાઓનો સાધકે એવી વખતે અભ્યાસ કરવાનો પ્રયત્ન કરવો.

**વિરાટ્ના સાક્ષાત્કારની ત્રણ ભૂમિકાઓ**

સર્વવ્યાપી બ્રહ્મનો જે અનુભવ ઉપર જણાવવામાં આવ્યો છે તેના સાક્ષાત્કારની ત્રણ ભૂમિકાઓ પડી શકે તેમ છે. પ્રથમ તો સર્વ પ્રાણીઓ જેમાં અસ્તિત્વ ધારણ કરી રહ્યાં છે તેવા વિરાટ્ આત્માનો અનુભવ. પ્રભુ—આત્મા પોતે અનંત વ્યક્ત સ્વરૂપે સ્વયંભૂના શુદ્ધ ચૈતન્ય રૂપે, આવી રહેલો છે. તે કાંઇ કાલ અને દિશાનાં બંધનોમાં પડેલો નથી. પરંતુ કાલ અને દિશા બન્નેને પોતાના અસ્તિત્વના સ્વરૂપ તરીકે તે ટકાવી રાખે છે. તે પોતે એ સર્વ કરતાં વિશેષ વિશાળ હોઇ પોતાના સ્વયંભૂ, અનંત, અસ્તિત્વ અને ચૈતન્યમાં તે સર્વ વસ્તુઓને સમાવી શકે છે. છતાં તે પોતાની ઉત્પન્ન કરેલી કે ધારણ કરેલી વસ્તુઓથી અથવા તો પોતાના રૂપાંતરથી બંધાતો નથી; કારણ પોતે સ્વતંત્ર, અનંત અને સર્વમાં આનંદ સ્વરૂપે રહે છે. એક પ્રાચીન ઉપમા પ્રમાણે આકાશ જેમ સર્વ પદાર્થોને ધારણ કરે છે તે પ્રમાણે તે વિરાટ્ સર્વ પ્રાણીઓને પોતાના ચૈતન્યમાં ધારણ કરે છે. શરૂઆતમા વિરાટ્નો વિચાર સાધકને કેવળ કલ્પનામય અને અગ્રાહ્ય જેવો લાગે છે અને તેથીજ તે અનંત વિરાટ્ના ઉપર એકાગ્ર ધ્યાન કરી શકતો નથી. પરંતુ આકાશબ્રહ્મનો વિચાર એ ધ્યાન કરવામાં ઘણો સહાયભૂત થાય છે.

**આકાશબ્રહ્મ જોવાનો અભ્યાસ.**

વિરાટ્ને સ્થૂલ રૂપેજ નહિ પણ અનંત અસ્તિત્વ, ચૈતન્ય અને આનંદના સમુદ્રરૂપે જોવાથી સાધક પોતાના મનથી એ અનંત વિરાટ્ને જોઇ શકે છે, અને મનથી તેને પ્રાપ્ત કરીને પોતાના આત્મા સાથે તેનું અદ્વૈત સાધી શકે છે. એ પ્રમાણે ધ્યાનનો અભ્યાસ કરવાથી મન વિજ્ઞાનમાંથી સત્યનો પ્રવાહ ઝીલવાને તૈયાર થઇ રહે છે, અને એ પ્રવાહને લીધે સાધકની દૃષ્ટિમાં સમૂળો ફેરફાર થઇ જાય છે. એ પ્રમાણે જેમ જેમ દૃષ્ટિનો ફેરફાર સિદ્ધ થાય અને તે પણ સબળ તથા સુદૃઢ બની ચૈતન્યમાં વધારે ને વધારે સમય ટકી રહે તેમ તેમ આપણું જીવન તેના સ્વરૂપમાં રૂપાંતર પામી જશે. અર્થાત્ આપણે જેવું દર્શન કરીએ છીએ તે સ્વરૂપજ

મની જઇશુ. આપણુ ચૈતન્ય ફક્ત વિરાટ્જ નહિ, પણ વિરાટ્થી પર એવુ અનત-પરાત્પર થઇ જશે તે પછી મન, પ્રાણ અને શરીર એ અનત ચૈતન્યમા ફક્ત આદાનરૂપે, હલનચલનની ક્રિયારૂપ, માત્ર જણાશે આપણો આત્મા તો અનત ચૈતન્ય સ્વરૂપજ બની જાય છે વળી તે સાક્ષાત્કારમા આપણને એમ પણ જણાય છે કે જગતતો જગત સ્વરૂપે અસ્તિત્વમા છેજ નહિ, પરતુ એકતો અનત આત્માજ વિલસી રહ્યો છે, અને તેમા તે પોતાના જ્ઞાનથી આવિર્ભાવ પામી રહ્યો છે ! તેની છાયારૂપ મહાન વિશ્વવિલાસની પદ્ધતિઓ ( સ્વર સગતિઓ ) આવી રહેલી છે !

હવે પ્રશ્ન એ રહે છે કે એ વિશ્વ સવાદ—જે નામ અને રૂપોને લીધે ઉત્પન્ન થાય છે તેનુ શુ ? તે બધા સ્વરૂપો શુ

**નામરૂપાત્મક વિશ્વનું સત્ય**

કેવળ ચિત્રના જેવાજ ખાલી નામરૂપાત્મક અર્થાત્ વાસ્તવિકતા વિનાના નિર્જીવ ક્ષુદ્ર જ ભાસવાના ? એક સમયે ભલે તે બધા આપણને ભવ્ય શક્તિવાન અથવા તો સુદર લાગ્યા હોય, પરતુ હવે તો તેઓ તદ્દન નકામા છે એમ ગણીને તેમનો ત્યાગજ કરવાનો રહે છે કે શુ ? ના, એ ખ્યાલ બીલકુલ ખરો નથી સર્વને પોતામા સમાવી રાખનાર વિરાટ્ આત્માના પ્રથમ સાક્ષાત્કારને પરિણામે એવી ત્યાગવૃત્તિ પેદા થઇ આવે એ શક્ય છે, પરતુ અનત વિરાટ્મા પણ જે અનંતતાઓ આવી રહેલી છે તેમનો ત્યાગ કરીએ તોજ એવુ પરિણામ આવે પરતુ સર્વ પદાર્થો કાઇ વિરાટ્ મને ઉત્પન્ન કરેલાં ખાલી, નામ અને રૂપજ નથી ખરૂ જોતા તો એ બધાય આત્માએ પોતેજ જ્ઞાનપૂર્વક ઉત્પન્ન કરેલા તેના પોતાનાજ સ્વરૂપો છે અર્થાત્ કે જે પ્રમાણે આપણામા આત્મા રહેલો છે તેજ પ્રમાણે સર્વમા પણ તેજ આત્મા આવી રહેલો હોઇ તે પોતાના ભિન્નભિન્ન આવિર્ભાવને જાણે છે, તેના ઉપર કાબુ ધરાવે છે, અને પોતાના સર્વ રહેઠાણોમા તે આનદપૂર્વક વસી રહ્યો છે ઘડામા જેમ આકાશ વ્યાપી રહ્યુ છે છતા પણ તે ઘડાને ધારણ કરે છે, તેજ પ્રમાણે એ વિરાટ્ પણ સર્વ પ્રાણીઓમા વ્યાપી રહ્યો છે છતા પણ તેમને પોતાનામા ધારણ કરે છે, અનમત સ્થૂલ રૂપે નહિ પરતુ આધ્યાત્મિક દષ્ટિએ તે વિરાટ્જ તેમનુ સત્ય સ્વરૂપ છે આપણે સર્વમા વ્યાપી રહેલા વિરાટ્ આત્માની એ ભૂમિકાનો સાક્ષાત્કાર

કરવો જોઇએ. આપણે જાતે એ વિરાટ્ને જોવાનો છે, એટલુંજ નહિ પરંતુ જ્ઞાનમાત્રમાં તે વિરાટ્ને આપણા આત્મારૂપે જાણીને આપણે પોતે પણ તેના સ્વરૂપજ થઇ જવું જોઇએ, આપણી પોતાની બુદ્ધિ અને હૃદયના સર્વ ખોટા ખ્યાલોને અને વિરોધોને બાજુએ મૂકીને પ્રભુ સર્વ પદાર્થોમાં વ્યાપી રહ્યો છે અને તે જ સર્વ પદાર્થનું અંતિમ, સત્ય સ્વરૂપ તથા સર્વમાં જ્ઞાનપૂર્વક વસનાર આત્મા છે, એ સત્યને આપણે સ્વીકારવું જોઇએ. વળી, આપણે એ સત્ય કેવળ શુષ્કબુદ્ધિથીજ નહિ પરંતુ આત્મ સાક્ષાત્કારને પરિણામે સ્વીકારવાનું છે, કે જેથી આપણું મનોમય ચૈતન્ય પણ તેના દિવ્ય બિમ્બમાં રૂપાંતર પામી જાય.

વિરાટ્નો આવિર્ભાવ.

ઉપર જણાવેલો વિરાટ્ આત્મા સર્વ પ્રાણી, પદાર્થથી પર તેમજ વધારે વ્યાપક હોવા છતાં આપણા ચૈતન્યમાં તો તે બધાંની જોડે તેનું અદ્વૈત હોવુંજ જોઇએ. તે વિરાટ્ સર્વને પોતાનામાં ધારણ કરે છે, સર્વમાં વસી રહ્યો છે એટલુંજ નહિ, પરંતુ તે પોતે કેવળ આત્મ સ્વરૂપે નહિ પણ નામ, રૂપ, ક્રિયા, કર્તા–મન, પ્રાણ અને શરીરના અધિષ્ઠાતારૂપે પણ સર્વમા રહેલો છે, એવો અનુભવ આપણે પ્રાપ્ત કરવો જોઇએ. પ્રથમ સાક્ષાત્કારને અન્તે આપણે જે જે પદાર્થોનો ત્યાગ કરી તેમનાથી દૂર જતા હતા તે સર્વની સાથે પણ ઉપર જણાવ્યો તેવો સાક્ષાત્કાર થયા પછી આપણે સત્ય સંબંધથી જોડાઇએ છીએ. આપણા મન, પ્રાણ અને શરીરનો આપણે ત્યાગ કર્યો હતો, કારણ કે તે આપણું સત્ય સ્વરૂપ ન હતું. પરંતુ હવે તે બધાને આપણે વિરાટ્ આત્માનાંરૂપ તરીકે સ્વીકારી શકીશું; તથાપિ તે આપણી પોતાની વ્યક્તિગત મીલ્કત તરીકે નહિ. આપણા મનને એક છૂટી અને અતડી વ્યક્તિગત ક્રિયા તરીકે નહિ જોતા વિરાટ્ મનની એક ક્રિયા તરીકેજ આપણે સ્વીકારીશું. વળી, આપણા પ્રાણને પણ પ્રાણશક્તિના, જ્ઞાન તંતુઓના અને કામનાના અંગત કાર્ય તરીકે નહિ પરંતુ વિરાટ્ પ્રાણની એક સ્વતંત્ર ક્રિયા તરીકેજ આપણે જોઇશું. શરીરને પણ આત્માના

આપણું શરીર, પ્રાણ અને મન વિરાટ્ છે.

પિંજર તરીકે ગણવાને બદલે, તેના એક ગૌણ સાધનરૂપજ આપણે ગણીશું. શરીર પર ધારણ

કરેલા કપડાં જેમ શરીરથી જુદા છે, તેમ આત્માએ ધારણ કરેલું શરીર આત્માથી કેવળ નિરાળું હોવા છતા વિરાટ્ તત્ત્વનું તો તે પણ એક સ્વરૂપજ છે, વિરાટ્ શરીરનો તે એક અણુમાત્ર છે એવુ આપણે અનુભવીશુ. ટુંકામા, વિરાટ્ પૃથ્વીનુ ચૈતન્ય આપણા શરીરના ચૈતન્ય સાથે એક થયનુ લાગશે, ચોગરદમ કામ કરી રહેલી વિવિધ શક્તિઓ કેમ જાણે આપણી પોતાનીજ શક્તિઓ ન હોય તેમ કાર્ય કરતી જણાશે, વિરાટ્ના હૃદયના ધમકારાઓ અને ઇચ્છાઓ આપણા પોતાના હૃદયને તેના દિવ્ય આનંદ જોડે તાલમદ્ધ કરી નાખશે. અને વિરાટ્ મનના ઝરણોનો વિચારપ્રવાહ આપણા પોતાના મનમા વહી આવતો જણાશે તેમજ આપણી પોતાની બુદ્ધિનો પ્રવાહ સમુદ્રના મોજા પેઠે તે વિરાટ્ સમુદ્રમા ઉછળી રહેલો અને તેની સાથે અદ્વૈતરૂપે પામેલો જણાશે એ અદ્વૈત અથવા એકતા બુદ્ધિથી પર એવા સનાતન સત્યને પામીને સર્વ મન, પ્રાણ અને શરીર જોડે એકતા પામે છે એ એકતા સંપૂર્ણ વિરાટ્-વિશ્વ-ચૈતન્ય સ્વરૂપે આપણા પોતાના મોજા જેવી લાગશે. અર્થાત્ કે પ્રભુના એવા આવિર્ભાવની સાથેજ આપણને આધ્યાત્મિક આનંદના મોજાઓ આવી ભીંજાવી નાખશે !

પરતુ આપણે તો વિરાટ્નો પણ તેના અસ્તિત્વ અને આવિર્ભાવ એ બન્નેમા સ્વીકાર કરવાનો છે એટલા માટે વિરાટ્નો આત્માસ્વરૂપે અને આપણુ જ્ઞાન પણ પૂર્ણ અને સમગ્ર હોવુ આવિર્ભાવરૂપે સાક્ષાત્કાર જોઇએ આપણે કેવળ શુદ્ધ ચૈતન્યમય આત્માનો સાક્ષાત્કાર કરીને બેસી રહે નહિ ચાલે આપણે તો આત્મા જેટલા જેટલા સ્વરૂપોમા આવિર્ભાવ પામે છે, જેટલી જેટલી રીતે તે વિકાસ પામતો જણાય છે, અને વિશ્વના જે જે વિરાટ્ સ્વરૂપોમા પોતાની જાતને વ્યક્ત કરે છે તે સર્વનો પણ આપણે વિરાટ્ આત્મા તરીકે સાક્ષાત્કાર કરવોજ જોઇએ મતલબ કે આત્મજ્ઞાન અને વિશ્વજ્ઞાન બન્ને બ્રહ્મજ્ઞાનના વ્યાપક ક્ષેત્રમા એકજ થઇ રહેવા જોઇએ !

---

## અભ્યાસ.

જગતને મિથ્યા ગણી તેનો ત્યાગ કરવાની વૃત્તિ સાધકે દૂર કરવી જોઇએ. આપણી અહંતા, કામનાઓનું જગત બનેલું હોય છે ત્યાં સુધીજ તેમાં અસત્ય છે, પરંતુ વાસ્તવિક રીતે જોતાં જગત માયા સ્વરૂપ નથી. સર્વ પદાર્થોમાં જુદી જુદી શક્તિઓમાં, જુદી જુદી વ્યક્તિઓમાં વિરાટ્ આત્માજ કાર્ય કરી રહ્યો છે.

આપણે ઘણીવાર જડ અને ચેતનનો ભેદ સાંભળીને ભૂલાવામાં પડીએ છીએ. વસ્તુતઃ વિશ્વ આખું એક છે, તેમાં ભેદ નથી. વૃક્ષ અને તેનું ફળ પણ એક છે. વિચારપૂર્વક જીવન ગાળવાની વિશ્વની પ્રયોગશાળા—તેજ માણસ. માણસની દ્વારા પણ વિશ્વના અનંત વિચારો, આદર્શો અને આવેશો બહાર વ્યક્ત થઇ રહ્યા છે. જડતાનાં દેખીતાં બંધનોમાંથી વાચાયુક્ત થયલું વિશ્વ તેજ મનુષ્યજાતિ. (જેમ દેખીતા શુષ્ક છોડા તળેથી બી ફાટીને તેમાંથી પ્રકટેલી સુંદરતા તેજ વૃક્ષ છે.)

આપણું મન જે જે વિચારો કરે છે, તેમાંના ઘણાખરા વિરાટ્ મનનાજ હોય છે. પ્રાણમાં પણ જે વાસનાઓ, કામનાઓ અને આવેશો તરવરે છે તે પણ વિશ્વ પ્રાણનાંજ હોય છે. વળી, શરીર પૃથ્વીનાંજ તત્ત્વોનું બનેલું છે. આપણે વિશ્વનુંજ સ્વરૂપ છીએ, એ ખ્યાલને દૃઢ કરવો.

સર્વમાં એ પ્રમાણે વિરાટ—વિશ્વનું ચૈતન્ય, મન, પ્રાણ અને શરીર કાર્ય કરી રહેલાં છે, એમ સમજીને સર્વ અને આપણે એ વિરાટ્–સ્વરૂપે એકજ છીએ એમ સ્વીકારવું, હું એટલે અમુક વ્યક્તિ નહિ પણ વિરાટ્ વિશ્વાત્મા.

સર્વમાં તે—એક—વિરાટ્ વ્યાપિ રહ્યો છે એવો અભ્યાસ કરવો. એટલે જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં પ્રથમ તો તે જુદો પદાર્થ છે એવો જુનો ખ્યાલ આવવાનો. પરંતુ અભ્યાસ કરતાં છેવટ સર્વમાં તે વિરાટ્ એકરૂપે રહેલો છે તેનો સાક્ષાત્કાર થાય છે. હમણાં જે મન, પ્રાણ અને

શરીર બીજાનાં ગણવામાં આવે છે તેમને વિરાટ્રૂપે પોતે પ્રાપ્ત કરવાથી સાધકને તેમના વિચારો, વાસના વિગેરેનું પણ ભાન થાય છે. ઘણા લોકો આવી શક્તિથી આશ્ચર્ય પામે છે, પરંતુ ખરી રીતે એમાં કંઇપણ આશ્ચર્ય જેવું નથી, એમ સાધકને સ્પષ્ટ જણાઇ આવશે. આ પ્રમાણે સર્વ સ્થળે વિચારની ક્રિયા જાણી શકાય છે. વળી સર્વ પદાર્થો એક વિરાટ્માં આવી રહેલા હોવાથી ભિન્ન હોવા છતાં તે બધા એક છે એ ભાવનાને સ્થિર કરવી જોઇએ.

આ અભ્યાસને માટે શૂન્ય આકાશ ( Eather ) નું દૃષ્ટાંત ઘણું મદદગાર થઇ પડે છે. સર્વ પદાર્થમાં આકાશ વ્યાપક છે, તેમાંજ સર્વ પદાર્થ આવી રહેલો છે છતાં આકાશ તો તે સઘળાંના કરતાં પણ ઘણુંજ વધારે વ્યાપક છે અને તેના સિવાય પદાર્થ અસ્તિત્વ ધારણ કરી શકેજ નહિ. તે ભૂરા આકાશની પેઠે વિરાટ્-ચૈતન્ય-સર્વ સ્થળે, પ્રાણી પદાર્થમાં વ્યાપી રહેલું છે, અને બધાં તેમાંજ આવી રહેલાં છે. સર્વ પદાર્થનું પૃથક્કરણ કરતાં સ્થૂલ સ્વરૂપે જેમ ભૂરૂં આકાશ બાકી રહે છે તેજ પ્રમાણે સૂક્ષ્મ વિશ્વનું પૃથક્કરણ કરતાં છેવટ વિરાટ્ ચૈતન્યજ બાકી રહે છે.

ધ્યાન કરતી વખતે સાધકે વિરાટ્નો ખ્યાલ આકાશ ભ્રમ ઉપ-રથી લેવો એટલે સર્વત્ર વ્યાપી રહેલા વિરાટ્નો કાંઇક ખ્યાલ આવી શકશે.

મન, પ્રાણ શરીર, પદાર્થો, શક્તિઓ, ક્રિયાઓ, વિદ્યુત્-વિગેરે સઘળું તે વિરાટ્માં થતી જુદી જુદી ક્રિયા માત્ર છે. આપણું શરીર અને મન તેવી એક ક્રિયાજ છે. આપણે તો વિરાટ્ છીએ. બીજાનાં શરીર, પ્રાણ, મન પણ તેવી ક્રિયાજ છે. તેઓ પણ વિરાટ્ છે.

છેવટ, આપણા મનમાં જે વિચાર આવે છે તે પણ વિરાટ્માંથી, પ્રાણમાં જે ભોગવૃત્તિ અને આનંદવૃત્તિ ઉત્પન્ન થાય છે તે વિરાટ્ પ્રાણ-માંથી અને શરીરમાં જે કાર્યક્ષમતા, દૃઢતા અને સુંદરતા આવે છે તે વિરાટ્ શરીરમાંથી આવે છે.

નામ, રૂપ વિગેરે વિરાટ્નાંજ સ્વરૂપો છે—તે વિરાટ્જ છે. વિશ્વ અને આત્મા બન્નેનું જ્ઞાન થાય એટલે બ્રહ્મજ્ઞાન થયું ગણાય.



# પ્રકરણ ૧૧ મું-પૃથક્કરણ.

આત્મજ્ઞાન એટલે જે જાણવાથી સર્વ જાણી શકાય તેનું જ્ઞાન. यस्मिन् ज्ञाते सर्वमिदं विज्ञातं भवति। પ્રથમ શુદ્ધ અસ્તિત્વ રૂપે અને પછીથી આવિર્ભાવના પ્રકારરૂપે તેનો સાક્ષાત્કાર થાય છે. યોગનું જ્ઞાન બુદ્ધિપ્રધાન નથી. પુરૂષોત્તમને જાણી તેનો આવિર્ભાવ કરવો એ જીવનનો હેતુ છે.

પરંતુ એ જ્ઞાન બુદ્ધિથી પર આવી રહેલું છે. આખા વિશ્વમાં તેમજ પ્રત્યેક પદાર્થમાં તેજ પુરૂષોત્તમ વ્યાપી રહેલો છે. સર્વ વ્યક્તિમાં, પદાર્થમાં તે જ છે. તે જ આપણો આત્મા છે. સર્વમાં પ્રભુ અને સર્વમાં આત્મા જોવો એ આપણું અંતિમ ધ્યેય છે.

લીલાને અર્થે એક છતાં પ્રભુ અનંત વ્યક્તિત્વ ધારણ કરે છે. કેટલાક શાંત નિષ્ક્રિય ચૈતન્ય અને પંચ મહાભૂત અને ત્રણ ગુણો સિવાય બીજું કશુંજ નથી એમ માને છે. તોપણ આત્માને અને વિરાટ્માં થતા તેના આવિર્ભાવને આપણે જાણવાં જોઇએ.

દ્વૈતમતમાં રહેલું સત્ય ભક્તના સેવાભાવ અને પ્રેમભાવમાં પણ ઘણું સત્ય રહેલું છે. જે ભક્તો સાકર ખાવાની માગણી કરે છે, તે આ સાકર થવા માગતા નથી. એ ભાવનામાં પણ ગહન સત્ય કાર્ય કરી રહેલું છે.

ભક્તિ, કર્મ અને જ્ઞાન એ ત્રણેની આવશ્યક્તા ઘણી છે. વળી વ્યક્તિમાંજ નહિ પરંતુ આખા વિરાટ્માં—સમષ્ટિમાં તે આદર્શ આપણે સિધ્ધ કરવાનો છે.

પુરૂષમાં ક્ષર, અક્ષર અને ઉત્તમ એ ત્રણ પુરૂષો છે. તેમાંજ શક્તિ,

આનંદ વગેરેનો સાક્ષાત્કાર થશે. તોપણ સાધકનો આત્મા શાંતિ, આરામ, વિગેરે ભોગવી પોતે દિવ્ય કર્મ વિશ્વમાં કરવા માટે નાલાયક થઇ જાય છે. પુરૂષોત્તમ જે પ્રમાણે કાર્ય કરે છે. તેજ પ્રમાણે સાધકે પણ કર્મ કરવા માટે તૈયાર થવું જોઇએ.

ઘણાંઓ સગુણ, નિર્ગુણ વિગેરેનો પણ ભેદ ગણે છે. પરંતુ પ્રભુ તેમનાથી કદી પણ નથી બંધાતો. તે તો સગુણ તથા નિર્ગુણ બન્નેથી પરૂં છે તોપણ માણસ વ્યક્તિ તરીકે કદી પ્રભુ ન થઇ શકે છતાં પ્રભુના કરણરૂપે પોતાના અસ્તિત્વને ધારણ કરી શકે ખરો.



# પ્રકરણ ૧૧ મું.

## આવિર્ભાવનાં પ્રકાર.

આત્મ જ્ઞાનમા ભૌતિક શાસ્ત્રોનો સમાવેશ.

જ્ઞાનયોગના માર્ગમાં આપણે જે આત્માનો સાક્ષાત્કાર કરીએ તે આત્મા આપણી આધ્યાત્મિક અને માનસિક સ્થિતિ તથા ક્રિયાઓની પાછળ રહીને તેમને ટકાવી રાખે છે, એટલુંજ નહિ પરંતુ તેજ આત્મા વિરાટ્-વિશ્વસ્વરૂપ અને પરાત્પર પરબ્રહ્મ હોઇ વિશ્વમાં જુદે જુદે રૂપે આવિર્ભાવ પામી રહ્યો છે. એટલે કરી આત્મજ્ઞાનમાં અસ્તિત્વના જુદા જુદા પ્રકારનું અને વ્યકત વિશ્વના સિદ્ધાંતોનું જ્ઞાન પણ સમાઇ જાય છે. ઉપનિષદ્મા બ્રહ્મની વ્યાખ્યા આપતાં એક સ્થળે "यस्मिन् ज्ञाते सर्व विज्ञात भवति" "જેને જાણવાથી આખું વિશ્વ જાણી શકાય તેનું નામ બ્રહ્મ" એવું કહેવામાં આવ્યું છે, તેનો અર્થ પણ ઉપર જણાવેલા વિચારમા આવી જાય છે. તેનો સાક્ષાત્કાર પ્રથમ શુદ્ધ અસ્તિત્વ તરીકે કરવામા આવે છે. ત્યારપછી તેના આવિર્ભાવના પ્રકારો આપોઆપ માલૂમ પડી આવે છે. સાક્ષાત્કાર થના પહેલાં પણ તર્કશકિતથી તેના વિચારો બાંધીને તથા બુદ્ધિથી તેનું પૃથક્કરણ કરીને અસ્તિત્વ તથા વિશ્વને જાણવાને આપણે પ્રયત્ન કરી શકીએ ખરા, પરન્તુ એ પ્રકારની તાર્કિક સમજણને આપણે "જ્ઞાન" કહી શકીએ નહિ. વળી કેવળ જ્ઞાન અને દર્શન દ્વારા સાક્ષાત્કાર થાય, તોપણ જ્યાંસુધી આપણા સપૂર્ણ આત્માને તે સાક્ષાત્કાર થાય નહિ ત્યાંસુધી અર્થાત્ કે આપણો આત્મા જે સાક્ષાત્કાર પ્રાપ્ત કરે છે તેની જોડે આપણું સમગ્ર જીવન એકતા પામે નહિ, ત્યાસુધી આપણે તેને સાક્ષાત્કારનુ નામ આપી શકીએ નહિ. પુરૂષોત્તમ પ્રભુને સપૂર્ણપણે જાણવો એ યોગશાસ્ત્રનો હેતુ છે, તેની સાથે એકતા કરવી એ યોગની કલા છે. જેથી કરીને

આપણે આત્મામાંજ આપણું અસ્તિત્વ ધારણ કરી શકીએ અને તે ભૂમિકામાંથીજ કર્મો કરીએ, અને આપણા આત્માના મૂળ સ્વરૂપમાં નહિ, પરંતુ આપણી પ્રકૃતિના ધર્મમાં પણ આપણે તેની સાથે એકતા પામીએ તેનું જ નામ યોગ. સર્વ પ્રાણીઓ અને પદાર્થો પોતનાં અધોગામી કરણો દ્વારા અપૂર્ણ કિંવા સંપૂર્ણ જ્ઞાન સાથે તે પુરૂષોત્તમનો આવિર્ભાવ કરવા મથી રહ્યાં છે. ઉત્તમોત્તમ સત્ય યાને પરમેશ્વર–પુરૂષોત્તમને જાણવો, તેનું જ્ઞાન મેળવવું અને તેની સાથે સંવાદિ જીવન ગાળવું એ સત્ય ચૈતન્ય પ્રાપ્ત કરવા માટેની પ્રથમ સરત છે. આપણા સમગ્ર આધાર દ્વારા સત્ય સ્વરૂપનો આપણા સત્ય અનુભવનો તથા આપણાં કર્મોનો આવિર્ભાવ કરવો એ સત્ય જીવનની સ્થિતિ છે. એમ કરીએ તોજ આપણું જીવન સત્યમય થાય.

**બુદ્ધિથી પર સત્ય જ્ઞાન.**

પરંતુ માણસ હજી સુધી માત્ર બુદ્ધિપ્રધાન પ્રાણી છે એટલે તેને માટે પુરૂષોત્તમ અને તેના આવિર્ભાવનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ કાંઇ સહેલ નથી, કારણકે અસ્તિત્વનાં ઉત્તમોત્તમ સત્યો તથા તેના આવિર્ભાવના પ્રકાર પણ મનથી પર છે. બુદ્ધિ અને મનને જે તત્ત્વો અસ્તિત્વના પરસ્પર વિરોધી છેડાઓ જેવાં જણાય છે તથા જે વિચારો અને તત્ત્વો આપણા મનને છેકજ વિરોધી અને પરસ્પર ઘાતક જેવાં જણાય છે, તે બધાંની એકતા ઉપરજ એ પ્રકારોનો આધાર રહેલો છે. મનથી પર વિજ્ઞાનની ભૂમિકામાં તે બધાં એકજ સત્યનાં ન્યૂનતાપૂરક સ્વરૂપો છે. આત્માને આપણે એક અને અનેક એ બંને સ્વરૂપમાં પ્રાપ્ત કરવો જોઇએ એવું આગલા પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ. તેથી પ્રત્યેક વસ્તુ અને પ્રાણી તે એક અનંતનું સ્વરૂપ છે એવો સાક્ષાત્કાર આપણે કરવો જોઇએ. વળી સર્વને તેના એક મૂળ સ્વરૂપમાં જોઇને, બધાં મળીને તે એક છે એટલુંજ નહિ, પરંતુ પ્રત્યેક વસ્તુનું અંતિમ રહસ્ય પણ તે જ છે એવો પણ સાક્ષાત્કાર કરવો જોઇએ. આખા અસ્તિત્વમાં એક તેમજ અનેક એમ બે સર્વવ્યાપી વિરોધી તત્ત્વો વ્યાપી રહેલાં જણાય છે. તેનાથી પર પરબ્રહ્મરૂપે પણ આપણે તેનો સાક્ષાત્કાર કરવો જોઇએ મનુષ્ય માત્ર દિશા, કાલ અને પરિસ્થિતિને આધીન હોઇ શરીર અને

મનનાં દેખીતાં બંધનોમાં જકડાયલો હોવા છતાં દરેકે દરેક વ્યક્તિ–દિવ્ય છે–આત્માસ્વરૂપ છે–પ્રભુનુંજ પ્રતિબિંબ છે. જેમ નાની મોટી વ્યક્તિ દિવ્ય છે તેમ દરેકે દરેક નાની મોટી સમષ્ટિ પણ દિવ્ય છે, અર્થાત્ સમષ્ટિ પણ ભિન્ન ભિન્ન સંજોગોમાં પ્રભુ પોતાનો આવિર્ભાવ કરી રહ્યો છે તેનુંજ સ્વરૂપ છે. દરેક વ્યક્તિ કે સમષ્ટિ પોતાની જાતને પોતાના અંતરમાં જેવી જાણે છે તેવી, અથવા તો બહાર બીજાને જેવી દેખાય છે તેવીજ જો આપણે તેને જાણ્યા કરીએ તો વાસ્તવિક સ્વરૂપમાં તેને આપણે કદી પણ જાણી શકીશું નહિ. પરંતુ જો તેને પ્રભુ સ્વરૂપે–આપણા પોતાના આત્મારૂપે, જુદા જુદા સંજોગોમાં અને પ્રકૃતિના ગુણોમાં જુદી જુદી રીતે આવિર્ભાવ પામનાર એકજ આત્મારૂપે જાણી શકીએ, તોજ આપણે સમષ્ટિને યથાર્થ જાણી કહેવાય. જ્યાં સુધી આપણા અંતઃકરણને એ એકતામાં સર્વ વિરોધોનો લય કરવાનો અભ્યાસ પડયો નથી ત્યાં સુધી આપણું જીવન સત્યમય થયું નથી એમ સમજવું. સર્વને એક અનંતના ભાગ ગણવામાં ખરી એકતાની ભાવના સમાતી નથી, પરંતુ પ્રત્યેક પદાર્થને તેના સ્વતંત્ર સ્વરૂપમાં તેમજ વિવિધ પદાર્થોના સમૂહને પણ જ્યારે પ્રભુ સ્વરૂપજ ગણવામાં આવે ત્યારેજ એકતા સંપૂર્ણ થઇ ગણાય. વળી તે પ્રત્યેક પદાર્થ અને સર્વ વિશ્વને આપણે આપણું પોતાનુંજ સ્વરૂપ ગણી શકીએ ત્યારે તે એકતાની ભાવના સિદ્ધ થઇ ગણાય.

સમષ્ટિ તથા વ્યક્તિમા અનંત.

તથાપિ અનંતની માયા એવી અટપટી છે કે એક અર્થમાં જોવા જતાં સર્વ પદાર્થો અનંતના જુદા જુદા વિભાગો છે, એકજ સમુદ્રનાં મોજાંઓ છે, અરે ! કેવળ જુદી અને સ્વતંત્ર વ્યક્તિઓ છે. એ દ્વૈતમય દેખાતા વિચારો અને સાક્ષાત્કારો પણ સમગ્ર સત્ય અને પૂર્ણજ્ઞાનને માટે અગત્યના ગણી શકાય ! આત્મા તો સર્વમાં એકજ સ્વરૂપે હોય છે તોપણ વિશ્વમાં લીલા અર્થે તે જુદાં જુદાં અનંત જીવ સ્વરૂપો ધારણ કરે છે, અને તે આપણા વ્યક્તિના ઉપર તેમજ આત્માની ગતિ ઉપર અધિ-

વિશિષ્ટાદ્વૈતમાં રહેલ સત્ય.

કાના તરીકે અનંત યુગો સુધી આધિપત્ય ભોગવે છે. આપણા નિરંતર વિકારી વ્યક્તિત્વની પાછળ એ જીવ સ્વરૂપે આવી રહ્યાં છે અને તેજ આપણું ખરૂં વ્યક્તિત્વ છે. એટલે આપણી અહંતાની પેઠે આપણું વ્યક્તિત્વ પરિમિત નહિ પરંતુ અનંત છે. ખરૂં જોતાં જીવ સ્વરૂપ એટલે અનંત પોતેજ પોતાની ભૂમિકા ઉપરથી સ્વેચ્છાપૂર્વક બંધનો સ્વીકારે તે. આત્મના વ્યક્તિત્વના અને તેની વિવિધતાના ઉપર જણાવેલા વિચારમાંજ સાંખ્ય સિદ્ધાંતનું સત્ય સમાયેલું છે. કેવલાદ્વૈતના માયાવાદ અને બૌદ્ધમતના શૂન્યવાદના તાર્કિક અતિ-

*વિશિષ્ટાદ્વૈતમાં રહેલું સત્ય*

શયોક્તિ સામે અર્થાત્ કેવળ વાદવિવાદ પ્રધાન બુદ્ધિ ચાતુર્યની સામે વિશિષ્ટાદ્વૈતનો જે મત ઉભો થયો તેમાં પણ આત્માના વ્યક્તિત્વનો અને તેની ભિન્નતાનો સિદ્ધાંત જુદી રીતે આવી રહ્યો છે. અર્ધ બૌદ્ધ અને અર્ધ સાંખ્ય મતના મિશ્રણ વાળા પ્રાચીન મત પ્રમાણે વિશ્વમાં વ્યાપી રહેલા અને શાંત, નિષ્ક્રિય પુરૂષ ઉપરાંત ફક્ત પંચમહાભૂતો જડ પ્રકૃતિના ત્રણ ગુણો અને તેમનો સંબંધજ બાકી રહે છે. ( આખા વિશ્વની રચનામાંથી પાંચ તત્વો અને જડ પ્રકૃતિના ત્રણ ગુણોનું મિશ્રણ બાદ કરીએ તો એ મત પ્રમાણે કેવળ શાંત અને નિષ્ક્રિય પુરૂષજ વિશ્વનું અંતિમ સત્ય હોય એમ જણાય છે, ) પંચમહાભૂતો અને પ્રકૃતિના ત્રણ ગુણોની અસત્ ક્રિયા તે શાંત પુરૂષમાં પ્રતિબિંબિત થાય છે, અને તેના ચૈતન્યને લીધે ચિન્મય યાને સજીવ હોય તેવી દેખાય છે. છતાં આપણે યાદ રાખવું જોઇએ કે નિષ્ક્રિય અને શાંત પુરૂષ એ અનંત બ્રહ્મનું સંપૂર્ણ સ્વરૂપ નથી. મન, પ્રાણ અને શરીરના એક જન્મથી બીજા જન્મ સુધીમાં બદલાતાં વિકારી તત્વોનો સમૂહ એ કાંઇ આપણું ખરૂં સ્વરૂપ નથી. અર્થાત્ કે આપણા જીવનમાં કોઇ પણ સમયે ખરો આત્મા યાને

*આત્મા અને તેના આવિર્ભાવને જાણવાની અગત્ય*

જીવનને બુદ્ધિપૂર્વક ધારણ કરનાર કોઇ અસ્તિત્વ આપણા વિકારી સ્વરૂપની પાછળ હોતુંજ નથી, એ વિચાર બરોબર નથી. પ્રકૃતિના સર્વ સ્વરૂપોથી અબાધિત રહેનાર શુદ્ધ નિષ્ક્રિય પુરૂષ વિના બીજું

સિક, પ્રાણમય અને શારીરિક વ્યક્તિત્વમાં થતા સતત વિકારોની પાછળ આપણા જીવનમાં વાસ્તવિક અને નિર્વિકાર શક્તિ આત્મા રૂપે આવી રહેલી છે, તે શક્તિને આપણે જાણવી જોઇએ, અને અનંત બ્રહ્મ પોતાની શક્તિ અનુસાર તેની સનાતન વિશ્વ ક્રિયામાં-વિરાટ્ ક્રિયામાં-પોતાનો આવિર્ભાવ આપણી પ્રકૃતિ દ્વારા કરે તેટલા માટે આપણે તેને પ્રાપ્ત પણ કરવી જોઇએ.

**શુદ્ધાદ્વૈતના ભક્તિમાર્ગનું સત્ય.**

' અસ્તિત્વ ' એ એક, સનાતન અને સર્વ વસ્તુના અધિષ્ઠાતા રૂપ આત્માના અનંત સંબંધોનું બનેલું છે એવું આપણે સ્વીકારીએ, તેમજ વિવિધતા અથવા દ્વૈત કે જેનું મૂળ અદ્વૈતમાં યાને એક સનાતન આત્મામાં આવી રહેલું છે, તથા તે અદ્વૈત તથા દ્વૈતના સંબંધોને ટકાવી રાખનાર પ્રકૃતિ યાને શક્તિના અસ્તિત્વને યે સ્વીકારીએ તો પછી આપણને સર્વ પ્રાણીઓની એકતાનો તીવ્ર વિરોધ કરનાર અને આત્મા તથા પરમાત્મા વચ્ચે અપરિહાર્ય ભેદ સ્થાપન કરનાર તત્વજ્ઞાનની પદ્ધતિઓ અને દ્વૈત મતવાદી ધર્મોમાં કંઇક તો સત્ય રહેલું છે એમ જરૂર જણાઇ આવશે. દ્વૈતમત માનનારા ધર્મોમાંના અસંસ્કારી ધર્મો સ્વર્ગ અને એવા બીજા સુખ ભોગો ભોગવવાનો અજ્ઞાન પૂર્ણ આદર્શ તેના અનુયાયીઓ આગળ રજુ કરે છે, તો પણ એ ધર્મનું ઉચ્ચમાં ઉચ્ચ અને ગહન રહસ્ય એક ભક્તકવિના ઘરગથ્થુ છતાં બળવાન રૂપકમાં આપણને સ્પષ્ટ જણાઇ આવે છે. તે કવિ પરમાત્માના આલિંગનનો આનંદ, સનાતન યુગો પર્યંત ભોગવવાના મનુષ્યના આત્માના હકનું સમર્થન કરીને કહે છે કે, " મારે સાકર થઇ જવું નથી, મારે તો સાકર ખાવી છે. " સર્વમાં વ્યાપી રહેલા એક આત્માના અદ્વૈત ઉપર આપણે ગમે તેટલો ભાર મૂકીએ તો ભક્તના એ ઉદ્‌ગારને આધ્યાત્મિક ભોગ-વૃત્તિની અભિલાષા તરીકે અથવા તો અંતિમ સત્યના શુદ્ધ અને ઉચ્ચ સ્વરૂપનો અજ્ઞાન અને આસક્ત આત્માએ કરેલા નિષેધ તરીકે તો આપણે ન જ ગણી કાઢવો જોઇએ. ઉલટું એ ઉદ્‌ગારના નિશ્ચયાત્મક સ્વરૂપમાં

આપણને અસ્તિત્વનું ઉંડામાં ઉંડું અને ગહન સત્ય છુપાઇ રહેલું માલૂમ પડે છે. વાચા તેને વર્ણવી શકતી નથી, અને મનુષ્યની બુદ્ધિ તેનો પાર પામી શકતી નથી. છતાં તેને પ્રાપ્ત થવાની કુંચી હૃદયમાં રહેલી છે આત્મજ્ઞાનનું અભિમાન, કેવળ નિરપેક્ષ અદ્વૈતના ઉપર ગમે તેટલો ભાર મુકે તોપણ ભક્ત હૃદયની એ અભિલાષાને અને તેમાં રહેલા સત્યને તે દૂર કરી શકશે નહિ. પરંતુ એ તો ભક્તિયોગની પરાકાષ્ટાની વાત થઇ, અને ભક્તિયોગનું વર્ણન કરતાં આપણે તેને વિષે વધારે વિચાર કરીશું.

પૂર્ણયોગનું દૃષ્ટિબિંદુ.

પૂર્ણયોગનો સાધક પોતાના આદર્શ અને સાક્ષાત્કારને સમગ્ર દૃષ્ટિએ જોતાં શીખશે. પ્રભુના સનાતન આવિર્ભાવના અનેક પ્રકારો અસ્તિત્વમાં હોઇ તે અનેક ભૂમિકાઓમા પ્રભુ પોતાની જાતને ધારણ કરે છે તેમજ પ્રાપ્ત કરે છે. આવિર્ભાવના પ્રત્યેક પ્રકારમાં કાંઇક હેતુ રહેલો હોય છે. અસ્તિત્વની પ્રત્યેક ભૂમિકાને તેની સાર્થકતા રહેલી હોય છે; અને તે પણ ઉચ્ચતમ શિખરની અને સનાતન અદ્વૈતની વિશાળતામાં સિદ્ધ થાય છે. આપણે તો આપણા વ્યક્તિત્વમાંથી તે એક અનંત આત્માને પ્રાપ્ત કરવાનો છે, કારણ કે આપણા બધા અનુભવોનો પાયો જીવાત્મા છે. જ્ઞાનને અને આત્મા જોડે એકતા થાય છે, કારણ કે દ્વૈત છતાં આત્માનું સંપૂર્ણ અદ્વૈત પણ શકય છે. તે અદ્વૈતને લીધે આપણે પરમાત્મામાં મગ્ન થઇ શકીએ છીએ, અને વ્યક્તિત્વનાં સર્વ બંધનોથી મુક્ત થઇ વિશ્વનાં બંધનોમાંથી પણ છુટી જઇએ છીએ. એ અદ્વૈતનો સાક્ષાત્કાર કેવળ જ્ઞાનપ્રાપ્તિને માટે અથવા તો શુદ્ધ ચૈતન્યમય અસ્તિત્વને માટેજ લાભદાયક છે એવું કંઇ નથી.

દ્વૈત અદ્વૈતની એકતા.

કર્મયોગની ઉત્તમમાં ઉત્તમ ભૂમિકા પણ આપણી શક્તિને પ્રભુની દિવ્ય શક્તિ જોડે સર્વ કર્મોમાં એક કરવાથી યાને પ્રભુમાં નિમગ્ન કરવાથીજ પ્રાપ્ત થાય છે. તેમ ભક્તિયોગની પરાકાષ્ઠા પણ પ્રેમના અને ભક્તિના પાત્ર પ્રભુ જોડે હર્ષપુલકિત એકતામાં મગ્ન થવામાંજ સમાયલી છે. પરંતુ વિશ્વમાં દિવ્ય કર્મો કરવા માટે જીવાત્મા, દિવ્યશ-

કૃતિના કેન્દ્રરૂપે પ્રભુના પ્રેમ અને જ્ઞાન જોડે એકતા કરીને તૈયાર થાય છે તથા વિશ્વની વિવિધતા પર પોતાની જાતનો ઉત્સર્ગ કરે છે. વળી, તેજ પ્રમાણે આપણા આત્માનું પરમાત્મા જોડે અદ્વૈત સાધીને આપણે બીજા મનુષ્યો જોડેની આપણી એકતાને પ્રાપ્ત કરીએ છીએ, તથા બીજાઓમાં આત્માનો સાક્ષાત્કાર કરી શકીએ છીએ. અર્થાત્ આપણી પ્રકૃતિમાં તે એક અનંતનું સ્વરૂપ જાળવી રાખીને સર્વ પ્રાણીઓ તથા પ્રભુ સાથે એક પ્રકારનો દ્વૈતનો સંબંધ આપણે રાખી શકીએ છીએ. આપણે જ્યારે અજ્ઞાનમય હતા અને અદ્વૈતની ભાવના આપણા મનને કેવળ એક વિચાર માત્ર-એક અભિલાષા માત્ર હતી, ત્યારે આપણો જે સંબંધ ઇશ્વર તથા વિશ્વ જોડે હતો, તેના કરતાં આ નવો સંબંધ તદ્દન જુદાજ પ્રકારનો હશે. એવા જીવનમાં આત્માનું અદ્વૈત એ તો અસ્તિત્વનો નિયમ થઇ રહેશે, અને દ્વૈત તો કેવળ ભેદનો આનંદ લેવા પુરતુંજ રહેશે. અહંતાને વળગી રહેનાર દ્વૈતની ભૂમિકામાં ઉતર્યા સિવાય, કિંવા સર્વ ભેદોને ટાળીને કેવળ અદ્વૈતનેજ પ્રાપ્ત કરવાની એકલવાયી કામના પ્રત્યે આસક્ત થયા સિવાય આપણે દ્વૈતને તથા અદ્વૈતના વિરોધોને પરાત્પર પુરૂષોત્તમની અનંતતામાં ટાળી શકીશું અને તે બંનેને આનંદથી વધાવી લઇશું.

પુરૂષના ત્રણ સ્વરૂપો ક્ષર, અક્ષર અને ઉત્તમ.

આપણા વ્યક્તિત્વથી આપણો જીવાત્મા અને આત્મા બંને જુદા છે. વળી, માનસિક અહંતાથી પણ તે જુદા છે. આપણું વ્યક્તિત્વ કાંઇ હમેશા અવિકારી રહી શકતું નથી. તે પોતે ચૈતન્ય નથી પરંતુ ચૈતન્યનું સ્વરૂપ છે; સત્‌ની શક્તિ નથી પરંતુ સત્‌ના વિવિધ વિભાગોની લીલા છે; અસ્તિત્વનો આનંદ ભોગવનાર નથી, પરંતુ આનંદને પ્રાપ્ત કરીને દ્વૈતમાં રહેલા જુદા જુદા સંબંધો અનુભવનારી કામના છે. આપણે તેને "પુરૂષ"નું નામ આપી શકીએ, પરંતુ તે ક્ષર છે, અક્ષર બ્રહ્મ નથી. પ્રભુના અસ્તિત્વની ભૂમિકા અને તેનાં કાર્ય પરત્વે, ગીતા પુરૂષના ત્રણ વિભાગો પાડે છે. ક્ષર, અક્ષર અને ઉત્તમ. એ "ઉત્તમ" ક્ષર અને અક્ષર બંનેનું મૂલ છે. જ્યારે આપણે પ્રવૃત્તિમાંથી નિવૃત્તિમાં સ્થિત થઇએ છીએ, ત્યારે આપણે શાંત

નિષ્ક્રિય, નિર્વિકારી અને સમ એવા અક્ષરને પ્રાપ્ત કરીએ છીએ. વળી 'શક્તિ અને ચૈતન્યની લીલા' તથા 'આનંદની શોધમાંથી નિવૃત્ત થઇ આપણે શુદ્ધ સનાતન અને સમાન એવા સ્થિર ચૈતન્યને પ્રાપ્ત કરીએ છીએ ત્યારે આપણને જણાય છે કે તે અક્ષર છે અને તેનામાં શક્તિ તથા આનંદ બન્ને સમાયલાં છે. તે આનંદ, ચૈતન્ય અને શક્તિદ્વારા પુરૂષોત્તમ પ્રભુ અનાસક્ત રહીને આપણા વિશ્વને ધારણ કરે છે અને તેની લીલાનો આનંદ ભોગવે છે. આપણા વિશ્વમાં જુદા જુદા સંબંધો જેને લીધે શક્ય બને છે તેના સર્વ વિકારી વ્યક્તિત્વના સમૂહનું મૂળકારણ ક્ષરમાં રહેલું છે. હવે મનને વશવર્તનાર વ્યક્તિ એ ક્ષરમાં જીવન ધારણ કરે છે એટલે તે વિકારવશતાના પ્રવાહમાં તણાયે જાય છે; પરંતુ તેના આત્મામાં સનાતન શાંતિ, શક્તિ કે આનંદનું સામ્રાજ્ય હોતું નથી. હવે, અક્ષરમાં સ્થિત થયલા જીવાત્મામાં એ સર્વ શક્તિઓ હોય છે એ સાચું, તથાપિ તે સંસારમાં કાર્ય કરવાને અશક્ત થઇ જાય છે. પરંતુ જે મનુષ્યનો આત્મા પુરૂષોતમમાં સ્થિર થઇ શકે છે તે સનાતન શાંતિ, શક્તિ અને આનંદને ભોગવતો હોઇ વિશાળ અસ્તિત્વને ધારણ કરે છે. તેનું આત્મજ્ઞાન અને તેની આત્મશક્તિ કાંઇ વ્યક્તિત્વનાં સ્વરૂપોથી બંધાઇ જતાં નથી અથવા તો ચૈતન્યના સ્વભાવ અને શક્તિથી પણ પરિમિત થઇ જતાં નથી. છતાં પણ વિશ્વમાં પુરૂષોત્તમનો આવિર્ભાવ કરવા માટે તેઓ એ સર્વેને પૂર્ણ સ્વતંત્રતાથી વાપરે છે. એ રૂપાંતર કાંઇ આત્માની પ્રકૃતિમાં થયલા રૂપાંતરનું પરિણામ નથી, પરંતુ પુરૂષોત્તમની સ્વતંત્રતા અને આપણા અસ્તિત્વના સત્યધર્મને પ્રાપ્ત કર્યાનું પરિણામ છે.

સગુણ નિર્ગુણનો ભેદ અને તેનાથી પર પુરૂષોત્તમ.

ઉપર જે ત્રણ પુરૂષો વચ્ચે ભેદ વર્ણવ્યો તેની સાથે સંબંધ ધરાવનાર બીજો પણ એક ભેદ આપણા શાસ્ત્રોમાં અનેતત્ત્વવેત્તાઓમા મળી આવે છે. એ ભેદને "સગુણ" અને "નિર્ગુણ"નો ભેદ કહેવામાં આવે છે. યૂરોપના તત્ત્વવેત્તાઓ એને પ્રત્યક્ષ અને પરોક્ષ એવાં નામ આપે છે. આપણા ઉપનિષદ્‌માં એ ભેદ કેવળ સાપેક્ષ છે; એવું જણાવવા

માટે પ્રભુને "निर्गुणोगुणी"–"નિર્ગુણ છતાં સગુણ" કહેવામાં આવ્યો છે. અહીં આપણને તે બે તત્ત્વો પાછાં આગળ પડતાં જણાઇ આવે છે. છતાં તે બંનેનાં વિરોધો પરાત્પર પુરૂષોત્તમમાં શમી જાય છે. વાસ્તવિક રીતે જોતાં એ ભેદ વેદાંતમાંના શાંત, નિષ્ક્રિય બ્રહ્મ અને સક્રિય અથવા સગુણ બ્રહ્મને મળતો આવે છે. એક દષ્ટિબિંદુથી જોતા જતાં આખું વિશ્વ આપણને બ્રહ્મના અનંત ગુણોના આવિર્ભાવ રૂપજ જણાશે. તે પોતાની શક્તિ દ્વારા ચૈતન્ય કિંવા સત્‌નાં સ્વરૂપો તથા વિશ્વના અસ્તિત્વને ટકાવી રાખનારા સર્વ ગુણોને ધારણ કરે છે. પરંતુ બ્રહ્મ તેના એકાદા ગુણથી કે સર્વ ગુણના સમૂહથી પણ બંધાતો નથી. ગુણોની અનંત શક્યતા તેને બાધ કરી શકતી નથી. તે પોતાના સર્વ ગુણોથી પર છે અને તેમનાથી તદ્દન સ્વતંત્ર પણ છે. નિર્ગુણ કાંઇ ગુણોનો અભાવ માત્ર નથી, અથવા તો તે ગુણોને ધારણ કરી શકતો નથી એમ પણ નથી. ખરૂં જોતાં તો નિર્ગુણ પોતે જ સગુણ તરીકે વ્યક્ત થઇને અનંત ગુણ ધારણ કરે છે. તે પોતાના નિરપેક્ષ અસ્તિત્વમાં સર્વને ધારણ કરવાની શક્તિ ધરાવે છે. નિર્ગુણ ગુણોથી સ્વતંત્ર છે એનો અર્થ એટલો જ કે તે તેમનાથી પર છે. જો તે ગુણોથી પર ન હોય તો પછી તેને અનંત પણ કેવી રીતે કહેવાય ? પોતાના જ ગુણોથી ઈશ્વર બંધાય તો પછી તે ઇશ્વર કેમ કહેવાય ? એ પ્રમાણે થાય તો પ્રકૃતિ સર્વોપરિ ગણાય, અને પુરૂષ એ તેના હાથમાં રમકડું જ થઇ રહે ! સનાતન બ્રહ્મ સગુણતા કે નિર્ગુણતાથી, વ્યક્તિત્વથી કે તટસ્થતાથી બંધાતો નથી ! તે પોતે તો અનિર્વચનીય–અદ્વિતીય હોઇ પોતે તે પોતે જ છે ! આપણી વિધાયક કે નિષેધાત્મક વ્યાખ્યાઓનાં બંધનોથી તે હમેશાં પર હોય છે !

આપણે કદાચ અનંતની વ્યાખ્યા ન આપી શકીએ પરંતુ આપણે તેની સાથે અદ્વૈત તો સાધી શકીએ ખરા.

પ્રભુ અને સિદ્ધમાં ભેદ. ઘણીવાર એમ કહેવામાં આવે છે કે સાધક તટસ્થ–નિર્ગુણ સ્વરૂપ થઇ શકે પરંતુ સગુણ ઇશ્વર થઇ શકે નહિ એ વિચાર કેટલેક અંશે ખરો છે, કારણકે કોઇ પણ વ્યક્તિ–વ્યક્તિ તરીકે આખા વિશ્વની માલીકી ધરાવી શકેજ

નહિ ! પરતુ આપણા અસ્તિત્વને આપણે સાકારમા કે નિરાકારમા લઇ જઇ શકીએ. અર્થાત્ આપણે તે બનેમા જીવન ધારણ કરીને બનેમા આપણા સ્વરૂપને પ્રાપ્ત કરી શકીએ. પરતુ તેના માર્ગ જુદા જુદા છે નિર્ગુણ જોડે આપણા આંતર ચૈતન્યને એક કરીને આપણે મુક્તિ પ્રાપ્ત કરી શકીએ, ત્યારે સગુણ કિવા સાકાર જોડે આપણી પ્રકૃતિ કિવા આપણા ક્રિયાત્મક જીવનને એક કરીને આપણે એકતા સાધી શકીએ પ્રભુ પોતે સનાતન શાતિ, સમતા અને નિ શબ્દ સ્થિતિમાથી પોતાની જાતને અનત, સ્વતત્ર ક્રિયાઓમા રેડી રહ્યા છે, અને તે પોતાના ક્રિયાત્મક સગુણ સ્વરૂપમા અનંત ગુણોની વિધવિધ ભાતો ગુથી રહ્યો છે. આપણે પણ તે શાતિ, સમતા અને નિ શબ્દતાને પ્રાપ્ત કરવી જોઇએ પરતુ તેની સાથે પ્રભુ પેઠે કોઇપણ ગુણોથી બંધાયા સિવાય સર્વ ગુણોમા પ્રભુના કાર્યો સિદ્ધ કરવા માટે આપણી જાતને રેડવાની શકિત પણ આપણે મેળવવી જોઇએ. ફેર માત્ર એટલોજ હશે કે પ્રભુ પોતે સર્વ વસ્તુઓમા મધ્યસ્થ રહીને

**સપૂર્ણ અદ્વૈતનું પરિણામ.**

કાર્ય કરે છે, ત્યારે આપણે તેની શક્તિ જ્ઞાન અને પ્રેમ આપણામા જે કાર્ય કરે તે કાર્ય ઉપરથી કર્મમા સચાલિત થવાનુ છે. પ્રભુ કશાને આધીન નથી. પરતુ વ્યક્તિનો જીવાત્મા તેના પોતાનામા રહેલા પુરૂષોત્તમને વશ રહે છે વળી, જેટલા પ્રમાણમાં વ્યક્તિ પ્રભુને સપૂર્ણપણે વશ થાય છે તેટલા પ્રમાણમાં તેની શકિત અને સ્વતત્રતા પણ નિરપેક્ષ થઇ વધતી જાય છે.

# પ્રકરણ ૧૨ મું-પૃથક્કરણ.

---

આવિર્ભાવના પ્રકાર કાંઇ અસત્ય હોઇ સાધકને માટે નિરૂપયોગી નથી. તત્ત્વજ્ઞાનથી અસ્તિત્વનાં મૂળ સત્યો પ્રાપ્ત કરી તેમને જીવનમાં ઘટાવવાં જોઇએ. પ્રભુને પ્રાપ્ત કરવો એ મનોમય પુરૂષનું પ્રથમ કર્તવ્ય છે.

અસ્તિત્વનાં મૂળમાં અદ્વૈત રહેલું છે, અને તેમાં દુઃખ, શોક વગેરે અજ્ઞાનમૂલક વસ્તુઓનો અભાવ હોય તો પછી તેને આપણે પ્રાપ્ત કરવું એ "વ્યવહાર ડહાપણ" અને ઉપયોગિતા બન્ને દૃષ્ટિથી ઇષ્ટ છે. પ્રકૃતિના ગુણોની લીલાને લીધે અમુક કાર્યો આપણામા સુખ દુઃખરૂપે બની રહ્યા હોય અને તેનાથી પર થઇ શકાતું હોય તો જરૂર આપણે તે પ્રમાણે પર થવા પ્રયત્ન જોઇએ. એ પ્રયત્ન પણ ઉપયોગી છે.

વ્યક્તિ અને પ્રકૃતિના ગુણોથી નિરપેક્ષ એવું સત્ વિશ્વમાં કાર્ય કરી રહેલું છે તેને પ્રાપ્ત કરીએ તોજ ચિરસ્થાયી શાંતિ મળી શકે. પરંતુ કેવળ શાંતિ મેળવવી એટલોજ કાંઇ આપણો આદર્શ નથી. આપણે તો સંપૂર્ણતા પણ શાંતિના પાયા ઉપર મેળવવી જોઇએ વિશ્વલીલાનું ખરેખરૂં રહસ્ય આપણે પ્રાપ્ત કરવું જોઇએ.

ખરેખરા જ્ઞાનમા વ્યક્તિ, ગુણ, વિવિધતા અને લીલાનું રહસ્ય સાધકને પ્રાપ્ત થવું જોઇએ. એકતરફી જ્ઞાન—ખંડિત જ્ઞાન, જેનાથી અપરિહાર્ય ભેદનો અનુભવ થાય તે ખરો સાક્ષાત્કાર નથી. તે એક, અનંત—સર્વમા, પ્રત્યેકમા—વ્યક્તિમા અને સમષ્ટિમાં-બધામાં આવી રહેલો છે.

એ દ્વૈતનો લય જેમા થાય છે તેને સચ્ચિદાનંદ કહેવામાં આવે છે. તેમાં સત્, ચિત્ અને આનંદ એવો ભેદ હોતો નથી, પરંતુ મન એને ભેદ પાડી શકે છે અસ્તિત્વ અને ચૈતન્ય ભેગાજ હોય છે; અસ્તિત્વ અને આનંદ પણ જોડે હો। છે.

નહિ ! પરંતુ આપણા અસ્તિત્વને આપણે સાકારમાં કે નિરાકારમાં લઇ જઇ શકીએ. અર્થાત્ આપણે તે બંનેમાં જીવન ધારણ કરીને બંનેમાં આપણા સ્વરૂપને પ્રાપ્ત કરી શકીએ. પરંતુ તેના માર્ગ જુદા જુદા છે. નિર્ગુણ જોડે આપણા આંતર ચૈતન્યને એક કરીને આપણે મુક્તિ પ્રાપ્ત કરી શકીએ, ત્યારે સગુણ કિંવા સાકાર જોડે આપણી પ્રકૃતિ કિંવા આપણા ક્રિયાત્મક જીવનને એક કરીને આપણે એકતા સાધી શકીએ પ્રભુ પોતે સનાતન શાંતિ, સમતા અને નિઃશબ્દ સ્થિતિમાંથી પોતાની જાતને અનંત, સ્વતંત્ર ક્રિયાઓમાં રેલી રહ્યા છે, અને તે પોતાના ક્રિયાત્મક સગુણ સ્વરૂપમા અનંત ગુણોની વિધવિધ ભાતો ગુંથી રહ્યો છે. આપણે પણ તે શાંતિ, સમતા અને નિઃશબ્દતાને પ્રાપ્ત કરી જોઇએ. પરંતુ તેની સાથે પ્રભુ પેઠે કોઇપણ ગુણોથી બંધાયા સિવાય સર્વ ગુણોમા પ્રભુના કાર્યને સિદ્ધ કરવા માટે આપણી જાતને રેલવાની શક્તિ પણ આપણે મેળવવી જોઇએ. ફેર માત્ર એટલોજ હશે

**સંપૂર્ણ અદ્વૈતનું પરિણામ.**

કે પ્રભુ પોતે સર્વ વસ્તુઓમાં મધ્યસ્થ રહીને કાર્ય કરે છે, ત્યારે આપણે તેની શક્તિ, જ્ઞાન અને પ્રેમ આપણામાં જે કાર્ય કરે તે કાર્ય ઉપરથી કર્મમાં સંચાલિત થવાનું છે. પ્રભુ કશાને આધીન નથી. પરંતુ વ્યક્તિનો જીવાત્મા તેના પોતાનામાં રહેલા પુરૂષોત્તમને વશ રહે છે. વળી, જેટલા પ્રમાણમાં વ્યક્તિ પ્રભુને સંપૂર્ણપણે વશ થાય છે તેટલા પ્રમાણમાં તેની શક્તિ અને સ્વતંત્રતા પણ નિરપેક્ષ થઇ વધતી જાય છે.

# પ્રકરણ ૧૨ મું-પૃથક્કરણ.

આવિર્ભાવના પ્રકાર કાંઇ અસત્ય હોઇ સાધકને માટે નિરૂપયોગી નથી. તત્ત્વજ્ઞાનથી અસ્તિત્વનાં મૂળ સત્યો પ્રાપ્ત કરી તેમને જીવનમાં ઘટાવવાં જોઇએ. પ્રભુને પ્રાપ્ત કરવો એ મનોમય પુરૂષનું પ્રથમ કર્તવ્ય છે.

અસ્તિત્વનાં મૂળમાં અદ્વૈત રહેલું છે, અને તેમાં દુઃખ, શોક વગેરે અજ્ઞાનમૂલક વસ્તુઓનો અભાવ હોય તો પછી તેને આપણે પ્રાપ્ત કરવું એ "વ્યવહાર ડહાપણ" અને ઉપયોગિતા બન્ને દૃષ્ટિથી ઇષ્ટ છે. પ્રકૃતિના ગુણોની લીલાને લીધે અમુક કાર્યો આપણામાં સુખ દુઃખરૂપે બની રહ્યાં હોય અને તેનાથી પર થઇ શકાતું હોય તો જરૂર આપણે તે પ્રમાણે પર થવા પ્રયત્ન જોઇએ. એ પ્રયત્ન પણ ઉપયોગી છે.

વ્યક્તિ અને પ્રકૃતિના ગુણોથી નિરપેક્ષ એવું સત્ વિશ્વમાં કાર્ય કરી રહેલું છે તેને પ્રાપ્ત કરીએ તોજ ચિરસ્થાયી શાંતિ મળી શકે. પરંતુ કેવળ શાંતિ મેળવવી એટલોજ કાંઇ આપણો આદર્શ નથી. આપણે તો સંપૂર્ણતા પણ શાંતિના પાયા ઉપર મેળવવી જોઇએ. વિશ્વલીલાનું ખરેખરૂં રહસ્ય આપણે પ્રાપ્ત કરવું જોઇએ.

ખરેખરા જ્ઞાનમા વ્યક્તિ, ગુણ, વિવિધતા અને લીલાનું રહસ્ય સાધકને પ્રાપ્ત થવું જોઇએ. એકતરફી જ્ઞાન—ખંડિત જ્ઞાન, જેનાથી અપરિહાર્ય ભેદનો અનુભવ થાય તે ખરો સાક્ષાત્કાર નથી. તે એક, અનંત—સર્વમા, પ્રત્યેકમા—વ્યક્તિમાં અને સમષ્ટિમાં-બધામાં આવી રહેલો છે.

એ દ્વૈતનો લય જેમા થાય છે તેને સચ્ચિદાનંદ કહેવામાં આવે છે. તેમાં સત્, ચિત્ અને આનંદ એવો ભેદ હોતો નથી. પરંતુ મન એવો ભેદ પાડી શકે છે અસ્તિત્વ અને ચૈતન્ય ભેગાંજ હોય છે; અસ્તિત્વ અને આનંદ પણ જોડે હોય છે.

ચિત્ એટલે કેવળ માનસિક સંજ્ઞા નહિ. સર્વમાં ચૈતન્ય વ્યાપી રહેલું છે. આપણામાં પણ ચૈતન્યની જુદી જુદી ભૂમિકાઓ છે; તે સર્વેને આપણે જાણતા નથી. આપણામા બુધ્ધિપ્રધાન, પશુતત્વવાળું; વાસનામય અને શારીરિક ચૈતન્ય પણ આવી રહેલું છે.

વળી મનથી પર પણ ચૈતન્યની ભૂમિકાઓ રહેલી છે. તેમને વિજ્ઞાન કહેવામાં આવે છે. તે સર્વ કરણોનો ઉપયોગ કરી શકે છે. તેનાથી પર ચૈતન્યનો સાક્ષાત્કાર થાય છે ત્યારે જણાય છે કે વિજ્ઞાન, મન, પ્રાણ વગેરે ચૈતન્યનાંજ સ્વરૂપો છે. વિશ્વના સર્વ પદાર્થો પણ પણ તે ચૈતન્યનાંજ સ્વરૂપો છે.

સર્વમાં ચિત્ છે તેનો અનુભવ થતાં તેમાં સહજ આનંદ રહેલો છે તેનો સાક્ષાત્કાર પણ થાય છે. બ્રહ્મમા પણ આનંદ સહજ હોય છે. વિરાટ્મા પણ આનંદ છે. આપણે પણ એ આનંદ અનુભવવો જોઇએ.

અજ્ઞાનનું કારણ જીવાત્મા શરીર, પ્રાણ, મન જોડે એકતા કરી અહંતામાં બંધાય છે અને વિરાટ્ અને પરાત્પરનો વિરોધ કરે છે તે છે બંધનોમાંથી છૂટી સચ્ચિદાનંદ જોડે અદ્વૈત કરવાથી સર્વ અજ્ઞાન દૂર થાય છે.



# પ્રકરણ ૧૨ મું.



## સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર.

તત્વજ્ઞાનનો હેતુ.

આત્માના આવિર્ભાવના જે પ્રકાર આગલા પ્રકરણમાં આપણે વર્ણવ્યા તે બધાં એકદમ તાત્વિક અને કેવળ વિચારમય લાગવાનો સંભવ છે. અર્થાત્ તે બધા તત્વજ્ઞાનીઓને પૃથક્કરણ કરવા માટે ઉપયોગી હશે પરંતુ સાધન કરનાર સાધકને ઝાઝા ઉપયોગી નહિ હોય એમ લાગવાનો સંભવ છે. પરંતુ એ ભેદવૃત્તિ પણ આપણી બુદ્ધિજ ઉત્પન્ન કરે છે અને તે અકારણ છે. પ્રાચીન સભ્યતા અને આર્યાવર્તની સંસ્કૃતિનો ખાસ સિદ્ધાંતજ એ છે કે તત્વજ્ઞાન કેવળ સમય ગાળવા માટેની એક ઉચા પ્રકારની રમત, બુદ્ધિની ઝીણવટનો આનંદ, કિંવા તર્કવાદને ખાતર તાર્કિક સત્યની શોધ તરીકે કદિપણ ગણાવું જોઇએ નહિ; પરંતુ અસ્તિત્વના મૂળમા કાર્ય કરી રહેલા સત્યોની આપણી સર્વ શક્તિઓ દ્વારા શોધ કરીને તે સત્યોને જીવનમા આપણા નિયામક તરીકે સ્વીકારવા, તેનુંજ નામ ખરૂં તત્વજ્ઞાન. તર્કદ્વારા અને પૃથક્કરણ વૃત્તિદ્વારા સત્યનો સાક્ષાત્કાર કરવાની સાંખ્યશાસ્ત્રમા રૂઢિ છે, પરંતુ એ રીતનો સાક્ષાત્કાર જ્ઞાનની એક બાજુજ હોય છે. પૂર્ણયોગમા તે સત્યોનો સમન્વય કરી, તેમનો વ્યવહારમા અને અંતરમા સાક્ષાત્કાર કરવાનો ઉદ્દેશ છે, અને તે જ્ઞાનની બીજી બાજુ છે. એ બન્ને માર્ગોએ મનુષ્ય પોતાના જીવનમાથી અસત્યનો ત્યાગ કરી, અજ્ઞાનમાથી મુક્ત થઇ સત્યમય જીવન ગુજારી શકે છે. મનુષ્ય પરાત્પર–પુરૂષોત્તમને જાણી શકે તેમ છે. માટે તેને માટે અધિકારી બનવું એ વિચારમય–મનોમય પુરૂષનો આદર્શ હોવો જોઇએ. વિચાર દ્વારા સૌથી મહાન સત્યની શોધ કરવી જોઇએ, અને જીવનમા તેને સિદ્ધ કરવા માટે આપણે મથવું જોઇએ.

આપણે જે જ્ઞાનયોગને વિશે ચર્ચા કરીએ છીએ, તેની અ

જ્ઞાનયોગનો અંતિમ ઉદ્દેશ અને તેની ઉપયોગીતા.

અહીં આપણને જણાય છે. અસ્તિત્વના જે મૂળ સિદ્ધાંતો દ્વારા પ્રભુ પોતાનો આ ર્ભાવ કરી રહ્યો છે તેમનું જ્ઞાન મેળવવું જ્ઞાનયોગનો અંતિમ આદર્શ છે આપ અસ્તિત્વનું અંતિમ સત્ય જે અનંત અદ્વૈતમાંજ આવી રહેલું હ અને તેમાંજ સંપૂર્ણ વિશાળતા, જ્ઞાન, સામર્થ્ય, આનંદ અને શા રહેલાં હોય તથા આપણામાં રહેલાં અજ્ઞાન, નિર્બળતા, શોક, મે ઇત્યાદિ બંધનો વિશ્વમાં દ્વૈત જોવાને પરિણામે યાને જુદા જુદા અન જીવો પરસ્પર સંઘટ્ટ-કલહ કરી રહ્યા છે, એવી માન્યતાને પરિણામે ઉદ્ભવતાં હોય તો તો પછી એ અસત્ય અને અજ્ઞાનમાથી છૂટીને સત જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ શોધી કાઢવો એ ઉચ્ચ તત્ત્વજ્ઞાન અ ડહાપણનું કાર્ય છે, એટલુંજ નહિ પરંતુ તે કાર્ય સૌથી વધ વ્યવહારૂ, ઉપયોગી અને પ્રત્યક્ષ હોઇ, તદ્દન વાસ્તવિક મનાવું જોઇએ. વળ આપણા માનસિક જીવનમાં જે ગુણોની અર્થાત્ પ્રકૃતિનાં તત્ત્વોની લીલ ચાલી રહી છે તેના અજ્ઞાનમય કાર્યમાંથી તે એક અનંત સ્વભાવતઃ પર હોય તો, અને આપણા જીવનનાં સર્વે દુઃખો અને કલેશો કેવ પ્રકૃતિની લીલાને આપણે આધીન છીએ તેથીજ અસ્તિત્વ ધરાવે છે ખરૂં હોય—અર્થાત્ શુભ, અશુભ; પાપ, પુણ્ય; જય, પરાજય; હર્ષ, શોક સુખ, દુઃખ વિગેરે દ્વંદ્વોને આપણે પ્રકૃતિને લીધે આધીન છીએ એ વિચાર સાચો હોય તો પછી પ્રકૃતિના ગુણોથી પર થઇ જવું અને તેન પર રહેલા એક-અનંતની સનાતન શાંતિમાં સ્થિત થવું એજ વ્યવહારૂ ડહાપણ નથી શું ? વળી, વિકારી વ્યક્તિત્વને આસક્ત રહેવાને લીધે આપણે આત્માને વિષે અજ્ઞાન છીએ અને તે અહંતાનાં બંધનને લીધેજ આપણને અંતરમાં શાંતિ પ્રાપ્ત થતી નથી. એટલુંજ નહિ, પરંતુ આપણે બીજાઓ જોડે, અને જીવનના સર્વ પ્રદેશોમાં પણ શાંતિથી રહી શકતા નથી. આવી સ્થિતિમાં આપણને જણાય કે તટસ્થ યાને વ્યક્તિત્વથી મુક્ત એવું એક ચૈતન્ય છે જેમાં એ સર્વ દુઃખ, અજ્ઞાન અને મિથ્યા પ્રયત્નોનો કેવળ અભાવ છે; કારણ કે તે ચૈતન્ય પોતે સનાતન અદ્વૈતમાં

સ્થિત હોઇ એક સૂરતામય છે—તો પછી, તે તટસ્થ, અનાસક્ત—વ્યક્તિત્વથી મુક્ત, ચૈતન્યને પ્રાપ્ત કરવું તથા એ દુઃખ શોક વિનાની એકતાનો સાક્ષાત્કાર કરવો—એજ મનુષ્યના સર્વ પ્રયત્નોનું ધ્યેય થઇ રહે તો તેને આપણી બુદ્ધિ "વ્યવહારૂપણા"નું નામ આપવાની અનુમતિ આપી શકે કે નહિ ?

સર્વ ગુણોથી સ્વતંત્ર અસ્તિત્વ; તેને પ્રાપ્ત કરવાની જરૂર

પ્રકૃતિ મન અને શરીરદ્વારા પોતાના સર્વ સંબધો અને પ્રયત્નોની ખરી કુંચી શોધવા માટે મથી રહી છે. તે બધાંથી આપણને પર લઇ જનાર—સર્વગુણોથી સ્વતંત્ર એવું અદ્વૈત, વ્યક્તિત્વથી મુક્ત અને નિરપેક્ષ એવું સત્ જરૂર અસ્તિત્વમાં છે. વળી, પ્રાચીન ભાવનાના માણસોનો તો એવો પણ અનુભવ છે કે એ સતને પ્રાપ્ત કરવાથીજ—અર્થાત્ તે નિરપેક્ષ, એક, શાંત, આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવાથીજ માણસને ચીરસ્થાયી—( કારણ કે સ્વયંભૂ )—શાંતિ અને આંતર મુક્તિ મળી શકે. એ સત્ આપણા માનસિક અને વાસનામય જીવનથી પર રહેલું છે. જ્ઞાનયોગનો અંતિમ આદર્શ એની પ્રાપ્તિજ છે. પરંતુ આપણે આગળ જોઇ ગયા છીએ કે એ હેતુ તેનો એકમાત્ર હેતુ નથી. તે હેતુ આવશ્યક છે છતાં સંપૂર્ણ નથી. સર્વ સંબંધોનો, વ્યક્તિત્વનો, તથા અનેકતાનો ત્યાગ કરીને સંબંધોથી પર, વ્યક્તિત્વથી મુક્ત અને નિરાકાર એક—અનંતને પ્રાપ્ત કરતાંજ માત્ર શીખીએ તો આપણું જ્ઞાન સંપૂર્ણ થયેલું જ ગણી શકાય. વિરાટ્ જ્ઞાનદ્વારા, વિરાટ્ જીવનમા આવિર્ભાવ પામવાને વ્યક્તિઓમાં જે સંઘટ્ટ ચાલી રહ્યો છે તેની અનંત વિવિધતાની, અને જુદા જુદા સંબંધોની લીલાની કુંચી પણ આપણા હાથમાં આવવી જોઇએ. વળી **જ્ઞાન એટલે કેવળ માનસિક વિચાર કે ખ્યાલ નહિ, પરંતુ સાક્ષાત્કાર કિંવા અંગત અનુભવ.** જ્ઞાનની કુંચી આપણે કાંઇ નકામા શોધી રહ્યા નથી. એ કુંચીને શોધવાનું કારણ એજ છે કે જો તે પ્રાપ્ત થાય તો આપણે વ્યવહારને તે અંતિમ સત્યથી નિયત કરી શકીએ; અનેક વિરોધોની પાછળ આવી રહેલી એકસૂરતાને પ્રાપ્ત કરી, તે

સર્વેનાં પરિણામરૂપ દુઃખ, શોકને દૂર કરી શકીએ, તેમજ વિશ્વમાં જે જુદા જુદા પ્રયત્નો થઇ રહ્યા છે તેમની અંતિમ એકતાનો આદર્શ આપણે જાણી શકીએ. આખા વિશ્વનું હૃદય અત્યારે કેવળ શાંતિજ નહિ પરંતુ સાથે સાથે સંપૂર્ણતાને યે શોધી રહ્યું છે, અને સંપૂર્ણજ્ઞાનને અંતે તો શાંતિ પ્રાપ્ત થવી અનિવાર્ય છે. ખરી રીતે એ શાંતિના પાયા ઉપરજ આત્મસિદ્ધિ સૌથી સારી રીતે રચી શકાય.

વળી વિવિધતા, વ્યક્તિત્વ, ગુણ અને લીલાનું ખરૂં રહસ્ય જે જ્ઞાનમાં પ્રાપ્ત થાય, તે જ્ઞાનમાંથી વ્યક્તિથી ખરો સાક્ષાત્કાર કયો ? સ્વતંત્ર એવી તટસ્થતા અને વ્યક્તિત્વનું તેમજ નિર્ગુણમાંથી સગુણની ઉત્પત્તિનું અને અસ્તિત્વની એકતા યાને અદ્વૈતમાંથી અનેકત્વનું પણ જ્ઞાન પ્રાપ્ત થવું જોઇએ. એ દ્વંદ્વો વચ્ચે મોટા ભેદ પાડનારૂં જ્ઞાન–આપણી તર્કવાદપ્રધાન વિવેક શક્તિને ભલે ગમે તેટલું યુક્તિપુરઃસર જણાય અથવા તો, દ્વૈતના અનુભવને ગમે તેટલું સંતોષકારક લાગે તોપણ તે કદીપણ અંતિમ જ્ઞાન કહી શકાય નહિ. સર્વ વસ્તુઓની સમગ્રતાથી પર છતાં પણ સર્વને પોતાનામાં સમાવી શકે એજ ખરૂં અદ્વૈત હોઇ જ્ઞાનદ્વારા તે પ્રાપ્ત થવું જોઇએ, જે એકતા સર્વથી દૂર નાસે અને સર્વને પોતે સ્વીકારીને પોતાનામાં સમાવી લઇ શકે નહિ તે ખરી એકતા નથી, કારણ કે વિરાટ્‌માં પોતાનામા અથવા તો પરાત્પર પુરૂષ અને વિરાટ્ વચ્ચે એવું દુસ્તર દ્વૈત કદીપણ હોઇ શકે નહિ. એવું દ્વૈત આપણને જ્ઞાનથી વિરૂદ્ધ લાગે છે એટલે તે અનુભવ અને આત્મસિદ્ધિથી પણ વિરૂદ્ધજ હોવું જોઇએ. જે સાક્ષાત્કારની પરાકાષ્ટામાં ઉપર જણાવ્યા પ્રમાણેનો ન તરી શકાય એવો અંતર રહી જતો હોય, તથા તે બે પૈકી એકને સ્વીકારીને બીજાનો ત્યાગ કર્યાથીજ તેની સિદ્ધિ થાય તેમ હોય, અર્થાત્ તે બન્નેને એકતામાં લય પમાડી શકાય તેમ ન હોય તો તે સાક્ષાત્કાર સર્વોત્તમ કોટિનો નથી એમ સમજવું. ગમે તો વિચારદ્વારા અથવા તો વિચારથી કે મનથી પર રહેલી દૃષ્ટિદ્વારા કે પછી જે સાક્ષાત્કારને જ્ઞાનયોગની ઉત્તમોત્તમ દશા તરીકે ગણવામાં આવે છે તે દ્વારા આપણે તે એક અનંતનેજ પ્રાપ્ત કર-

વાનો છે, તેટલા માટે આપણે સર્વત્ર વ્યાપી રહેલી તે એકતાનોજ વિચાર કરવો જોઇએ, તેનોજ અનુભવ કરવો જોઇએ અને તેમાંજ આપણે જીવન ધારણ કરવું જોઇએ. તે એક અને અનંતના વિચારમાં અદ્વૈતનો અનુભવ કરવાથી અને તેનું દર્શન કરવાથી આપણને જણાઇ આવે છે કે તે એક છે છતાં પણ અનેકમાં આવિર્ભાવ પામતાં તેની એકતા નષ્ટ થતી નથી; તે ગુણોના બંધનથી મુક્ત છે છતાં, અનંત ગુણોને ધારણ કરી શકે છે; તે અમુક એક વ્યક્તિરૂપ નથી છતાં સર્વ વ્યક્તિરૂપ છે, કારણ કે તે સર્વરૂપ છે અને એ બધું છતાં તે એક છે—એકલો છે ! આપણે જે વ્યક્તિત્વના મથકને આપણું પોતાનું ગણીએ છીએ—આપણે પોતેજ અમુક વ્યક્તિ છીએ એમ માનીએ છીએ,

તે એક, અનંતની ખૂબી.

તેને માટે તો પોતાના ચૈતન્ય દ્વારા પરમાત્મા જોડે એકતા સાધ સાધીને અને તેની દિવ્ય પ્રકૃતિને—પોતાનામાં પ્રગટાવવી; તે આદર્શ ઉચ્ચ અને અજબ કારક છતાં સંપૂર્ણ તર્કસિદ્ધ તેમજ સૌથી વધારે ઉપયોગી અને વ્યવહારૂ છે. આપણા વ્યક્તિત્વની—અસ્તિત્વની અને આપણા વિરાટ્ જીવનની તેજ અંતિમ પૂર્ણતા છે. વ્યક્તિ અને વિરાટ્ વચ્ચે કાંઇ અપરિહાર્ય વિરોધ નથી; ઉલટું આપણો આત્મા અને વિશ્વનો આત્મા યાને વિરાટ્ એ બન્ને એકજ છે એવો એકવાર અનુભવ થયા પછી તો તે બન્ને વચ્ચે સંપૂર્ણ, ગાઢ, એકતા પ્રગટે છે.

સર્વવ્યાપી સચ્ચિદાનંદ.

આપણે ઉપર જે વિરોધી દ્વંદ્વો જોયાં તે વાસ્તવિક રીતે તો પરાત્પર પુરૂષના આવિર્ભાવ માટેના આવશ્યક સંજોગો છે, કારણ કે તે પરાત્પર સર્વની પાછળ આવી રહેલો છે એટલુંજ નહિ, પરંતુ સર્વમાં તે વ્યાપી પણ રહેલો છે. એ સર્વના ચૈતન્યમય સામાન્ય તત્ત્વને વિચારની સગવડ ખાતર સચ્ચિદાનંદ—સત્—ચિત્ અને આનંદ—કહેવામાં આવે છે. એ ત્રણે તત્ત્વો અભેદ રૂપેજ રહેલાં છે; તેમાંનું એક પણ છૂટું નથી. તથાપિ આપણા મન અને તેના અનુભવમાં આપણે સચ્ચિદાનંદમાં પણ ભેદ ઉપજાવી શકીએ એટલું જ નહિ પરંતુ તેના સ્વરૂપોને ભિન્ન પણ ગણી શકીએ. મન " હું બેભાન હતો " એવો વિચાર લાવી

શકે પરંતુ "હું બેભાન છું", એવો અનુભવ કદીપણ ન કરી શકે. વળી તે "હું જીંદગીમાં કોઇ પણ પ્રકારના સુખ વિનાનો-દુઃખી છું" એવો અનુભવ પણ કરે છે. હવે ખરૂં જોતાં એ બધા અનુભવો અસત્ય છે, કારણ કે સર્વમાં "હું છું" એવું જે સનાતન તત્ત્વ છે તેને બદલે "તે હતું" એવો અનુભવ કોઇપણ કરી શકે નહિ. એથી કરીને તે તત્ત્વ ("હું છું") કદીપણ બેભાન કે ચૈતન્ય રહિત થઇ શકેજ નહિ. આપણે જે સ્થિતિને બેભાનઅવસ્થા અથવા ચૈતન્યની ગેરહાજરીરૂપ ગણીએ છીએ તે સ્થિતિ ફક્ત બીજી સંજ્ઞા અથવા તો જુદું ચૈતન્ય છે. અર્થાત્ બેભાન અવસ્થા એટલે સર્વે પદાર્થોને પોતાનામાં સ્વીકારનાર આપણા માનસિક ચૈતન્યના હેઠળ રહેતી,–અહંમાં–માનસિક ચૈતન્યના દરીઆની સપાટી પરથી ડૂબકી મારી જવી અથવા તો આપણા અસ્તિત્વની બીજી ભૂમિકાઓ પ્રાપ્ત કરવી તે. નિદ્રામાં, મૂર્છિત અવસ્થામાં, ઘેનની સ્થિતિમાં, અથવા મૃત્યુની અવસ્થામાં હોઇએ ત્યારે પણ આપણે બેભાન–અથતા ચૈતન્યશૂન્ય છીએ એમ ગણી શકાય. જે માણસે યોગના માર્ગમાં જરાપણ પ્રગતિ કરી હશે તે આ વિચાર સહજ સમજી જશે; તેને ઉપરના વાક્યમાં રહેલો મર્મ સમજતાં જરાપણ મુશ્કેલી પડશે નહિ; કારણ કે અનુભવથી તે વાત ડગલેને ડગલે સિદ્ધ થાય છે. અસ્તિત્વ અને ચેતન્ય સાથે છે એ સમજવું તો સહેલ છે પરંતુ અસ્તિત્વ અને આનંદનો અભાવ એ બન્ને કદી પણ સાથે ન રહી શકે એ સિદ્ધ કરવું જરા કપરૂં છે. આપણે જેને દુઃખ, શોક અને આનંદનો અભાવ ગણી કાઢીએ છીએ તે ખરૂં જોતા અસ્તિત્વના સ્વાભાવિક આનંદનુંજ વિપરિત સ્વરૂપ હોય છે. આપણા દ્વૈતભાવને પરિણામેજ તે અસ્તિત્વમાં એવાં વિરોધી સ્વરૂપો ધારણ કરે છે, કારણ કે આપણા મનમાં તેનું પ્રતિબિંબ પડતાજ તે વક્ર થઇ જાય છે–મનનો

**તેનો સાક્ષાત્કાર.**

એવો સ્વભાવજ છે. આપણું માનસિક ચૈતન્ય એ કાંઇ આપણું ખરૂં અસ્તિત્વ નથી. એ તો આપણા અનંત અસ્તિત્વના મહાસાગરની સપાટી ઉપરથી ઉછળતા, મોજાંના ફીણ જેવું છે, અથવા બહુ બહુ તો ક્ષણિક મોજાંના જેવું છે. એ અનંત અસ્તિત્વનો સાક્ષાત્કાર કરવા માટે આપણે માનસિક ચૈતન્યની સપાટી ઉપરથી ઉંડાણમાં ડૂબકી

મારવી જોઇએ. એવી ડૂબકી મારતાં આપણને જણાઇ આવશે કે આપણું માનસિક અસ્તિત્વ કેવું છીછરૂં અને માનસિક સુખદુઃખની ભાવનાઓ કેવી નજીવી અને નિર્માલ્ય છે ! એ અનુભવ થયા પછીજ આપણને સત્ એટલે ખરા અસ્તિત્વનો–ચિત્ એટલે ખરા ચૈતન્યનો અને આનંદ સત્ય આનંદનો સાક્ષાત્કાર થાય છે.

ચિત્–ચૈતન્ય એટલે શું ?

ચિત્ કિંવા દિવ્ય ચૈતન્ય એટલે આપણી માનસિક સંજ્ઞા નહિ. માનસિક ચેતના એ તો આપણા ચૈતન્યનું એક પરિણામ માત્ર હોઇ કેવળ પરિમિત ક્રિયા છે. યોગમા જેમ જેમ આપણી પ્રગતિ થાય છે તેમતેમ આપણને જણાય છે કે વૃક્ષમાં, ધાતુમા, પરમાણુમાં, વિદ્યુતના કણમા તથા જડસૃષ્ટિના એકેએક પદાર્થમા ચૈતન્ય રહેલું છે. વળી, આપણને એ પણ જણાઇ આવે છે કે ચૈતન્યના એ સ્વરૂપો માનસિક ચૈતન્ય કરતા કોઇ રીતે ઉતરતા કે હલકા નથી. ઉલટું કેટલાક જડ સ્વરૂપોમા તો તે તદ્દન સપાટી ઉપર આવેલું નથી જણાતું છતાં તે વધારે બળવાન, વેગવાન અને વિશાળ હોય છે. પરંતુ એ સ્થૂલ અને પ્રાણમય ચૈતન્ય શુદ્ધ ચૈતન્યની સરખામણીમા કેવળ પરિમિત અને પામર સરખું છે. એ બધા ચૈતન્યના પામર સ્વરૂપો એક, અખંડ, અનંત ચૈતન્યે જ્ઞાનપૂર્વક ધારણ કરેલા સ્વરૂપો માત્ર છે. આપણી પોતાની અંદર પણ સ્થૂલ અથવા જડ પદાર્થના જેવુંજ સ્થૂલ ચૈતન્ય આપણા સ્થૂલ શારીરિક જીવનના પાયામા આવી રહેલું છે, વનસ્પતિ જીવનનાં જેવું અવ્યક્ત પ્રાણમય જીવન પણ આપણામા છે, તેમજ વળી આપણી આજુબાજુ આવી રહેલા પ્રાણીઓના જેવું ચૈતન્ય આપણામા રહેલું છે પરંતુ આપણામા રહેલી એ બધી દશાઓ વિવેક, બુદ્ધિ તથા વિચારના માનસિક કાર્યોને એટલી બધી વશ હોય છે કે આપણને માનસિક ચૈતન્ય સિવાય બીજી ભૂમિકાઓનું ભાન સરખું હોતુ નથી. આપણી અંદર રહેલી ચૈતન્યની જુદી જુદી ભૂમિકાઓ પોતે શું કાર્ય કરે છે તે યથાર્થ જાણવાને આપણે હમણા શક્તિમાન થયા નથી, તેથી બધી ભૂમિકાઓ આપણા મન ઉપર જે અપૂર્ણ, ભાગી

તૂટી, અસર ઉપજાવે છે તે ઉપરથીજ આપણે મન દ્વારા તેમનું ઉપર ચોટીયું જ્ઞાન મેળવીએ છીએ. તોપણ આપણે એટલું જાણીએ છીએ કે આપણામા પશુત્વનો અંશ અને મનુષ્યત્વ બન્ને રહેલા છે. પશુત્વ એટલે કેવળ પ્રેરણા અને આવેશને વશ થઇનેજ બુદ્ધિ, વિવેક વિગેરેનો ઉપયોગ કર્યા વિના વર્તન કરવાની વૃત્તિ, અથવા ટેવ વગી આપણામા વિચાર પૂર્વક કાર્ય કરનાર તેમજ પોતાના કર્મ ઉપર દૃષ્ટિ રાખનાર બુદ્ધિની શકિત પણ રહેલી છે. તે શકિત આપણા જીવનના ઉપર કાબુ ધરાવે છે, તેનો ઉપયોગ કરે છે, તેમ તેને બદલી પણ શકે છે. મનુષ્યમા રહેલું પશુત્વ મનુષ્યત્વથી ઉતરતા ચૈતન્યનો સ્વામી છે. પરંતુ પશુત્વથી પણ ઉતરતું કેવળ વાસનામય ચૈતન્ય પણ છે. તેનું ઘણુંખરૂં વર્તન કેવળ જડ પ્રેરણા અને આવેશને લીધેજ થયા કરે છે. પરંતુ તે ભુમિકાનું ચૈતન્ય મનની સપાટીની તળે અજ્ઞાન અવસ્થામા રહે છે. વળી પશુત્વથી ઉતરતી ચૈતન્યની એ વાસનામય ભૂમિકાથીયે ઉતરતી એક ભૂમિકા રહેલી છે યોગના અસાધારણ અનુભવો આપણે જેમ જેમ પ્રાપ્ત કરીએ છીએ તેમ તેમ આપણને જણાય છે કે શરીરને પણ એક પ્રકારનું વિશિષ્ટ ચૈતન્ય હોય છે. શરીરને પણ ટેવો, પ્રેરણા, આવેશ, શક્તિ વિગેરે સઘળુ હોય છે. એ બધા આપણા બીજા ભાગોથી નિરાળા હોવાથી ધારે તો તેઓ આપણા અસ્તિત્વના બીજા વિભાગો સામે વિરોધ પણ કરી શકે છે. અર્થાત્ આપણા અસ્તિત્વ યાને જીવનના ઘણાખરા વિરોધનું કારણ એ છે કે તેમા ઉપર ગણાવેલી જુદી જુદી ભૂમિકાઓ આવી રહેલી છે, અને તે પ્રત્યેક એક બીજા ઉપર કાર્ય પ્રતિકાર્ય કર્યાંજ કરે છે માણસ પણ ઉત્ક્રાન્તિનુંજ પરિણામ હોવાથી તેનામા છેક શરીરથી માંડીને મન સુધીની સર્વે દશાઓ આવી રહેલી છે.

**મનુષ્યમા જુદી જુદી ચૈતન્યની ભૂમિકાઓ**

જે ઉત્ક્રાન્તિ વિષે આપણે ઉપર કહ્યુ તેનાજ દ્વારા માણસનો આવિર્ભાવ પણ થઇ રહ્યો છે. એટલે કરી આપણામા જેમ મનુષ્યથી ઉતરતી ચૈતન્યની ભૂમિકાઓ છે તેજ પ્રમાણે મનુષ્યત્વથી ઉચ્ચ ભૂમિકાઓ

**મનથી ઉચ્ચ ચૈતન્યની દશાઓ.**

પણ રહેલી છે. એ ઉન્નત ભૂમિકાઓમાં "ચૈતન્ય" વિશ્વની ચિત્, શક્તિ રૂપે જુદુ સ્વરૂપ ધારણ કરે છે. તેની પ્રકૃતિ પણ જુદા પ્રકારની થાય છે. તેમ તેના કર્મના સિદ્ધાંતો, નિયમો અને સાધનો પણ જુદા હોય છે. વેદવેત્તા ઋષિઓના કથન પ્રમાણે મનથી પર ઋતમ્ અથવા તો વિજ્ઞાનની ભૂમિકામાં ચૈતન્ય જઇ શકે છે. એ ભૂમિકાને સત્યની ભૂમિકા, અથવા તો ક્રિયાત્મક આત્મસિદ્ધિ વાળી વિચારની ભૂમિકા પણ કહેવામા આવે છે. આપણી માનસિક બુદ્ધિ યાને વિવેક શક્તિ આપણામા રહેલા પશુત્વને અને ઇન્દ્રિય જન્ય સંસ્કારોને જેમ નીતિ અને બુદ્ધિના કાર્યથી નિયમમા રાખે છે, તેમ વિજ્ઞાન આપણા મનમા રહેલા વિવેક શક્તિ, લાગણીઓ, આવેશો અને સસ્કારો વિગેરેને સયમમા લાવે છે એટલુ જ નહિ પરતુ તેમનો ઉપયોગ શુદ્ધ કરે છે વિજ્ઞાનમા જ્ઞાનની શોધ કરવાની નથી હોતી, ત્યા તો જ્ઞાનની સ્વયંપ્રાપ્તિજ હોય છે. વિજ્ઞાનમા શક્તિ અને વિવેક બુદ્ધિ, પ્રેરણા અને આવેશ, કામના અને પ્રાપ્તિ, વિચાર અને વસ્તુ એમની વચ્ચે કશોજ ભેદ હોતો નથી. વિજ્ઞાનમા એ સર્વ એકરાગ હોય છે. તેમનુ મૂળ, વિકાસ અને સિદ્ધિ એક હોવાને લીધે તેઓ વિરોધી હોતા નથી. પરતુ એ ભૂમિકાથીયે પર બીજી એવી ભૂમિકાઓ રહેલી છે કે તેમા ચિત્ પોતે આવિર્ભાવ પામે છે–ચિત્ એટને ઉપર ગણાવેની સર્વ જુદી જુદી ભૂમિકાઓને સામાન્ય એવુ ચૈતન્યનું તત્વ એ તત્વજ વિશ્વમા વિવિધ સ્વરૂપો અને અનુભવો માટે ઉપયોગમા આવે છે ચૈતન્યના એ તત્વમા આપણી શક્તિ, જ્ઞાન, સસ્કાર, અને આપણી બીજી માનસિક શક્તિઓ, તેમજ ઇન્દ્રિયો અને પ્રકૃતિના ગુણો સર્વે, સવાદિ યાને પરસ્પર એકતા અને મિલનવાળા હોય છે એટલુજ નહિ પરતુ ચૈતન્યના એકજ અસ્તિત્વમા અને શક્તિમા તે બધા એકરૂપ થએલાં હોય છે. એ દશામા આપણને જણાય છે કે સત્ય ભૂમિકામા ચૈતન્ય પોતેજ વિજ્ઞાન થાય છે, તેમ મનોમય ભૂમિકામા મન પણ તેજ થાય છે અર્થાત્ શક્તિ, બુદ્ધિ, ઇન્દ્રિયો, લાગણી વિગેરે સ્વરૂપો પણ તે જ ધારણ કરે છે. વળી પ્રાણમયકોષમા તેજ પ્રેરણા, અભ્યાસ,

વિજ્ઞાન, મન, પ્રાણ વિગેરે ચૈતન્યના કાર્ય છે

આવેશ વિગેરેનું સ્વરૂપ ધારણ કરે છે. છતાં તે પોતે તો પોતાને વિષે અજ્ઞાન છે-નિદાન સપાટી ઉપર તો જ્ઞાનપૂર્ણ નથી-એવુંજ આપણને જણાય છે. સર્વ વસ્તુઓ ચૈતન્યમય છે કારણ સર્વ સત્ છે; અર્થાત્ સર્વ પ્રાણી પદાર્થો આદ્ય ચૈતન્યની વિવિધ ક્રિયારૂપ છે કારણ કે સર્વ આદ્ય અસ્તિત્વનાં સ્વરૂપ માત્ર છે!

સર્વવ્યાપી આનંદ.

આપણે જ્યારે ચૈતન્યના એ મૂળ તત્ત્વને-એ આદ્ય ચિત્ સ્વરૂપને જાણીએ છીએ, અનુભવીએ છીએ ત્યારેજ આપણને જણાય છે કે તેનું હાર્દ-આનંદ છે. આત્માને જાણવો એટલેજ આત્માનંદ માણવો. આત્માનું અજ્ઞાન એટલે આત્માનંદની શોધ માટેનો પ્રયત્ન. ચિત્માં સનાતન આનંદ સ્વયંસિદ્ધ હોય છે અને એને આપણે આગળ જોઇ ગયા છીએ કે એ ચિત્ સર્વ વિશ્વમાં પદાર્થના આદિ સ્વરૂપે વ્યાપી રહ્યું છે. એટલે આનંદ પણ સર્વ વ્યાપી છે એમજ સિદ્ધ થાય છે. વિરાટ્માં આનંદની પ્રાપ્તિ સહજ છે. પ્રભુ સર્વ ગુણમય-સગુણ તરીકે અથવા ગુણાતીત-નિર્ગુણ તરીકે અથવા તો વ્યક્તિ તરીકે સાકાર અથવા વ્યક્તિત્વથી પર નિરાકાર સ્વરૂપે; સર્વને પોતાનામાં સમાવી દેનાર એક અદ્વૈતરૂપ અથવા એકમાંથી આવિર્ભાવ પામતા અનેકરૂપે-ગમે તે સ્વરૂપે દેખાય તોપણ તે પોતે તો હમેશાં આનંદમય અને તે પણ સર્વાનંદમય છે! કારણ કે તે સચ્ચિદાનંદ સ્વરૂપ છે. આપણે પણ જો આત્માનો સાક્ષાત્કાર કરવોજ હોય અને આપણું સત્ય સ્વરૂપ અને આખું વિશ્વએ બન્નેને આપણે ખરેખર જાણવાંજ હોય તો આપણે પણ એ વિરાટ્-સર્વવ્યાપી આનંદને પ્રાપ્ત કર્યેજ છૂટકો. વિરાટ્ આત્મા એટલે સત્ ચિત્ આનંદનુંજ સ્વરૂપ. તેથી જ્યાં જ્યાં એ વિરાટ્ પોતાનો આવિર્ભાવ કરે છે ત્યાં ત્યાં સત્ હોવાને લીધે ચિત્ પણ હોય છે અને ચિત્ની સાથે આનંદ પણ અનિવાર્ય રહેલો હોય છે.

અજ્ઞાનનું કારણ.

સચ્ચિદાનંદનો જે સ્વભાવ ઉપર વર્ણવ્યો તેને જીવાત્મા પ્રાપ્ત કરી શકતો નથી, કારણ કે તે પોતાના અંતિમ સ્વરૂપથી અને વિરાટ્ આત્માથી પોતાની મેળેજ વિખૂટો પડે છે અને પોતાના સ્વભાવના આકસ્મિક-સ્થૂલ-લક્ષણો અને સ્વરૂપો તથા પ્રકૃતિ સાથે એકના

કરે છે. પોતાનું મન અને પ્રાણ એજ પોતાનું અંતિમ સ્વરૂપ છે એવું તે માની બેસે છે. વળી, શરીર, પ્રાણ અને મનને વિરાટ્‌ની વિરૂદ્ધ ટકાવવાની તે ઇચ્છા રાખે છે એટલુંજ નહિ પરંતુ વિરાટ્ યાને વિશ્વાત્મા પણ જેનો આવિર્ભાવ છે તેવા પરાત્પર પરમેશ્વરની સામે થઇને પણ તેમને ટકાવવા મથે છે ! જ્યારે જીવાત્મા કોઇક ઉચ્ચ ભૂમિકાને ખાતર વિરાટ્‌મા પોતાનું અસ્તિત્વ સ્વીકારે છે, ત્યારે તેનુ જીવન સત્યના પાયા ઉપર ચ્ચાય છે પરતુ જ્યારે તે વિરાટ્‌ની વિરૂદ્ધ, પોતાના ક્ષણિક વિભાગને ટકાવવા મથે છે ત્યારે તેનું મંડાણ અસત્યના પાયા ઉપર થાય છે. જીવાત્માના મન, પ્રાણ કિંવા શરીર એ તો તેના અપૂર્ણ આવિર્ભાવ માત્ર છે, અને એ બધાનુ એક

જીવાત્માની શરીર, મન જોડે એકતા

ગુચ્ચુ કરીને જીવાત્મા પોતે એક કૃત્રિમ, માનસિક અહંતા ઉભી કરે છે. તથા પોતે “ અહં ” છે એવુ માનીને તેની સેવા કરે છે, અને તેનેજ ખાતર જીવન ધારણ કરે છે. પરિણામ એ થાય છે કે વિરાટ્–પરમાત્મા કે આખુ જીવન જેનો એક અપૂર્ણ આવિર્ભાવ માત્ર છે તેને ખાતર અહંતા જીવન ધારણ કરતી નથી ! એનુંજ નામ અજ્ઞાનમય જીવન ! એનુજ નામ અહંતાની ગુલામી ! પ્રભુની સેવામા ગાળેલુ જીવન નહિ ! આપણુ એ પતન કેવી રીતે થયુ ? અને શા માટે થયુ છે ? એ પ્રશ્નો ખરી રીતે સાંખ્યમાંજ પૂછાવા જોઇએ, યોગમા નહિ. યોગમા તો આપણે દ્વૈત ભાવને લીધે બંધનમા પડ્યા છીએ એ વસ્તુસ્થિતિ સ્વીકારીનેજ આગળ ચાલવાનું છે એ બંધનને લીધે આપણને આપણા સત્ય સ્વરૂપનુ ભાન નથી, અને તેથીજ આપણા મન, પ્રાણ અને શરીર અજ્ઞાન, અશક્તિ અને દુઃખને વશ છે. આપણે અદ્વૈતનો સાક્ષાત્કાર કર્યો નથી એજ આપણા દુઃખનું કારણ છે. અદ્વૈતની પ્રાપ્તિ એ સર્વ અપૂર્ણતા દૂર કરવાનો રામબાણ ઇલાજ છે. એ અદ્વૈત વિરાટ્ જોડે તેમજ વિરાટ્‌દ્વારા જે પરાત્પર અસ્તિત્વ આવિર્ભાવ પામી રહ્યું છે તેની જોડે સાધવુ જોઇએ મતલબ કે આપણી પોતાની જાતનો તેમજ સર્વ પ્રાણી પદાર્થનો આત્મા આપણે પ્રાપ્ત કરવાનો છે. એ આત્મા એટલેજ સચ્ચિદાનંદ !

## પ્રકરણ ૧૩ મું–પૃથક્કરણ.

જ્ઞાનયોગમાં આપણો હેતુ સત્‌ને પ્રાપ્ત કરવાનો હતો. પરંતુ હવે સચ્ચિદાનંદને પ્રાપ્ત કરવાનો છે. તે નિર્ગુણ છે, સગુણ પણ છે. તે લીલાને ધારણ કરનાર પુરૂષોત્તમ પણ છે. પૂર્ણયોગના સાધકે તેનો સાક્ષાત્કાર કરવો જોઇએ. આપણે મન, પ્રાણ, શરીરથી પર થઇ પાછા સચ્ચિદાનંદના કાર્યરૂપે તેમને ધારણ કરવાં જોઇએ. વિરાટ્ પણ તેનું સ્વરૂપ છે, એમ જાણી અનંત શાંતિ ઉપરાંત અનંત શક્તિ પણ આપણે મેળવવી જોઇએ.

વિજ્ઞાનમાં આપણને એ સાક્ષાત્કાર જલદી થાય છે, પરંતુ મનોમય ભૂમિકામાં ઘણી મુશ્કેલી નડે છે. તેમાં સતત યોગાભ્યાસ અને ઇશ્વર કૃપાને લીધેજ સફળતા મળે.

મનોમય ભૂમિકા અને વિજ્ઞાનમય ભૂમિકા બંનેમાં ઘણો ભેદ છે. મનની ભૂમિકા ઘણી મુશ્કેલી ભરેલી છે. મન ટુકડે ટુકડો લઇને જ્ઞાન મેળવે છે; વિજ્ઞાન સમગ્રને જાણે છે. મનોમય ભૂમિકામાં તેનાથી પર અનુભવો મળી શકે છે. તોપણ તે બધા મનની પરિમિતતાને લીધે પરિમિત થઇ જાય છે.

સચ્ચિદાનંદનો મનમાં સાક્ષાત્કાર કરવાથી તેની અને આપણી વચ્ચે અપરિહાર્ય અંતર આવી રહેલું જણાશે. મન તો તેનાથી વિખુટું, પરિમિતજ રહે છે. સચ્ચિદાનંદ તો અનંત સત્, ચિત્, આનંદ સ્વરૂપ હોય છે. મન પરિમિત, સુખ દુઃખ, અશક્તિ વિગેરે અનુભવે છે !

હવે મનનો સંપૂર્ણ લય કરીને ઉપલી મુશ્કેલી દૂર કરી શકાય છે. એવી સમાધિ ઘણાં થોડા કરી શકે છે અને ઘણા થોડા તેમાંથી પાછા ફરે છે. પરંતુ બીજો ઉપાય એ છે કે કર્મોને કેવળ યાંત્રિક રીતે આપણા

આધારમાં થવા દેવાં. પરંતુ આત્માને સચ્ચિદાનંદની સમાધિમાંજ રાખવો. પૂર્ણયોગની દૃષ્ટિથી તો એ પણ ઉત્તમોત્તમ અવસ્થા નથી.

મનનું સંપૂર્ણ રૂપાંતર કરવું એ પૂર્ણયોગનો આદર્શ છે. પરંતુ મનની પરિમિતતા આપણને નડે છે. મન એકજ પદાર્થ ઉપર પોતાની જાતને એકાગ્ર કરી શકે છે. તે સત્, ચિત્ અને આનંદમાં ભેદ પાડીને દરેકને જુદા અનુભવવા પ્રયત્ન કરે છે.

દ્વૈત અને અદ્વૈતને સંવાદિ બનાવવાં એ મનને માટે ઘણુંજ મુશ્કેલ છે.



# પ્રકરણ ૧૩ મું



## મનોમય પ્રાણીની મુશ્કેલીઓ

કેવળ સત્ નહિ પણ સચ્ચિદાનંદ.

જ્ઞાનયોગના માર્ગમાં પ્રથમ તો આપણે મન, પ્રાણ અને શરીરથી પર એવા શુદ્ધ આત્મા યાને સત્‌નો સાક્ષાત્કાર કરવાનો આદર્શ રાખ્યો હતો. જ્ઞાનયોગનો પ્રથમ હેતુ પણ તેને પ્રાપ્ત કરવાનોજ હતો. પરંતુ હવે આપણે તે આદર્શ જોઇએ તેવો વિશાળ નથી એમ સ્વીકારવું પડશે, કારણ કે આપણે તો બ્રહ્મનાં મૂળ સ્વરૂપોનો યાને સચ્ચિદાનંદ રૂપ ત્રિપુટીનો સાક્ષાત્કાર કરવાનો છે. બ્રહ્મનું ખરૂં રહસ્ય માત્ર તેનાં "સત્"–"અસ્તિત્વ"માંજ સમાયલું નથી, પરંતુ ચૈતન્ય અને આનંદ સ્વરૂપમાં પણ તે રહેલું છે.

સચ્ચિદાનંદના સાક્ષાત્કારના બે પ્રકારો.

વળી સચ્ચિદાનંદના સાક્ષાત્કારના પણ બે પ્રકારો છે. તે પૈકી એકમાં શાંત, નિષ્ક્રિય, આત્મભાવમાં નિમગ્ન આત્મતૃપ્ત, સત્, ચિત્, અને આનંદનો સાક્ષાત્કાર થાય છે. તે એક, અપૌરૂષેય, નિર્ગુણ, પોતે વિશ્વની વિવિધ લીલાથી કાંતો વિમુખ, કાંતો તેના પ્રત્યે ઉદાસીન, કે પછી તેનાથી વિરક્ત હોય છે. બીજામાં પણ તેજ સત, ચિત્ અને આનંદનો સાક્ષાત્કાર થાય છે. પરંતુ તે વિરાટ્, સ્વતંત્ર, પ્રભુ અનંત અને શાંતિમાં સ્થિત છતાં અનંત ક્રિયાને ધારણ કરનાર, અનંત ગુણમય હોઇ પોતાનામાં સર્વ વ્યક્તિઓને ધારણ કરી રાખનાર પુરૂષોત્તમ છે. તે પોતાનામાં વિશ્વની અનંત લીલાને આસક્તિ વિના ધારણ કરી રાખે છે, વિશ્વ પ્રત્યે તેને અતરો સંબંધ હોતો નથી. વળી, તે પ્રભુ સર્વનો સ્વામી હોઇ, અનંત જ્ઞાનપૂર્ણ આનંદના કિરણોનો ભંડાર છે. તે વિશ્વને પોતાના આવિર્ભાવ

રૂપે ધારણ કરે છે, વિશ્વ તેને ધારણ કરતું નથી; તે વિશ્વના ઉપર સામ્રાજ્ય ચલાવે છે, તેના ઉપર કોઇનોય અધિકાર ચાલતો નથી ધાર્મિક માણસો જે ઇશ્વરને માને છે તે ઇશ્વરનો સાક્ષાત્કાર એ નથી, તેમજ વિશિષ્ટાદ્વૈત મતવાળાઓને બ્રહ્મ પણ તે નથી પરંતુ અનંતમાં વ્યક્તિ અને અવ્યક્તિ ( અપૌરુષેયત્વ ) નિર્ગુણ અને સગુણ સર્વનો લય થાય છે. તે પોતે તો પરાત્પર રૂપે બન્ને સ્વરૂપોને પોતાનામાં ધારણ કરે છે, તેમ આવિર્ભાવને અર્થે તે બંનેનો ઉપયોગ પણ તે કરે છે. પૂર્ણયોગના સાધકે આ ત્રીજા પ્રકારનો સાક્ષાત્કાર કરવાને જ પ્રયત્નશીલ થવું જોઇએ.

મન, પ્રાણ, શરીર છોડી તેમને પાછા સચ્ચિદાનંદમાં ધારણ કરવા.

હવે ત્યારે આ નવીન દૃષ્ટિબિંદુથી જોતાં આપણને જણાશે કે શુદ્ધ, નિષ્ક્રિય આત્માનો સાક્ષાત્કાર મન, પ્રાણ અને શરીરથી પર થવાથી આપણને થઇ શકે છે, તથાપિ તે કાંઇ અંતિમ સાક્ષાત્કાર નથી. પણ સર્વોત્કૃષ્ટ સાક્ષાત્કારને માટે ઉપયોગી પાયારૂપ છે. આથી કરી મન, પ્રાણ અને શરીરની અહંતાઓમાંથી છૂટી અંતરમાં આત્મા પ્રત્યે પ્રયાણ કરવાની ક્રિયા તે આપણો આદર્શ પ્રાપ્ત કરવાને માટે સંપૂર્ણ ન જ ગણી શકાય. આપણે તો વધારે વિશાળ અને વ્યાપક તત્ત્વનો આશ્રય લેવો જોઇએ. જે પ્રમાણે આપણે આપણી અસત્ય અહંતામાંથી અને વિશ્વની ક્રિયાઓમાંથી ક્રમે ક્રમે પાછા ફર્યા અને સ્વયંભૂ બ્રહ્મને પ્રાપ્ત કર્યો, તેજ પ્રમાણે આપણાં મન, પ્રાણ અને શરીરને પણ આપણે બ્રહ્મના સ્વયંભૂ સત્, ચિત્ અને આનંદમાં ફરીથી ધારણ કરવાં જોઇએ. વિશ્વની લીલાથી વિરક્ત એવા સત્‌નોજ સાક્ષાત્કાર કરીને આપણે સંતોષ માની લેવો જોઇએ નહિ, પરંતુ સર્વ સત્-સમસ્ત વિરાટ્, પણ આપણું જ સ્વરૂપ છે એવો સાક્ષાત્કાર પણ આપણે કરવો જોઇએ. વળી કાલ અને દિશાથી સ્વતંત્ર એવું અપૌરુષેય ચૈતન્ય એજ આપણું મૂળ સ્વરૂપ છે એટલું જાણવું પણ બસ નથી, પરંતુ કાલ તથા દિશામાં, શક્તિ-ચૈતન્ય સ્વરૂપે જે કંઇ ઉત્પન્ન કરે છે તે દરેકની સાથે પણ આપણે અદ્વૈત સાધવું જોઇએ છેવટ, આપણામાં અગાધ શાંતિ અને નિષ્ક્રિયતા ધારણ કરવાની

શક્તિ ઉપરાંત વિરાટ્ વિશ્વમાં અનંત અને સ્વતંત્ર આનંદ ભોગવવાની શક્તિ પણ આપણામાં આવવી જોઇએ. કારણ કે સચ્ચિદાનંદ કાંઇ કેવળ શુદ્ધ શાંતિ સ્વરૂપજ નથી. તેનું સ્વરૂપ તો ઉપર જણાવ્યું તેવું વિશાળ અને વ્યાપક છે. તેને જ બ્રહ્મ એવી સંજ્ઞા અપાય છે.

મનોમય ભૂમિકાની મુશ્કેલીઓ.

જો આપણે વિજ્ઞાનમય ભૂમિકાને સહેલાઇથી પ્રાપ્ત કરી શકીએ, તેમાં આપણા આત્માને ધારણ કરી રાખીએ તથા ત્યાંથી આપણે વિશ્વ અને અસ્તિત્વ; ચૈતન્ય અને કર્મ; શક્તિનું બહિર્ગમન અને અંતરાભિમુખવૃત્તિ બંનેના કાર્યો વિજ્ઞાનની દિવ્ય ઇંદ્રિયોથી જાણી શકીએ, તો તો પછી ઉપર જે સાક્ષાત્કાર વર્ણવ્યો છે તે પ્રાપ્ત કરી લેવામાં જરા પણ મુશ્કેલી નડે નહિ. પરંતુ માણસ મનોમય ભૂમિકામાં રહે છે; વિજ્ઞાનને તે પ્રાપ્ત થયો નથી ! અર્થાત્ માણસે મનનો ઉપયોગ કરીનેજ જ્ઞાન પ્રાપ્ત કરવાને તથા તેના આત્માનો સાક્ષાત્કાર કરવાને પ્રયત્ન કરવો પડે છે. વિજ્ઞાનમય ભૂમિકામાંથી તેને જે કંઇ સહાય મળે તે સ્વીકારે તોપણ તેને શરૂઆત તો મનથીજ કરવી પડે છે. આપણે મનોમય ભૂમિકામાં રહેનાર છીએ તેટલા માટેજ શરૂઆતમાં આપણને મુશ્કેલીઓ નડે છે અને યોગમાં પરિમિતતા પણ આવે છે. એ બંનેને દૂર કરવાના બે ઉપાયો છે. ૧. પ્રભુની કૃપા. ૨. યોગનો સતત અભ્યાસ. ઘણુંખરૂં તો આ બે ઉપાયો સામટાજ કાર્ય કરતા હોય છે. આ વિષયમા હવે આગળ વધતા પહેલાં સંપૂર્ણ જ્ઞાન, સમગ્ર સાક્ષાત્કાર, અને સોળે કળાનો આવિર્ભાવ પ્રાપ્ત કરવામા જે મુશ્કેલીઓ નડે છે તેનું આપણે અહીં દિગ્દર્શન કરી લઇશું.

મનોમય અને વિજ્ઞાનમય ભૂમિકામાં ભેદ.

આપણા અસ્તિત્વમાં મનોમય ભૂમિકા અને આધ્યાત્મિક વિજ્ઞાનમય ભૂમિકા—એ બંને જુદી જુદી છે. તે પૈકીની પ્રથમ માનુષી છે અને બીજી દિવ્ય છે. એ દિવ્ય ભૂમિકામાં અનંત સત્, ચૈતન્ય, અગાધ આનંદ અને સર્વશક્તિમાન વિજ્ઞાન,

વિગેરે તત્ત્વો આવી રહેલાં છે. પ્રથમમાં એટલે કે અનંત ગતમાં મનોમય, પ્રાણમય અને અન્નમયજીવન આવી રહ્યાં છે. વિજ્ઞાનની દિવ્ય ભૂમિકા અનંતતા અને અમૃતત્વવાળી છે, ત્યારે માનુષી ભૂમિકામાં જીવન સમય, સ્થળ અને સ્વરૂપને લીધે પરિમિત થઇ જાય છે. મર્ત્ય જીવન અમર થવાને પ્રયત્ન કરે છે. અનંત ચૈતન્ય તેમજ પોતાનામાં આવિર્ભાવ પામનાર સર્વ વસ્તુઓને પોતાનામાં સમાવી તેનાથી પર રહેવું એ પ્રભુનો ધર્મ છે. માનુષી ચૈતન્ય જડતામાંથી મુક્ત થયલું હોવા છતા પોતે જે કરણો વાપરે છે તેમને વશ હોય છે. વળી તે શરીરની અહંતાથી બંધાયલો હોઇ બીજાં માણસો જોડે પોતાનો સંબંધ કાંતો પ્રેમ અને સહાનુભૂતિરૂપ કે પછી તિરસ્કાર અને વિરોધરૂપે બાંધે છે. પ્રભુત્વમાં અભેદ, આત્માનંદ અને અખંડ સર્વાનંદ હોય છે, ત્યારે મનુષ્યત્વમાં મન અને શરીરના સસ્પર્શો દ્વારા આનંદને માટે આતુરતા અનુભવાય છે, પણ પરિણામે તો તેને સુખ, ઉદાસીનતા અથવા દુઃખનીજ પ્રાપ્તિ થાય છે, પ્રભુમા રહેલું વિજ્ઞાનનું તેજ સર્વ જ્ઞાનને પોતાનામા સમાવે છે, એટલુંજ નહિ પરંતુ સર્વ શક્તિમાનની શક્તિ પણ તેમા વિરાજે છે. ત્યારે મનુષ્યત્વમા જ્ઞાનપ્રાપ્તિ માટે વસ્તુઓનો ટુકડે ટુકડો લઇને અજ્ઞાનમાથી જ્ઞાન ભેગુ કરી છેવટ તેને અવ્યવસ્થિત રીતે એકઠુ કરવામા આવે છે. વળી તેની શક્તિ પણ કેવળ ક્ષુદ્ર હોઇ જ્ઞાનના વિસ્તારના પ્રમાણમા પોતાનો પણ વિકાસ કરવાને પ્રયત્ન કરે છે અર્થાત્ તેના અપૂર્ણ અને વિભક્ત જ્ઞાનના પ્રમાણમાજ તેને અપૂર્ણ અને પરિમિત શક્તિ જ પ્રાપ્ત થાય છે. પ્રભુ પોતે એકતા ઉપર સ્થિત હોઇ સર્વ પરાત્પર તત્ત્વોનો અને સમગ્ર વિશ્વનો સ્વામી છે, ત્યારે મનુષ્યત્વનો આધાર પરિમિત અહંતા ઉપર રહેલો છે, અને એકતા વિગેરેને તે પ્રાપ્ત કરે છે, તોપણ તે ભેદ અને અભેદ બંનેને વશ હોય છે. અર્થાત્ પ્રભુત્વ અને મનુષ્યત્વ વચ્ચે એક આડો પડદો આવી રહ્યો હોય એમ દેખાય છે અને તેના યોગે મનુષ્ય પ્રભુત્વને કરી શકતો નથી, એટલુજ નહિ પરંતુ તેને જાણી સુદ્ધા નથી શકતો.

મનોમય ભૂમિકામાથી માણસ જ્યારે પ્રભુને પ્રાપ્ત કરવાનો યાને તેનો સાક્ષાત્કાર કરી પ્રભુમય થવાનો પ્રયત્ન કરે છે, ત્યારે પ્રથમ તો

તેને એ પડદો ખસેડવો પડે છે.* પરંતુ એ ભગીરથ પ્રયત્નમાં મનુષ્ય જ્યારે સફળ થાય છે, ત્યારે તેને પ્રભુ વિચાર, પ્રાણ તથા શરીરથી ઘણોજ પર આવી રહેલો લાગે છે. મનુષ્ય તેને પોતાની કનિષ્ઠ ભૂમિકામાંથી જુએ છે અને તેના પ્રત્યે જવાનો પ્રયત્ન પણ કરવાને ઉત્સુક બને છે. પરંતુ તેની મુરાદ જ્યારે પાર નથી પડતી ત્યારે છેવટે તે પ્રભુને પોતાની મનુષ્યકોટિમાં આવવાને પ્રાર્થના કરે છે, પોતે ભક્ત થઇને રહે છે, અને પ્રભુત્વને અસ્તિત્વની ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકા તરીકે સ્વીકારે છે, અથવા તો તે પ્રભુને પોતાનાથી તદ્દન જુદીજ સત્તા તરીકે સ્વીકારી, તેને પ્રભુ રૂપે કોઇ નામ આપીને વ્યક્તિ કે તટસ્થ તરીકે, સગુણ કે નિર્ગુણ તરીકે, શાંત અને ઉદાસીન કે ક્રિયાત્મક–શક્તિસ્વરૂપ–સખા તરીકે સ્વીકારે છે. અર્થાત્ પોતાના વિચાર, સાક્ષાત્કાર કે અપૂર્ણ પ્રતિબિંબથી પ્રેરાઇને તે તેને "બ્રહ્મ," "આત્મા" વગેરે નામો આપે છે–કોઇક તો તેને સત્, અસત્, ટેઓ, નિહિલ, શક્તિ, અજ્ઞેય વિગેરે નામો પણ આપે છે.

**મનથી પરનો સાક્ષાત્કાર અને તેમાં પરિમિતતા.**

હવે જો આપણે સચ્ચિદાનંદનો મનથી સાક્ષાત્કાર કરવા માગીએ તો આપણે તેને આપણાથી પર, ઉચ્ચ અને એક પ્રકારે આજુબાજુ પણ આવી રહેલો જોઇશું. પરંતુ આપણી અને તેની વચ્ચે ભેદ આવી રહેલો જણાશે, અને તે ભેદ પણ કેવો ? અગાધ ખાઇના જેવો ઉંડો અને પ્રત્યક્ષ. આપણે અનંત સતને જાણીએ છીએ, છતા, તેને જાણનાર આપણું મનોમય ચૈતન્ય તો તેનાથી તદ્દન નિરાળું જ હોય છે. આપણે તેને નથી પ્રાપ્ત કરી શકતા કે નથી તેના સ્વરૂપમાં મગ્ન થઇ શકતા. વળી આનંદપૂર્ણ અનંતતાનો આપણને પોતાના આત્મામાં તેમજ વિશ્વમાં સર્વત્ર અનુભવ થાય તેટલા માટે આપણે તેને આપણામાં આહ્વાન પણ કરી શકતા નથી.

**મનથી સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર.**

---

* ઇશોપનિષદ્‌માં કહ્યું છે, *हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्* । "સત્યનું મુખ સુવર્ણના પાત્રને લીધે ઢંકાઇ રહ્યું છે."

આપણે અનંત, અપરિમિત ચૈતન્ય પણ જોઈ શકીએ છીએ ખરા, છતાં આપણું ચૈતન્ય તો તેનાથી વિખુટુંજ રહે છે. વ્યક્તિગત ચૈતન્ય અનંત ચૈતન્યમાં સમાયલું હોવા છતાં પરિમિત, ક્ષુદ્ર, નિરાશામય, તથા પોતાનાથી કંટાળેલું રહે છે. અનંત ચૈતન્યમાં ભાગ લેવાને તે શક્તિમાન નથી હોતું. આપણને સચ્ચિદાનંદમાં અગાધ અને અખંડ આનંદ જણાય છે પરંતુ આપણે કાંતો અપરા પ્રકૃતિનાં સુખ દુઃખનાં રમકડાં જેવાજ રહીએ છીએ કે પછી ઉદાસીન થઈ તે દિવ્ય આનંદમાં ભાગ લેવાને અસમર્થ થઈએ છીએ! સચ્ચિદાનંદમાં જ્ઞાન અને શક્તિની

પરિમિતતા.

એકતાવાળી વિજ્ઞાનમય ભૂમિકા છે, પરંતુ આપણાં જ્ઞાન અને શક્તિ બન્ને અપૂર્ણ, અશક્ત અને પ્રભુની દિવ્ય પ્રકૃતિ સાથે એકતા સાધવાને અયોગ્ય રહે છે. ઘણીવાર તો ધ્યાનની અવસ્થામા સાધક એ સ્વરૂપમાં ભાગ પણ લઈ શકે છે. પરંતુ ધ્યાન છુટતાંજ તે પાછો પોતાની મૂળ સ્થિતિમા આવી પડે છે, એટલે તેનો સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર પણ અલોપ થઈ જાય છે! અર્થાત્ કે આપણે પાછા આપણા ક્ષુદ્ર મનુષ્યત્વમા જઈ પડીએ છીએ!

એ ભેદને તો આપણે હરકોઈ ઇલાજે દૂર કર્યેજ છૂટકો. તેમાં પણ બે શક્યતાઓ રહેલી છે. એકમાં તો સાધક

મનનો લય

મનોમય ભૂમિકામા રહીને મહાન, સતત, દીર્ઘ, એકાગ્રતાવાળા, સમર્થ અને સબળ પ્રયત્નો કરીને પ્રભુને પ્રાપ્ત કરી શકે છે. પરંતુ એ પ્રયત્નમા મનોમય ભૂમિકામાથી મનને હમેશને માટે કે નિદાન થોડા સમયને માટે દૂર ખેચી લઈ પોતાપણું ગુમાવવું પડે છે. તેને સમાધિમાં લઈ જઈ શકાય છે. એ કારણથી રાજયોગ અને બીજા કેટલાક યોગોમા સમાધિની દશાને અતિશય અગત્ય અપાય છે. સમાધિમા મન પોતાના સામાન્ય, સ્થૂલ અને બાહ્ય કાર્યોમાથી પાછું વળે છે, એટલુંજ નહિ પરંતુ પ્રથમ બાહ્ય કર્મેન્દ્રિયો અને અસ્તિત્વમાથી પાછું જઈ અંતરની સૂક્ષ્મ ક્રિયાઓમાથી પણ તે પાછું ફરીને વિરામ પામે છે. એ સમાધિની દશામા મનોમય પુરૂષને જુદા જુદા સાક્ષાત્કારો થાય એ સંભવિત છે. પરંતુ એ બધાનો મૂળ આદર્શ તો

એજ છે કે મનનો તદ્દન ત્યાગ કરી તેનાથી પર થઇ જઇ ઉચ્ચ અસ્તિત્વના સાક્ષાત્કારની સમાધિમાં એવા તો લય પામી જવું કે પછી મનની કે અસ્તિત્વની ભાવનાજ બાકી રહે નહિ! પરંતુ એ દશા * વીરલાજ પ્રાપ્ત કરે છે, અને તેમાંથી કોઇક જ પાછા ફરી શકે છે.

સમાધિ દશાના સાક્ષાત્કારની અપૂર્ણતા.

મનોમય પુરૂષની જાગ્રત અવસ્થાનેજ માનસિક ચૈતન્યની દશા તરીકે સાધારણ રીતે માણસ અનુભવે છે. એટલે આપણી જાગ્રત અવસ્થા અને સૂક્ષ્મ માનસિક ક્રિયાઓનો ત્યાગ કર્યા સિવાય તે બીજી ભૂમિકાને પ્રાપ્ત કરી શકે નહિ એ ઉઘાડું છે. અને સમાધિ અવસ્થાની જરૂર પણ એટલા માટેજ છે. પરંતુ માણસ બધો વખત સમાધિમાં બેસી રહી શકતો નથી; અથવા તો સાધક સતત બળથી તે સ્થિતિ ટકાવી રાખે તો પણ શરીરની જરૂરીઆતો ઉભી થતાં તેનો ભંગ થવાનો! અને જેવો તે પાછો મનોમય ભૂમિકામાં આવ્યો કે તુર્ત પાછો અજ્ઞાનને વશ થયો જ જાણવો! એ પ્રમાણે અચૂક થતું હોવાથીજ શરીર અને તેમાં રહેલા પ્રાણનો સર્વથા ત્યાગ કરવામાં ન આવે ત્યાંસુધી જન્મમરણમાથી પૂરેપૂરો મોક્ષ મળ્યો ગણાતો નથી. જે યોગીઓ આ માર્ગે વિચરે છે તેમની આગળ સર્વ ઇચ્છાઓ, માનસિક જીવન, વિગેરેના સંપૂર્ણ ત્યાગ પૂર્વક જગતથી તદ્દન વિમુખ થઇને વારંવાર વધારે ને વધારે ઉંડી સમાધિનો અભ્યાસ કરવાનો તથા છેવટે એ સમાધિ દશામાજ શરીરનો ત્યાગ કરવાનો આદર્શ મૂકવામાં આવે છે. એટલે તેઓ બ્રહ્મમાં લીન થઇ જાય છે. મન અને આત્મા વચ્ચે આ જે ભેદ રહેલો છે તેને લીધેજ ઘણા ધર્મોમા અને તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓમા સંસારની છેક નિંદા કરવામાં આવે છે. અને સંસારથી અળગા કોઇ સ્વર્ગમાં કે નિર્વાણની શૂન્યાવસ્થામાં, અનિર્વચનીય પરાત્પરમાં અનંત સુખની આશાઓ રાખવામાં આવે છે!

પરંતુ પ્રભુપ્રાપ્તિને માટે પ્રયત્ન કરનાર સાધકે જાગ્રત અવસ્થામાં શું કરવું ? જો એ અવસ્થા મર્ત્ય સ્વભાવની સર્વ નિર્બળતાઓથી જ પૂર્ણ

---

* વધારે માહિતી માટે જુઓ પ્રકરણ "સમાધિ"

રહેતી હોય, અને તેમાં શોક, ભય, કામ, ક્રોધ, લોભ, વાસના વગેરેના હુમલાઓ થયા કરતા હોય, તો પછી મૃત્યુ સમયે મનને સમાધિમાં એકાગ્ર કરવાથી આપણે પ્રભુના અનંત ચૈતન્યમાં ભળી શકીશું એમ ધારવું એ બુદ્ધિપુરઃસર નથી. કારણ કે

**ચૈતન્યનું પરિવર્તન અને મનનું રૂપાંતર.**

જાગ્રતઅવસ્થા તો બૌદ્ધધર્મમાં પ્રતિપાદિત " કર્મની સાંકળ " ને વશ હોય છે ! જે મનોમય જીવન જાગ્રત અવસ્થાની જુદી જુદી શક્તિઓને ઉત્પન્ન કરે છે તેને તે શક્તિઓનું પરિણામ પણ મળવુંજ જોઇએ. અગર જો આપણે એનાં એજ પ્રશ્નને બીજા દૃષ્ટિબિંદુથી તપાસીશું તો જણાશે કે જીવનમાં મુખ્ય, અગત્યની બાબત ચૈતન્યની દશા છે, શારીરિક જીવન તો તેનું પરિણામ માત્ર છે. તેથી મનુષ્ય સ્વરૂપે તેનામાં અપૂર્ણતા હોય ત્યાં સુધી સ્થૂલ શરીરમાથી કદાચ નાસી છુટાય તો પણ મનોમય ભૂમિકા કાંઇ દૂર થઇ જાય નહિ ! અર્થાત્ સ્થૂલ અને મર્ત્ય શરીરનો ત્યાગ કરવાથી મર્ત્ય મનનો કાંઇ ત્યાગ થતો નથી. વળી સંસારનો ત્યાગ કરવાની વૃત્તિ કે પ્રાણમય જીવન પ્રત્યે ઉદાસીનતા અથવા સ્થૂલ જીવન પ્રત્યે તિરસ્કારની વૃત્તિ રાખવાથી પણ સંપૂર્ણ અર્થ સરતો નથી. કારણ કે એ બધાએ કાર્યો મનોમય ભૂમિકાના પરિણામ રૂપ છે. અર્થાત્ જેમ અસાધારણ ધ્યાન કે સમાધિની સ્થિતિમાં આપણું મન સચ્ચિદાનંદને પ્રાપ્ત કરે, તેજ પ્રમાણે સાધારણ જાગ્રત અવસ્થામા પણ આપણે મનને આધ્યાત્મિક બનાવી દેતા શીખવું જોઇએ.

હવે આપણે મનોમય ભૂમિકાની બીજી શક્યતાનો વિચાર કરીએ. પ્રથમ શક્યતામાં મનુષ્ય પોતે આધ્યાત્મિક ભૂમિકાને પ્રાપ્ત કરે છે તો આ બીજીમાં મનુષ્ય પોતાનામાં પ્રભુને આવિર્ભાવ પામવાને આવ્હાન કરીને પોતાના મનને પ્રભુના દિવ્ય સ્વરૂપમાં રૂપાતર પમાડવાને પ્રાર્થના કરે છે. આ કાર્ય શરૂઆતમાં તો મન પોતે જે વસ્તુને જાણતું હોય છે તેને પ્રતિબિંબિત કરવાથી, કે, જેનું ધ્યાન ધરતું હોય તેને પ્રત્યક્ષ કરવાથી થઇ શકે છે, કારણ કે મન તો કેવળ દર્પણના જેવું છે.

**જ્ઞાનીને જાગ્રત સમાધિ.**

તેની ક્રિયાઓ પૈકી એક પણ તેની પોતાની હોતી નથી. તેનામાં એક પણ ક્રિયા ઉત્પન્ન

થતી નથી. સામાન્ય દશામાં જડ વિશ્વના નિયમોને આધીન જે શક્તિ વિશ્વમાં કાર્ય કરે છે તેનુંજ પ્રતિબિંબ મનમાં પડે છે. પરંતુ મન જો પવિત્ર, શાંત, સ્વચ્છ, નિષ્ક્રિય થઇને એ સર્વ ક્રિયાઓનો ત્યાગ કરે તથા તેના સર્વ માનસિક દષ્ટિબિંદુને છોડી દે, તો સ્વચ્છ દર્પણ અથવા તરંગરહિત નિર્મળ પાણીની પેઠે તેમાં પ્રભુનું પ્રતિબિંબ પડે છે. જ્યાં સુધી મન એવી નિષ્ક્રિય અવસ્થામાં રહે ત્યાં સુધી તેણે ભગવાનને સંપૂર્ણ રીતે પ્રાપ્ત કર્યા કહેવાય નહિ, છતાં તે પ્રભુના પ્રતિબિંબથી અધિષ્ઠિત રહે છે. પરંતુ જો મન પાછું સક્રિય થાય તો અજ્ઞાનદશામાં જતું રહીને પ્રભુનું પ્રતિબિંબ ગુમાવે છે, એટલા માટેજ સૌથી પ્રથમ સર્વ બાહ્ય કર્મો અને તે પછી સર્વ આંતર કર્મોનો ત્યાગ કરવાનો બોધ આપવામાં આવે છે. પરંતુ જ્ઞાનયોગીએ તો જાગ્રત અવસ્થામાં પણ જાગ્રત સમાધિમાં રહેવું જોઇએ. જે કર્મો અનિવાર્ય હોય તે સ્થૂલ ઇંદ્રિયોનાં કેવળ યાંત્રિક કર્મો થઇ રહે, અને તેમની ક્રિયામાં શાંત મન જરા પણ ભાગ ન લેતાં તેમના પરિણામ વિષે પણ બીલકુલ ઉદાસીન રહે એ અવસ્થા શક્ય છે.

પૂર્ણયોગનો આદર્શ.

છતાં આપણા પૂર્ણયોગને માટે તો એ આદર્શ પણ પુરતો સંતોષકારક નથી. પૂર્ણયોગમાં જાગ્રત અવસ્થાનું સંપૂર્ણ રૂપાંતરજ થઇ જવું જોઇએ, કેવળ નિષ્ક્રિય શાંતિથી ચાલે નહિ! પ્રભુનું જ્ઞાન આપનારી દિવ્ય ભૂમિકાઓ આપણા મનોમય જીવનથી પર છે, તે છતાં આપણા માનસિક જીવનમાંજ સાધારણ મનની સ્થિતિના કરતાં નિરાળી ઉચ્ચ ભૂમિકાઓ આવી રહેલી છે, અને તે એ દિવ્ય ભૂમિકાની અવસ્થા આપણને પ્રાપ્ત કરાવી શકે છે. અલબત્ત, એ ભૂમિકાને આપણી માનસિક વૃત્તિના પ્રાધાન્યનો પાસ લાગે છે, યાને દિવ્ય ભૂમિકાનું સઘળું જ્ઞાન આપણને એ ભૂમિકામાં મળે છે એ ખરૂં તથાપિ જાગ્રત અવસ્થામાં માણસ એ દિવ્ય મનની ભૂમિકાઓને માનસિક સ્વરૂપમા પ્રાપ્ત કરી શકે છે, અથવા તો તે ભૂમિકામાંથી તે તેજનાં કિરણોનો સ્વીકાર કરી ક્રમેક્રમે પોતાની જાગ્રત અવસ્થાનું અને સ્વભાવનું રૂપાંતર કરી શકે છે. આપણી પૂર્ણતાને માટે એ ઉચ્ચ દિવ્ય માનસિક ભૂમિકાઓ નિષ્-

ટનાં સાધનો છે, તેઓજ એ રૂપાંતર કરાવનાર કરણો છે-અરે ! તેની પૂર્ણતાની * આંતર ભૂમિકાઓ છે !

પરંતુ એ ભૂમિકાઓને પ્રાપ્ત કરવામાં અથવા તો તેમાંથી કાંઇ પણ અસર ગ્રહણ કરવામાં આપણા મનની પરિમિતતા આપણને નડે છે. પ્રથમ તો આપણું મન કેવળ દ્વૈતભાવ પ્રધાન હોઇ તે એક સમયે એકજ પદાર્થના ઉપર એકાગ્રતા ધારણ કરી શકે છે. એવે સમયે બીજા સર્વ પદાર્થોનો તે ત્યાગ કરે છે અથવા તો તેના પ્રત્યે અતિશય પક્ષપાત કરે બીજાઓને કેવળ ગૌણ બનાવી મૂકે છે. દાખલા તરીકે, સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર પ્રાપ્ત કરતા તે કેવળ સત્ ઉપર જ એકાગ્રતા કરે છે અને તે વખતે ચિત્ અને આનંદ કેવલાદ્વૈતમા લય પામી ગયના લાગે છે. એ પક્ષપાતી વલણને લીધેજ કૈવલાદ્વૈતમત અસ્તિત્વમા આવ્યો અથવા તો તે કેવળ ચિત્ સ્વરૂપના ઉપરજ બધો ભાર મૂકશે, અને સત્ અને આનંદને ગૌણ અગત્ય આપશે. એવા સાક્ષાત્કારની અતિશયતાને પરિણામેજ તંત્રની ઉત્પત્તિ થઇ શક્તિ પૂજાનો પ્રચાર થયો ! વળી, મન દિવ્ય આનંદના સ્વરૂપમાજ મગ્ન થઇ જાય છે ત્યારે સત્ અને ચિત્ બંને તેમા લય પામી જાય છે, અને પરિણામે બૌદ્ધમતના નિર્વાણની શોધ કરનાર સાધકની સ્થિતિ તેને પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે મનની પરિમિતતાઓ સાધકને નડે છે. વળી એટલેથીજ પતી જતું નથી. વિજ્ઞાનની ભૂમિકામાથી જ્ઞાન, પ્રેમ અથવા શક્તિના સ્વરૂપમાથી સચ્ચિદાનંદનું કોઇપણ સ્વરૂપ તેના મનમા આવતા તે ઇષ્ટદેવના સ્વરૂપમા પોતાનું ભાન ભૂલી જાય છે, અને પ્રભુ જોડે દિવ્ય સંબંધ બાંધીને સંતોષ માને છે. હવે, જે સાધકોનો અંતિમ હેતુ કોઇ પણ પ્રકારે સંસારમાથી છૂટવાનો હોય છે, તેને તો સાક્ષાત્કારની એ ભૂમિકા સંતોષકારક નીવડે છે કારણકે ઉપર જણાવેલા તત્ત્વોમાથી હરકોઇ એક તત્ત્વને પકડીને તેમા લય પામવાથી અથવા તો તેને પોતે પ્રાપ્ત કરવાથી તેના દ્વારા મનમા એવો ફેરફાર તે ઉત્પન્ન કરી શકે છે.

મનની પરિમિત દ્વૈત પ્રધાન શક્તિ.

* વેદમા એજ ભૂમિકાઓને **सदस्, गृह, क्षय, धाम, दम, भूमि, क्षिति** વિગેરે જુદા જુદા નામો આપવામા આવ્યા છે.

દ્વૈત અદ્વૈતને સામટાં ધારણ કરવાની શક્તિ.

પરંતુ પૂર્ણયોગના સાધકે તો સચ્ચિદાનંદનો સંપૂર્ણ અને સર્વગ્રાહી સાક્ષાત્કાર કરવો જોઇએ, અને તેથી તેણે તો સર્વ પ્રકારના સાક્ષાત્કારોનો સમન્વય કરવો ઘટે. અહીં આપણને મનની સૌથી મોટામાં મોટી મુશ્કેલી નડે છે. તે મુશ્કેલી એકતા અને વિવિધતા, અદ્વૈત અને દ્વૈત બંનેને એકી વખતે ધારણ કરવાની છે. શુદ્ધ અનંતનો અથવા તો ચૈતન્યસ્વરૂપ સત્ કે જે આનંદ સ્વરૂપ છે તે ત્રિપુટીનો સાક્ષાત્કાર કરવો કાંઇ બહુ મુશ્કેલ નથી. વળી મન પોતાની સરહદને વિશાળ કરીને પોતાના અદ્વૈતના અનુભવને સમગ્ર વિરાટ્‌માં યાને વિશ્વમાં સર્વવ્યાપી કરે છે, કે જેથી કરીને પ્રત્યેક પદાર્થ શક્તિ, ક્રિયા વિગેરેમાં તેનોજ આવિર્ભાવ તેને દેખાય. અથવા તો સત્, ચિત્ અને આનંદ સ્વરૂપ આખા વિશ્વની આજુબાજુ આવી રહેલું છે, એવું અનુભવીને વિશ્વના સર્વ પદાર્થો અને ક્રિયાઓ તે સચ્ચિદાનંદ સ્વરૂપમાંથીજ ઉત્પન્ન થાય એવો સાક્ષાત્કાર પણ શક્ય છે. આ બધા અનુભવોને સંવાદિ બનાવવાનું કાર્ય મનને ઘણુંજ કઠિન લાગે છે, છતાં પણ તે પોતાનામાં અને સર્વ પદાર્થોમાં વ્યાપી રહેલા સચ્ચિદાનંદને પ્રાપ્ત કરી શકે છે. સચ્ચિદાનંદ સર્વમા વ્યાપી રહેલો છતા સર્વને પોતાનામાં સમાવે છે. પરંતુ આ સર્વ વિશ્વ સચ્ચિદાનંદ સ્વરૂપજ છે એવો સાક્ષાત્કાર ઉપર જણાવેલા અનુભવો જોડે બંધબેસતો–સંવાદિ કરવો, અને સર્વ પદાર્થ, પ્રાણી, ક્રિયા, રૂપ વિગેરે પણ તે જ છે એવું અનુભવવું એ મનને માટે ઘણું વસમું છે. ઉપર ગણાવેલો પ્રત્યેક સાક્ષાત્કાર મન છૂટ-છૂટા પ્રાપ્ત કરી શકે છે. વળી, તે એકથી બીજાનો અનુભવ પણ કરી શકે છે. તેમાં જ્યારે એક સાક્ષાત્કાર થાય ત્યારે આગળનો અભાવ હોય છે. પરંતુ તે પૈકી એકેકયને ગુમાવ્યા વિના સર્વેને એકતામાં લય પમાડવા, અને ત્યાગ કર્યા વિના તેમને સંવાદિ બનાવવા એજ મનની મોટામાં મોટી મુશ્કેલી છે.

---

## પ્રકરણ ૧૪ મું–પૃથક્કરણ.

### આત્મ સાક્ષાત્કારના બે માર્ગો છે.

પ્રથમઃ—

૧. ક્રમેક્રમે ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકાઓને સાધક પ્રાપ્ત કરે અને પ્રત્યેક ભૂમિકા ઉપર વિશ્વ તેમજ તેની પ્રકૃતિ જોડે એકતા કરે.

બીજોઃ—

૨ શુદ્ધ ચેતન્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરી, પોતાના મનમાં વિશ્વના આવિર્ભાવોની બધી ક્રિયા પણ સાક્ષાત્કારમાં પધારે. આ પ્રકરણમાં બીજા માર્ગોનું વિવેચન કરવામા આવે છે.

પ્રથમ તો મન, પ્રાણ અને શરીર તથા અહંતામાંથી સાધક છૂટો થાય છે એટલે તેને શાંત શુદ્ધ આત્માનો સાક્ષીરૂપે સાક્ષાત્કાર થાય છે અને જગત અસત્-માયા લાગે છે,

પૂર્ણયોગના જ્ઞાનયોગમા–સર્વનો બ્રહ્મરૂપે સાક્ષાત્કાર કરવો જોઇએ. તેમાં પણ સઘળું નાટક જેવું અસત્-નામરૂપાત્મક તો દેખાય છેજ.

ઉપર પ્રમાણે સાક્ષાત્કાર થવાનું કારણ મનની એકદેશીય એકાગ્રતા છે. તેમાં મન કેવળ શુદ્ધ નિષ્ક્રિય ચૈતન્યમાંજ સ્થિર થાય છે અને સક્રિયતામા કે જગતમા જરા પણ ભાગ લેતું નથી. પુરૂષ અને પ્રકૃતિ પ્રધાન સાંખ્ય અને નિર્ગુણ બ્રહ્મપ્રધાન વેદાંતના મૂળમા એ સાક્ષાત્કાર રહેલો છે એમાજ આપણે સ્થિર થઇએ તો આપણે માટે બે શકયતાઓ ઉભી રહે છે. ( થાય છે )

૧. જગતની લીલાના આપણે કેવળ નિષ્ક્રય સાક્ષીરૂપે રહેવું જોઇએ.

૨ વિશ્વમાં આપણે યંત્રની પેઠે અથવા તો ક્રિયાની ઉત્પત્તિમાં કશો ભાગ લીધા વિના વર્તવું જોઇએ.

આંતર શાંતિ અને બાહ્ય ક્રિયા એ બંનેની પૂર્ણતા ઘણા લોકો અશક્ય માને છે. તે છતાં આજકાલના માનસશાસ્ત્રના પ્રયોગો પરથી વિચાર, ભાષા, ક્રિયા વિગેરે થવા માટે દેખીતા કર્તાએ જાતેજ વર્તવું જોઇએ એવું કાંઇ અનિવાર્ય નથી એમ જણાય છે. એમને એમ બીજાની પ્રેરણાથી પણ તેઓ ક્રિયા કરવામાં પ્રવૃત્ત થાય છે. હિપ્નોટીઝમ અને મેસ્મેરીઝમ તથા ટેલીપથીના પ્રયોગો એ શાસ્ત્રમાં આવે છે.

જે માણસે કેવળ નિષ્ક્રય ચૈતન્યની નિષ્ક્રિયતા મેળવી છે તેનામાં વિરાટ્શક્તિ અને વિરાટ્જ્ઞાન જાતે કાર્ય કરે છે. તે વિરાટ્જ જડ પદાર્થમાં, પ્રાણમય સૃષ્ટિમાં અમૂક કાર્યો દેખીતી બુદ્ધિ વિના કરે છે.

આંતરશાંતિ અને નિષ્ક્રયતા સાથે બાહ્યક્રિયાની સંપૂર્ણતા પણ મેળવી શકાય છે. પૂર્ણયોગમાં તેનેજ આધ્યાત્મિક સ્વતંત્રતા ગણવામાં આવે છે. પરંતુ એમાંએ અડચણ આવે છે.

મન પોતે ચૈતન્યની નિષ્ક્રિયતા ઉપર એકદેશીયતાથી એકાગ્ર થઇ રહે છે અને જ્યારે જ્યારે મન વિશ્વની ક્રિયામાં ભાગ લેવા જાય છે, ત્યારે ત્યારે તે પ્રકૃતિને વશ થઇ જાય છે; અને નામ અને રૂપોનેજ સત્ય ગણીને પોતે શાંત, નિષ્ક્રિય આત્માને મિથ્યા ગણે છે !

એ બધી મુશ્કેલીઓ દૂર કરવાને સચ્ચિદાનંદનો આપણા તેમજ સર્વના આત્મારૂપે; વિશ્વ અને તેની ક્રિયારૂપે; અને સર્વ નામરૂપોને પણ તેનાજ આવિર્ભાવ રૂપે આપણે સાક્ષાત્કાર કરવો જોઇએ.



# પ્રકરણ ૧૪ મું.

## નિષ્ક્રિય અને સક્રિય અથવા નિર્ગુણ અને સગુણ બ્રહ્મ.

**આત્મવિકાસના બે માર્ગો. ૧. જુનો. ૨. આધ્યાત્મિક.**

મનોમય પ્રાણીને પોતાના અને વિશ્વના સત્ય સ્વરૂપનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરવામાં જે મુશ્કેલીઓ નડે છે તે આત્મપ્રગતિના બે માર્ગોમાંથી ગમે તે એકનો આશ્રય લીધાથી દૂર થાય છે. સાધક પોતાના અસ્તિત્વની ઉચ્ચ ભૂમિકાઓને ક્રમેક્રમે પ્રાપ્ત થાય છે અને તેમાથી પ્રત્યેક ભૂમિકામાં તે વિરાટ્ જોડે તેમજ તે ભૂમિકાના પુરૂષ અને પ્રકૃતિ તરીકે સચ્ચિદાનંદ જોડે પોતાની એકતા અનુભવે છે. વળી તે ઉચ્ચ ભૂમિકાઓને પ્રાપ્ત કરતા કરતા પ્રકૃતિની હલકી ભૂમિકાઓના કાર્યોને પણ પોતાની જોડે લેતો ઉચ્ચ ભૂમિકામાં જાય છે. અર્થાત્ સાધક અંતરમા ને અંતરમા આત્મવિકાસ અને રૂપાંતરની ક્રિયા સાધીને પ્રાકૃત મનુષ્યત્વ યાને સામાન્ય પશુત્વમાથી પોતાનામાં દિવ્ય આધ્યાત્મિકતાવાળું મનુષ્યત્વ મેળવે છે. આદિ ઋષિમુનિઓ ઉપર જણાવેલી પદ્ધતિને અનુસરતા હશે એમ ઋગ્વેદ અને કેટલાક ઉપનિષદો ઉપરથી અને તેમા ખાસ કરીને તૈત્તરેય ઉપનિષદથી આપણને લાગે છે. હવે બીજી પદ્ધતિ પ્રમાણે સાધક પોતાના અસ્તિત્વની ઉચ્ચમા ઉચ્ચ મનોમય ભૂમિકામાં શુદ્ધ આત્મસાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કરે છે અને તે નિશ્ચલ સ્થિતિમાથી સ્વયંભૂ આત્મા આ સર્વ જુદા જુદા ભૂત સ્વરૂપે આવિર્ભાવ પામ્યો છે તેનો સાધક પોતે તે પદ્ધતિએ પોતાના મનમાં આધ્યાત્મિક સાક્ષાત્કાર કરે છે, પરંતુ તેમ છતા તે દ્વૈતભાવયુક્ત અહંતામા પડી અધોગતિ પામતો નથી. અહંતામા એ પ્રમાણેનું પતન એજ અજ્ઞાન હોઈ જગતમા જણાતા ક્રમવિકાસ યાને ઉત્ક્રાંતિનું કારણ છે. એ પ્રમાણે સાધક પોતે સચ્ચિદાનંદના વિરાટ્ ચૈતન્યમા આધ્યાત્મિકતાવાળા મનોમય પ્રાણી તરીકે એકતા પામે છે અને આગળ જતા મનથી

પર વિજ્ઞાનની દિવ્ય ભૂમિકામાં તે શુદ્ધ આધ્યાત્મિક અસ્તિત્વને પ્રાપ્ત કરે છે. તેથી આ પ્રકરણમાં આપણે આ બીજી પદ્ધતિની ભૂમિકાઓનુંજ જ્ઞાનયોગને માર્ગે વિચરનાર સાધકને માટે ક્રમવાર વિવેચન કરીશું.

અસત્યોમાંથી પાછા ફર્યા પછી સાક્ષાત્કારની પ્રથમ ભૂમિકા.

અહંતા, મન, પ્રાણ અને શરીર વિગેરે જોડેની આત્માની અસત્ય એકતામાંથી સાધક પોતાના આત્માને પાછો ખેંચી લે છે એટલે તેને શુદ્ધ, સ્વાનુભવપૂર્ણ ચૈતન્ય યાને એક, અખંડ, શાંત, નિશ્ચેષ્ટ, નિષ્ક્રિય, અને જગતના કાર્યથી જરાપણ અબાધિત એવા કેવળ અવિચ્છિન્ન અસ્તિત્વની પ્રાપ્તિ થાય છે. પછી તે આ દૃશ્યવિશ્વને ફક્ત સાક્ષી રૂપેજ જુવે છે. અર્થાત્ વિશ્વની કોઈપણ ક્રિયામાં તે ભાગ લેતો નથી, તેમ તેની અસર પણ તેને થતી નથી, અરે ! તેનો સ્પર્શ સરખો તેને થવા પામતો નથી ! હવે આ આધ્યાત્મિક સાક્ષાત્કારથી જરા વધારે ઉચ્ચ ભૂમિકામાં જવાનો પ્રયત્ન કરતાંજ તેને વિરાટ્ના વિશ્વજીવનથી બીલકુલ પર એવા આત્માનો સાક્ષાત્કાર થાય છે. આ વિશ્વમાં જે કાંઇ છે તે બધુંય તે આત્મામાં છે અને તેમ છતાં તે તેના ચૈતન્યની બહાર આવ્યું હોય તેમ લાગે છે ! તેના અસ્તિત્વમાં તો તે સર્વનો અત્યંતાભાવ જણાય છે. ચૈતન્યના અસ્તિત્વમાંજ જગતનું અસ્તિત્વ એક પ્રકારના માયાવી મનનેજ આભારી હોઇ માત્ર એક સ્વપ્નું છે અર્થાત્ માયા કિંવા ભ્રમ છે. મતલબ કે આ વિરક્ત, વિરાટ્થી પર, અને વાસ્તવિક આત્માને સાધક પોતાના શુદ્ધ સ્વરૂપ તરીકે અનુભવી શકે છે. સાધકનો પોતાનો આત્મા અને અસ્તિત્વ વિગેરેનો વિચાર સુદ્ધા તેમાં લુપ્ત થઇ જાય છે. એટલે પછી એ પરાત્પર આત્મા આપણા મનોમય ચૈતન્યને તો કેવળ અગમ્ય, અજ્ઞેય, તત્‌રૂપજ લાગે છે; આ વિશ્વની સાથે જરાપણ વાસ્તવિક સંબંધ અથવા તો તેની ક્રિયામાં કિંચિત્ આપલે તે આત્માને હોતી નથી. મનોમય પુરૂષ ( પ્રાણી ) તેનો અસત્ અર્થાત્ શૂન્ય તરીકે પણ સાક્ષાત્કાર કરી શકે છે. અલબત્ત, આ દુનિયામાં–વિશ્વમાં જે બધું છે તેનું તે શૂન્ય સ્વરૂપ, અને આ વિશ્વ જે રૂપે દેખાય છે તેનું તે અસત્ સ્વરૂપ

હોઇ તેજ ખરેખર એક માત્ર અસ્તિત્વ હોય એમ સાધકને લાગે છે. આપણા આખા અસ્તિત્વનો તેમજ વિરાટ્ અસ્તિત્વનો સંપૂર્ણ ત્યાગ થઇ જાય છે, અને અજ્ઞેયના અગાધ સમુદ્રમાં આત્મા લય પામી જાય છે.

પૂર્ણયોગના જ્ઞાનયોગમાં સર્વ બ્રહ્મનો સાક્ષાત્કાર અને વિશ્વ જીવન.

હવે પૂર્ણયોગમાં જે જ્ઞાનયોગનો અભ્યાસ કરવામાં આવે છે તે તો સાધક પર ખાસ ફરજ નાખે છે કે તેણે દિવ્યતા સંપાદન કરી દુનિયાના વ્યવહારમાં પાછા ફરવું જોઇએ. એમ હોવાથી તેણે સર્વ બ્રહ્મ—સર્વરૂપે બ્રહ્મનો સાક્ષાત્કાર પ્રથમ કરવો જોઇએ. પ્રથમ તો પોતાના શુદ્ધ આત્મસ્વરૂપ ઉપર એકાગ્રતા કરવાથી મન, ઇન્દ્રિયો જે સઘળું જાણે છે તે બધુંય આપણા મનોમય ચૈતન્યની પાછળ એ આત્મા આવી રહેલો છે તેનું સ્વરૂપ હોવાને લીધેજ તે સત્ય છે એવો અનુભવ સાધકને થાય છે. શુદ્ધ આત્મસ્વરૂપનું આ દર્શન મનનાં સૂક્ષ્મ કરણોમાં અને મનની સૂક્ષ્મ ગ્રહણ શક્તિમાં અનંત ચૈતન્ય ( सत् ) રૂપે દેખાય છે. સમગ્ર વિશ્વ તેમાં નામ અને રૂપ તરીકેજ અસ્તિત્વ ધરાવતું હોઇ, તે કેવળ માયા કિંવા તો સ્વપ્ન જેવું અસત્ નહિ તોપણ સંસ્કારોને ગ્રહણ કરનાર અને સૂક્ષ્મ કરણોનો ઉપયોગ કરનાર ચૈતન્યની કૃતિરૂપે અને નહિ કે સ્વયં ચૈતન્યઘનમાંથી આપોઆપ ઉત્પન્ન થયલું ભાસે છે. ચૈતન્યની એ ભૂમિકામાં આખું વિશ્વ—સ્વપ્નરૂપ નહિ તો પણ શાંત, નિશ્ચેષ્ટ, અને ઉદાસીન આત્મામાં ભજવાતા નાટકરૂપ અથવા તો ખોટા દેખાવ જેવું તો જરૂર લાગે છે. વિશ્વમાં આપણું પોતાનું જે વ્યકત જીવન છે તે પણ આપણને એ કાલ્પનિક સૂક્ષ્મ ક્રિયાનોજ વેશમાત્ર હોય એમ લાગે છે. આટલાં બધાં બીજાં મન અને શરીરોનાં સ્વરૂપોમાં આપણું શરીર અને મન પણ યાંત્રિક હોય તેમ લાગે છે ! આત્માના સર્વગ્રાહી, શાંત અને સ્વાનુભવપૂર્ણ ચૈતન્યમાં બીજાં નામરૂપ ધારણ કરનારાં પ્રાણીઓના અસ્તિત્વની પેઠે આપણું અસ્તિત્વ પણ આપોઆપજ ક્રિયાત્મક થયલું હોય તેવું લાગે છે. આપણા વિચારો શાંત થઇ ગયલા હોવાને લીધે આપણું પોતાનું ચૈતન્ય તદ્દન શાંત અને નિષ્ક્રિય બની

ગયલું" હોય છે. તેથી કરી સાક્ષાત્કારની આ ભૂમિકામાં ક્રિયા વિરાટ્ ચૈતન્યના ક્રિયાત્મક સ્વરૂપને આપણે અનુભવી શકતા ન અર્થાત્ આપણે જે કાંઇ પણ કાર્ય કરીએ છીએ તે સઘળુંજ આપ કેવળ યાંત્રિક લાગે છે; તેમાંનું કશુંજ આપણી શક્તિ કે જ્ઞાનમ બુદ્ધિપૂર્વક ઉત્પન્ન કરવામાં આવતું નથી. અગર જો કદાચ મનમાં વિચ આવે છે તો તે પણ બીજી બધી ક્રિયાઓની જેમ યંત્રવત્ આવે આપણામાં વિચાર ઉદ્ભવે છે તે પણ આપણા સ્થૂલ શરીરની વિધિ ક્રિયાઓમાં તથા વનસ્પતિ અને જડ તત્ત્વોમાં પ્રકૃતિની અદૃશ્ય શક્તિ જેમ ક્રિયા કરી રહી છે તે પ્રમાણેજ ઉદ્ભવે છે અને નહિ કે આપ આત્માની ક્રિયાત્મક શક્તિથી. આપણે જે આત્માનો સાક્ષાત્કાર કર્યો છે આત્મા પોતે વિશ્વની ક્રિયાઓને અનુમતિ આપે છે એટલુંજ, બાકી તે પે નથી તો તેમને ઉત્પન્ન કરતો કે નથી તેમાં ભાગ લેતો. એ આત્મા "સવ છે તેનો અર્થ એટલો જ કે તે એક અનંત હોઇ પોતે અક્ષર સ્વરૂપે સર્વ બિરાજતો છતાં સર્વ નામ અને રૂપોને પોતાનામા ધારણ કરી રહ્યો

**સગુણ, નિર્ગુણ યાને સક્રિય, નિષ્ક્રિય; સાંખ્ય અને વેદાંતની એકતા.**

હવે, ચૈતન્યની આ ભૂમિકાનું મૂળ તો જે શુદ્ધ આત્મસ્વરૂપ ચૈતન્ય તદ્દન નિષ્ક્રિય, શાંત અને એકાગ્ર ર રહેલું હોય છે તેનો મનને જે એકદેશ સાક્ષાત્કાર થાય છે તેમાં રહેલું છે. અર્થા તે સ્થિતિમા ચૈતન્ય આવિર્ભાવ પામવા ક્રિ ક્રિયાત્મક થવાનો પ્રયત્ન કરતું નથી. ચૈતન્ય જ્ઞાન સત્ સ્વરૂપ એકતા—અદ્વૈતના સ્વરૂપમાં, તથા તેની શક્તિ અક્ષ અવિકારી સ્વરૂપમાં શાંત થયલાં હોય છે. તથાપિ તે નામ, રૂપ અ ક્રિયાથી પરિચિત હોય છે. પરંતુ એ બધી ક્રિયા આત્મામાંથી ઉત્પ થતી હોય એમ લાગતું નથી, પોતાની મેળેજ તે ચાલતી જણાય છે આત્મામાં તો તેનું માત્ર પ્રતિબિંબજ પડે છે. તાત્પર્ય કે એકદેશી એકાગ્રતાને પરિણામે મનોમય પ્રાણી પોતીકા ચૈતન્યના ક્રિયાત્મક સ્વરૂપ અળગું કરે છે એટલુંજ નહિ પણ પોતે નિષ્ક્રિય સ્વરૂપમાં સ્થિત થા છે, એ બે સ્વરૂપો વચ્ચે ભેદની મજબુત દિવાલ ચણે છે. આ પ્રમાણે

નિર્ગુણ યાને નિષ્ક્રિય અને સગુણ યાને સક્રિય બ્રહ્મ વચ્ચે ભેદની વીસ્તીર્ણ ખીણ પડે છે, અને તે બન્ને સ્વરૂપો જાણે સામસામી ટેકરીઓની ધાર પર એક બીજા પ્રત્યે દૃષ્ટિ નાખતાં છતા પરસ્પર લેશ પણ સંસર્ગ કે સહાનુભૂતિ ધરાવ્યા વગર બીલકુલ અલગ ઉભેલા જણાય છે. અર્થાત્ તેમની વચ્ચે અદ્વૈતનો ભાસ સરખો હોતો નથી. આ પ્રમાણે નિષ્ક્રિય આત્માને સઘળું ચૈતન્યમય અસ્તિત્વ પણ નિષ્ક્રિયતા નાગું જણાવા માડે છે, એટલે પછી સઘળી ક્રિયાઓ ચૈતન્ય રહિત અર્થાત્ જડ લાગે છે. પ્રાચીન સાંખ્યમતના મૂળમા પણ ઉપર જણાવેલી ભુમિકાનો સાક્ષાત્કારજ પુરૂષની નિષ્ક્રિયતા અને અક્ષરતા તરીકે તથા પ્રકૃતિની ક્ષરતા, યાન્ત્રિકના અને જડતા તરીકે સ્વીકારાયલો જણાય છે. પ્રકૃતિની એ સઘળી જડ ક્રિયાઓ પુરૂષમા પ્રતિબિંબ થાય છે, એટલે પુરૂષ પ્રકૃતિની સાથે એકતા પામે છે, અને પોતાના ચૈતન્ય સ્વરૂપથી તેને ચેતનમયતાનો અધ્યાસ અર્પણ કરે છે આમ હોવાથી પ્રકૃતિ જોડેની પુરૂષની એ એકતાનો ત્યાગ થતાજ પ્રકૃતિ પોતાના કાર્યોમા ધીમે ધીમે શિથિલ થતી જાય છેવટ સમતા અને નિષ્ક્રયતા ધારણ કરે છે. એજ સાક્ષાત્કારને વેદાંતમા નિષ્ક્રિય નિર્ગુણ બ્રહ્મરૂપે વર્ણવી સર્વોત્તમ ભૂમિકા તરીકે સ્વીકાવામા આવે છે બાકીનુ બધુ નામરૂપાત્મક જગત અક્ષર, અવ્યય, નિર્ગુણ, નિર્વિકારી સ્વરૂપના ઉપર માનસિક માયાના અસત્ય, વિપરીત કાર્યને લીધેજ અધ્યારોપિત થતુ હોઇ માયાના એ અધ્યારોપને આપણે સત્યજ્ઞાનથી દૂર કરવો જોઇએ. સાંખ્ય અને વેદાન્તના ઉપર જણાવેલા સિદ્ધાંતોમા કેવળ શબ્દોનો અને દૃષ્ટિબિંદુનોજ ભેદ છે; વસ્તુત તો બન્ને એકજ આધ્યાત્મિક અનુભવમાથી ઉપજાવી કાઢેલા જુદા જુદા દેખાતા તર્કપ્રધાન સિદ્ધાંતોજ છે

**સંપૂર્ણ નિષ્ક્રિયતાનો આદર્શ;**

હવે જો આપણે આ ભૂમિકામા આવીને સંતોષ પામી અટકી જઇએ તો તો પછી વિશ્વ પ્રત્યે આપણાથી બેજ વૃત્તિઓ ધારણ કરી શકાય. એક તો એ સંપૂર્ણ નિષ્ક્રિયતા કે આપણે આ વિશ્વલીલાના નિષ્ક્રિય સાક્ષી સાથે સંપૂર્ણ ક્રિયાત્મકતા. રૂપે રહેવુ, અથવા તો આપણા ચૈતન્યની

જરાપણ સક્રિય, શક્તિનો ઉપયોગ કર્યા વિના આપણે તે લીલામાં કેવળ યાંત્રિક રીતે ભાગ લેવો. તેમજ આપણી ઇંદ્રિયો અને તેનાં કાર્યોને પણ કેવળ યંત્ર પેઠેજ થયાં કરવા દેવાં. અર્થાત્ પ્રથમ વૃત્તિ પ્રમાણે વર્તતાં આપણે નિષ્ક્રિય અને નિર્ગુણ, શાંત બ્રહ્મની નિષ્ક્રિયતાને જેમ બને તેમ વધારે આપણા આત્મામાં સિદ્ધ કરવાને મથીએ છીએ. અત્યાર સુધીના અભ્યાસને પરિણામે આપણે મનને તદ્દન નિસ્પંદ અને ચિત્તને કેવળ નિર્વિકારી કરી ચિર શાંતિ અને ઉદાસીનતા મેળવી શક્યા છીએ; હવે આગળ વધતાં આપણે શરીર અને પ્રાણની યાંત્રિક ક્રિયાઓને પણ શાંત કરી નાખવાને–નિદાન તેમને ઓછામાંઓછી કરી નાખવાને પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી કરી પરિણામે તે કેવળ બંધ પડે અને તે પણ હમેશને માટે. સન્યાસભાવપ્રધાન ત્યાગયોગનો આ અંતિમ આદર્શ આપણને માન્ય નથી–એ તો સ્પષ્ટજ છે. એટલે જો આપણે ધારીએ તો સંપૂર્ણ આંતર નિષ્ક્રિયતા, મનની નિસ્પંદતા, આવેશોની નિર્મૂળતા અને શક્તિના કાર્યમાં આપણી અંગત પસંદગીની ગેરહાજરીની સાથે સાથેજ આપણે બાહ્ય દૃષ્ટિથી સંપૂર્ણ ક્રિયાત્મકતા પણ મેળવી શકીએ.

**સંપૂર્ણ નિષ્ક્રિયતા સાથે પૂર્ણ ક્રિયાત્મકતાની શક્યતા.**

ઉપર જણાવી તે સ્થિતિ સાધારણ માણસોને તો અશક્યજ લાગે છે. જેમ લાગણીમાં કામના થવી અગર તો વિકારની પસંદગીની ગેરહાજરીમાં ક્રિયા થવી તેને અસંભવિત લાગે છે, તેમ બુદ્ધિમાંયે તે વિચાર, હેતુ અને શક્તિના કાર્ય વગર ક્રિયા થવી અશક્ય માની બેસે છે. પરંતુ વસ્તુતઃ આપણા પોતાનામાં જે ક્રિયાઓ થાય છે તેમાંનો મોટો ભાગ તેમજ ચેતન રહિત અને ચેતન યુક્ત વિશ્વની ક્રિયાઓનો પણ મોટો ભાગ, કેવળ યાંત્રિક પ્રેરણા અને ક્રિયાથીજ થતો હોય તેમ લાગે છે. નિદાન તેમાં આપણને ઉપર જણાવેલાં કાર્યની પસંદગીનાં તત્વો ઉઘાડી રીતે કાર્ય કરતાં જણાતાં નથી. કદાચ એવી દલીલ કરવામાં આવે કે એ પ્રમાણે યાંત્રિક પ્રેરણા અને ક્રિયાનો નિયમ તો કેવળ સ્થૂલ પદાર્થ યાને જડ વસ્તુઓને તથા ચૈતન્યની પ્રાણમય

ક્રિયાઓનેજ લાગુ પડી શકે, વિચારપ્રધાન અને વ્યવહારૂ મનની ક્રિયાઓએ જેવી કે વાચા, લખાણ અને મનુષ્યપ્રાણીના બુદ્ધિપ્રધાન કાર્યો, વિગેરેને તે નિયમ લાગુ પડી શકેજ નહિ. પરતુ આપણી માનસિક પ્રકૃતિનાં સામાન્ય અને રોજના કાર્યોમા જો આપણે વધારે ઉંડા જઇ શકીએ તો આપણને જણાશે કે ઉપરની દલીલ ખરી નથી. આજકાલના માનસશાસ્ત્રના પ્રયોગોને અંતે એટલું તો સાબિત કરવામા આવ્યું છે કે ઉપર ગણાવેલા સર્વે માનસિક કાર્યો વિચારમા બુદ્ધિપૂર્વક તેમની ઉત્પત્તિ કર્યા વગર અને દેખીતા કાર્ય કરનારની શક્તિ વગર પણ ઉપજાવી શકાય છે, માણસની સર્વ જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો—તેની વાચા સુદ્ધા—બીજા કોઇના વિચાર અને શક્તિના હાથમા નિષ્ક્રિય કરણ યાને હથિયાર માત્ર થઇ રહે છે.

**વિશ્વમા કાર્ય કરતા વિરાટ્ શક્તિ અને જ્ઞાન, યોગીમા તેમનું કાર્ય.**

એ વાત ખરી છે કે બુદ્ધિના સર્વ કાર્યોની પાછળ બુદ્ધિપ્રધાન શક્તિ હોવીજ જોઇએ. પરતુ એ બુદ્ધિ અને એ શક્તિ—ક્રિયા કરનાર ચૈતન્યયુક્ત મનનીજ હોવીજ જોઇએ એવો કાઇ ખાસ નિયમ નથી ઉપર જે પ્રયોગ વિષે કહેવામા આવ્યુ તેમા કેટલાક પ્રસગોની અદર તો એક માણસની બુદ્ધિ અને શક્તિ બીજા માણસના કરણો, ઇન્દ્રિયો વિગેરેને વાપરે છે, વળી કેટલાક પ્રયોગોમા તો કોઇ માણસની શક્તિ કાર્ય કરે છે કિવા જડતાના બધનમાથી મુક્ત થતુ મન કાર્ય કરે છે, કે પછી એ બન્નેનુ મિશ્રણ થયુ છે, તે નક્કી કરવુ પણ મુશ્કેલ થઇ પડે છે પરતુ આગળ આપણે केवलैरिन्द्रियैः (ગીતા) "કેવળ ઇંદ્રિયોથી"—કાર્ય કરવાની અર્થાત્ વિશ્વલીલામા કે આપણા પોતાના સર્વ કાર્યોમા ભાગ લીધા સિવાય માત્ર યત્રરૂપે સર્વ ક્રિયાઓના સાક્ષીરૂપ બની રહેવાની તથા તેમને અનુમતિ આપવાની—જે યોગિક સ્થિતિ જણાવી છે તેમા તો વિરાટ્ બુદ્ધિ અને વિરાટ્ શક્તિ પોતે મનથી પર રહેલી વિજ્ઞાનમય ભૂમિકામાથી, અને મનની નીચે રહેલી અજ્ઞાનમયતામાથી જે પ્રમાણે વનસ્પતિઓમા અને જડ પદાર્થોમા યાત્રિક રીતે છતા પણ હેતુપૂર સર કાર્ય કરે છે તેજ

પ્રમાણે મનુષ્યમાં પણ તે કાર્ય કરે છે. પરંતુ મનુષ્ય ચૈતન્યયુક્ત યાને સજ્ઞાનવાળો હોવાથી ઉપર જણાવેલી સ્થિતિની અંદર આપેલુ ભાષણ, લખેલું લખાણ કે બુદ્ધિનું કોઇપણ કાર્ય, વિચારોમા યોગ્યમાર્ગપૂર્વક, ભૂલ વગરની દલીલોથી પ્રેરિત જ્ઞાન પ્રમાણે અને કાર્ય કારણનો બરાબર સબંધ જાળવીને બહાર પડે છે એ ખાસ નોંધવા જેવી બાબત છે તે માણસની બુદ્ધિ અને શક્તિની સામાન્ય સ્થિતિમા તેનાથી કદીપણ ન થઇ શકે એવુ કાર્ય એવી સ્થિતિમા તે માણસને હાથે થાય છે, અને તેમ છતાયે તે માણસ પોતાનામા જે વિચાર આવે છે તેને સાક્ષી તરીકે જુને છે ખરો, પરતુ તે શક્તિને પોતાની કરીને માનતો નથી તેમ તેને પોતાની શક્તિ તરીકે વાપરતો પણ નથી. વળી તેના પોતાના આધારદ્વારા દુનિયા ઉપર કાર્ય કરી રહેલી જુદીજુદી શક્તિઓને જોયા છતા તેમને પણ તે નિષ્ક્રિય આધારની પેઠે પોતાની ગણુતો નથી. ઉપર જણાવી તે બીના ચમત્કારિક જણાવા છતા પણ અસાધારણ નથી ઉદાહરણ તરીકે, વિશ્વ પ્રકૃતિના દેખીતા જડ કાર્યોને લો. તેમા આપણને વિરાટ્ શક્તિ અને વિરાટ્–વિશ્વજ્ઞાનનુ સપૂર્ણ કાર્ય જણાતુ નથી શુ ? એજ શક્તિ અને એજ જ્ઞાન શાત, ઉદાસીન અને અતરમા નિસ્પદ થયના યોગીમા કાર્ય કરે છે, કારણ કે તે પોતાના પરિમિત અને અગત શક્તિ તથા જ્ઞાનથી વિરાટ્ શક્તિ અને વિરાટ્ જ્ઞાનના કાર્યમાં અતરાય નાખતો નથી તે પોતે તો નિષ્ક્રિય, નિર્ગુણ બ્રહ્મમાંજ સ્થિત રહી પોતાની પ્રકૃતિના કરણોદ્વારા સગુણ–સક્રિય બ્રહ્મને કાર્ય કરવા દે છે અને પોતાનામા વિરાટ્ શક્તિ અને વિરાટ્ જ્ઞાનનું જે સ્વરૂપ થાય છે તેમા લેપાયા વિના નિષ્પક્ષપાતપણે તેને સ્વીકારે છે.

આતર નિષ્ક્રિયના અને બાહ્ય ક્રિયાત્મક દશાની એક બીજાથી તદ્દન સ્વતંત્રતા તેની જે સ્થિતિ ઉપર વર્ણવવામા આવી છે તેમા સપૂર્ણ આધ્યાત્મિક સ્વતત્ર હોય છે. ગીતા કહે છે કે, એવો યોગી "કર્મ કરે છે છતા પણ કર્મ કરતે નથી," કારણ કે એ સ્થિતિમા તે પોતે કાર્ય કરતો હોતો નથી પરતુ વિશ્વ પ્રકૃતિજ પોતાના પ્રભુથી સચાલિત થઇને કાર્ય કરતી હોય છે તે યોગી પોતાના કાર્યથી બધાતો કે લેપાતો

પૂર્ણયોગમાં સગુણ, નિર્ગુણના વિરોધનું નિરાકરણ.

નથી, તેમજ તે કાર્યો તેના મન ઉપર જરાપણ અસર કરતાં નથી, કે આત્મા*ના પરપર લેશ ડાઘ મૂકી જતાં નથી ! તે સર્વ કર્મોનો + લય તેમનો આરમ્ભ થતાં વારમાંજ થઈ જાય છે, અને અક્ષર આત્માને બીલકુલ વિકાર વગરનો રહેવા દઈને તે કર્મો ચાલ્યાં જાય છે. એટલે ફરી મુક્ત આત્માએ જગત સાથે કોઈપણ પ્રકારનો સંબંધ જો રાખવો હોય તો તેણે નીચે જણાવેલી સ્થિતિમાંજ રહેવું ઘટે એમ આપણને લાગે છે. પ્રથમ તો તેણે પોતાના અંતરમાં અવિકાર્ય, અક્ષય નિઃશબ્દતા, શાંત અને નિષ્ક્રિયતા તથા બાહ્યજીવનમાં વિરાટ્ શક્તિ અને વિરાટ્ જ્ઞાનથી નિયત કાર્ય કરવાની શક્તિ મેળવવી જોઇએ. ગીતા કહે છે કે તે શક્તિ અને જ્ઞાન પોતાના કર્મોમાં લેપાયા કે બધાયા સિવાય, અગર તેમના પ્રત્યે અજ્ઞાનપૂર્ણ આસક્તિ સિવાયજ કાર્ય કરે જાય છે. આપણે કર્મયોગમા પણ જોઇ ગયા છીએ કે સંપૂર્ણ બાહ્ય ક્રિયાશક્તિનું મંડાણ સપૂર્ણ આંતર નિષ્ક્રિયતા ઉપર કરવાની ભૂમિકા યોગીએ પ્રાપ્ત કરવી જરૂરની છે. પરંતુ, આપણે જોઇ શકીશું કે આત્મજ્ઞાનની એ ભૂમિકામા આપણને પૂર્ણતાની કિંવા સમગ્રતાની ખામી ચોકખી દેખાઇ આવે છે, કારણ કે નિષ્ક્રિય અને સક્રિય યાને નિર્ગુણ અને સગુણ બ્રહ્મના ચૈતન્યમાં આપણને ભેદ આવી રહેલો દેખાય છે, કેમકે એ ભૂમિકામા પણ આપણે તેમનું અદ્વૈત અનુભવ્યું નથી ! આપણે તો નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ ગુમાવ્યા સિવાય સગુણ બ્રહ્મને પ્રાપ્ત કરવાનો છે. આતરશાંતિ, નિઃશબ્દતા અને નિષ્ક્રિયતાને આપણા પાયા તરીકે આપણે સ્થાપન કરવી જોઇએ, એ સાચું, તથાપિ સગુણ બ્રહ્મના કાર્ય પ્રત્યે ઉદાસીનતાને બદલે સંપ અને નિષ્પક્ષપાતી એવા નિરપેક્ષ આનંદની વૃત્તિ પણ સાથે સાથે સ્થાપન કરવી જોઇએ આપણી સ્વતંત્રતા ને શાંતિ જતા રહેશે એવી બ્હીકે સગુણ બ્રહ્મનાં કાર્યોમા ભાગ લેવાનુ નકારવાને બદલે આપણે તો સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરી તેને પણ પ્રાપ્ત કરવાનો છે ! અસ્તિત્વની લીલામાં તેનો આનંદ રહેલો છે તોપણ તેની શાંતિનો ઉચ્છેદ થતો નથી ! અને સર્વ કર્મોનું સ્વામીત્વ

* न कर्म लिप्यते नरे (ઇશોપનિષદ) नैव किंचित् करोति सः (ગીતા)
+ कर्माणि प्रविलीयंते (ગીતા), कुर्वन्नपि न लिप्यते (ગીતા)

ધરાવતો હોવા છતાં, પોતાનાં કર્મોની અંદર તે જે શાંત સ્વતંત્રતા ભોગવે છે તેને ઉની આંચ પણ આવતી નથી!

સગુણ, નિર્ગુણ બ્રહ્મ વચ્ચેના ભેદની જે મુશ્કેલી ઉભી થાય છે તેનું ખરું કારણ તો એ છે કે મનોમય પ્રાણી પોતાનાં શુદ્ધ સત્ સ્વરૂપના ઉપર એકદેશીય એકાગ્રતા કરે છે. હવે એ સત્ સ્વરૂપમાં ચૈતન્ય, નિષ્ક્રિયતામાં, અને આનંદ, શાંતિમાં સ્થિર થઇ ગયલાં હોય છે. મનોમય પ્રાણીએ તો ચૈતન્યની ક્રિયાત્મક દશામાં ઉત્પન્ન થતી શક્તિ અને આનંદમાં ઉત્પન્ન થતો હર્ષ જે ભૂમિકામાં અનુભવાય છે તેને પ્રાપ્ત કરવાને તયાર થવું જોઇએ. અહીં એક બીજી મુશ્કેલી એ હોય છે કે મન પોતે બળના ચૈતન્યરૂપ થઇ જઇ પોતેજ તે બળના ઉપર કાબુ મેળવવાનો કેટલીકવાર ભૂલી જાય છે. એ પ્રમાણે મન જ્યારે પ્રકૃતિની ક્રિયાઓમાં જ્યારે સંપૂર્ણપણે એક થઇ જાય છે ત્યારે પછી તે બીજી બાજુની એકદેશીયતા ધારણ કરે છે.

સગુણ, નિર્ગુણના ભેદનું કારણ, માનસિક એકદેશીયતા.

તે એકદેશીયતા આપણને સાધારણ માણસના જીવનમાં જણાઇ આવે તેવી હોય છે. તેવા માણસો પોતાના શારીરિક યાને પ્રાણમય જીવનમાં અને તેમના ઉપર આધાર રાખનાર મનોમય જીવનમાં પોતાના અસ્તિત્વની સંપૂર્ણતા માને છે એટલુંજ નહિ, પરંતુ આત્માની શાંતિ અને નિષ્ક્રિયતાને જીવનની વાસ્તવિક ભૂમિકાથી વિમુખ થઇ શૂન્યતા પ્રત્યેજ ગમન કરવા જેવી ક્રિયા ગણે છે! તેવા માણસો સગુણ બ્રહ્મની છાછરી સપાટી ઉપરજ રહે છે. સગુણમાં એકાગ્રતા પામેલા શાંત આત્માને મન સર્વ ક્રિયાઓ ફક્ત કેવળ સગુણનાંજ નામરૂપો હોય તેવું દેખાય છે; ત્યારે એવા સગુણની પ્રકૃતિમાં મગ્ન થઇ ગયલાઓને તે સર્વ નામરૂપોજ સત્ય લાગતા હોય તેમને મન આત્માજ કેવળ નામ રૂપાત્મક યાને મિથ્યા હોય એવું દેખાય છે! અતિશયતા ભરેલી એકદેશીયતાની એક બાજુએ નિર્ગુણ બ્રહ્મ સગુણથી તદ્દન અનંડોજ દેખાય છે અને તેની ક્રિયાઓમાં જરાપણ ભાગ લેતો લાગતો નથી; ત્યારે બીજી બાજુએ, સગુણ બ્રહ્મ નિર્ગુણથી નિરાળો રહેતો હોય તેના ચૈતન્યને પ્રાપ્ત કરતો નથી, તેમજ પોતાના ચૈતન્યના

મૂળ સ્વરૂપને પણ ભાગ્યેજ પ્રાપ્ત કરે છે; આ પ્રમાણે એક બાજુ ચૈતન્યનો અભાવ (જડતા) તથા બીજી બાજુએ આત્મપ્રાપ્તિનો અભાવ અસલ નહિ તો પણ કેવળ યાંત્રિક ક્રિયાઓ કરતો જણાય છે.

તે બેનો ખરો સંબંધ.

પરંતુ જેણે શાંત, નિષ્ક્રિય આત્માનો સાક્ષાત્કાર કર્યો છે, એવો સાધક આત્મજ્ઞાનનો લોપ થાય અથવા તો આત્માની શાંતિનો ભોગ આપવો પડે એવી કોઇપણ સ્થિતિમાં કદિ સંતોષ માની બેસી રહેતો નથી. તે પોતે કેવળ અંગત, પરિમિત, અજ્ઞાનપૂર્ણ, અશાંત અને મહેનતવાળી માનસિક, શારીરિક અને પ્રાણમય ક્રિયાઓમાં પોતાના આત્માને કદિપણ વહેવા દઇ શકતો નથી. તે સાધક આધ્યાત્મિક અનુભવની સહાય તે ભૂમિકાને પ્રાપ્ત કરે, તોપણ ખરેખરાં આત્મજ્ઞાન, આત્મપ્રસાદ અને આત્મપ્રાપ્તિ માટે જે ભૂમિકા તેને અનિવાર્ય લાગી હોય તેને અનુરૂપ જો તે હોય તો અથવા તો એ ભૂમિકાનો તેનામાં સમાવેશ થઇ જતો હોય એવી વિશાળ કિંવા વ્યાપત ભૂમિકા હોય તોજ તે સંતુષ્ટ થાય છે.

વ્યવહારમાં પતન થવાનો ભય અને તેનો ઉપાય.

ઉપર જણાવ્યા પ્રમાણે સાધક વિશ્વના વ્યવહારમાં પાછો ભાગ લેવા માંડે છે, ત્યારે કેટલીક વાર જુની માનસિક ક્રિયાઓની ઘરેડમા થોડે ઘણે અંશે, ઉપર ઉપરથી પણ થોડા વખતને માટે પડી જવાનો સંભવ છે. એ પ્રમાણે પતન થતું અટકાવવાને અથવા તો જ્યારે થાય ત્યારે તેમાંથીઉચ્ચ સ્થિતિને પુનઃ પ્રાપ્ત કરવા માટે તેણે સચ્ચિદાનંદના ઉપર પોતાના ઉપર પોતાના ઉપર એકાગ્ર કરી તેજ સત્ય છે એ ભાવને દઢ કરવો; અને તે પછીજ ક્રમે ક્રમે તે એક, અનંતનો સાક્ષાત્કાર તેની અનંતતા યાને વિવિધતામાં પ્રસારવો. સાધકે પોતે એકાગ્રતા પ્રાપ્ત કરીને સર્વ વસ્તુઓમા તે એક બ્રહ્મને અનુભવવો જોઇએ. અર્થાત્ સતની યાને અસ્તિત્વની જ્ઞાનયુક્તચિત્ યાને શક્તિ તરીકે અને ચૈતન્યયુક્ત અસ્તિત્વના શુદ્ધ ચૈતન્યસ્વરૂપ તરીકે તેણે સચ્ચિદાનદને ઓળખવો જોઇએ. આત્માને તેણે વિરાટ્-સર્વ-રૂપે એટલે ફકત વસ્તુઓનાં આદિ મૂળ ચૈતન્ય સ્વરૂપેજ નહિ પરંતુ વિધવિધ સ્વરૂપોમાં; પોતાના વિશ્વથી પર ચૈતન્યમાં

સર્વને સમાવી દેનાર પરાત્પર તરીકેજ નહિ, પરંતુ સર્વના આધારભૂત ચૈતન્યરૂપે સર્વ પદાર્થોના સ્વરૂપોમાં પણ ઓળખવો જોઇએ. આત્માના સાક્ષાત્કારમાં એ બીજું પગલું ગણાય. ઉપર વર્ણવેલો સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર જેમ જેમ સિદ્ધ થતો જશે તેમ તેમ સાધકની ચૈતન્યભૂમિકા અને તેની પ્રકૃતિ યાને મનોમય દશા પણ બદલાતી જશે. નામ અને રૂપોને પોતાનામાં ધારણ કરનાર અને પ્રકૃતિના વિકારોમાં ભાગ લીધા વગર તેમને પણ પોતાનામાં સમાવનાર, અક્ષર, નિગુર્ણ આત્માને બદલે સાધકના મૂળ ચૈતન્ય સ્વરૂપમાં કેવળ અક્ષરરૂપ રહેનાર અને તેની મૂળ સમતાની સ્થિતિમાં કેવળ નિર્વિકારી એવા આત્માનું ચૈતન્ય સાધકમાં જાગ્રત રહે છે, પરંતુ તે પોતાના આવિર્ભાવમાં મન જેને "નામ" અને "રૂપ" કહીને જુદાં પાડે છે તે સર્વ પદાર્થોનું સ્વરૂપ પોતેજ બને છે; અને પોતેજ તેને ધારણ કરે છે. મન અને શરીરનાં જુદાં જુદા સ્વરૂપો આપણને કેવળ પુરૂષમાં પ્રતિબિંબિત થતાં મિથ્યા આભાસરૂપ નહિ જણાય પરંતુ સત્ય જણાશે, કારણ કે તેમનું ખરૂં સ્વરૂપ બ્રહ્મ પોતેજ છે. તે પછી સચ્ચિદાનંદ પોતેજ તે સ્વરૂપોનો મૂળ પદાર્થ હોય નહિ એવું સાધકને લાગે છે. પછી પ્રત્યેક રૂપને લાગેલું નામ તે વસ્તુના સત્ય સ્વરૂપને વિશે મને પોતે ઉત્પન્ન કરેલો કેવળ વિચાર માત્ર નહિ લાગે, પરંતુ તે પ્રત્યેકની પાછળ આપણને સત્ ચૈતન્ય સ્વરૂપની સત્તા આવી રહેલી જણાશે. તેના પોતાના શાંત, નિષ્ક્રિય સ્વરૂપમાં અવ્યક્ત, પરંતુ શક્તિપૂર્ણ તત્વનોજ એ પ્રભાવ છે, એમ પણ આપણને અનુભવથી જણાય છે. એ બધી વિવિધતા છતાં પણ તેને આપણે એક, સ્વતંત્ર અને નામરૂપોથી પર તરીકે અનુભવી શકીશું. અર્થાત્ એક, અનંત, અને સત્ય આત્મા પોતે નામરૂપોના અધ્યારોપમા સુખ દુઃખ અનુભવી રહ્યો છે એવા સાક્ષાત્કારને ઠેકાણે એક, અનંત, સત્ અનંત ભૂતોને રૂપે પોતાનો આવિર્ભાવ કરી રહેલું નજરે પડશે. યોગીને મન ભૂત

સચ્ચિદાનંદનાં બે સ્વરૂપો.

માત્ર સચ્ચિદાનંદનાં વિચારમય, મનોમય સ્વરૂપોજ નહિ, પરંતુ સાક્ષાત્ આત્મ સ્વરૂપો તરીકે પ્રતીત થશે. એ સઘળાં તેને પોતાના સ્વરૂપોજ લાગશે! તેની સાથે તે અદ્વૈત અનુભવશે! સર્વ પ્રાણી પદાર્થોની સ્થૂલ અને સૂક્ષ્મ-બાજી

માનસિક, પ્રાણમય અને શારીરિક જીવનની—સર્વ ક્રિયાઓ તે યોગીને એક સમગ્ર અને અખંડ અવિચ્છિન્ન ક્રિયા તરીકે અને સર્વદા એકજ સ્વરૂપે અવિચળ રહેનાર એક અનંતની ક્રિયાઓ તરીકેજ જણાય છે. તાત્પર્ય કે અક્ષર, આંતર સ્થિતિ અને બાહ્ય, ક્ષર ક્રિયા બંનેમાં સમાન વ્યાપી રહેલા સચ્ચિદાનંદનો આપણને સાક્ષાત્કાર થાય છે, અને એ સત્ય આપણા અસ્તિત્વનું સર્વગ્રાહી સત્ય છે, એમ પળે પળે જણાય છે.

## પ્રકરણ ૧૫ પૃથક્કરણ.

સગુણ બ્રહ્મ સાથે અદ્વૈત કરવું એટલે કે વિરાટ્ ચૈતન્યને આપણામાં સ્થાપન કરવું. મન, પ્રાણ અને શરીરની જોડે અસત્ય, અદ્વૈત અથવા એકતાનો ત્યાગ કરવાથી પ્રથમ અહંતા ને પછીથી જીવાત્માનો સાક્ષાત્કાર થાય છે. પરાત્પર જીવાત્માથી ઘણુંજ પર લાગે છે. તેની અને જીવાત્માની વચ્ચે વિરાટ્ ચૈતન્યનો અનુભવ આવી રહેલો છે.

વિરાટ્ ચૈતન્યને પ્રાપ્ત કરવા માટે સાધકે પ્રથમ સાક્ષીરૂપે શાંત અને સર્વવ્યાપી આત્માનો અનુભવ પ્રાપ્ત કરવો. વિશ્વની ક્રિયાઓનો સાક્ષી તેજ સચ્ચિદાનંદ. તેને પ્રાપ્ત કરવાથી સમગ્ર વિશ્વને આપણામાં જોવાની શક્તિ પ્રાપ્ત થાય છે. સર્વ પ્રાણી, પદાર્થ, સર્વ મન, સર્વ શરીર વિગેરેમાં તે વિરાટ્ આત્માજ આવી રહેલો જણાય છે.

તે સાક્ષીરૂપ શાંત આત્મા વિશ્વની શક્તિઓનો સ્વામી છે એવો અનુભવ પણ સાધકે કરવો જોઇએ. વળી, તે સર્વ કર્મોનો ઉત્પાદક ને નિયામક હોઇ જુદા જુદા દેખાતા આત્માઓમાં વ્યાપી રહેલા પ્રભુનુંજ સ્વરૂપ છે એવો અનુભવ પણ આપણે કરવો જોઇએ. ગમે તેવા વિરોધી સ્વરૂપોમાં પણ તે અનંતજ વિશ્વમા વ્યાપી રહ્યો છે, તથા આપણને પરિમિત અને લઘુ દેખાતા પદાર્થોમાં પણ સાક્ષી તથા સ્વામી તરીકે પ્રભુ વ્યાપી રહેલો જણાય ત્યારે આપણામાં વિરાટ્ ચૈતન્ય જાગ્રત થયું ગણાય.

એ વિરાટ્ અને વ્યક્તિ વચ્ચે જુદા જુદા સંબંધો હોઇ શકે છે. તોપણ જ્ઞાનયોગનો અંતિમ ઉદ્દેશ જીવાત્માનો વિરાટ્માં લય કરવાનો મનાય છે. એ વિરાટ્ ચૈતન્યને પ્રાપ્ત કરી આપણે જેમાં લય પામીએ છીએ તે સચ્ચિદાનંદ પોતેજ છે. વિશ્વના આવિર્ભાવનું કારણ પણ તેજ.

વિરાટ્ ચૈતન્યને પ્રાપ્ત કર્યા પછી આપણી દૃષ્ટિ કેવળ બદલાઇ

નથી. વ્યક્તિમાં આપણું દષ્ટિબિંદુ ઘણું સંકુચિત ને પરિમિત હોય છે. વિરાટ્ ચૈતન્યને લીધે આપણને વિશ્વદષ્ટિ પ્રાપ્ત થાય છે. એ દષ્ટિથી અજ્ઞાન અને દુઃખનું પણ રહસ્ય આપણે જાણી શકીએ છીએ. આપણા મન, પ્રાણ અને શરીરનું યોગ્ય સ્થાન પણ આપણે જાણી શકીએ છીએ. પદાર્થની કિંમત તેમનામાં થતા પ્રભુના આવિર્ભાવ ઉપરથી અંકાશે, તેના પોતાના સ્વરૂપને લીધે નહિ. મન, દિવ્ય જીવન અને સામાન્ય જીવન વચ્ચે ભેદ પાડી અનંતમાં મગ્ન થવાની સ્થિતિને ઉચ્ચ ગણે છે. પરંતુ એ પરિમિત વિચારને સ્વીકારવાથી સાધકને શાંતિરૂપ મોક્ષ મળે છે પરંતુ દિવ્ય કર્મો કરવાનો અદ્દભુત મોક્ષ તેને મળતો નથી. શાંતિ અને નિષ્ક્રિયતા ઉપરાંત સાધકે પ્રકૃતિ ઉપર સામ્રાજ્ય અને સ્વરાજ્ય મેળવવું જોઇએ.

વિરાટ્ને પ્રાપ્ત કરવાનો બીજો માર્ગ એ છે કે સર્વ પ્રાણીઓ સાથે સાધકે એકતા અનુભવવાનો પ્રયાસ કરવો. અર્થાત્ વિશ્વમાં એકજ પ્રાણ, એકજ વિરાટ્ મન, અને એકજ વિરાટ્ શરીર આવી રહ્યું છે એવું અનુભવવા પ્રયત્ન કરવો. આપણા અંગત મન, પ્રાણ અને શરીર તે વિરાટ્નાં સમુદ્ર ઉપર થતાં મોજાંરૂપ છે.

વિરાટ્ ચેતનની સતત જાગ્રતિ રાખવા માટે વિજ્ઞાનમય ભૂમિકાને પ્રાપ્ત કરવી જરૂરની છે.



# પ્રકરણ ૧૫ મું.

## વિરાટ્ ચૈતન્ય.

જીવાત્માનો સાક્ષાત્કાર; પરાત્પરની ઝાંખી અને વિરાટ્ ચૈતન્યનું સ્થાન.

આગલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે સગુણ બ્રહ્મ સાથે અદ્વૈત કરવાનો અર્થ એજ છે કે પૂર્ણ કે અપૂર્ણ હરકોઇ રીતે જેવી એકતા પોતે કરી હોય-તે પ્રમાણે સાધકે પોતાના વ્યક્તિગત ચૈતન્યને બદલે વિરાટ્ યાને વિશ્વ ચૈતન્ય સ્થાપન કરવું. સામાન્ય માણસનું ચૈતન્ય કેવળ વ્યક્તિવાળુંજ નહિ પરંતુ અહંતાપૂર્ણ હોય છે. અર્થાત્ એ ચૈતન્યમાં જીવાત્મા વિશ્વ પ્રકૃતિની અંદર પોતાના માનસિક, પ્રાણમય, અને શારીરિક અનુભવોને તથા મને ઉત્પન્ન કરેલી અહંતાને પણ સ્વીકારે છે. અલબત્ત, એ સર્વ અનુભવોને સ્વીકારનાર મન, પ્રાણ અને શરીર તે અનુભવોને ઓછા પ્રમાણમાં ઓળખી શકે છે. કારણ કે તે સર્વ કરણો વિષે તો એ એમ કહી શકે છે કે "આ મારૂં મન, મારો પ્રાણ, અથવા તો મારૂં શરીર છે." અર્થાત્ કે પોતાની જાતને કાંઇક અંશે તે સર્વ સાથે એક ગણે છે. વળી તેનાથી પોતે જુદો હોય અને તેમને ધારણ કરતો હોય એમ પણ તે માનતો દેખાય છે. પરંતુ અહંતા વિષે તો તે એમજ કહે છે કે "એ તો હું પોતે છું." હવે મન, પ્રાણ, અને શરીરની જોડેની અસત્ય એકતાનો ત્યાગ કરવાથી સાધક અહંતાના મૂળરૂપ જીવાત્માને પ્રાપ્ત થાય છે. સર્વ કરણોનો ખરો ભર્તા-સ્વામી-જીવાત્મા છે. જીવાત્માની ભૂમિકામાંથી પણ ઉંચે દૃષ્ટિ કરતાં સાધક એ જીવાત્મા જેનો પ્રતિનિધિ છે, અને જેનું સનાતન સ્વરૂપ છે તે શુદ્ધ આત્માના પરાત્પર ચૈતન્યને પ્રાપ્ત કરે છે. તે કેવળ સત્ સ્વરૂપ લાગે છે અથવા તો કેવળ અભાવરૂપ અસત્ સ્વરૂપ લાગે છે. એ ત્રણે સનાતન સત્યના જુદા

દેખાવો છે. હવે વિશ્વમાં કાર્ય કરી રહેલી પ્રકૃતિની ક્રિયાઓ અને આ પરાત્પર ચૈતન્ય એ એની વચમાં વિશ્વની સર્વ ક્રિયાઓને ધારણ કરનાર અને પરાત્પર ચૈતન્યના વિરાટ્ સ્વરૂપ તરીકે વિરાટ્ ચૈતન્યનો સાક્ષાત્કાર આવેલો છે. એ વિરાટ્ ચૈતન્યજ વિરાટ્ પુરૂષ છે અને સર્વ પ્રકૃતિ તેનીજ શક્તિ છે. એ વિરાટ્ ચૈતન્ય જોડે આપણે બે પ્રકારે એકતા સાધી શકીએ. પ્રથમ તો અહંતાની ભીંતો તોડી નાખી બહાર ચોતરફ વિચરીને એક, અનંતમાં આવી રહેલાં સર્વ પ્રાણીઓ જોડે અદ્વૈત કરવાથી વિરાટ્ પુરૂષ જોડે એકતા થઇ શકે, અથવા તો બીજી રીત એ છે કે શુદ્ધ આત્મા યાને કેવળ ચૈતન્ય સ્વરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો અને પછી વિશ્વથી પર રહી, તે આત્માનેજ આવિર્ભાવ અને સર્ગ કરનાર તરીકે તથા સર્વ વ્યાપીના સ્વરૂપમાં આત્મજ્ઞાન અને આત્મશક્તિથી સંપન્ન અનુભવવો.

શાંત અક્ષરમાં વિરાટ્નો પાયો.

ઉપર જે વિરાટ્ ચૈતન્ય વિષે કહેવામાં આવ્યું તેનો પાયો મનોમયપ્રાણી સર્વમાં વ્યાપી રહેલા શાંત અને સર્વવ્યાપી આત્મામાં સૌથી વધારે સારી રીતે ચણી શકે છે. તે શાંત સ્વરૂપ આત્મા પોતે શુદ્ધ સર્વ વ્યાપી સાક્ષી રૂપજ હોય છે; આખા વિશ્વની સર્વ ક્રિયાઓને તે સાક્ષી સ્વરૂપ વિરાટ્ પુરૂષ–સચ્ચિદાનંદ–તરીકે ગણી તેના આનંદને માટેજ વિશ્વ પ્રકૃતિ પોતાની સનાતન ક્રિયાઓની પરંપરા ચલાવી રહી છે એમ અનુભવે છે; આપણને અખંડિત આનંદનો સાક્ષાત્કાર થાય છે; શુદ્ધ અને સપૂર્ણ સત્ યાને પ્રભુનું સાન્નિધ્ય પ્રાપ્ત થાય છે. આપણામા તેમજ સર્વમાં આવી રહેલી અનંત, અને આત્મમયી શકિત કે જે આપણા દ્વૈતથી વિભકત થતી નથી, તથા જેના ઉપર વિરાટ્માં થતા સર્વે આવિર્ભાવોના દંદ્વોની ખેંચતાણ અને મહેનતથી જરા પણ અસર થતી નથી તે શકિતમાં આ વિશ્વજીવનનો આવિર્ભાવ થતો દેખાય છે છતાં તે શકિત તેનાથી પર રહેલી છે એમ આપણે અનુભવીએ છીએ. આ સઘળું વિશ્વ તે શકિતને લીધે જીવે છે; પરંતુ તે શકિતનું અસ્તિત્વ એ બધા આવિર્ભવ ઉપર આધાર રાખતું નથી. કાલ અને દિશાને એ શકિત પોતાનામાં ધારણ કરતી હોઇ તેમાં તે

પોતે-વ્યાપ્ત છે તો પછી તેમાં બનતા બનાવોથી તે પોતે કેવી રીતે બંધાય ? એ દિવ્ય ચૈતન્યના ઉપર સ્થિત થવાથી સમગ્ર વિશ્વને આપણા પોતાનામાં સમાવી દેવાની શક્તિ આપણામાં આવે છે. એ ચૈતન્યમાં સ્થિત થયા પછી જે પદાર્થોની વચ્ચે વસીએ છીએ તેમનાથી આપણે પોતે કદિપણ ન બધાઇ જતાં પ્રભુની માફક પ્રકૃતિનો વ્યવહાર નિભાવવાને ખાતર આપણે પોતીકા આવિર્ભાવરૂપ સઘળી વસ્તુઓને આપણા પોતાનામાં સમાવી દેવાની શક્તિ પ્રાપ્ત કરીએ છીએ. પછી મન, પ્રાણ કે શરીર કશાય જોડે આપણી એકતા રહેતી નથી અર્થાત્ આપણે મન પ્રાણ કે શરીર છીએ એવું આપણને પછી લાગતુંજ નથી. ઉલટું આપણે તે સર્વેમાં વ્યાપી રહેલા તથા સર્વને ટકાવી રાખનાર-ભર્તા-શાંત, નિઃશબ્દ, સનાતન, આત્મા સ્વરૂપે જ રહીએ છીએ, આપણામાં રહેલો એ આત્માજ સર્વત્ર, સર્વ પ્રાણીમાં સર્વ મન, સર્વ પ્રાણ અને સવ શરીરને ટકાવી રાખે છે એવો સાક્ષાત્કાર આપણને થાય છે. મતલબ કે તે ચૈતન્ય ફક્ત આપણામાંજ આવી રહેલું છે અને આપણીજ અંદર વસે છે એવો પરિમિત ખ્યાલ પછી જતો રહે છે. આપણી ખાત્રી થાય છે કે તે અનંત શાંત ચૈતન્યમાંજ આ સઘળું વિશ્વ હાલે ચાલે છે; અને વર્તે છે; સર્વ વિશ્વમાં તે અનંત ચૈતન્યજ કેવળ સ્થિર અને અક્ષર છે. એ ચૈતન્યને પ્રાપ્ત કરવાથી આપણા સનાતન આત્માને ચૈતન્ય અને આનંદમાં આપણે આરામથી સ્થાપન કરીએ છીએ.

વિશદ્ ચૈતન્યનું કાર્ય.

પછી, એ શાંત આત્મા વિશ્વ પ્રકૃતિની સઘળી ક્રિયાઓનો સ્વામી છે, એવો સાક્ષાત્કાર પણ આપણે કરવો જોઇએ. સનાતન ચૈતન્યની ઉત્પાદક શક્તિમાં આપણને તે એકજ સ્વયંભૂ આત્માનું દર્શન થાય છે. આ વિશ્વમાં ચાલી રહેલી અનંત ક્રિયા પણ તેનીજ શક્તિ, તેનાજ જ્ઞાન અને તેનાજ આનંદનું સ્વરૂપ છે. પોતાનાં સનાતન જ્ઞાન અને શક્તિનું કાર્ય કરવા માટેજ તે અનંત અસ્તિત્વ અને પરમાત્મા પોતાનો આવિર્ભાવ કરે છે. સર્વમાં વ્યાપી રહેલા સનાતન આત્મારૂપેજ આપણે પ્રથમ પ્રભુનો સાક્ષાત્કાર કરીએ છીએ. અર્થાત્ સર્વ કર્મ અકર્મ; જ્ઞાન, અજ્ઞાન,

હર્ષ શોક, શુભ અશુભ; પૂર્ણતા અપૂર્ણતા; બળ અને નિર્બળ; જીવનમાં થતા આવિર્ભાવ રૂપે તથા આવિર્ભાવમાંથી મૂળ સ્વરૂપમાં લય પામતી ક્રિયારૂપે આપણે તે સનાતન આત્માનોજ સાક્ષાત્કાર કરીએ છીએ. ત્યારપછી આપણને તે આત્મા પોતાની અનંત શક્તિ અને જ્ઞાન સ્વરૂપે સર્ગમાં-વિશ્વમાં આવિર્ભાવ પામતો જણાય છે. તે શક્તિ અને જ્ઞાન પણ તેનુંજ સ્વરૂપ છે. એ જ્ઞાન અને શક્તિના કાર્યનું તે મૂળ હોય છે એટલુંજ નહિ પરંતુ તેમનાં સર્વ કર્મોનો ઉત્પાદક અને નિયામક પણ તે જ છે. આ વિશ્વના જુદા જુદા દેખાતા આત્માઓ તે એક પ્રભુનાંજ જુદાં જુદાં સ્વરૂપો છે. વિધવિધ મન, પ્રાણ અને શરીરો પણ તે એક પ્રભુનાંજ જુદા જુદા વેશો અને આચ્છાદનો છે. પ્રત્યેક પ્રાણી આપણને વિરાટ્ નારાયણ સ્વરૂપ દેખાય છે માત્ર તે જુદે જુદે વેશે હોય છે એટલુંજ. તાત્પર્ય કે, આપણે પોતે તે અનંત વિરાટ્માં લય પામી જઇએ છીએ, અને આપણાં પોતાનાં મન, પ્રાણ અને શરીર આપણને તે વિરાટ્નું ફક્ત એકજ કાર્ય તેમ જણાય છે. પહેલાં આપણે જેમને "બીજા" "જુદા" ગણતા હતા તે બધાય આપણને હવે આપણાં પોતાનાં આત્મ સ્વરૂપ જણાય છે. ભેદ માત્ર એટલો કે તેમણે બીજાં મન, પ્રાણ અને શરીર ધારણ કર્યાં છે; બાકી તો સઘળાં આપણાં જ આત્મ સ્વરૂપો છે એવી આપણી ખાત્રી થાય છે. વિશ્વમાં કાર્ય કરી રહેલી સર્વ શક્તિઓ, વિચારો તથા બનાવો અને વસ્તુઓનાં સ્વરૂપો એ સઘળુંજ આ વિરાટ્ આત્માનું વ્યક્ત સ્વરૂપ હોઇ પ્રભુના સનાતન આવિર્ભાવમા પ્રભુની અનંત ખુબી દર્શાવે છે. ઉપર જણાવ્યા પ્રમાણે સર્વ પદાર્થો અને પ્રાણીઓ પ્રત્યે દ્દષ્ટિ કરતાં આપણને પ્રથમ તો તે સઘળાંજ સનાતન અસ્તિત્વના જુદાં જુદાં વિભક્ત સ્વરૂપો હોય તેવું લાગે છે. છતાં આપણે તો ગુણ, કાલ, દિશા અને દ્વૈતભાવથી પર જઇને તે અનંતનેજ સમગ્ર વિશ્વમાં નિહાળવાનો છે. આખા વિશ્વનું અને તેમાં આવી રહેલી પ્રત્યેક વસ્તુનું મૂળ સ્વરૂપ તો તે વિરાટ્જ છે. એ વિરાટ્ના ગૂઢ ચૈતન્ય અને સત્તામાં પ્રત્યેક વસ્તુ તેનું પોતાનુંજ સ્વરૂપ છે. કોઇ પણ આવિર્ભાવ આપણી દ્દષ્ટિને ગમે તેટલો પરિમિત અને સંકુચિત ભસતો હોય છતાં પણ ઉપર જણાવ્યા પ્રમાણે પ્રભુને જ્યારે આપણે શાંત, પરાત્પર સાક્ષી

સ્વરૂપે અને કાર્યોના સ્વામી તરીકે જોઇએ, તથા તેનેજ સર્વના આધારરૂપ ગણીને ભેદભાવને ટાળી નાખીએ ત્યારેજ આપણને વિરાટ્ રૂપે પ્રભુનો સાક્ષાત્કાર થયો જાણવો. તે પછીજ આપણે વિરાટ્ પુરૂષને પ્રાપ્ત કરી શકીએ છીએ, અને વિરાટ્ ચૈતન્ય આપણામાં જાગ્રત થાય છે.

**વ્યક્તિ અને વિરાટ્નો સંબંધ.**

હવે, આપણા વ્યક્તિગત અસ્તિત્વનો આ વિરાટ્ ચૈતન્ય સાથે કેવા પ્રકારનો સંબંધ રહેવો જોઇએ એ એક પ્રશ્ન ઉભો થાય છે. કારણ કે આપણામાં રહેલા અપૂર્ણ ચૈતન્યને બદલે વિરાટ્ચૈતન્ય સ્થાપન થાય છે તોપણ આપણું મન, શરીર તેમજ આપણું માનુષીજીવન તો વ્યક્તિ તરીકેજ કાયમ રહે છે જ. ઉપર જે વિરાટ્ચૈતન્ય વિષે જણાવવામાં આવ્યું તેનો સાક્ષાત્કાર થયા બાદ આત્મા તેના સ્વરૂપમાં રૂપાંતર ન પામે એ પણ બનવા જોગ છે. કારણ આત્મામાં તેનો સાક્ષાત્કાર કર્યા પછી પણ પોતાનો જીવ-ભાવ તે વિરાટ્ ચૈતન્યમાં જાગ્રત રાખવો એ તદ્દન શક્ય છે. વળી, એમ પણ બને કે એ બે વચ્ચે એક પ્રકારનો ભેદ જાળવી રાખીને તેમના સંબંધનો ઉપભોગ આપણે કરી શકીએ, અગર તો વિરાટ્ ચૈતન્યના આનંદ અને અનંતતામાં ભાગ લેવા છતાં, આપણે આપણું વ્યક્તિત્વ જુદું રાખી શકીએ, અથવા તો વિરાટ્ને આપણા મહાન્ આત્મા તરીકે અને જીવાત્માને લઘુ આત્મા તરીકે ધારણ કરી રાખીએ. આપણો વિરાટ્ આત્મા પ્રભુના દિવ્ય ચૈતન્યની ક્રિયારૂપી અદ્ભુત વિશ્વ લીલામાં આવિર્ભાવ પામતો જણાય છે, અને આપણો જીવાત્મા વિરાટ્નુંજ એક કાર્ય હોઇ વ્યક્તિરૂપે મન, પ્રાણ અને શરીરમાં લીલા કરી રહ્યો છે એવો સાક્ષાત્કાર થાય છે. જ્ઞાનયોગમાં સાક્ષાત્કારની ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકા તો વ્યક્તિનો વિરાટ્માં લય કરવામાંજ મનાઇ છે. વ્યક્તિના ચૈતન્યને વિરાટ્ ચૈતન્યમાં મગ્ન કરી દેવું, અને જીવાત્માને પણ તેના બંધનમાંથી મુક્ત કરી દેવો એવો જ્ઞાનયોગનો અંતિમ ઉદ્દેશ છે. "લય" અથવા "મોક્ષ" તે પણ આનુંજ નામ. પરંપરાગત જ્ઞાનયોગમાં એ લય શરીર, પ્રાણ અને મન સુધી વિસ્તારીને તે સઘળાંનો પણ લય કરવાનો ઉદ્દેશ પ્રધાન મનાય છે. યોગીને પોતાને અમુક શરીર કે મનમાં બંધાયલા ચૈતન્યનું

સ્વરૂપ પોતે નથી એવો અનુભવ જ્યારે થાય છે તથા અનંત ચૈતન્યમાં તેની પોતાની દ્વૈત ભાવના ગળી જાય છે, ત્યારે યોગનો ઉદ્દેશ સિદ્ધ થયો મનાય છે. ત્યાર પછી શરીરને ધારણ કરવું યા ન કરવું એ પ્રશ્ન કેવળ ગૌણ બને છે. કારણ કે પ્રભુ પોતે જો કે નિરાકાર છે છતાં મન, પ્રાણ અને શરીર દ્વારા તે સ્વરૂપો ધારણ કરીને પોતે કાર્ય કરે છે. અર્થાત્ પ્રત્યેક શરીર, મન વિગેરે પણ તે અનંતને લીલા કરવાનું સ્થાન છે અને પ્રત્યેકમાંથી તે પોતેજ કાર્ય કરી રહ્યો છે.

સચ્ચિદાનંદની વ્યાખ્યા.

વિરાટ્ ચૈતન્યને પ્રાપ્ત કરીને આપણે જેમાં લય પામીએ છીએ તેજ સચ્ચિદાનંદ. વિરાટ્ ચૈતન્યમાં જે સતને આપણે પ્રાપ્ત કરીએ છીએ તેજ સનાતન એક સત્ છે. વળી તેજ સનાતન ચિત્ યાને ચૈતન્ય સ્વરૂપ હોઇ આપણામાં તેમજ બીજાઓમા કાર્ય કરે છે. અર્થાત્ તે એક સનાતન **શક્તિ** સ્વરૂપ હોઇ અનંત કાર્યોમાં પોતાનો આવિર્ભાવ કરે છે. તેમજ તે સનાતન, આનંદ સ્વરૂપ હોઇ તેને પોતાના આત્માનો તથા પોતાના આવિર્ભાવ બન્નેનો આનંદ આપોઆપ સિદ્ધ હોય છે. આમ છતાં તે સચ્ચિદાનંદ પોતે શાંત, અક્ષર તથા કાલને દિશાથી અતીત, અનંત કાર્ય વચ્ચે પણ અગાધ શાંતિમય, વિકારો વચ્ચે અવિકારી, દ્વૈતમાં પણ અદ્વૈતરૂપ, અખંડ, પોતાના આવિર્ભાવમા થતી ભરતી ઓટથી જરાપણુ અવિચલિત, દેખીતા વિરોધોથી કેવળ અસ્પર્શ્ય, તેમજ પ્રભુની દિવ્ય પરિમિતતાથી કેવળ અપરિમિત રહે છે. મતલબ કે **સચ્ચિદાનંદ એટલે વ્યક્ત જગતની વિવિધતામાં રહેલી એકતા; સર્વ વિરોધો અને વિકારોમાં આવી રહેલી સનાતન એકસૂરતા; અને સર્વ અપૂર્ણતાના અંતિમ ઉદ્દેશરૂપ તથા પરિમિતતાના સબળ કારણરૂપ અનંત પૂર્ણતા.**

વ્યક્તિનું અપૂર્ણ ધોરણ.

ઉપર જણાવેલા વિરાટ્ ચૈતન્યમાં અસ્તિત્વ ધારણ કરવાથી આપણા સઘળા અનુભવોમાં તેમજ સર્વ પદાર્થોની કિંમત આંકવાના આપણા ધોરણમાં સમૂળું પરિવર્તન થઇ જશે. વ્યક્તિ તરીકે આપણે અજ્ઞાનમાં

ડૂબેલા હોઇ સર્વ પદાર્થોને સંકુચિત, પક્ષપાતી અને અંગત ધોરણથીજ માપીએ છીએ. આપણા પરિમિત ચૈતન્યની પરિમિત શક્તિથીજ આપણે સર્વ વસ્તુઓનો અનુભવ મેળવતા હોવાથી વિરાટ્-વિશ્વના કોઇ પણ અનુભવને આપણે દૈવી પ્રત્યુત્તર આપી શકતા નથી; ઉલટું આપણે તો એવું અનુભવીએ છીએ કે આપણે પોતે વ્યક્તિત્વના બંધનમાં જકડાયલા હોઇ અશક્ત, શોકગ્રસ્ત, તથા કલહમય વિરોધી આવેશોના પાશમાં ફસાયલા છીએ. તેમ છતાંયે કદાચ જો ઉપર કરતાં જુદાજ અનુભવો આપણને થાય તોપણ તે બધાય સુખ દુઃખ વિગેરેના જેવા અનંત દ્વૈતને આધીન છે એવું જણાયા વગર રહેશે નહિ. અનુભવના ટુકડાઓજ સ્વાભાવિક રીતે આપણને પ્રાપ્ત થતા હોઇ તેમની પરિમિત કિંમત ઉપરથીજ આપણે પ્રત્યેક વસ્તુ અને સમગ્ર પદાર્થ વિષે નિર્ણય બાંધવા પ્રેરાઇએ છીએ. તેથી જ્યારે આપણે પદાર્થોની નિરપેક્ષ કિંમત આંકીએ છીએ, સાચે ખરૂં જોતાં તો આપણે કોઇક પરિમિત દૃષ્ટિબિંદુનેજ દિવ્યતાનું સ્થાન આપી દેતા હોઇએ છીએ, તથા આપણા અપૂર્ણાંકો બધા પૂર્ણાંક છે એવું આપણે માની બેસીએ છીએ, અને આપણાં એકતરફી દૃષ્ટિબિંદુઓને પ્રભુની સર્વગ્રાહી સમગ્રતામાં આપણે જોવાનો પ્રયત્ન કરતાં હોઇએ છીએ.

વિરાટ્નું ધોરણ.

વિરાટ્ ચૈતન્યની પ્રાપ્તિથી આપણને વિરાટ્ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે, અને પરિણામે આપણે આખા વિશ્વને એક, અનંતના દૃષ્ટિબિંદુથી નિહાળવા માંડીએ છીએ. પરિમિતતા અને અજ્ઞાનનું ખરેખરૂં રહસ્ય પણ આપણા એ નવા દૃષ્ટિબિંદુમાં આપણને પ્રાપ્ત થઇ જાય તેમની મૂળ કિંમત બદલાઇ જાય છે. "અજ્ઞાન એ દિવ્ય જ્ઞાનનું વિશિષ્ટ કાર્ય છે. માનુષી બળ અને નિર્બળતા તથા માનુષી શક્તિ અને અશક્તિ એ દિવ્ય શક્તિએ પાતે સ્વેચ્છાપૂર્વક ધારણ કરેલાં સ્વરૂપોજ છે. તેજ પ્રમાણે મનુષ્યનાં હર્ષ, શોક, સુખ દુઃખ વિગેરે દિવ્ય આનંદનાં રૂપો છે. અને વિશ્વના વિરોધો વિરોધી બળોની સમતા અને સંવાદનાં પરિણામો છે." આવો અનુભવ થયા પછી આપણાં મન, પ્રાણ અને શરીરની પરિમિતતાથી આપણને દુઃખ થતું નથી તે પછી તો આપણે આત્માની

આનંતનાજ અનુભવીએ છીએ. અર્થાત્ આપણાં વ્યક્તિગત મન, પ્રાણ, શરીર વિગેરેને વિશ્વના આવિર્ભાવમાં યોગ્ય સ્થાને મોકલીને આપણે જોઇ શકીએ છીએ. મન, પ્રાણ અને શરીર પણ સચ્ચિદાનંદના સત્, ચિત્ અને આનંદ સ્વરૂપનીજ અવસ્થાઓ હોઇ સચ્ચિદાનંદ પોતે તો વિશ્વમાં પોતાની જાતને વ્યક્ત કરે છે યા નથીપે કરતો. પછી આપણે મનુષ્યોની તથા પદાર્થોની કિંમત માત્ર તેમના બાહ્ય દેખાવ ઉપરથીજ આંકવાનું છોડી દઇ વિરોધી અને એકદેશીય વિચારોમાંથી મુક્ત થઇ જઇએ છીએ. કારણ કે આપણે તો સર્વમાં આત્માનેજ જોતા હઇશું, પ્રત્યેક પ્રાણી અને પદાર્થમાં પ્રભુનેજ શોધીને પ્રાપ્ત કરતા હઇશું. બાકીનું બીજું બધું આપણે કેવળ ગૌણજ ગણીશું, કારણ કે તે બધાની કિંમત તેમને પોતાને લીધે અંકાતી નથી, પરંતુ પ્રભુના તેઓ આવિર્ભાવ છે તે માટે જ અંકાય છે ! પદાર્થ અને પ્રાણી વિષે આપણે જોયું તેજ પ્રમાણે કોઇપણ બનાવ યા પ્રસંગ સુદ્ધાં આપણા વિરાટ્ ચૈતન્યના અનુભવમાં ભંગ નહિ પાડી શકે; કારણ કે સુખી અને દુઃખી, કલ્યાણકારક અને નુકશાનકારક બનાવોનો ભેદ જતો રહ્યો હોય છે, અને તેને બદલે પ્રત્યેક પ્રસંગની દિવ્ય જરૂરીઆત અને દિવ્ય હેતુ આપણને માલુમ પડે છે. આ પ્રમાણે આપણે સંપૂર્ણ મોક્ષ અને અનંત સમતાને પ્રાપ્ત થઇએ છીએ. ઉપનિષદ્‌માં "જે માણસનો આત્મા

તેમાં પણ મનની પરિમિતતા.

सर्व यस्मिन् सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः । तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः ॥ ( ઇશોપનિષદ્ ) ભૂતમાત્રરૂપ થયો હોય તેને મોહ અથવા શોક ક્યાંથી હોય ? કારણ કે તે તો સંપૂર્ણ જ્ઞાનરૂપ હોઇ સર્વ વસ્તુમાં એક અદ્વૈતનેજ અનુભવતો હોય છે." પરંતુ ઉપર જણાવેલો સાક્ષાત્કાર વિરાટ ચૈતન્યમા સિદ્ધિ મેળવ્યા પછીજ થાય છે. મનોમય પ્રાણીને માટે એ પ્રમાણે થવું મુશ્કેલ છે. આત્મસાક્ષાત્કારનો વિચાર મનમાં સ્થિર થતાંજ મન પોતાના સ્વભાવ પ્રમાણે જીવનના પરાર્ધ અને અપરાર્ધ એવા બે વિરોધી વિભાગો પાડે છે. અર્થાત્ ઉચ્ચ અને અધોગામી ભૂમિકાઓનો ભેદને સ્વીકારી લે છે. એક તરફ એક અનંત નિરાકારની શાંતિ, આનંદ, નિઃશબ્દતા, નિરપેક્ષતા,

વ્યાપકતા, શુદ્ધિ ઇત્યાદિ ગુણોનો સમુહ અને બીજી તરફ સાંત, સાકારની લીલારૂપ જગત, વિરોધી દ્વૈત, કલહ, દુ:ખ; અપૂર્ણતા, દુ:ખપૂર્ણ ક્રિયા નિરર્થક સફળતા, સાપેક્ષતા, પરિમિતતા અને મિથ્યાત્વ નજરે પડે છે. આ પ્રમાણે માનસિક ભેદ ઉત્પન્ન કરનારા તો એમજ માને છે કે એક અનંતની સંપૂર્ણ શાંતિમાંજ, અનંતની નિરાકારતામાંજ તથા નિરપેક્ષના અસ્તિત્વમાંજ મોક્ષ રહેલો છે. આપણા મનમાં જે ભેદવૃત્તિ ઘર કરી છે,' અને જેના યોગે પદાર્થની ઓછી વધતી અગત્ય અંકાય છે તેને સર્વથા દૂર કરી દેવી ઘટે છે. સર્વ પરિમિતતાથી પર થવા ઉપરાંત તેનો સંપૂર્ણ વિનાશજ કરવો ઇષ્ટ છે. એમાં સિદ્ધ થયલા સાધકોને દિવ્ય આરામ, અને શાંતિરૂપે મોક્ષ મળે છે ખરો, છતાં પ્રભુમય કર્મો કરવાની મુક્તિ તેમને પ્રાપ્ત થતી નથી. તેમજ પરાત્પર પુરૂષની શાંતિ તેઓ અનુભવે છે છતાં તેના વિરાટ્ આનંદની લહેજત તેઓ ભોગવી શકતા નથી! વળી તેમનો મોક્ષ જગતની ક્રિયાઓથી અલગ રહેવામાં આવે છે તોજ ટકી શકે છે. વિરાટ્ જીવનમાં તે મોક્ષ પોતે અધિષ્ઠાતા બનીને કર્મો ઉપર સામ્રાજ્ય ભોગવી શકતો નથી! તથાપિ વિશ્વથીપર અને વિશ્વની અંદર આવિર્ભાવ પામનાર સચ્ચિદાનંદની અખંડ શાંતિ સાધક ધારે તો ભોગવી શકે ખરો. છતાં એ સ્થિતિમાં યે ભેદવૃત્તિ તો કાયમ રહે છેજ. એવા સાધકો પોતે શાંત, નિષ્ક્રિય સાક્ષીરૂપે મોક્ષનો ઉપયોગ કરે છે ખરા છતાં સર્વ પદાર્થને ધારણ કરનાર, સર્વમાં આનંદ લેનાર, તથા ઉચ્ચ ભૂમિકામાંથી પોતાનું પતન થશે, યાને પોતે અધોગામી થશે એવા ભયથી કેવળ મુક્ત રહીને સર્વ સ્વરૂપોને આનંદથી ધારણ કરનાર આધષ્ઠાતા તરીકેનો મોક્ષ તે ભોગવી શકતો નથી. તેથી એવી સ્થિતિ હોય ત્યાંસુધી આત્માના સર્વ જન્મસિદ્ધિ હક્કો તે સાધકને પ્રાપ્ત થયલા ગણી શકાય નહિ, કારણકે તેમાં હજી નિષેધ રહેલો છે. સર્વ અસ્તિત્વ સાથે તેની સંપૂર્ણ એકતા હજી સિદ્ધ થયલી હોતી નથી! મન, પ્રાણ અને શરીરનાં સર્વ કાર્યોને સાધક તે શાંત, નિષ્ક્રિય સ્થિતિમાંથી જોતો હોવાને લીધે તે કરણોમાં પણ એ શાંતિ અને નિષ્ક્રિયતા વ્યાપે

નિષ્ક્રિયતા અને શાંતિને બદલે સક્રિયતા અને દિવ્ય લીલા.

છે એ ખરું તથાપિ સર્વના સમ્રાટ્ આત્માની સંપૂર્ણ સ્વતંત્રતા તો હજી તેણે મેળવેલી નજ ગણાય.

મનોમય પ્રાણી જ્યારે પોતાની આધ્યાત્મિક ભૂમિકા ઉપરજ સ્થિર રહી તે ભૂમિકામાંજ સત્ ચિત્ અને આનંદની ભૂમિકાઓ પ્રાપ્ત કરે છે તથા પોતાના અસ્તિત્વની બીજી ભૂમિકાઓ ઉપર પોતાનું જ્ઞાનરૂપી તેજ પ્રસારે છે, ત્યારે ઉપર પ્રમાણે બને એ તો નિર્વિવાદ છે. પરંતુ આપણા અસ્તિત્વની હલકી ભૂમિકાઓમાં સ્થિર થઇને પણ વિરાટ્ ચૈતન્યની પ્રાપ્તિ કરી શકાય છે. તેની રીત એ છે કે આપણા અસ્તિત્વની સર્વ ભીંતોને તોડી નાંખી ચોદિશ સીધી લીટીમા તેની એકતા અનુભવવી તથા તેમાં ઉચ્ચ વિરાટ્‌નું આહ્વાન કરવું. આ રીતથી પણ વિરાટ્ ચૈતન્યનો સાક્ષાત્કાર પ્રાપ્ત થઇ શકે છે. કેવળ આત્મા એક છે એટલુંજ નહિ પરંતુ મન, પ્રાણ અને શરીર પણ એક છે! વિશ્વમાં એકજ મન છે અને તે વિરાટ્ મન. એકજ પ્રાણ છે, અને તે વિરાટ્ પ્રાણ. તથા એકજ શરીર છે અને તે વિરાટ્ શરીરજ. સર્વ પ્રત્યે સહાનુભૂતિ, વિશ્વ વ્યાપી પ્રેમ, અન્યોન્ય સમજુતી, સર્વ પ્રાણીઓના આત્માનું જ્ઞાન મેળવવાની જીજ્ઞાસા, વિગેરે જે જે વૃત્તિઓ આપણને વિશ્વમાં કાર્ય કરતી જણાય છે તે સઘળીજ વૃત્તિઓનો ઉદ્દેશ એ હોય છે કે ધીમે ધીમે અહંતાનાં બંધનોને તોડી નાખી તથા તેના પડદાઓને ચીરી દિવા પારદર્શક બનાવીને મન તથા હૃદયની વિશાળતા પ્રાપ્ત કરાવવી અને વિરાટ્ ચૈતન્યનો સાક્ષાત્કાર કરાવવો. હવે સવાલ એ રહે છે કે અહંતાનાં બંધનો તૂટે શી રીતે? મન અને હૃદય એ બન્ને દ્વારા જો આપણે આત્માને પ્રાપ્ત કરી શકીએ, તથા આપણી સામાન્ય માનુષીસ્થિતિમાં પ્રભુના દિવ્ય પ્રવાહને ઝીલી શકીએ, અર્થાત્ વિશ્વપ્રેમથી ઓતપ્રોત થઇ સર્વ પ્રકૃતિ સાથે પ્રકૃતિની સંપૂર્ણ એકતા સાધી તે દ્વારા આપણી પ્રકૃતિને પ્રભુની દિવ્ય પ્રકૃતિના પ્રતિબિંબરૂપ બનાવી શકીએ તો આપણાં એ બંધનો છૂટે. આપણા શરીરો પણ છેક જુદા નથી, તેથી આપણું શારીરિક ચૈતન્ય બીજાં શરીરો અને આખા વિરાટ શરીર જોડે એકતા ધરાવી શકે

વિરાટ્ ચૈતન્ય પ્રાપ્ત કરવાનો બીજો માર્ગ.

છે. યોગી પોતાના શરીરને બીજાનાં શરીરો સાથે એકતા પામેલું અનુભવે છે; તેમ તેમના સર્વ કાર્યો અને સ્થિતિમાં તે ભાગ પણ લઇ શકે છે. તેને સમગ્ર પૃથ્વીના પદાર્થોની એકતાનો અનુભવ થાય છે, એટલુંજ નહિ પણ તે પોતાના શરીરને વિશ્વના પદાર્થોની અનેક ક્રિયાઓમાંની એક ક્રિયારૂપજ જુવે છે. વળી વિરાટ્ પ્રાણનો અગાધ સમુદ્ર તો વિરાટ્ શરીરના કરતાં પણ પોતાથી વધારે નજીક હોય તેમ એને લાગે છે. તેની સાથે એકતા સાધી પોતાનું ખરું પ્રાણમય જીવન તેમાં છે એવો તેને અનુભવ થાય છે, એટલુંજ નહિ પણ પોતાનું પ્રાણમય જીવન એ અનંત સમુદ્રના એક મોજા રૂપ છે એવું પણ તેને સ્પષ્ટ જણાય છે. વળી, એ પ્રાણની એકતા કરતાં પણ વધારે સહેલાઇથી બીજાં સર્વ કોઇનાં મન અને હૃદય સાથે પોતાના મન અને હૃદયની એકતા સાધક અનુભવી શકે છે. બીજા પ્રાણીઓનાં અભિલાષ, આસક્તિ, હર્ષ, શોક, વિચાર, વિકાર વિગેરે સઘળું તેને પોતાનાજ વિરાટ્ મનમાં બનતું દેખાઇ આવે છે. અર્થાત્ એ સઘળું તેને પોતીકું અંગતજ હોય એમ લાગે છે. આ બધો અનુભવ વિરાટ્ ચૈતન્યનો સાક્ષાત્કાર કહેવાય.

**વિરાટ્મા આત્મા તથા કરણોની સમતા.**

એક લેખે જોવા જઇએ તો ઉપર જણાવેલા વિરાટ્ ચૈતન્યના સાક્ષાત્કારમાં અનુભવાતું અદ્વૈત સર્વોત્તમ પ્રકારનું લાગે છે, કારણ તેમાં ઇન્દ્રિયગમ્ય સર્વ સૃષ્ટિનો સમાવેશ થઇ જાય છે. કેટલીકવાર તો આપણે એ સાક્ષાત્કારને સાક્ષાત્કારની પરાકાષ્ટા તરીકે વર્ણવાતો પણ સાંભળીએ છીએ. અલબત્ત એ સાક્ષાત્કાર ઘણો મહાન છે અને વધારે વિશાળ પ્રત્યે એક અગત્યનું પગલું છે એમાં તો જરાયે શક નહિ. સર્વને પોતાના આત્મા તરીકે જોવાની ગીતાજીમાં જે આજ્ઞા કરવામાં આવી છે. તેનો ભાવાર્થ પણ વિરાટ્ ચૈતન્યની પ્રાપ્તિજ છે. બૌદ્ધ સાધકો જે સહાનુભૂતિવાળી અને અનુકંપાથી ભરેલી એકતા દ્વારાજ નિર્વાણની સ્થિતિને પ્રાપ્ત કરે છે, એમાં પણ ક્રમેક્રમે ચઢતાં ઉતરતાં પગથિયાં આવી રહેલાં છે. પ્રાથમિક ભૂમિકામાં સાધકનો આત્મા દ્વૈતના હુમલાને વશ હોય છે, અર્થાત્ અપરા પ્રકૃતિના

કામમાં હોય છે. પરિણામે વિશ્વનાં દુઃખોથી તે પીડાય છે. અને તેના હર્ષથી મલકાય છે; અર્થાત્ બીજાં માણસોના હર્ષને આપણે પોતે અનુભવીએ છીએ અને તેમના દુઃખે દુઃખી થઈએ છીએ. આપણી એ એકતા એટલે સુધી લંબાવી શકાય છે કે બીજાંઓ જોડે આપણી શારીરિક એકતા પણ અનુભવાય! આપણે ત્યાં મહારાષ્ટ્રમાં જ્ઞાનેશ્વર મહારાજ કરીને એક સંત પુરુષ થઈ ગયા છે. તેમને વિષે એમ કહેવાય છે કે એકવાર ખેતરમાં એક બળદ પર અત્યાચાર ગુજરતો જોવામાં આવ્યો. એ જોઈ તેમનાથી દુઃખના માર્યાં રડી પડાયું, એટલુંજ નહિ પરંતુ તે બળદના શરીર ઉપર પડેલો લાકડીનો સોળ તે સંત પુરુષના શરીર ઉપર પણ દેખાયો! કેવી શારીરિક એકતા! પરંતુ સાધકે એટલેથી અટકવું જોઈએ નહિ. આપણા અદ્વૈતમાં સચ્ચિદાનંદની સ્વતંત્રતા પણ આપણને પ્રાપ્ત થવી જોઈએ! તે ઉપરાંત અપરા પ્રકૃતિનાં પ્રતિકાર્યોમાંથી પણ આપણે છુટવું જોઈએ. એ બધું ક્યારે થાય? જ્યારે આત્મા વિરાટ્‌મા થતા પ્રતિકાર્યોથી છૂટે ત્યારેજ! અર્થાત્ ત્યારપછી વિરાટનાં જે પ્રતિકાર્યો થશે તે સઘળા શરીર, પ્રાણ અને મનમા થતી કેવળ ગૌણ ક્રિયા તરીકેજ આપણને જણાશે એ સઘળા કાર્યોને આત્મા સમજે છે, સ્વીકારે છે, તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે, છતા તેમનાથી વિહ્વલ બનતો નથી, કે જરા પણ લેપાતો નથી. આથી કરી ધીમેધીમે શરીર તથા મન પણ તેવી સમતાને પ્રાપ્ત થઈ કેવળ પોતાની છાતરી સપાટી ઉપરજ તે પ્રતિકાર્યોને પ્રસંગ પુરતા સ્વીકારે છે. તેમનાપર તે પ્રતિકાર્યોની જરાયે ઉંડી અસર થતી નથી. એ સાક્ષાત્કારની પરાકાષ્ઠા તો ત્યારેજ થઈ કહેવાય કે જ્યારે મન પ્રાણ અને શરીરની ત્રિપુટી તથા આત્મા એ બે અસ્તિત્વના ગોળાઓની વિરોધી ગણાતી ભૂમિકાઓનો વિરોધ સમી જઈ મન, પ્રાણ, અને શરીરમા પણ આત્માની સ્વતંત્રતા વ્યક્ત થાય તથા તેમાં વિરાટ્‌ના પ્રતિકાર્યો કે દ્વૈતની અસર સરખી ન જણાય! એ સમતાનો અર્થ એવો નથી કે વિશ્વમા બીજાઓના દુઃખો પ્રત્યે સાધક તદ્દન હૃદયશૂન્ય બની રહે. એનો અર્થ તો એવો છે કે સાધકનો આત્મા તદ્દન સ્વતંત્ર અને મુક્ત રહેશે, પ્રત્યેક બનાવને તથા પદાર્થને બરાબર સમજી લઈ તેની યોગ્ય કિંમત આંકી તેને યોગ્ય સ્થાનમાં મુકતાં શીખશે. મતી

જગતનું હિત અધોગામીવાળી ભૂમિકામાંથી નહિ, પરંતુ ઉર્ધ્વ આધ્યાત્મિક સ્થિતિમાં સ્થિત થઇને તે કરશે. એ ભૂમિકામાં દૈવી અનુકંપા અને સહાય કરવાની વૃત્તિનો ઇનકાર થતો નથી, છતાં કેવળ માનુષી અને પાશવ દુઃખ તથા શોકને તેમાં જરા પણ અવકાશ હોતો નથી.

વિજ્ઞાન જાગ્રતિની જરૂર.

આધ્યાત્મિક અને મનોમય ભૂમિકા વચ્ચે જે સાંકળ આવી રહી છે તેને જુના વેદાંતમાં " વિજ્ઞાન "નું નામ આપવામાં આવે છે.આપણે તેને "સત્યભૂમિકા," "મનથી પર અવસ્થા" એવું નામ આપી શકીએ. તે ભૂમિકામાં એક અને અનેકનો વિરોધ દૂર થઇ જાય છે. એ ભૂમિકામાં આપણું અસ્તિત્વ દિવ્ય સત્યનું અપૌરૂષેય જ્ઞાન ગ્રહણ કરવાને તદ્દન તૈયાર થઇ રહે છે, તેમજ દિવ્ય શક્તિ અને જ્ઞાનની પ્રેરણા ઝીલવાને પણ તે લાયક બને છે. આપણા સામાન્ય જીવનમાં આપણે બુદ્ધિપ્રધાન, લાગણીપ્રધાન અને વિકારપ્રધાન એવું જે માનસિક જીવન ઉત્પન્ન કરીએ છીએ તે પ્રભુ અને આપણી વચ્ચે ભેદરૂપી પડદો ઉભો કરે છે. એ પડદો જો આપણે દૂર કરી શકીએ તો તો પછી વિજ્ઞાનમય ભૂમિકામાંયે આપણે મન, પ્રાણ અને શરીરને સ્વીકારી ઉચ્ચ આધ્યાત્મિક જીવનની પ્રાપ્તિ માટે તેમનું સમર્પણ કરી શકીએ. વેદમાં જણાવેલ યજ્ઞભાવનાનું રહસ્ય ઉપરના વિચારમાં આવી જાય છે ! કારણ કે એ પ્રમાણે આધ્યાત્મિક જીવનને સમર્પિત થવાથી મન, પ્રાણ આદિ સઘળાંજ સચ્ચિદાનંદના અનંત સત્ય સ્વરૂપમાં રૂપાંતર પામી જાય છે. તેજ પ્રમાણે અનંત ચૈતન્યની શક્તિ, જ્ઞાન અને આનંદનાં ઝરણોનેજ આપણે દિવ્ય જ્ઞાન, દિવ્ય શક્તિ અને દિવ્ય આનંદના સ્વરૂપમાં ઝીલીએ છીએ, તથા આપણાં મન, પ્રાણ અને શરીર ઉપર તેમનું સામ્રાજ્ય સ્થાપન કરી તે સર્વ કરણોને પૂર્ણતામાં ક્રમે ક્રમે રૂપાંતર પમાડીએ છીએ. મનુષ્યરૂપે દેવતાઓનું અવતરવું તથા પ્રભુપ્રાપ્તિ માટે મયતા મનુષ્યોનું દેવત્વને પામવું એ વેદમાં વર્ણવેલી બેવડી ક્રિયાનો અર્થ પણ ઉપર જણાવેલી વિજ્ઞાનની ભૂમિકામાં આવી જાય છે. એ પ્રમાણે થતી બેવડી ક્રિયાને પરિણામે સાધકને એક, અનંત, આનંદમય અસ્તિત્વની પ્રાપ્તિ થાય છે ! અર્થાત્

પ્રભુ જોડે તેની એકતા થાય છે, અને તેને અમૃતત્વ મળે છે ! વિજ્ઞાનમય ભૂમિકાને પ્રાપ્ત થતાંજ આપણે ઉચ્ચ અને અધોગામી અસ્તિત્વની વચ્ચે અજ્ઞાનથી ઉભો થયેલો વિરોધ તદ્દન દૂર કરી શકીએ છીએ. મતલબ કે પછી અનંત અને સાંત; પ્રભુ અને પ્રકૃતિ; એક અને અનેક વગેરેનો વિરોધ દૂર થઇ જાય છે ! વિજ્ઞાનમય ભૂમિકામાં દિવ્યતાનાં દ્વાર ઉઘડી જઇ મનુષ્યને દેવત્વ પ્રાપ્ત થાય છે ! વિરાટ્ ચૈતન્ય સાથે વ્યક્તિનું અદ્વૈત થવાથી વ્યક્તિ કૃતકૃત્ય બને છે, અને વિરાટ્ પુરૂષમાં સર્વત્ર પરાત્પર સચ્ચિદાનંદનોજ દિવ્ય.આવિર્ભાવ થતો તે અનુભવે છે !

## અઢારમું ૧૯ મું પ્રકરણ.

વ્યક્તિત્વનાં બંધનોમાંથી મુક્ત થઈને સાધકે તટસ્થ તત્ત્વને પ્રાપ્ત કરવું જોઈએ. અદ્વૈતના અનુભવની સંપૂર્ણ સ્વતંત્રતા અને શાંતિ સાધકે પ્રાપ્ત કરવી જોઈએ. સચ્ચિદાનંદ સર્વગ છે, એકમાં તેમજ અનેકમાં પણ તે છે. જુના જ્ઞાનયોગ પ્રમાણે તે સચ્ચિદાનંદ વધારે ઓછો પ્રાપ્ત કરવાનો હોય છે, પરંતુ આપણે યાદજ રાખવાનું છે કે સગુણ, નિર્ગુણ, ક્રિયા; નિષ્ક્રિયતા; વગેરે સઘળું એકજ છે ! વ્યક્ત, અવ્યક્ત, વિરાટ્, સંકુચિત; શાંતિ અને ક્રિયા બધું સચ્ચિદાનંદરૂપ છે ! એકતા અને અનેકતા બંનેને અદ્વૈતમાં સિદ્ધ કરવી એ જ્ઞાનયોગનો ખરો પાયો છે.

સચ્ચિદાનંદના વ્યક્ત જીવનનો પાયો પણ તે પોતેજ છે; મન, પ્રાણ, શરીર વગેરે સર્વ પણ તે પોતેજ છે. પૂર્ણયોગમાં મનથી પર આવેલી ભૂમિકાઓને તથા મન, પ્રાણ અને શરીરને આપણે એક કરી આપણાં સર્વ કરણોનું રૂપાંતર કરી નાખવું જોઈએ. અર્થાત્ સાધકે એવો સાક્ષાત્કાર કરવાને તૈયાર રહેવું જોઈએ.

મન, પ્રાણ, ચિત્ત, શરીર વિગેરેમાં રૂપાંતર કરવાનું કાર્ય વિજ્ઞાન જાગ્રત થયા વિના સંપૂર્ણ રીતે થઇ શકતું નથી. મન વિગેરે કરણો પોતાની જુની ટેવો છોડતાં નથી. કારણકે મન પોતેજ પરિમિત છે. વિભાગ પાડયા સિવાય તે વસ્તુઓને સમજીજ શકતું નથી. તે સિવાય તે શાંત પણ થઇ શકતું નથી. એજ પ્રમાણે ચિત્ત, પ્રાણ વિગેરેનું છે. વિજ્ઞાનમાં એ સર્વેના કાર્યનું સત્ય સમાયલું છે. એટલે પ્રત્યેક કરણનું રૂપાંતર તે સહેલાઇથી કરી શકે છે. વિજ્ઞાનમય ભૂમિકામાં એક અને અનેક બન્નેનો વિરોધ ટળી બન્નેનું સત્ય પ્રાપ્ત થાય છે. વળી પૂર્ણ જ્ઞાન એ પ્રમાણે થતાં સત્, ચિત્ અને આનંદ એ ત્રણે જ્ઞાન, કર્મ અને ભક્તિયોગના પાયામાં અનુક્રમે આવી રહેલાં છે એ ત્રણેની એકતા પણ અનુભવાય છે.

એ સચ્ચિદાનંદને ઇશ્વર તથા વિરાટ્રૂપે જોઇએ છીએ એટલુંજ નહિ, પરંતુ વ્યક્તિનું અદ્વૈત અનુભવી સર્વ શક્તિઓ પણ વિશ્વમાં આપણીજ દેખાશે. સર્વ કાર્યો પણ સચ્ચિદાનંદમાંથી ઉત્પન્ન થતાં હોય તેમ લાગે છે.

વળી આપણોજ આત્મા વિરાટ્ ક્રિયામાં આનંદપૂર્ણ થઇ આવિર્ભાવ પામી રહેલો આપણને જણાય છે. પરિણામે સર્વ પ્રત્યે પ્રેમનું બંધન તથા પ્રણય-મધુરભાવ પણ આત્મા અને પરમાત્મા વચ્ચે સ્થપાય છે અને આપણને સર્વમાં તેનુંજ દર્શન થઇ સર્વ પ્રત્યે પ્રેમ ઉભરાય છે.

એ પ્રમાણે પૂર્ણ જ્ઞાન થતાં સર્વત્ર પ્રભુ-સચ્ચિદાનંદજ જણાશે અને સર્વનું જીવન રૂપાંતર પામી ગયલું જણાશે.



# પ્રકરણ ૧૬ મું.



## અદ્વૈત.

મન, પ્રાણ અને શરીરની અહંતા સાથે જે અદ્વૈત મૂળ હતું તેમાંથી જ્યારે માણસ પોતાના ચૈતન્યને પાછું જ્ઞાનયોગની બે ભૂમિકાઓ ખેંચી લઇને પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરે તથ અક્ષરમાં નિષ્ક્રિય બ્રહ્મને પ્રાપ્ત કરી તે નિષ્ક્રિય બ્રહ્મમાં જ્યારે તેને વ્યક્તિત્વના બંધનોમાંથી મુક્ત કરનાર તટસ્થ તત્ત્વ મળી આવે, ત્યારેજ જ્ઞાનયોગની પ્રથમ ભૂમિકાને સાધક પ્રાપ્ત કરી ગણી શકાય. પરંપરાથી ચાલતા આવેલા જ્ઞાનયોગમાં તો એ દશાને અન્તિમ દશાજ મનવામાં આવે છે, કારણ કે તે સ્થિતિમાં વ્યવહારનો સંપૂર્ણ લોપ થઇ જઇને સાધક અનિર્વચનીય, પરાત્પર પરબ્રહ્મમાં લય પામી શકે છે. ઉપર જણાવેલો સાક્ષાત્કાર કરનાર સાધક પોતાના માર્ગમાં આવતા બીજા સાક્ષાત્કારોને પણ અનુભવી શકે છે. અર્થાત્ તે કાંતો વિશ્વના સ્રષ્ટા ઇશ્વરને પ્રાપ્ત કરે, કાં તો સર્વ પ્રાણીમાં આવિર્ભાવ પામનાર પુરૂષનો સાક્ષાત્કાર કરે, કે પછી તે વિરાટ્ ચૈતન્યને પ્રાપ્ત કરીને સર્વ પ્રાણીઓ અને પદાર્થો સાથે પોતાનું અદ્વૈત સિદ્ધ કરે. પરંતુ એ બધા સાક્ષાત્કારો જ્ઞાનયોગના સાધકને મન ગૌણ હોઇ પોતાના અન્તિમ આદર્શ પ્રત્યે પ્રયાણ કરતા સાધકનો આત્મવિકાસ થાય છે તેની નિશાનીરૂપ છે. એ બધાએ સાક્ષાત્કારોથી પર જવું એ જ્ઞાનયોગનો આદર્શ હોય છે. અદ્વૈતની ભૂમિકાની જે શાંતિ, સ્વતંત્રતા અને નિઃશબ્દતા આગળ વર્ણવવામાં આવેલી છે તેને પ્રાપ્ત કરીને વિરાટ્ ચૈતન્યમાં સ્થિત થઇ સાધક સગુણ તથા નિર્ગુણ બન્નેમાં રહી શકે અને દિવ્ય સ્વતંત્રતામાં રહીને પોતે તેની શાંતિ ભોગવે ત્યારે જ્ઞાનયોગની બીજી ભૂમિકા પ્રાપ્ત થઇ ગણાય.

ઉપર જણાવ્યા પ્રમાણે સચ્ચિદાનંદ જોડે અદ્વૈત સિદ્ધ કર્યા પછી, આત્મા પોતાના વ્યક્ત અસ્તિત્વની જુદી જુદી ભૂમિકાઓમાં પણ પોતાનો સાક્ષાત્કાર કરે છે. પૂર્ણયોગનું ખાસ લક્ષણ એ છે કે તે સચ્ચિદાનંદ જોડે અદ્વૈત પ્રાપ્ત કરાવીને, સર્વને તેમાં એકતા પમાડે છે. કારણ કે સત્ પોતે કેવળ એક છે એટલુંજ નહિ પરંતુ તે સર્વત્ર એક છે. તેના એકેએક સ્વરૂપમાં અને સ્થિતિમાં–વિવિધતા અને દ્વૈતના આવિર્ભાવમાં, તેમજ અદ્વૈતમાં પણ તે એકજ રહે છે. આપણા દેશમાં પરંપરાથી જે જ્ઞાનયોગ ચાલ્યો આવે છે, તેમાં પણ ઉપર જણાવેલું સત્ય વિચાર પુરતુ તો સ્વીકારવામાં આવે છે, છતાં જાણે તે સચ્ચિદાનંદ સર્વત્ર સરખો નથી, કિંવા તેનો સાક્ષાત્કાર સર્વગા સરખો ન થઈ શકે એવી વ્યવહારિક માન્યતા પ્રચલિત હોય તેવું દેખાઈ આવે છે. એ પરંપરાગત જ્ઞાનયોગ પ્રમાણે અવ્યક્ત, નિરપેક્ષ સ્થિતિમાંજ સચ્ચિદાનંદ મેળવવાનો છે, તેના આવિર્ભાવમાં નહિ પરંતુ તટસ્થતામાં તે વધારે શુદ્ધ હોય છે, વ્યક્તિમાં નહિ તે નિર્ગુણમાં પૂર્ણ છે, સગુણમાં એટલો પૂર્ણ નથી, શાંત નિષ્ક્રિય બ્રહ્મમાં તે જેટલો સંતોષકારક છે, તેટલો વ્યવહારના ઝઘડામાં કાર્ય કરનાર સક્રિય બ્રહ્મમાં હોતો નથી. એ પ્રમાણે સાધકના મનમાં પક્ષપાત હોવાથી તે હમેશા બીજા સાક્ષાત્કારોની કીંમત ઓછી આંકે છે અને આત્મપ્રગતિ કરતી વખતે તે બધાનો ત્યાગ કરવા તરફ તે ખાસ લક્ષ આપે છે કારણ કે તેમ કરવું એ સંપૂર્ણ સાક્ષાત્કારને માટે એને અનિવાર્ય લાગે છે પરંતુ પૂર્ણયોગની દૃષ્ટિએ જે માણસ જ્ઞાનયોગનો અભ્યાસ કરે છે તેને મન એવા ભેદ કંઈજ હિસાબમાં નથી અદ્વૈતના સાક્ષાત્કારમાં તે પણ કૈવલ્ય બ્રહ્મને પ્રાપ્ત કરે છે, છતાં તેની કૈવલ્યનાની વ્યાખ્યા જુદી હોય છે. તેને તો વ્યક્ત અને અવ્યક્ત બન્નેનું અદ્વૈત જણાય છે। તેને તો તટસ્થ અને વ્યષ્ટિગત; સગુણ અને નિર્ગુણ વિગેરેની શાંતિના અનંત ઉંડાણમાં તથા વિરાટ્ ક્રિયાના વિશાળ સમુદ્રમાં, સર્વત્ર અદ્વૈતજ દેખાય છે। તેને તો પુરુષ અને પ્રકૃતિ બન્નેમાં અદ્વૈત જણાય છે, પ્રભુમાં અને તેની શક્તિના

સચ્ચિદાનંદની એકતા.

પૂર્ણ અદ્વૈત

વિરાટ્ કાર્યોમાં પણ તેને અદ્વૈત જણાય છે! એક ઉત્તમ પુરૂષના સનાતન આવિર્ભાવમાં અને અનેક પુરૂષોના આવિર્ભાવમાં; પોતાની વિવિધ એકતાને બરાબર જાળવી રાખનાર એક-અખંડ-સચ્ચિદાનંદમાં અને જુદાં જુદાં મન, પ્રાણ અને શરીરમાં થતા તેના જુદા જુદા આવિર્ભાવમાં પણ તેને તો અદ્વૈતજ દેખાય છે. સર્વ પ્રકારની એકતા પૂર્ણયોગીને તો શુદ્ધ, અનંત અને દૃઢ સાક્ષાત્કારરૂપ થઇ રહે છે; અને સર્વ પ્રકારનું દ્વૈત તેને મન તો સનાતન અસ્તિત્વના-યાને પ્રભુના સમૃદ્ધ અપરિમિત અને પ્રચૂર સાક્ષાત્કારરૂપ લાગે છે.

પૂર્ણયોગમાં સંપૂર્ણ અદ્વૈતનો સાક્ષાત્કાર કરવો એ ઘણુંજ આવશ્યક છે. અર્થાત્ એકતા અને અનેકતા બન્નેમાં સચ્ચિદાનંદને એકરૂપ જાણવો એજ જ્ઞાનનો પાયો ગણી શકાય. વળી, આપણા ચૈતન્યની સામાન્ય ભૂમિકામાં અને તેનાં કાર્યોમા એ સાક્ષાત્કારને વાસ્તવિક બનાવવો, અને આપણા વ્યક્તિત્વની યાને જુદા અસ્તિત્વની ભાવનાને ડૂમાવી દઇ તેના સ્વરૂપ થઇ રહેવું, એ જ્ઞાનયોગની સિદ્ધિ ગણી શકાય. તે એકતાના ચૈતન્યમાંજ જીવવું, તેના વિચાર કરવા, તેનીજ લાગણીઓ અનુભવવી, તેની શકિતનો ઉપયોગ કરવો અને તેની સાથેની એકતાની ભાવનામાં રહી કર્મ કરવાં એજ વ્યક્તિના જીવનનું સાર્થક છે. મતલબ કે અદ્વૈતની પ્રાપ્તિનો સાક્ષાત્કાર, અને દ્વૈતમાં તેનો અનુભવ એનુંજ નામ યોગ.

ગમે તે ભૂમિકામા કે ગમે તે સ્થિતિમાં હોય તોપણ સચ્ચિદાનંદ પોતે તો એક અદ્વિતીય જ છે. એટલે આપણો સર્વ સિદ્ધિનો પાયો તેનાજ ઉપર રચવાનો છે. પછી તે શકિત, સત્, ચૈતન્ય ઉપર આધાર રાખતી હોય અથવા તો જ્ઞાનશકિત કે આનંદના ઉપર આધાર રાખતી હોય તે અલગ વાત છે. આગળ જોયું તેમ આપણે અનંત, નિરપેક્ષ સચ્ચિદાનંદમાંજ આપણું જીવન ધારણ કરવાનું છે. તે સચ્ચિદાનંદ પોતાના શુદ્ધ યાને વિશ્વથી પર સ્વરૂપમાં તેમજ વિશ્વના જુદા જુદા આવિર્ભાવોમાં, તટસ્થ બ્રહ્મમાં, તેમજ વ્યકિતઓમા; સર્વગુણોથી પર સ્થિતિમાં તેમજ અનંત ગુણોને ધારણ કરનાર વિવિધ રૂપોમાં મોજુદ

છે. વળી, તે નિઃશબ્દ શાંતિ સ્વરૂપ છતાં સનાતન શબ્દને પ્રેરનાર, તથા દિવ્ય શાંતિ અને સમતાને ધારણ કરનાર છે, છતા તે પોતાનામા અનંત આનંદ અને ક્રિયને પણ ધારણ કરે છે. સર્વ વસ્તુઓને પુરુષ તરીકે જાણીને, પોતાની અનુમતિ આપીને, તથા ભર્તા તરીકે તેમને ધારણ કરીને અને ભોક્તા તરીકે તેમનો આનંદ લુટીને આપણે સર્વ જ્ઞાન, કર્મ અને શક્તિને પ્રકૃતિ તરીકે અમતમા મૂકવાં જોઈએ.

સચ્ચિદાનંદના વ્યક્ત અસ્તિત્વના રૂપો

આપણે સચ્ચિદાનંદને એક સત્ તરીકે જોવાનો છે તે પોતાના અસ્તિત્વમા એકાગ્ર હોવા છતા સર્વ અસ્તિત્વમા વ્યક્ત થયનો છે આપણે તેને એક ચિત્—અથવા ચૈતન્ય સ્વરૂપે સ્વીકારવાનો છે. તે પોતાના ચૈતન્યમા એકાગ્ર છે છતા વિશ્વ પ્રકૃતિમાં અને અનંત પ્રાણીઓમા તે વિસ્તૃત છે, તે ચૈતન્ય જ્યારે પોતાનાજ સ્વરૂપમા એકાગ્ર થઇ રહે છે ત્યારે નિષ્ક્રિય સ્વરૂપ હોય છે પરંતુ જુદા જુદા ચૈતન્યના સ્વરૂપમા જ્યારે તે આવિર્ભાવ પામે છે ત્યારે તે અનંત ક્રિયાઓ ધારણ કરે છે. વળી આપણે તે સચ્ચિદાનંદને અનંત આનંદરૂપે પણ પ્રાપ્ત કરવાનો છે તે આનંદ સ્વયમ્ હોઇ પોતાના અસ્તિત્વમા અને વિવિધ આવિર્ભાવોમા પણ વ્યાપી રહેલો જણાય છે તે સચ્ચિદાનંદજ આપણને ઋતમ્ અર્થાત્ શક્તિ–રૂપે જણાય છે. તેમાથી શક્તિપૂર્ણ જ્ઞાન અને જ્ઞાનપૂર્ણ શક્તિ જન્મ પામે છે, અને સર્વ મન, પ્રાણ અને શરીર ઉત્પન્ન કરે છે. વળી, મનોમય ભૂમિકામા પણ તે સચ્ચિદાનંદજ એક મન સ્વરૂપ હોય છે, અને તે સર્વ મનોમય પ્રાણીઓને અને મનની ક્રિયાઓને પોતાનામા ધારણ કરે છે વળી તે સચ્ચિદાનંદ આખા વિશ્વના સર્વ પ્રાણીઓમા કાર્ય કરી રહેલા પ્રાણનુ પણ અંતિમ સ્વરૂપ છે તે પોતેજ પ્રાણરૂપે સર્વ પ્રાણીઓમા કાર્ય કરી રહ્યો છે અંતમા સઘળાનો તે સચ્ચિદાનંદજ, એક માત્ર અવશિષ્ટ તત્વ રહે છે તે પોતેજ સર્વ પદાર્થ અને સર્વ રૂપો ધારણ કરી રહ્યો છે અસ્તિત્વના–આ સાતે પ્રકારો સચ્ચિદાનંદના વ્યક્ત અસ્તિત્વના આવશ્યક અંગો છે।

પૂર્ણ યોગમા તો સાધકે ઉપર જણાવેલા આવિર્ભાવનુ ભેદક સ્વરૂપ સમ

ઠારવું જોઇએ. કારણ કે સચ્ચિદાનંદની ભૂમિકાઓમાં તે સર્વાંશે પ્રાપ્ત થાય છે ત્યારે અધોગામી ત્રણ ભૂમિકાઓમાં તે અવ્યક્ત રહે છે. એ બન્ને સ્વરૂપોને આપણે એકત્ર કરવાનાં છે અને નહિ કે એ બે પ્રકારનાં જીવન વચ્ચે ભેદ પાડીને ઉચ્ચ આધ્યાત્મિક અને સ્થૂલ વ્યવહાર જીવનને એક બીજાથી જુદાં પાડવાનાં! ઉલટું આપણે તો આપણા વ્યવહાર જીવનને પણ તે ઉચ્ચ ભૂમિકાનાં બીબાંમાં ઢાળીને તેનું રૂપાંતર કરી નાખવાનું છે, પાર્થિવ તત્ત્વને તો આપણે આત્માએ ઇન્દ્રિયો દ્વારા ઉત્પન્ન કરેલા બીબાં તરીકેજ સ્વીકારવું જોઇએ, અર્થાત્ કે તે સચ્ચિદાનંદનાં જ્ઞાન, શક્તિ, આનંદ વિગેરેનો વિશ્વની ક્રિયાઓમાં આવિર્ભાવ કરવા માટેનું એક આવશ્યક સાધન છે, એમ આપણે માનવું જોઇએ. આપણા પ્રાણને પણ અનંત પ્રાણના એક ઝરણાં તરીકે સ્વીકારી આપણી ઇન્દ્રિયો અને મન જે ભેદ અને પરિમિતતા ઉત્પન્ન કરે છે તેનો આપણે ત્યાગ કરવાનો છે. એમ થતાં દૈવી શક્તિ આપણા પ્રાણને ધારણ કરીને તેને દોરીને તેમાં પરિવર્તન કરે છે. એ પરિવર્તનને અન્તે આપણી પ્રાણશક્તિનું રૂપાંતર થઇ જઇને તે પરિમિતતાનો ત્યાગ કરે છે, અને અખંડ આનંદ સ્વરૂપ સચ્ચિદાનંદની શક્તિનું એક સ્વરૂપ માત્ર થઇ રહે છે! તેજ પ્રમાણે આપણા બાહ્ય સ્પર્શના જ્ઞાનમાં મગ્ન થઇ ગયેલા તેમજ આવેશવાળા મનને પણ વિશ્વપ્રેમ અને વિરાટ્ આનંદના સ્વરૂપમાં બદલી નાખવું જોઇએ એટલુંજ નહિ પરંતુ આપણી બુદ્ધિ તથા શક્તિને પણ આપણે દિવ્ય શક્તિના રૂપમાં ફેરવી નાખી દિવ્ય બનાવી દેવાં જોઇએ.

પૂર્ણયોગમાં બીજો સાક્ષાત્કાર.

ઉપર જે રૂપાંતરનું આપણે વર્ણન કર્યું તે સાધકમાં જ્યાંસુધી દિવ્ય મન અથવા તો વિજ્ઞાન જાગ્રત થાય નહિ, ત્યાંસુધી સંપૂર્ણ પણે સિદ્ધ થતું નથી. અગર જો થાય છે તો તેનો સંપૂર્ણ અમલ થઇ શકતો નથી. એ જાગ્રત થયા પછીજ મન તેની પ્રેરણા જીવનને લાયક બને છે. જ્યાં સુધી દિવ્ય અને માનુષી

રૂપાંતર થવા માટે વિજ્ઞાનની જરૂર.

ભૂમિકાઓની વચ્ચે રહેલી વિજ્ઞાનરૂપી સાંકળને સાધક પ્રાપ્ત કરતો નથી, ત્યાંસુધી પરા અને અપરા પ્રકૃતિનો ભેદ કાયમ રહે છે, કારણ કે ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકાઓમાંથી કોઇક કોઇકવાર જાગ્રત અવસ્થામાં અથવા તો સતત ધ્યાનાવસ્થામાં કેટલીક અસરોના ચમકારાઓ તથા જ્ઞાનના સંદેશાઓ મળે તે છતાં માનુષી પ્રકૃતિનું સંપૂર્ણ રૂપાંતર તેનાથી થઇ શકતું નથી. વળી, આપણે શુદ્ધ સચ્ચિદાનંદને ચિત્ત યાને લાગણીઓ દ્વારા અપૂર્ણ રીતે જાણી શકીએ, તથા આપણા મનમાં તેનો કંઇક ખ્યાલ બાંધી શકીએ, અથવા તો બુદ્ધિથી સર્વ પ્રાણીઓ અને પદાર્થોમાં વ્યાપી રહેલા એક આત્માને વિષે એવું જ્ઞાન મેળવી શકીએ, અથવા સર્વ આવેશો અને બાહ્ય સ્પર્શોમાં પ્રભુનો દૈવી આનંદ વિલસી રહ્યો છે એવું જાણી શકીએ, તેમજ જીવનની સર્વ ક્રિયાઓ પાછળ પ્રભુની દિવ્યશકિત કાર્ય કરી રહી છે એવું સમજી શકીએ તે છતાં પણ આપણાં મન, પ્રાણ અને શરીર પોતાની જુની ટેવો નહિ છોડે અને પોતે ઉચ્ચ ભૂમિકાઓમાંથી પ્રાપ્ત થતા જ્ઞાનને વિકૃત કરી વિરોધ અને દ્વૈત ઉત્પન્ન કર્યાજ કરશે વળી તે ઉચ્ચ ભૂમિકાની અસર ગમે તેટલી વધારે બળવાન, વિશાળ અને પવિત્ર હોય તોપણ તેનું કાર્ય અનિયમિત અને અવ્યવસ્થિતજ રહેશે તેનો સંપૂર્ણ સાક્ષાત્કાર તો શાંતિ અને એકાંતમાંજ કરી શકાશે વળી, જ્યારે તે ભૂમિકા આપણાથી દૂર થઇ જશે ત્યારે આપણામાં તીવ્ર પ્રતિકાર્યો થઇ આપણે અજ્ઞાનમય અંધકારથી વ્યાપ્ત થયેલી સ્થિતિમાં પાછા ગબડી પડીશું. પરિણામે સામાન્ય સાંસારિક જીવનના કોલાહલમાં અને દબાણમાં તથા ઇન્દ્રિયોના બાહ્યસ્પર્શોમાં તથા દ્વૈતભાવના બંધનમાં પડી આપણે તે ઉચ્ચ અનુભવોને એકાંતમાં ઇશ્વરની સંનિધિમાં, અથવા તો આનંદ અને હર્ષના ઉભરાને સમયેજ સાધારણ માણસ પ્રાપ્ત કરી શકે છે, એવું કારણ એ છે કે આપણું મન પરિમિત ક્ષેત્રમાં પરિમિત ગતિ કરી રહ્યું છે, અને તે વિભાગ કર્યા સિવાય વસ્તુઓને સમજી શકાતું નથી, એટલે પરિણામે તે ચંચળ, વિકારી અને અસ્થિર બની રહે છે મન પોતાનું ક્ષેત્ર પરિમિત કરે તોજ તે નિશ્ચલ થઇ શકે છે, અને તે સંપૂર્ણ રીતે નિષ્ક્રિય થઇ શાંત

મનની પરિમિતતા

શક તેમજ સ્થિરતાને પામી શકે છે. હવે આપણને જે સત્યનું દર્શન થાય છે તે સીધેસીધું વિજ્ઞાનમાંથી આવે છે. વિજ્ઞાન એટલે જ્ઞાન પૂર્ણ શકિત અને પરિણામજનક-અસરકારક જ્ઞાન. વેદમાં કહ્યું છે કે જ્યારે વિજ્ઞાન જાગ્રત થાય છે ત્યારે આકાશમાંથી આનંદનાં અનંત ઝાપટાંઓ—આનંદનો અનંત વરસાદ-પડે છે. એ ઉચ્ચ ભૂમિકામાં, જ્ઞાન શકિત અને આનંદના સમુદ્રમાં વહેતી સાતે નદીઓમાં ભરતી આવે છે! વિજ્ઞાન સચ્ચિદાનંદને પ્રત્યક્ષ કરાવે છે યાને તેનો સાક્ષાત્કાર કરાવે છે. આપણા મનની છૂટી છવાઇ અને અવ્યવસ્થિત સૂચનાઓ ને વિચારોમાં જે સત્ય કાર્ય કરી રહ્યું હોય છે તેને વિજ્ઞાન પ્રત્યક્ષ કરાવે છે, અને તે પ્રત્યેકને તેને પોતાને સ્થાને સનાતન અદ્વૈતમાં ગોઠવી દે છે. એ પ્રમાણે કાર્ય કરીને વિજ્ઞાન આપણા અપૂર્ણ જ્ઞાનથી પ્રકાશિત થયેલા મનને સંપૂર્ણ જ્ઞાનરૂપી દીપથી પ્રકાશિત કરી મૂકે છે. આપણી અપૂર્ણ માનસિક શકિત અને આવેશ-પૂર્ણ કામનાઓ તથા પ્રાણમય વાસનાઓ અપૂર્ણ કુટિલ પ્રયત્નોની પાછળ જે શકિત કાર્ય કરી રહી છે તેનો વિજ્ઞાન આપણને સાક્ષાત્કાર કરાવે છે એટલુંજ નહિ પણ તે જ્ઞાનપૂર્ણ શકિતની એકતામાં આપણા એકેએક પ્રયત્નને વિજ્ઞાન યોગ્ય સ્થાને ગોઠવી દે છે. એ પ્રમાણે કાર્ય કરવાને લીધે

**વિજ્ઞાનનું કાર્ય.**

વિજ્ઞાન આપણા પ્રાણ અને મનના અજ્ઞાનપૂર્ણ પ્રયત્નને વ્યવસ્થિતઅને સમગ્ર શકિતના રૂપમાં ફેરવી નાખે છે. વળી આપણા બાહ્ય સ્પર્શો અને લાગણીઓ જે આનંદની શોધમાં છે, અને જેને પ્રાપ્ત કરવા જતાં સંતોષ, અસંતોષ, દુઃખ, શોક અને ઉદાસીનતાનો અનુભવ કરીને તેઓ પાછા પડે છે, તે આનંદનું ખરૂં સ્વરૂપ વિજ્ઞાનમાં આપણે જોઇ શકીએ છીએ અને વિશ્વવ્યાપી આનંદમાં તે પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરે છે. એ પ્રમાણે કાર્ય કરીને વિજ્ઞાન આપણા દ્વૈતભાવથીપૂર્ણ આવેશો અને સ્પર્શોને તથા તેમના વિરોધોને શાંત છતાં સમર્થ અને ગહન પ્રેમ તથા આનંદના સ્વરૂપમાં રૂપાન્તર પમાડે છે. વળી વિરાટ્ કિંવા વિશ્વ ક્રિયાનું સત્ય જાણીને તેની પ્રત્યેક ક્રિયાની પાછળ કાર્ય કરી રહેલું સત્ય તે આપણને દેખાડે છે, તથા પ્રત્યેક ક્રિયાનો અંતિમ આદર્શ, તેને સિદ્ધ કરનાર શકિત-વાળાં સાધનો, અને અસ્તિત્વનો અપૂર્વ આનંદ પણ તે પ્રાપ્ત કરાવે છે.

સર્વ પ્રાણીઓ તે આનંદમાંથી જન્મેલાં છે, અને વિરાટ્‌ના તે સર્વ સ્વરૂપોને વિજ્ઞાન સચ્ચિદાનંદના સત, ચિત્ તથા આનંદમાં લય પમાડે છે, અર્થાત્ કે વિજ્ઞાન અસ્તિત્વના સર્વ વિરોધો, દ્વૈતભાવોને એકતામાં લય પમાડી તે સર્વેમાં આપણને એકજ અનંતનું દર્શન કરાવે છે. એકવાર આ વિજ્ઞાનમય ભૂમિકાને પ્રાપ્ત થયા પછી સુખ, દુઃખ, ઉદાસીનતા સર્વે, એકજ અનંતના સ્વયંભૂ આનંદના સ્વરૂપમાં ફેરવાઇ જાય છે; શક્તિ, અશક્તિ; જય પરાજય, સર્વે સ્વયંસિદ્ધ શક્તિના સ્વરૂપમાં લય પામી જાય છે, અને સત્ય, અસત્ય; જ્ઞાન, અજ્ઞાન; વિગેરે દ્વંદ્વો પણ અનંત સત્ય અને વિરાટ્ જ્ઞાનમાં રૂપાન્તર પામી જાય છે. વળી આત્માની પ્રગતિ અને અધોગતિ, બંધનોમાંથી મુક્તિ વિગેરે સઘળું ચૈતન્યપૂર્ણ અનંત અસ્તિત્વના સમુદ્રમાં ઉદ્દ્ભવતા મોજાં પેઠે ઝોલાં ખાય છે—મતલબ કે આપણું આખું જીવન અને ચૈતન્ય સચ્ચિદાનંદની પ્રાપ્તિરૂપ થઇ રહે છે.

જ્ઞાનયોગમાં ત્રિમાર્ગની એકતા

આ પ્રમાણે પૂર્ણજ્ઞાન પ્રાપ્ત થતાં આપણે કર્મ, જ્ઞાન અને ભક્તિના માર્ગની એકતાને પ્રાપ્ત કરી શકીએ છીએ. શુદ્ધ કિંવા સત અસ્તિત્વનો સાક્ષાત્કાર કરવો એ જ્ઞાનયોગનો; સર્વ કર્મના અવ્યક્ત અધિષ્ઠાતા તરીકે કાર્ય કરી રહેલી દિવ્ય શક્તિનો સાક્ષાત્કાર કરવો એ કર્મયોગનો; અને સર્વ પ્રાણીઓ અને મનુષ્યોને પ્રેમથી ચાહી શકે એવા ભાવનો સાક્ષાત્કાર કરવો એ ભક્તિયોગનો, અંતિમ હેતુ છે. તેને सत्, चित्–तपस् અને आनंद એ નામથી આપણે ઓળખીએ છીએ. ઉપર જણાવેલા ત્રિમાર્ગોનો પ્રત્યેક માર્ગ સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર કરવા માગે છે. જ્ઞાનયોગને અંતે આપણે આપણા સત્ય, સનાતન અને અક્ષર અસ્તિત્વને પ્રાપ્ત કરીએ છીએ, અને તેજ પ્રત્યેક મનુષ્યનું ખરૂં સ્વરૂપ છે. અર્થાત् सोऽहम्–"તે હું છું" એવો સાક્ષાત્કાર થતાં સર્વ પ્રકારનું દ્વૈત ઓગળી જાય છે, અને તે સાક્ષાત્કારને લીધેજ આપણે સર્વ પ્રાણીઓ જોડે પણ આપણું અદ્વૈત સાધી શકીએ છીએ.

પરંતુ એ પૂર્ણજ્ઞાનને પરિણામે તે અનંત અસ્તિત્વને આપણે વિ-

અના કર્તા તરીકે અને શક્તિના અધિષ્ઠાતા તરીકે પણ જોઇ શકીએ છીએ. પરિણામે આખા વિશ્વમાં તેનોજ આવિર્ભાવ થઇ રહ્યો છે, એવું જ્ઞાન આપણને થાય છે. વિશ્વની વિરાટ્ શક્તિ તરીકે, તે સચ્ચિદાનંદ "ઇશ્વર" સ્વરૂપ છે, એવો પણ સાક્ષાત્કાર આપણને થાય છે. વળી, એ પૂર્ણજ્ઞાનને લીધે આપણી શક્તિ પ્રભુની શક્તિ સાથે અદ્વૈત પામે છે એટલુંજ નહિ પરંતુ વિશ્વમાં બીજી ભિન્નભિન્ન દેખાતી શક્તિઓ પણ આપણને આપણી પોતાનીજ જણાય છે, અને બીજી શક્તિઓની સાર્થકતા અને સિદ્ધિ તે આપણા વિરાટ્ આત્માની અર્થાત્ આપણી પોતાનીજ સિદ્ધિ હોય એમ લાગે છે! આ પ્રમાણે દ્વૈત, વિરોધ, ભેદ, કલહ વિગેરેનું મૂળ જતું રહે છે અને પછી તેનો દેખાવ માત્ર બાકી રહે છે. એ પૂર્ણજ્ઞાનને લીધે આપણે દિવ્ય કર્મ કરવાને લાયક થઇએ છીએ. એ કર્મો આપણી પ્રકૃતિને જાણે આપણાં પોતાનાં હોય તેવાં લાગે છે, પરંતુ આપણા આત્માને તો તે તદ્દન તટસ્થજ લાગે છે, કારણ કે આપણી અહંતાથી પર સચ્ચિદાનંદ–તત્‌માંથી તે ઉત્પન્ન થાય છે અને તેના વિરાટ્ સ્વરૂપની અનુમતિથીજ તે કાર્ય કરવામાં પ્રવૃત્ત થાય છે. મતલબ કે આપણાં સર્વ કર્મોમાં આપણે સમતાથી અર્થાત્ કર્મ અને તેના ફળ પ્રત્યે બંધનરહિત થઇને તથા પરમાત્મા જોડે એકતા સાધીને અને આપણી વ્યક્તિગત જવાબદારીમાંથી મુક્ત થઇને પ્રવૃત્ત થઇ શકીએ છીએ. કર્મયોગની આ પરાકાષ્ઠા જ્ઞાનયોગને અન્તે આપોઆપ આવે છે અને આવવીજ જોઇએ!

**જ્ઞાનયોગ અને કર્મયોગનું અદ્વૈત.**

**જ્ઞાનમાં ભક્તિયોગની પરાકાષ્ઠા.**

પૂર્ણજ્ઞાનને અંતે આપણોજ આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપે-આનંદ પૂર્ણ અને વિશ્વમાં લીલારૂપે આવિર્ભાવ પામતો આપણને જણાય છે. તે સર્વ પ્રાણીઓ રૂપે આવિર્ભાવ પામીને તેમના કર્મની પેઠે તેમની ભક્તિને પણ સ્વીકારે છે. વળી તે તેમના ઉપર કરૂણા વરસાવે છે એટલુંજ નહિ પણ પોતે તેમને પોતાના પ્રત્યે આકર્ષી આત્માનંદમાં મગ્ન કરી દે છે. તેને આપણા દિવ્ય આત્મા તરીકે સ્વી-

કારવાથી આપણે તેની જોડે અદ્વૈત પ્રાપ્ત કરી શકીએ છીએ અને પતિપત્ની અથવા તો આશુકમાશુક જે પ્રમાણે પ્રેમમાં અદ્વૈત પામે છે તેજ પ્રમાણે આત્મા પરમાત્માના પ્રેમાલિંગનમાં દિવ્ય આનંદનો અનુભવ પ્રાપ્ત કરે છે. સર્વ પ્રાણીઓ અને પદાર્થોમાં તેનું દર્શન કરીને આપણા પ્રિયતમનો આનંદ, પ્રેમ, સૌંદર્ય અને આનંદને સર્વત્ર નિહાળીને આપણો આત્મા વિરાટ્ આનંદ અને વિરાટ્ પ્રેમને માટે તલપાપડ થઇ રહે છે. આ ભક્તિયોગની પરાકાષ્ટા પણ જ્ઞાનયોગના માર્ગમાં આપોઆપ પ્રાપ્ત થાય છે.

પૂર્ણયોગમાં સર્વત્ર મગ્ન.

પૂર્ણ જ્ઞાનમાં સર્વ વસ્તુ એકમાં લય પામી જાય છે. આ વિશ્વ સંગીતના એકે એક સૂરને આપણે સ્વીકારીએ છીએ પછી તે કોમળ કે તીવ્ર, શ્રુત કે અશ્રુત, સમર્થ કે નિર્બળ, ગમે તેવા હોય તેપણ સચ્ચિદાનંદની એકસૂરતામાં તે બધાયને આપણે સંવાદિ બનેલા નિહાળીએ છીએ એટલુંજ નહિ પણ ત્યાં તો તેમનું રૂપાંતર સુદ્ધાં થઇ જાય છે. જ્ઞાનને અંતે શક્તિ અને આનંદ પણ મળે છે. तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः—(ઇશોપનિષત્) "સર્વત્ર એક અનંતને જોનારને વળી મોહ અને શોક કેવો ?"



## પ્રકરણ ૧૭ મું-પૃથક્કરણ.



આપણે આખા વિશ્વને દિવ્ય જાણી પ્રભુના આવિર્ભાવ રૂપ ગણવું જોઇએ. પ્રત્યેક વસ્તુ અને સર્વ પદાર્થો પણ પ્રભુ રૂપજ છે. મનુષ્યના સર્વ પ્રયત્નોની દિશા એ અનંતને પ્રાપ્ત કરવાનીજ છે. કવિતા, સાહિત્ય, કળા પ્રત્યેક કલા તેનીજ શોધ અને તેનોજ આવિર્ભાવ થાય છે. આપણે સાધારણ રીતે એમ માનીએ છીએ કે આવિર્ભાવથી પર જે આત્મા છે તેજ અનંત અને નિરપેક્ષ છે; તે કાલ અને દિશાથી પર છે સર્વ વિશ્વમાં કાર્ય કરી રહેલી તેની શક્તિ પણ દિવ્ય છે. તે અનંત સત્ અને અનંત ગુણ અને શક્તિ સ્વરૂપ પણ છે.

એ બેમાં પુરૂષ અને પ્રકૃતિ એવાં બે તત્વોનો સ્વીકાર કરવામાં આવે છે. તેજ ભેદને વેદાંતીઓ આત્મા અને માયાનો ભેદ કહી વર્ણવે છે. બીજાઓ ઇશ્વર અને શક્તિ સ્વરૂપે તે ભેદ વર્ણવે છે. સાંખ્યમત વાળાઓએ તો તે ભેદનું બરાબર સ્પષ્ટીકરણ કરી પુરૂષ અને પ્રકૃતિનો ભેદ સમજાવ્યો છે.

એ દ્વૈત-પુરૂષ અને પ્રકૃતિનું-આપણને પ્રત્યક્ષ છે. તેને બીજી સાબિતીની જરૂરજ નથી. આપણાં સુખ અને દુઃખ સર્વનો પાયો આપણું અસ્તિત્વ છે અને તે આ દ્વૈતના ઉપર આધાર રાખે છે. એટલે એ ભેદનું જ્ઞાન આપણને ઘણું ઉપયોગી છે. માણસ સામાન્ય રીતે પ્રકૃતિને વશ હોય છે તે છતાં તેનામાં પોતે સ્વતંત્ર છે એવી ભાવના પણ હમેશાં હાજર રહેલી જણાય છે.

પુરૂષ અને પ્રકૃતિ એ બે આધ્યાત્મિક અવસ્થાઓ આત્માને માટે શક્ય છે, એટલું તો શરૂઆતમાં પણ સાધકે સ્વીકારવું જોઇએ. સાધારણ માનુષી અવસ્થામાં અજ્ઞાનમય પ્રકૃતિ અને પુરૂષનું દ્વૈત હોય છે; ત્યારે દિવ્ય ભૂમિકામાં આત્મા પુરૂષ અને પ્રકૃતિ બન્નેનું જ્ઞાનપૂર્ણ અદ્વૈત અનુભવે છે. તેથી આત્મા પોતે પ્રકૃતિનો અનુમંતા-ભર્તા-ઇશ્વર થાય છે.

હવે પ્રકૃતિનો સંપૂર્ણ અધિકાર કરીને પુરૂષ પોતાની મહત્તા ટકાવી શકે છે. સર્વત્ર પ્રકૃતિ વિજયી લાગે છે, અને આત્મા માયા રૂપ-અસત્ લાગે છે. જ્યારે કેવળ આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી જોતાં આત્મા જ સત્ લાગે છે અને પ્રકૃતિનાં સર્વ કાર્યો અસત્ લાગે છે.

જ્યારે પુરૂષ દિવ્ય ભૂમિકાને પ્રાપ્ત કરે છે, ત્યારે પ્રથમ તે ઉદાસીન અને નિર્દોષપણે પ્રકૃતિનાં કાર્યોને જુવે છે. પુરૂષે પ્રકૃતિ ઉપર સ્વામીત્વ પ્રાપ્ત કરવું જોઇએ. પોતે સ્વરાટ્ તથા સમ્રાટ્ થવું જોઇએ. વિરાટ્ થવાથી તે કાબુ આવે છે. વ્યક્તિગત બંધનોનો સાધકે ત્યાગ કરી વિશ્વનાં સત્યોને પોતાનામાં સ્વીકારવાં જોઇએ.

પુરૂષ પોતે પ્રકૃતિનો ભર્તા, અનુંમતા, ભોક્તા, જ્ઞાતા અને ઇશ્વર છે. સાક્ષીરૂપે તે મન, પ્રાણુ અને શરીરથી જુદો થઇ શકે છે, એટલુંજ નહિ પરંતુ પોતે કેવળ છૂટો થઇને પ્રકૃતિને જુદી જોઇ શકે છે, તથા સાત્વિક, રાજસિક અથવા તો તામસિક વિરક્તિ ભોગવી શકે છે. પ્રકૃતિથી નિર્લિપ્તતા અને સ્વતંત્રતા એ સાક્ષીત્વની ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ છે.

પુરૂષ ભર્તા-અનુમંતા યાને પ્રકૃતિનાં કાર્યોને રજા આપનાર તથા ટકાવી રાખનાર થઇ શકે. સાક્ષીની અનુમતિ નિષ્ક્રિય છે, પરંતુ ભર્તાની અનુમતિ સક્રિય છે. તો પણ તે જ્ઞાતા અને ઇશ્વર હોતો નથી. પોતે કર્મની અનુમતિ આપે છે ખરો, પરંતુ પ્રભુ કે શક્તિ કર્મની શરૂઆત કરે છે એવું માને છે.

જ્યારે પુરૂષ જ્ઞાતા, ઇશ્વર અને ભોક્તા થાય છે ત્યારે પ્રકૃતિ ઉપર તેનો કાબુ પણ વધે છે. પુરૂષ અને પ્રકૃતિ બન્ને સચ્ચિદાનંદ-માંથીજ ઉત્પન્ન થાય છે. પુરૂષ સત્ સ્વરૂપ છે; પ્રકૃતિ ચિત્ સ્વરૂપ છે; અને એ બેના અદ્વૈતમાં આનંદ સ્વાભાવિક છે. આત્મામાં જે આનંદ હોય તે પ્રકૃતિમાં પણ પ્રાપ્ત કરવો એ પુરૂષ અને પ્રકૃતિના સંબંધની ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ છે.



# પ્રકરણ ૧૭ મું.

## પુરૂષ ( આત્મા ) અને પ્રકૃતિ.

મનુષ્યના સર્વ પ્રયત્નોની અંતિમ દિશા.

આગલા પ્રકરણમાં આપણે પૂર્ણજ્ઞાનના સર્વ દષ્ટિબિંદુઓની એકતા જણાવી. પરંતુ આપણા દિવ્ય ચૈતન્યમાં પ્રભુ પેઠેજ આપણે આખા વિશ્વને સંપૂર્ણ રીતે અને યથાર્થ પ્રકારે ધારણ કરવું હોય તો તો પ્રથમ આપણે પ્રત્યેક પદાર્થનું પોતાનું નિરપેક્ષ સ્વરૂપ જાણવું જોઇએ, અને પછી તેની પૂર્ણતા કરનાર સર્વ પદાર્થો સાથે તેની એકતાનો સબંધ પણ જાણવો જોઇએ, કારણકે પ્રભુએ પણ તે પ્રમાણેજ પોતાની જાતને વિશ્વમા કલ્પી છે અને સાક્ષાત્ કરી છે. પદાર્થોના વિભાગો પાડીને અપૂર્ણ સ્વરૂપમા તેમને જોવા એ તો અપૂર્ણ અવિદ્યાનુ જ્ઞાન કહેવાય નિરપેક્ષ અનંત તો સર્વત્ર-સર્વવ્યાપી-છે, આપણે તેને સર્વત્ર જોવાનો અને શોધી કાઢવાનો છે, પ્રત્યેક પરિમિત વ્યક્તિ અથવા પદાર્થ પોતે અનંત છે, અને આપણે તેની અનંતતા અને તેની પરિમિત લઘુતા બન્નેનુ જ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ. આપણે "જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ" એમ કહીએ છીએ તેનો અર્થ માત્ર બુદ્ધિના વિચારો અથવા તો કલ્પનાના તરગો ઉઠાવવા એવો થતો નથી, પરંતુ દિવ્યદષ્ટિ, દિવ્ય ઇંદ્રિયો અને દિવ્યઆનંદથી આપણા આત્માના ચૈતન્યમા આવતા પદાર્થ સાથે દિવ્ય અદ્વૈત કરવું એવો થાય છે. અને તે પણ પરાત્પર યાને વિશ્વથી પર, અવસ્થામા નહિ પરતુ આ વિશ્વમાજ જે સઘળુ આવી રહેલુ છે તેની સાથે. વળી એ અદ્વૈત કેવળ સમગ્ર વિશ્વ સાથેજ નહિ પરતુ તેમા આવી રહેલા પ્રત્યેક પદાર્થ સાથે અનુભવાવું જોઇએ અર્થાત્ સર્વ પદાર્થોનો સમૂહ, તેમજ વિશ્વમા રહેલો પ્રત્યેક પદાર્થ, આપણો પોતાનોજ આત્મા છે, પ્રભુ છે, નિરપેક્ષ છે, અનંત છે, સચ્ચિદાનંદ છે ! એવો સાક્ષાત્કાર થવો જોઇએ. પ્રભુએ ઉત્પન્ન કરેલા વિશ્વમા સંપૂર્ણ આનંદ લેવાની શક્તિનુ, મૂળ,

પ્રાણ, ચિત્ત અને શક્તિમાં સંપૂર્ણ સંતોષની પૂર્તિનું અને ચૈતન્યની સંપૂર્ણ મુક્તિનું રહસ્ય ઉપર જણાવેલા સાક્ષાત્કારોમાં સમાયલું છે. એ સર્વોત્તમ અનુભવ પ્રાપ્ત કરવા માટેજ કવિતા અને કલા, તથા બીજા સ્વાનુભવ અને સર્વાનુભવરસિક જ્ઞાનના વિવિધ પ્રયત્નો વિશ્વમાં થઈ રહ્યા છે। વળી વિશ્વના પદાર્થોને પ્રાપ્ત કરવાની અને તેમનો ઉપયોગ કરવાની જે કામના અને તે કામનાને તૃપ્ત કરવાને જે પ્રયત્નો મનુષ્યો કરી રહ્યા છે તેનો અંતિમ પ્રયત્ન તો ઉઘાડી કે ઢાંકી રીતે એ અનુભવ પ્રાપ્ત કરવાનોજ છે. માણસો સ્થૂલ પદાર્થોના સ્વરૂપો અને ગુણોને પકડવા બાથોડીયા મારે છે એ તો તે ઉચ્ચ અનુભવની આધ્યાત્મિક પ્રાપ્તિનો એકડો થયો ગણાય; અને જ્યાં સુધી માણસ તેને સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરે નહિ, અર્થાત્ જે અનંત સચ્ચિદાનંદના તેઓ બાહ્ય સ્વરૂપો છે તેને પ્રાપ્ત કરે નહિ, ત્યાં સુધી તે સ્થૂલ અનુભવોમાં માણસ કદી પણ સંપૂર્ણ સંતોષ માની શકેજ નહિ। બુદ્ધિપ્રધાન મનને તથા સામાન્ય ઇંદ્રિયોના અનુભવને ઉપર જણાવેલો તે વિચાર કેવળ કવિતામય કલ્પના જેવો અસત્ય, અથવા તો આધ્યાત્મિક ઇંદ્રજાળ જેવો મિથ્યા લાગવાનો સંભવ છે. પરંતુ એ અનુભવમાંથી જે અદ્ભુત સંતોષથી ભરપૂર અને જ્ઞાનથી ઉજ્જ્વલ થયલી દશાનો અનુભવ થાય છે તેનાથીજ આપણી ખાત્રી થાય છે કે એ અનુભવ આપણી બુદ્ધિ અને ઇંદ્રિયોના સંસ્કારો કરતાં વધારે સત્ય છે એ અનુભવ આપણા સ્વાનુભવપૂર્ણ ચૈતન્યમાં ઉચ્ચ તથા દિવ્ય ચૈતન્યનું એક કિરણ માત્ર છે। આપણી અનુભૂતિ થતાં ધીમે ધીમે આપણું સમગ્ર અસ્તિત્વ તેના સ્વરૂપમાં રૂપાંતર પામવા માટે સરજાયલું છે।

પરાત્પર અને આવિર્ભાવ બન્નેની એકતા

ઉપર જે કહેવામાં આવ્યું છે તે પ્રભુના સૌથી ઉચ્ચ તત્ત્વોને પણ લાગુ પડે છે, તે પણ આપણે આગળ જોઇ ગયા. સાધારણ રીતે આપણામાં રહેલી વિવેક બુદ્ધિને એમજ લાગે છે કે જે વસ્તુ આવિર્ભાવ પામવાથી પર રહે છે તેજ નિરપેક્ષ હોઇ શકે, ફક્ત નિરાકાર આત્માજ અનંત છે, અને કાલ તથા દિશાથી પર, અક્ષર, અવ્યય, નિષ્ક્રિય આત્માજ માત્ર સત્ય છે. એ સિદ્ધાંતને અનુસ-

રીતે જો આપણા 'સર્વ' પ્રયત્નો તેનાથી 'નિયત કરીશું' તો પછી આપણને એ સાક્ષાત્કાર થશે અને બાકીનું સર્વ આપણને કેવળ સાપેક્ષ અથવા તો ગૌણજ લાગશે ! પરંતુ આપણે જો સર્વગ્રાહી વિચાર, વધારે સંપૂર્ણ સત્ય અને વિશાળ અનુભવથી શરૂઆત કરીએ તો જુદુંજ પરિણામ આવે ! કાલ અને દિશાથી પર એવા અક્ષરની નિર્વિકાર સ્થિતિમાં તે નિરપેક્ષ અને અનંત રહેલો છે; તેજ પ્રમાણે ચિત્ શક્તિમાં અને આનંદમાં પણ પ્રભુ પોતાના ગુણોને, શક્તિઓને, આત્મ સ્વરૂપોને ઉત્પન્ન કરી ધારણ પણ કરી રહ્યો છે તે સુદ્ધાં નિરપેક્ષ અને અનંત જ છે ! અને તે બન્ને વચ્ચે એવું સંપૂર્ણ અદ્વૈત છે કે આપણે કાલથી પર આવી રહેલી તેની શાંતિ અને નિઃશબ્દતા, તથા કાલને ધારણ કરનાર દિવ્ય ક્રિયાનો આનંદ બન્નેને કેવળ સ્વતંત્રતાથી અનંતતાથી અને અજ્ઞાનમાં પાછા ગુંચાઇ ગયા કે અધોગતિ પામ્યા વિના ભોગવી શકીએ છીએ ! વળી અક્ષરના આત્મ સ્વરૂપમાં બીજ રૂપે અવ્યક્ત રહેલાં વિરાટ્ ક્રિયાનાં સર્વ તત્ત્વોને પણ આપણે જાણી શકીએ છીએ. તે તત્ત્વો વિરાટ્માં વ્યક્ત થઇ પોતાનામાં રહેલા અનંત ગુણો અને અનંત શક્તિઓનો સાક્ષાત્કાર કરે છે.

પુરૂષ અને પ્રકૃતિનું દ્વૈત.

એ તત્ત્વોમાંનું પ્રથમ તત્ત્વ પુરૂષ અને પ્રકૃતિનું દ્વૈત છે. એ દ્વૈત અંતે અદ્વૈતમાં લય પામે છે, આપણે કર્મયોગમાં એને વિષે ઉલ્લેખ કર્યો હતો ખરો, પરંતુ જ્ઞાનયોગમાં પણ તે અગત્યનો છે. એ ભેદ પ્રાચીન આર્યતત્ત્વવેત્તાઓએ ઘણોજ સ્પષ્ટ કર્યો છે. પરંતુ તેનો પાયો આપણને સામાન્ય વ્યવહારમાં જણાઇ આવતું સનાતન દ્વૈત છે. તેના ઉપરજ વિશ્વનો આવિર્ભાવ થયલો હોઇ એ ભેદને વિશ્વનાં જુદાં જુદાં દૃષ્ટિબિંદુ પ્રમાણે જુદાં જુદાં નામો પણ આપવામાં આવ્યાં છે. વેદાંત મતવાળાઓ તેને આત્મા અને માયા એવાં નામો આપી આત્મા એટલે અક્ષર; અને વિશ્વમાં અજ્ઞાન ધારણ કરવાની આત્માની શક્તિ એટલે માયા, એવી સમજુતી આપે છે. અથવા તો આત્માને પરબ્રહ્મ સ્વરૂપ માનીને માયાને સત્ અને ચિત્‌ના સ્વભાવરૂપ ગણીને તેને લીધેજ

પરબ્રહ્મ જુદાં જુદાં આત્મ સ્વરૂપોમાં અને પદાર્થોમાં વ્યક્ત થઇ શકે છે એવી વિરાટ્‌ના અસ્તિત્વની સમજુતી આપે છે. વળી કેટલાક બીજા તત્ત્વવેત્તાઓ એજ ભેદને ઇશ્વર અને તેની શક્તિના નામથી દર્શાવે છે. પૃથક્કરણ વૃત્તિપ્રધાન સાંખ્યમતવાળાઓ તો પુરૂષ અને પ્રકૃતિ વચ્ચે સનાતન દ્વૈત રહેલું છે એમજ માને છે, અને એ બે તત્ત્વોનો ભેદ કદી પણ અદ્વૈતમાં લય પામી શકેજ નહિ, એમ પણ ભારપૂર્વક જણાવે છે. પુરૂષ અને પ્રકૃતિ એ બે વચ્ચે સાંખ્યમતમાં તો અદ્વૈત અને દ્વૈતનો એવો સંબંધ માનવામાં આવે છે કે જેથી કરીને પુરૂષની અનુમતિ, ભોગવૃત્તિ અથવા વિયોગથી પ્રકૃતિનું વિરાટ્ કાર્ય અનુક્રમે શરૂ થાય છે, આગળ વધે છે અથવા તો બંધ પડે છે. સાંખ્યમત પ્રમાણે પુરૂષ કેવળ નિષ્ક્રિય સત્ સ્વરૂપ છે, અર્થાત્ તેના પોતાનામાં કશો પણ વિકાર થતોજ નથી; જ્યારે પ્રકૃતિ એ કુદરતની ક્રિયાત્મક શક્તિ છે. તે પોતાની ક્રિયાને લીધે વિશ્વની વિરાટ્ લીલાને ઉત્પન્ન કરી તેનું પાલન કરે છે, અને નિષ્ક્રિય સ્થિતિમાં જતાં તેનો લય પણ કરી નાખે છે. આ બધી તર્કવાદની દલીલો બાજુ પર મૂકીને આપણે શુદ્ધ આધ્યાત્મિક અનુભવ તરફજ જોઇશું તો આપણને જણાશે કે સજીવ પ્રાણીઓમાં એવાં બે તત્ત્વો રહેલાં છે ખરાં, અને તે પણ ખાસ કરીને મનુષ્યમા !

**જીવનમાં પ્રત્યક્ષ દ્વૈતભાવ.** ઉપર જણાવેલો દ્વૈતભાવ યાને ભેદ એ તો અનુભવ સિદ્ધ છે. તત્વજ્ઞાનનો છાંટો પણ જાણ્યા વગર આપણે બધાએ અનુભવથી એ દ્વૈતને અનુભવી શકીએ છીએ. પછી ભલેને આપણે તેની વ્યાખ્યા આપવાની તસ્દી ન લઇએ ! ગમે તેવો કેવળ જડવાદી માણસ આત્માના અસ્તિત્વનો ભલે અસ્વીકાર કરે તથા આપણે જેને ચૈતન્ય અથવા તો મન કહીએ છીએ તે કેવળ સ્થૂલ મગજના જ્ઞાનતંતુઓ અને જ્ઞાનતંતુઓના આચકા અને કાર્ય સિવાય બીજું કાંઇ પણ નથી ! એમ ભલે માને, અથવા તો હજી સુધી બરાબર નહિ સમજાયલી પ્રકૃતિની કોઇ ક્રિયા ચાલી રહી છે તેનું જ તે પરિણામ છે એવું પણ ભલે માને, પરંતુ તેવો માણસ પણ જીવનમાં રહેલા દ્વૈતની તો ના પાડી શકશેજ નહિ. એ દ્વૈત કેવી રીતે ઉત્પન્ન

થાય છે તે આપણે જોવાનું નથી! એ દ્વૈત અસ્તિત્વમાં છે એટલુંજ નહિ પરંતુ આપણા આખા જીવનની દિશા તે નક્કી કરે છે! મનુષ્ય પ્રાણી તરીકે કેવળ બુદ્ધિ અને શક્તિજ નહિ, પરંતુ સ્વાનુભવ કરી સુખ દુઃખ પ્રાપ્ત કરવાની શકિત પણ આપણામાં છે. એટલે એ બીના આપણા માટે તો ઘણીજ અગત્યની ગણાય. આખા અસ્તિત્વનો કોયડો આપણે એકજ પ્રશ્નમાં મૂકી શકીએ કે, "આપણામાં જે આત્મા અને પ્રકૃતિ એક બીજાની સામ સામે આવી રહેલાં છે તેમનું આપણે શું કરવું? એક બાજુ પ્રકૃતિની વ્યકિતગત અને વિરાટ્ ક્રિયાઓ આત્મા ઉપર પોતાનું સામ્રાજ્ય સ્થાપન કરવા મથે છે. ત્યારે બીજી બાજુથી આત્મામાં "હું સ્વતંત્ર છું." એવો ગૂઢભાવ રહેલો હોઇ હું પોતે મારી જાતના ઉપર કાબુ ધરાવું છું, તથા મારાં પોતાનાં કાર્યો માટે જવાબદાર છું એવું માની લઇ પોતાની અને વિશ્વની પ્રકૃતિ ઉપર કાબુ મેળવવા, તેનેવશ કરવા, તેનો ઉપયોગ કરવા અથવા તો તેને દૂર કરવા કે તેનાથી પોતે દૂર નાસી જવાના પ્રયત્ન કરે છે." આ બેમાંથી ખરું કયું? એ પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપવા માટે આપણે જાણવું જોઇએ. અર્થાત્ જ્ઞાન મેળવવું જોઇએ. એ જ્ઞાન એટલે આત્મા પોતે શક્તિઓ ધરાવે છે તે તથા આપણા પોતાનામાં અને વિશ્વમાં કાર્ય કરી રહેલી પ્રકૃતિને આત્મા શું કરી શકે છે તે જાણવું. બધું તત્ત્વજ્ઞાન, સર્વધર્મો અને તમામ ભૌતિકશાસ્ત્રો ઉપર જણાવેલા પ્રશ્નના ઉકલની દલીલો યાને સાબિતીઓ આપવાના માત્ર પ્રયત્ન છે, કારણકે તેનો નિકાલ થતાં આપણા આખા અસ્તિત્વનો કોયડો ઘણોજ સંતોષકારક રીતે છૂટવાનો સંભવ છે.

અસ્તિત્વની બે ભૂમિકાઓ.

ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં આપણા આધ્યાત્મિક જીવનની બે ભૂમિકાઓ સ્વીકારવામા આવે છે, (અલબત્ત, આધુનિક તત્ત્વચિંતકો તેને સ્વીકારતા નથી) તેમાંની એક, અધોગામી અસ્વસ્થ અને પરવશ છે; બીજી ઉચ્ચ, સ્વસ્થ અને સ્વરાટ્ છે. અર્થાત્ એકમાં મનની ક્રિયાત્મક દશા, તથા બીજીમાં આત્માની શાંતિ પ્રધાન હોય છે. જ્યારે આપણે એ ભેદનો અનુભવ કરીએ છીએ ત્યારે આ પ્રકૃતિને વશ, અધોગામી, દુઃખ-

મય વર્તમાન જીવનમાંથી સંપૂર્ણ છુટકારાની આશા આપણામાં ઉત્પન્ન થાય છે. વળી વર્તમાન જીવનમાંથી કેવળ છુટકારાનીજ નહિ, પરંતુ અસ્તિત્વના મુશ્કેલ પ્રશ્નના સુંદર ઉકેલની આશા તો ત્યારેજ સફળ થાય કે જ્યારે કેટલાક ધર્મો અને તત્વજ્ઞાનની પદ્ધતિઓમાં આત્મા અને પ્રકૃતિના દ્વૈતના અદ્વૈતમાંથી સામાન્ય માનુષી અને ઉચ્ચ આધ્યાત્મિક યાને દિવ્ય એવી બે ભૂમિકાઓ આવી રહેલી છે એનો આપણને અનુભવ થાય. એ ભૂમિકાઓને કેટલાક ધર્મો અને તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓ સ્વીકારતી નથી. એ દિવ્ય ભૂમિકામાં આપણા દ્વૈતપૂર્ણ સ્વભાવની સર્વ સ્થિતિ સદંતર ફેરવાઇ જાઇ આપણો આત્મા હમણાં જેને માટે તલસે છે તે પ્રભુત્વ અર્થાત્ પોતાની પ્રકૃતિનું સ્વામીત્વ તેને પ્રાપ્ત થાય છે. તે આત્મા પોતે મુક્ત થઇને પ્રભુ સાથે એકતા પ્રાપ્ત કરી વિરાટ્ પ્રકૃતિને સુદ્ધાં પોતાનામાં સ્થાન આપી શકે છે. ઉપર જણાવેલી વિવિધ શક્યતાઓમાંથી આપણે જેને સિદ્ધ કરવાની ઇચ્છા કરીશું તેને અનુરૂપ સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન પણ કરીશું.

**પ્રકૃતિની સત્તા.**

હમણાં તો આપણો આત્મા પ્રકૃતિને વશ છે; કારણકે આત્મા મનના બંધનમાં પડેલો હોઇ માનસિક વિચાર, ઇન્દ્રિયોના સંસ્પર્શ, આવેશોનાં પૂર, બાહ્ય જગતના પ્રાણમય યાને વાસનામય તથા સ્થૂલ સંસ્કારો અને તે સર્વ પ્રત્યે યાંત્રિક યાને જડ પ્રતિકાર્ય કરવામાંજ તે મશગુલ થઇ જાય છે. વળી તે માનસિક બંધન એટલેથી અટકતું નથી. આત્માનાં શક્તિ તથા બુદ્ધિ જેવા કરણો પણ માનસિક પ્રકૃતિને વશ વર્તે છે એટલુંજ નહિ પરંતુ આજુબાજુની માનસિક પ્રકૃતિ વ્યક્તિની પ્રકૃતિ ઉપર ઉઘાડી તથા છૂપી રીતે કાર્ય કરી તેને પોતે વશ કરે છે. આત્મા એ પ્રમાણે પરવશ હોવાથી મનુષ્ય જ્યારે જ્યારે પોતાના અનુભવો અને કાર્યોને નિયમિત કરવાનો, તેમને સંયમમાં લાવવાનો અને નિયત કરવાનો પ્રયાસ કરે છે ત્યારે તેમાં માયાનો અંશ હમેશાં રહેલોજ હોય છે કારણકે જ્યારે માણસ "હું કામ કરૂં છું" એમ માને છે ત્યારે ખરૂં જોતાં તેનામાં પ્રકૃતિ તેના વિચાર, શક્તિ અને કર્મને નિયત કરતી હોય

છે. "હું છું," મારું પોતાનું જુદું અસ્તિત્વ છે" તથા "હું શરીર, પ્રાણ અથવા મન નથી પરંતુ તે સર્વેથી જુદો હોઇ પ્રકૃતિના સર્વ અનુભવોના, નિયંતા રૂપે નહિ તોપણ, સ્વીકારનાર તરીકે ભિન્ન છું," એવું સતત જ્ઞાન મનુષ્યમાં જાગૃત ન હોત તો માણુસને પ્રકૃતિ સર્વોપરિ અને આત્મા કેવળ માયારૂપજ લાગત ! આજકાલના જડવાદી ભૌતીક શાસ્ત્રીઓ તથા પ્રાચીન શૂન્યવાદી બૌદ્ધમતવાદીઓ એ નિર્ણય ઉપરજ આવ્યા છે. સાંખ્ય-મતવાદીઓએ એ વિકટ પ્રશ્નનો ઉકેલ કરવા માટે આત્માને કેવળ નિષ્ક્રિય પુરૂષ કલ્પી પ્રકૃતિએ નિયત કરેલાં કાર્યોને તે પોતાનામાં પ્રતિબિંબિત કરે છે પરંતુ તે પોતે કશુંજ કરતો નથી એવો સિદ્ધાંત બાંધ્યો. અર્થાત્ પુરૂષ પ્રકૃતિનો સ્વામી નથી. પ્રકૃતિનાં કાર્યોને તે પોતાનામાં પ્રતિબિંબિત કરવાની ના પાડીને સનાતન નિશ્ચલતા અને શાંતિને પ્રાપ્ત કરી શકે છે એવો સાંખ્યનો મત છે. બીજી કેટલી તત્વજ્ઞાનની પદ્ધતિઓ વ્યવહાર દૃષ્ટિએ જોતાં એજ નિર્ણય ઉપર આવે છે, પણુ તે જુદા દૃષ્ટિબિંદુથીજ. આધ્યાત્મિક દૃષ્ટિબિંદુવાળા માણસો પ્રકૃતિને માયા-મિથ્યા ગણી કાઢે છે અથવા તો પુરૂષ અને પ્રકૃતિ બન્નેને અનિત્ય ગણી એ બન્નેના દ્વૈતનો સંપૂર્ણ લય કરનાર ઉચ્ચ સ્થિતિ યાને ભૂમિકા પ્રત્યે, કોઇ નિત્ય, અનિર્વચનીય તત્ત્વમાં એ બન્નેનો નાશ કરીને અથવા તો છેવટ પ્રકૃતિનાં ક્રિયાત્મક તત્ત્વને તદ્દન બાતલ કરીને, પ્રયાણુ કરવાને આપણુને પ્રેરે છે. એ બધા નિર્ણયો મનુષ્યજાતિની ઉચ્ચ આશાઓ, ઊંડા આવેશો અને મહાન અભિલાષાને સફળ કરતા નથી તોપણુ એ નિર્ણયો કેટલેક અંશે ખરા છે, કારણુ કે તેઓ નિરપેક્ષને પ્રાપ્ત કરે છે અથવા તો આત્માની આનંદપૂર્ણ અનંતતાઓનો નિષેધ કરીને આત્માની નિરાળી નિરપેક્ષતા પ્રત્યે માણુસને દોરે છે. આત્માના દૈવી અસ્તિત્વમાં યાને દિવ્ય જીવનમાં પ્રકૃતિ ઉપર સ્વામીત્વ પ્રાપ્ત કરવાથી એ સર્વ આનંદપૂર્ણ અનંતતાઓને માણુસ પ્રાપ્ત કરી શકે છે.

જ્યારે માણુસ આત્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે ત્યારે તે પ્રકૃતિનાં બંધનોમાંથી મુક્ત થઇ જાય છે. આપણામાં માનસિક ક્રિયાઓ થાય છે તેનાથી એ ભૂમિકા પર રહેલી છે. હવે જો આત્મા પ્રકૃતિથી તદ્દન

નિર્લિપ્ત અને તેના પ્રત્યે ઉદાસીન હોય અથવા તો આત્માનો એકાગ્ર અર્થાત્ દ્વૈત વિનાનો અનુભવ કરવામાં મગ્ન થઇ ગયો હોય તો તે ભૂમિકાને પ્રાપ્ત કરી શકે. એ પ્રમાણે કરવા માટે આપણે પ્રકૃતિનો તથા વિરાટ્-વિશ્વ-જીવનનો સંપૂર્ણ ત્યાગ કરવાની અને નહિ કે દિવ્ય

પ્રકૃતિથી પર ભૂમિકા.

અને સમ્રાટ્ પદથી પ્રકૃતિને સ્વીકારવાની જરૂર રહે છે. પરંતુ બ્રહ્મ પ્રકૃતિથી કેવળ પર છે એટલુંજ નહિ પરંતુ, તે પ્રકૃતિનો તથા વિશ્વનો સ્વામી પણ છે. જ્યારે આત્મા એ આધ્યાત્મિક ભૂમિકાને પ્રાપ્ત કરે ત્યારે તેનામાં પણ પ્રભુ જોડેના તેના અદ્વૈતને પરિણામે એજ પ્રકારનું પ્રકૃતિનું સ્વામીત્વ પ્રગટવું જોઇએ. પોતાની પ્રકૃતિ ઉપર આત્માનો કાબુ કેવળ શાંતિમાં અથવા બળાત્કારથી કરેલા નિગ્રહને પરિણામે નહિ, પરંતુ પ્રકૃતિની સર્વલીલા અને ક્રિયાઓના ઉપર સમ્રાટ્ પદ પ્રાપ્ત કરવાને લીધે જ સ્થાપન થવો જોઇએ. જ્યાં સુધી માણસ મનોમયભૂમિકામાં હોય છે ત્યા સુધી એ પ્રકારનો કાબુ પ્રાપ્ત થવો શક્ય નથી, કારણ કે આત્મા ફક્ત માનસિક કારણો દ્વારા જ કાર્ય કરી શકે છે અને મન કેવળ વ્યક્તિમાં અને તે પણ વિરાટ્ પ્રકૃતિને સંતોષપૂર્વક વશ થઇને અથવા તો અસંતોષી ગુલામગીરીની સ્થિતિમા પછાડા મારીને કાર્ય કરે છે. એ પદ્ધતિ દ્વારાજ દિવ્યજ્ઞાન અને દિવ્યશકિત વિશ્વમા કાર્ય કરી રહેલાં છે ! પરંતુ જ્ઞાન અને શકિતનું મૂળ આત્મા હોઇ તે પોતાનામાં જ્ઞાન અને શકિત બન્નેને ધારણ કરી શકે છે. કાંઇ પોતે તેમને વશ વર્તતો નથી એટલે, જેટલા પ્રમાણમા આત્મા પોતાનું દિવ્ય યાને આધ્યાત્મિક અસ્તિત્વ પ્રાપ્ત કરતો જાય છે તેટલા પ્રમાણમા તે પોતાની પ્રકૃતિનાં સર્વ કાર્યોના ઉપર કાબુ પ્રાપ્ત કરતો જાય છે. પ્રાચીન તત્ત્વવેત્તાઓની ભાષામા તેવો આત્મા સમ્રાટ્, સ્વતંત્ર અને પોતાના જીવન અને ક્રિયાઓનો સ્વરાટ્ કહેવાય છે. વળી, તે ભૂમિકામા આત્મા કેવળ પોતાનીજ ઉપર નહિ પરંતુ વિશ્વ પ્રકૃતિના ઉપર પણ વધારે સંયમ પ્રાપ્ત કરે છે. અર્થાત્ તે જગતની શકિતઓ ઉપર અધિકાર મેળવે છે. પરંતુ એ સમ્રાટ્પણું તે *આત્મા વિરાટ્ સ્વરૂપ થાય તોજ પ્રાપ્ત કરી શકે,* કારણ કે તેવી વ્યકિતએ પોતાના કર્મોદ્વારા આ વિશ્વમાં વિરાટ્ અને દિવ્ય

શક્તિનો આવિર્ભાવ કરવા જોઇએ. ( નાહ કે ક્ષુદ્ર વ્યક્તિગત ઇચ્છાઓનો અથવા શક્તિનો ! ) આત્માએ પ્રથમ તો મનની પેઠે સ્થૂલ, સૂક્ષ્મ, વાસનામય સંસ્કારજન્ય, આવેશમય તથા બુદ્ધિ પ્રધાન જીવનથી પરિમિત થવું જોઇએ નહિ, પરંતુ તેણે પોતાના ચૈતન્યનો વિકાસ કરી આખા વિશ્વને પોતાનામાં જોવું જોઇએ. અર્થાત્ વ્યક્તિએ પોતાની બુદ્ધિના વિચારોને, પોતાની કામનાઓને, પ્રયત્નોને, પસંદગીઓને, પોતાના પદાર્થોને, હેતુઓને, ઇરાદાઓને તથા આવેશોને સંપૂર્ણપણે ત્યાગી દઇને વિરાટ્ સત્ય, વિરાટ્-વિશ્વ શક્તિ, વિશ્વનું વલણ–વૃત્તિ વિગેરે પોતાનાં ગણવાં જોઇએ. વળી, સાધકમાં એક પણ કામના અથવા કોઇપણ પ્રકારનું વ્યક્તિગત જીવન બાકી રહે તો તે પણ તેણે વિરાટ્ જોડે સંવાદિ બનાવી દેવું જોઇએ. એ પ્રમાણે સંવાદ ઉત્પન્ન કરવા માટે વ્યક્તિએ પોતાનાં જ્ઞાન શક્તિ બન્નેને દિવ્ય જ્ઞાન, દિવ્ય શક્તિને અર્પણ કરીજ દેવાં જોઇએ એટલુંજ નહિ પરંતુ એ પ્રમાણે સમર્પણ કરીને તેણે તેમનામાં લય પામી જવું જોઇએ ! વળી, પોતાનું અંગતજ્ઞાન પ્રભુના દિવ્યજ્ઞાનમાં અને પોતાના કાર્યોની અંગત શરૂઆત પ્રભુની પ્રેરણાને અર્પણ કરી દેવી જોઇએ. પ્રથમ તો અનંત જોડે એક રાગ બનવું, પ્રભુ જોડે સંવાદિ થઇ જવું, અને ત્યાર પછી અનંત જોડે અદ્વૈત પ્રાપ્ત કરી પ્રભુમય થઇ જવું, એજ સંપૂર્ણ સામર્થ્ય અને સ્વામીત્વ પ્રાપ્ત કરવાની શરત છે. આધ્યાત્મિક જીવનનો અને આધ્યાત્મિક ભૂમિકાનો તો એ સ્વભાવજ હોય છે. ( આધ્યાત્મિક જીવનની આધ્યાત્મિક ભૂમિકામાં તો એ સાક્ષાત્કારો તદન સ્વભાવિક હોય છે. )

પુરૂષનું સાક્ષીત્વ.

ગીતામાં પુરૂષ અને પ્રકૃતિ વચ્ચે જે ભેદ બતાવવામાં આવ્યા છે, તે ઉપરથી પ્રકૃતિનાં બંધનોમાંથી મુક્તિ અને તેના ઉપર સંપૂર્ણ કાબુ પ્રાપ્ત કરવા માટે પુરૂષે જુદા જુદા કયા વલણો, કઇ વૃત્તિઓ, ધારણ કરવી તે આપણને સમજાય છે. તેમાં કહ્યું છે કે પુરૂષ સાક્ષી, અનુમન્તા, ભર્તા જ્ઞાતા, ઇશ્વર અને ભોક્તા સ્વરૂપ છે; પ્રકૃતિ અમલ કરનારી પુરૂષની શક્તિ છે. પ્રકૃતિ ક્રિયાત્મક હોઇ પુરૂષના વલણ પ્રમાણે તેનું કાર્ય થવું જોઇએ. આત્મા પોતે ધારે તો શુદ્ધ સાક્ષીપણાની વૃત્તિ પ્રકૃતિ પ્રત્યે

ધારણ કરે, અર્થાત્ તે પોતે પ્રકૃતિનાં કાર્યો પ્રત્યે જોયા કરે ખરો પરંતુ તેનાથી વિખૂટો પડીને; યાને પ્રકૃતિનાં કાર્યોનું અવલોકન કરે પરંતુ તેમાં પોતે ભાગ લે નહિ. એ પ્રમાણે સર્વ વૃત્તિઓને શાંત કરવાની અગત્ય આપણે આગળ જોઇ ગયા છીએ. શરીર, પ્રાણ, મન વિગેરે પ્રત્યે " આ પ્રકૃતિનાં કાર્ય છે. હું કાંઇ નથી, અને બધાં કાર્યો પણ મારાં નથી. " એવી તટસ્થવૃત્તિ ધારણ કરી આપણે પ્રકૃતિથી વિરક્ત થઇએ છીએ, તે વિરક્તિની ક્રિયાના પાયામાં પણ એ સાક્ષીત્વની ભાવના આવી રહેલી છે. આ પ્રમાણે આત્મા પ્રકૃતિના સર્વ પદાર્થોમાંથી છૂટો પડી તદ્દન શાંત થઇ જાય છે. સંન્યાસવૃત્તિનો અથવા પ્રકૃતિનાં કાર્યોમાં ભાગ નહિ લેવાની વૃત્તિનો, પાયો એ સાક્ષીત્વમાં રહેલો છે. જ્યાં સુધી પ્રકૃતિનું સ્વાભાવિક કાર્ય ચાલે છે ત્યાંસુધી તે કાર્ય પ્રત્યે સમર્પણની નિશ્ચેષ્ટવૃત્તિ સાધકમાં ઉદ્‌ભવે અને પરિણામે ઉપર જણાવેલી સાક્ષીત્વની વૃત્તિ તમોગુણી થાય, અથવા તો પ્રકૃતિના કાર્ય પ્રત્યે તિરસ્કાર, દ્વેષ, અને પ્રતિકાર્ય ઉત્પન્ન થઇ તે વૃત્તિ રાજસિક થાય કે પછી પુરૂષના વિખૂટાપણાની બુદ્ધિ જાગૃત થઇ આત્મામાં સ્વતંત્રતા અને આરામની વૃત્તિ ઉત્પન્ન થાય, અર્થાત્ તે વૃત્તિ સાત્વિકના ધારણ કરે એ સંભવિત છે. એ ત્રણે પ્રકારનાં કાર્યો ઉપરાંત નાટક જોનાર દૃષ્ટાની પેઠે પ્રકૃતિનાં કાર્યો પ્રત્યે એ તટસ્થવૃત્તિ સાથે સમાન અને અપૌરૂષેય આનંદની વૃત્તિ પણ પુરૂષમાં સ્થાપન થાય અને પરિણામે તે નાટક જોવામાં આનંદનો ઉપભોગ કરતો હોવા છતાં અનાસક્તપણે સમાન આનંદથી પ્રેક્ષક વર્ગમાંથી ઉઠીને ચાલ્યા જવા માટે પણ પુરૂષ તત્પર રહે, એ પણ બનવા જોગ છે. વિશ્વ પ્રકૃતિનાં સર્વ કાર્યોમાંથી કેવળ સ્વતંત્રતા હોવી અને તેમનાથી કેવળ નિર્લેપ રહેવું એ સાક્ષિત્વના અનુભવની પરાકાષ્ટા છે.

**પુરૂષભર્તા, ભોક્તા અને ઇશ્વર.**

જ્યારે પુરૂષ સાક્ષી તરીકે પોતાની જાતને સ્થિર કરે છે ત્યારે તે પ્રકૃતિનાં કાર્યોનું ભર્તાપણું પણ છોડે છે. સાક્ષી તરીકે રહ્યા છતાં પ્રકૃતિના કાર્યો થયાં કરે છે તેનું કારણ એ છે કે પ્રભુ, તેની શક્તિ અથવા તો માયા તે કાર્યોને ભર્તા તરીકે

ટકાવી રાખે છે. પરંતુ આત્મા પુરૂષ તરીકે એ કાર્યને ટકાવી રાખતો નથી, તે તો પ્રકૃતિનાં કાર્યોનું જે પ્રતિબિંબ પોતાના સાક્ષીત્વમાં પડે છે તેનેજ માત્ર જુવે છે. પરંતુ તે કાર્યો ટકાવી રાખવાની જવાબદારી સાક્ષી તરીકે તે પોતે સ્વીકારતો નથી. "આ બધું મારામાં બને છે, હું તેને ટકાવી રાખું છું, આ બધી ક્રિયાઓ મારી પોતાની છે." એવું તે સાક્ષી પુરૂષ કહેતો નથી. તે તો વધારેમાં વધારે "આ બધું મારા ઉપર અધ્યારોપિત છે પરંતુ ખરૂં જોતાં તો એ બધું મારાથી તદ્દન જુદું છે." એવુંજ કહેશે. હવે, જો અસ્તિત્વના પાયામાં ખરેખરૂં છેવટનું અને સ્પષ્ટ દ્વૈત ન હોય તો ઉપર જણાવેલો વિચાર પણ અસત્ય હોવો જોઇએ. આ વિશ્વના અદ્દભુત દશ્યમાં વિસ્તરતી શક્તિને પોતાના અસ્તિત્વમાં ધારણ કરનાર આત્મા પોતેજ છે; અને તે જ પોતાની શક્તિને દોરી રહ્યો છે. પુરૂષ એ પ્રમાણે ભર્તાપણું સ્વીકાર્યા છતાં અનાસક્ત રહીને તથા નિષ્ક્રિયપણે એ કાર્ય કરે અર્થાત્ તે પોતે શક્તિને કાર્યમાં પ્રેરે ખરો પરંતુ તેના ઉપર પોતે કાબુ રાખ્યા વિના અને તેનાં કાર્યો નિયત કર્યા વિનાજ કરે. એ કાબુ ઈશ્વર શક્તિ અથવા તો માયાના હાથમાં હોય છે. ભૂતકાળની અનુમતિનું બળ અને શક્તિમાં તેની રસવૃત્તિ જ્યાંસુધી જારી રહે છે અથવા તો ખતમ થઇ જતી નથી ત્યાંસુધી આત્માને એ કાર્ય ઉદાસીનતાથી ચલાવવાની ફરજ પડે છે. પરંતુ જો પુરૂષ પોતે ભર્તાપણું સ્વીકારે તો સાકાર બ્રહ્મ જોડે અને વિરાટ્‌ના આનંદ જોડે એકતા કરવા પ્રત્યે તેણે એક ડગલું આગળ ભર્યું કહેવાય. કારણ કે ભર્તાપણામાંથી પુરૂષ સર્વ ક્રિયાઓનો અનુમન્તા થયેલો હોય છે.

**પુરૂષ અનુમન્તા**

સાક્ષીત્વમાં પણ એક પ્રકારની અનુમતિ તો રહેલી છે. પરંતુ તે નિષ્ક્રિયાત્મક તથા જડ હોઇ તેનામાં નિરપેક્ષતા હોતી નથી; પરંતુ પુરૂષ સંપૂર્ણ ભર્તાપણું સ્વીકારે તો તેની અનુમતિ ક્રિયાત્મક થઇ ગણાય. અનુમન્તા તરીકે પ્રકૃતિની શક્તિનાં કાર્યોને ટકાવી રાખી તે દ્વારા પુરૂષ તેના કાર્યોને ધારણ કરીને તથા પોતાનામાં પ્રતિબિંબિત કરીનેજ અટકી જાય એ પણ બનવા જોગ છે. અર્થાત્ પુરૂષ પોતે કાર્યો નિમત અથવા તો પસંદ

કરે નહિ પરંતુ પ્રભુ શક્તિ અથવા જ્ઞાન શક્તિ તે નિયમન અને પસંદગી કરે છે એમ માને અને પોતે તો સાક્ષી તથા ભર્તા હોઇ પરિણામે અનુમન્તા છે ખરો પરંતુ જ્ઞાતા અને ઇશ્વર નથી એવું સ્વીકારે પરંતુ તેની આગળ જે કાર્યોની શક્યતાઓ મૂકવામાં આવે છે તેમાંથી જો પુરુષ અમુકને પસંદ કરે અને કેટલીકને બાતલ કરે તો તે નિયંતા થાય છે. અત્યારસુધી જે નિષ્ક્રિય અનુમતિ હતી તે હવે સંપૂર્ણ ક્રિયાત્મક થઇ ગણાય. પ્રકૃતિના ઉપર એ પ્રમાણે ક્રમે ક્રમે કાબુ સ્થપાય છે.

**પ્રકૃતિ પર પુરુષનો કાબુ.**

જ્યારે પુરુષ પ્રકૃતિનો જ્ઞાતા, ઇશ્વર અને ભોક્તા થાય છે ત્યારે તેનો કાબુ સંપૂર્ણપણે જામે છે. જ્ઞાતા તરીકે પુરુષ પ્રકૃતિનાં કાર્યો અને તેની નિયંત્રણા કરનાર બળને જાણે છે. કારણ કે ભાવિને તે જાણી શકે છે. પરંતુ એ બળ પોતેજ જ્ઞાનથી પ્રેરિત ( નિયત થયલું ) હોય છે કારણ કે જ્ઞાનજ તેનું મૂલ હોય છે, તે બળના જુદા જુદા આવિર્ભાવનું આદિકારણ છે. એટલે જેમ જેમ પુરુષ પોતે જ્ઞાતા તરીકે વધારે સ્થિર થાય છે તેમ તેમ પ્રકૃતિનાં કાર્યનો તે નિયંતા પણ થતો જાય છે. અર્થાત્ પ્રકૃતિનાં કાર્યો ઉપર તે કાબુ ધરાવતો થાય છે, એ નિયંતાપણું પુરુષ ભોક્તા થાય તોજ ધરાવી શકે. જ્યારે પુરુષ સામાન્ય સ્થિતિમાં હોય છે ત્યારે તેનો ઉપભોગ પણ બે જાતનો હોય છે, એક નિશ્ચયાત્મક અને બીજો નિષેધાત્મક. એ ઉપભોગ આપણા જ્ઞાનતંતુઓમાં વહેતા પ્રાણ રૂપી વિદ્યુતના પ્રવાહમાં હર્ષ અને શોકનું રૂપ ધારણ કરે છે. પરંતુ ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકામાં એ ઉપભોગ આવિર્ભાવના દિવ્ય આનંદના ભોગ રૂપે આપણને પ્રાપ્ત થાય છે. એવો ઉપભોગ કરવાથી માણસની સ્વતંત્રતા અથવા તો આત્માની મુક્તિનો લોપ થઇ જતો નથી; તથા અજ્ઞાનપૂર્ણ આસક્તિમાં પણ આત્મા જકડાઇ જતો નથી. જે માણસનો આત્મા મુક્ત થયો છે તે તો પ્રભુ પોતેજ પ્રકૃતિનો સ્વામી છે એમ જાણે છે. વળી પ્રભુની માયા પણ તેની જ્ઞાન શક્તિનુંજ સ્વરૂપ છે અને તે જ સર્વ વસ્તુઓનું અધિરાજ્ય ભોગવે છે અને સર્વને નિયત કરે છે. શક્તિ સર્વ કર્મનો નિયંતા છે એવું તે

અનુભવે છે. વળી તે જાણે છે કે બળ તે શક્તિનું સ્વરૂપ હોઇ એ શક્તિમાં જ્ઞાન અને સફળતા બન્ને એકી વખતે ઉત્પન્ન થાય છે. એવા મુક્ત આત્માને તેનું પોતાનું અંગત અસ્તિત્વ પણ પ્રભુના અસ્તિત્વનું એક મધ્યબિંદુ હોય તેમ લાગે છે. તે પોતે પ્રકૃતિનું જેટલું કાર્ય જુવે છે તેના ઉપર કાબુ ધરાવે છે, વળી તેટલી પ્રકૃતિનો તે ભર્તા અનુમન્તા નિયન્તા, અને ભોકતા તથા જ્ઞાતા પણ થાય છે. જ્યારે એવો માણસ પોતે વિરાટ્ જોડે અદ્વૈત પામે છે, ત્યારે તેનામાં દિવ્ય જ્ઞાનનું, તેની શક્તિમાં દિવ્ય શક્તિનું અને તેના આનંદમાં દિવ્ય આનંદનું પ્રતિબિંબ પડે છે. તેવામાં અજ્ઞાનપૂર્ણ વ્યક્તિગત સંતોષ, અસંતોષની લાગણી રહેતી નથી. આ પ્રમાણે પુરૂષ પોતે વિરાટ્‌ના પ્રતિનિધિ તરીકે આનંદ પ્રાપ્ત કરી વિરાટ્ આનંદને મેળવે છે. પોતાના વ્યક્તિત્વનો ત્યાગ કરવાથી સાધક કશું ગુમાવતો નથી પરંતુ ઉલટું વિરાટ્‌ને પ્રાપ્ત કરે છે. એ ઉચ્ચ ભૂમિકામાં તેને પુરૂષ અને પ્રકૃતિનો ખરો સંબંધ પ્રાપ્ત થાય છે.

પુરૂષ પ્રકૃતિનો ખરો સંબંધ

પુરૂષ અને પ્રકૃતિ બન્નેનું દ્વૈત અને અદ્વૈત બંને સચ્ચિદાનંદના અસ્તિત્વમાંથી ઉત્પન્ન થાય છે. આત્માના ચૈતન્યનું જાગ્રત રહેવું એ સત્‌નો સ્વભાવ છે. પુરૂષ સત્ છે. આત્માના ચૈતન્યની પ્રગટ કે અપ્રગટ શક્તિ અર્થાત્ પોતાનાજ અસ્તિત્વમા કે ચૈતન્યના કાર્યોમાં અને બળમા આવિર્ભાવ પામતી શક્તિ તેનું જ્ઞાન, બળ વિગેરે ચિત્ યાને તપસ્ છે, તેજ પ્રકૃતિ છે. એ સત્ અને ચિત્‌ના અદ્વૈતનું સનાતન સત્ય પરમ આનંદ છે. અર્થાત્ આનંદ એ સત્ અને ચિત્‌ના અદ્વૈતનું પરિણામ છે. તે ચિત્ પોતાના સ્વ સ્વરૂપ ઉપર એકાગ્ર થયલું હોય અથવા તો પોતાના દ્વૈતના વિવિધ રૂપોમાં વિભક્ત થયલું હોય; અથવા તો તે જુદા જુદાં કાર્યો રૂપે અને તેના ભર્તારૂપે અનુમતિ આપી તેનો અમલ કરતું હોય ત્યારે તે પ્રકૃતિ સ્વરૂપ છે (એ અનુમતિ વિના પ્રકૃતિ કોઇપણ કાર્ય કરી શકતી જ નથી) પુરૂષ પોતે પ્રકૃતિનો ભર્તા સાક્ષી જ્ઞાતા અને ઇશ્વર છે. અને તેથી તે પ્રકૃતિમા જ્ઞાનનો અમલ કરે છે અને કર્મ ઉપર [illegible] વે છે એટલુંજ નહિ પરંતુ [illegible]ાન શક્તિ અને શુદ્ધ શક્તિ

ઉપર પણ કાબુ ધરાવે છે. તે પોતેજ ભોગની સામગ્રી અને ભોકતા બન્ને સ્વરૂપ હોઇ પ્રકૃતિ પુરૂષના અસ્તિત્વને પ્રગટ કરી તેની શકિતનો અમલ કરે છે, તથા પુરૂષને અસ્તિત્વનો આનંદ પ્રાપ્ત કરાવે છે. આ પ્રમાણે આત્માના શુદ્ધ અસ્તિત્વમાં પુરૂષ અને પ્રકૃતિ વચ્ચેનો સર્વોપરિ સંબંધ આવી રહેલો છે. આત્મા પોતાના અસ્તિત્વમાં નિરપેક્ષ આનંદ લે છે અને તેના ઉપર સ્થિત થઇ તે પ્રકૃતિમાં પણ તેનોજ આનંદ લઇ શકે એ પુરૂષ અને પ્રકૃતિ એ બન્નેના સંબંધની દિવ્ય સાર્થકતા છે.

## પ્રકરણ ૧૮ મું પૃથક્કરણ.

પુરૂષ અને પ્રકૃતિનો ખરેખરો સંબંધ એ છે કે પુરૂષે પ્રકૃતિના સ્વામી તરીકે પોતાનું સામ્રાજ્ય તેના ઉપર સ્થાપન કરવું જોઇએ. વિશ્વની સર્વ ક્રિયાઓમાં એક, સચ્ચિદાનંદ વિવિધરૂપે કાર્ય કરી રહ્યો છે અને તેથી ચૈતન્યમાં તે અદ્વૈત પ્રાપ્ત કરવું એ જ્ઞાનયોગનો પ્રથમ હેતુ મનાય છે.

પરંતુ એ અદ્વૈત હમેશાં દ્વૈત રૂપેજ વ્યક્ત થતું જણાય છે. અને સંપૂર્ણ જ્ઞાનમાં એ બંને વચ્ચે કશો પણ વિરોધ રહેતો નથી. વિશ્વમાં સર્વ સ્થળે પ્રકૃતિ કાર્ય કરતી દેખાય છે, પરંતુ તેની પાછળ આનંદથી પ્રેરાયલો પુરૂષ કાર્ય કરે છે અને તે પુરૂષની દિવ્ય પ્રકૃતિને જ્ઞાનયોગીએ પ્રાપ્ત કરવી જોઇએ.

આપણા પરિમિત જીવનમાં અજ્ઞાન છે અને તેની સાથે જ્ઞાનની શક્યતા પણ રહેલી છે. સર્વ આધ્યાત્મિક અનુભવો પણ વ્યક્તિનેજ થાય છે, એટલે બંધન અને મોક્ષ પણ વ્યક્તિનેજ લાગુ પડે છે. પુરૂષમાં રહેલી અજ્ઞાન અને જ્ઞાનની શક્તિથીજ એ બંને સ્થિતિઓ પ્રાપ્ત થાય છે. ઈશ્વર, પ્રકૃતિ અને વ્યક્તિ એ ત્રણેની એકતા અનુભવી તે પ્રત્યેકની ઉપયોગીતા અને અગત્ય સ્વીકારવાથી અસ્તિત્વનું રહસ્ય માલુમ પડે છે. જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાય છે, એટલે કાંઇ પદાર્થોમાં ફેર પડી જતો નથી, પરંતુ આપાણું અજ્ઞાન અને અહંતાજ માત્ર દૂર થઇ જાય છે. સર્વને આપણા આત્મામાં સમાવી આખું વિશ્વ આપણે પોતે છીએ એવું ચૈતન્ય જાગ્રત રાખી આપણા પરિમિત આધારમાંથી મુક્ત થવું કરવાં એનુંજ નામ મોક્ષ.

જુના મત પ્રમાણે શારીરિક તથા માનસિક જીવનનો ત્યાગ કરી અહંતાનો કેવળ લય કરવો અથવા તો જન્મમરણના ફેરામાંથી છુટી જવું એને મોક્ષ કહેવામાં આવે છે. પરંતુ વિશાળ દૃષ્ટિએ જોતાં બધા અનુભવો પણ વ્યક્તિનેજ થાય છે. અનંત સચ્ચિદાનંદને બંધન શું ? મોક્ષ શું ? તે સચ્ચિદાનંદ સ્વરૂપ થયા પછી વ્યવહારથી દૂર જવાની અગત્ય રહેતી નથી.

વિશ્વની સર્વ ક્રિયાઓનું આદિકારણ અદ્વૈતા નથી; તોપણ એકદેશીય અદ્વૈત ભાવનામાં ઇશ્વર, વિરાટ્ વિગેરે સર્વના ખ્યાલોને દૂર કરી આત્મા પોતાના જીવાત્માનો લય કરી સ્વતંત્ર આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત કરી શકે છે. બૌદ્ધમતમા કહેલો નિર્વાણ, અને અદ્વૈત મત વાળાઓનો લય, પ્રકૃતિના બંધનોમાંથી પુરૂષ પોતાની એકદેશીય સ્વતંત્રતા અનુસરવા પ્રયત્ન કરે છે તેનુંજ પરિણામ છે. વળી, જ્ઞાનયોગની શરૂઆતમાં મન, પ્રાણ અને શરીર એ ત્રણેની એકતામાંથી છૂટવાનો જે અભ્યાસ સાધક કરે છે તેનાથી પણ તે એકદેશીય વૃત્તિને પોષણ મળે છે.

એ સર્વ બંધનોમાથી મુક્ત થતા સાધકને પોતાના અપૌરૂષેય, તટસ્થ ચૈતન્યનો આનંદ પ્રાપ્ત કરવાનીજ દરકાર રહે છે. વિરાટ્ પુરૂષની પેઠે આવિર્ભાવનો આનંદ તથા પ્રકૃતિનુ સ્વામીત્વ તે પ્રાપ્ત કરતો નથી.

પરંતુ, વિરાટ્ચૈતન્યના સાક્ષાત્કારને પરિણામે બીજા સર્વ મનુષ્યોનાં મન, પ્રાણ અને જીવાત્માને જાણી શકાય છે, તથા તેઓ સનાતન સચ્ચિદાનંદના સ્વરૂપો છે એવો અનુભવ પણ થાય છે. પછી વિશ્વજીવન અસત્ય કેમ કહી શકાય ? ઇશ્વર, વિરાટ્ અને વ્યક્તિ એ ત્રણેનુ સત્ય સાધકને પ્રાપ્ત થયા પછી સર્વમા એક આત્મા વ્યાપી રહેલો તેને જણાય છે.

પુરૂષ હમેશા પ્રકૃતિનો સ્વામી છે પ્રકૃતિનો ત્યાગ કરવો એ કાઇ તેનો હેતુ નથી પ્રકૃતિ ઉપર સ્વામીત્વ સિદ્ધ કરવા માટે વિશ્વથી પર રહેલો અર્થાત્ વ્યવહારનો ત્યાગ કરીને પ્રાપ્ત થતો મોક્ષ મેળવવાની ઇચ્છાનો સાધકે ત્યાગ કરવો જોઇએ. એ, અદ્વૈતમાં લય પામી એકત્વવાચો આનંદ ભોગવવાની લાલચનો ત્યાગ કરવો એ સંપૂર્ણ આધ્યાત્મિક સ્વતંત્રતાને માટે બહુ જરૂરનુ છે

મુક્ત આત્માની સ્થિતિ સ્વતંત્ર પુરૂષના જેવી હોય છે. તેની પૂર્ણતામા વિશ્વનો, સર્વ મનુષ્યોનો, સમષ્ટિનો સ્વીકાર હોય છે, અને તેનો પ્રયત્ન પ્રભુનો હેતુ સિદ્ધ કરવા પ્રત્યે દોરાયલો હોય છે. એ કાર્ય સાધક પોતે પ્રભુને પ્રાપ્ત કરીને કરી શકે છે.



# પ્રકરણ ૧૮ મું.

## આત્મા અને તેનો મોક્ષ.

હવે એ જોવાનું છે કે પુરૂષ અને પ્રકૃતિ એ બંનેનો સ્વીકાર કરવાથી આપણને કયાં અનુમાનો કરવાં કુદરતી રીતે પ્રાપ્ત થયાં ગણાય ? કારણકે પૂર્ણયોગની સાધનામાં બીજા યોગના ઉદ્દેશો સ્વીકારવામાં આવતા

પૂર્ણયોગનો ઉદ્દેશ.

નથી. પૂર્ણયોગમાં પાર્થિવ જીવનની વર્તમાન દશાનો અથવા તો કોઇક પ્રકારની નીતિમય પૂર્ણતાનો કે ધાર્મિક ભક્તિપ્રધાન આનંદવૃત્તિનો યોગના ઉદ્દેશ તરીકે સ્વીકાર કરવામાં આવતો નથી, અર્થાત્ જીવન પછી સ્વર્ગનાં સુખો ભોગવવાની લાલસા અથવા આપણાં સર્વ દુઃખોનો અંત આવી જાય એવો અસ્તિત્વનો સંપૂર્ણ લય, એ એમાંથી એક પણ ઉદ્દેશ પૂર્ણયોગને માટે બસ નથી. તેનો ઉદ્દેશ કાંઇ જુદો જ છે. પ્રભુમાં અનંતમાં જીવન ધારણ કરવું—અને નહિ કે કોઇ પણ પ્રકારની અહંતામાં અને પાર્થિવ જીવનમાં—એવો પૂર્ણયોગનો ઉદ્દેશ છે. પરંતુ એ પ્રભુમયતા પણ પ્રકૃતિનો ત્યાગ કરીને, આપણા સર્વ ભાઇઓ પ્રત્યે બેદરકાર રહીને, અથવા તો પૃથ્વી અને પાર્થિવ જીવનથી દૂર જતા રહીને પ્રાપ્ત કરવાની નથી. પ્રભુ પોતે એ પ્રમાણે જગતથી અને આપણાથી પર રહેતો નથી; તે તો વિશ્વ, પ્રકૃતિ અને સર્વ પ્રાણીઓ જોડે ગાઢ સંબંધ ધરાવે છે, અને તે છતાં તે પોતે નિરપેક્ષ અને અવિભાજ્ય સત્તા, સંપૂર્ણ મુક્તિ તથા આત્મજ્ઞાન ધરાવે છે. અજ્ઞાનથી પર થઇ, નિર્બળતાઓનો ત્યાગ કરીને આપણે પણ પ્રભુની પેઠે વિશ્વ અને પ્રકૃતિ જોડે દિવ્ય શક્તિ, સ્વતંત્રતા અને આત્મજ્ઞાન ધારણ કરીને સંબંધ બાંધવો એજ આપણી મુક્તિ અને પૂર્ણતા છે. આત્માનો અસ્તિત્વ સાથે ઉચ્ચમાં ઉચ્ચ સંબંધ તો પુરૂષ પ્રકૃતિને ધારણ કરે તેમાંજ સમાયલો છે, કારણકે એ પ્રમાણે થાય તોજ પુરૂષ અજ્ઞાનનાં બંધનોમાંથી યાને પ્રકૃતિના સામ્રાજ્યમાંથી

મુક્ત થઇ જ્ઞાન પ્રાપ્ત કરી, પ્રકૃતિથી પર થઇ શકે છે, અને પોતાના આવિર્ભાવનો ભોકતા અને નિયંતા થઇ પોતાનો આવિર્ભાવ કેવા પ્રકારનો કરવો તેનો નિર્ણય તે સ્વતંત્રપણે અને વિશાળ દષ્ટિએ કરી શકે છે.

સર્વત્ર એક સચ્ચિદાનંદ

આત્મા પ્રકૃતિ જોડે વિશ્વમાં જે લીલા કરી રહ્યો છે, અર્થાત્ વિરાટ્ જીવન અને તેમાં વિવિધ પ્રકારના આવિર્ભાવોને ધારણ કરી રહ્યો છે, તેનું રહસ્ય એક અદ્વૈત પોતાનાજ દ્વૈતની વિવિધતામાં આત્માને શોધી રહ્યો છે તેમા સમાયલુ છે સર્વત્ર એક સચ્ચિદાનંદ સ્વયંભૂ તથા અપરિમેય છે. તેના અનંત આવિર્ભાવોથી પણ એ અદ્વૈતનો ભંગ થતો નથી. જ્ઞાન પ્રાપ્તિ માટેની આપણી શોધ પણ અસ્તિત્વના અંતિમ સત્યરૂપ સચ્ચિદાનંદનીજ શોધ છે, અને આપણું સ્વાનુભવરસિક જીવન પણ છેવટે એનોજ સાક્ષાત્કાર પ્રાપ્ત કરે છે. તે સચ્ચિદાનંદમાથી બીજાં બધા સત્યો ઉત્પન્ન થાય છે, અને તેના ઉપરજ તેઓ આધાર રાખે છે; પ્રત્યેક ક્ષણે સચ્ચિદાનંદને લીધેજ તે બધા શકય બને છે, અને અંતે પણ તેઓ એક બીજાને અને પોતાની જાતને પણ સચ્ચિદાનંદમયજ જુવે છે, અને સચ્ચિદાનંદમાજ તેમના વિરોધો દૂર થઇ જાય, તેઓ એકતા પામે છે અને સત્ય ઠરે છે ! આ વિશ્વમા મહાનથી માંડીને કેવળ તિરસ્કારની લાગણી ઉત્પન્ન કરે તેવા સર્વ સંબંધો એક સનાતનનો પોતાની સાથે અને વિશ્વ સાથેનો સંબંધ બતાવે છે, અર્થાત્ એ બધા સંબંધો કેવળ અસબદ્ધ વ્યક્તિઓના અકસ્માત્ ભેગા થઇ જવાને લીધે અથવા તે વિશ્વ જીવન ધારણ કરવાની યાન્ત્રિક જરૂરીઆત ઉભી થવાને લીધે ઉત્પન્ન થતા સંઘટ્ટો નથી એટલા માટે આત્મજ્ઞાનનુ પ્રથમ કાર્ય એ સનાતન અદ્વૈતને પ્રાપ્ત કરવાનુ છે. એ અદ્વૈતમા જીવન ધારણ કરવું એજ આપણા આત્મજ્ઞાનને અંતરમા ધારણ કરી રાખવાનો રામબાણ ઇલાજ છે. અને વિશ્વ જોડે પણ એ અદ્વૈતમયજીવન જ આપણો આદર્શ સંબંધ છે ! ઉપર જણાવેલા કારણોને લીધે જ્ઞાનયોગમા અદ્વૈતના સાક્ષાત્કાર ઉપર આપણે એટલો બધો ઝોક મૂકયો હતો, જાણે કે આપણા જ્ઞાનયોગનો અંતિમ ઉદ્દેશ અદ્વૈત પ્રાપ્તિજ ન હોય !

દ્વૈતમાં સચ્ચિદાનંદનું સનાતન અદ્વૈત.

ઉપર સચ્ચિદાનંદનું જે અદ્વૈત વર્ણવ્યું તે અસ્તિત્વની સર્વ ભૂમિકાઓમાં અને વિશ્વમાં સર્વત્ર દ્વૈતના પાયા ઉપરજ કાર્ય કરતું જણાય છે. એ સનાતન પોતેજ અનંત ચૈતન્યમય સત્ છે, અર્થાત્ તે પુરૂષ છે. તે કાંઇ અચેતન યંત્ર પેઠે જડ હોતો નથી. અદ્વૈતની સમતામાં સ્થિત થઇ તે પોતાના ચૈતન્યમય સનાતન અસ્તિત્વનો આનંદ ભોગવે છે. જે પ્રમાણે તે અદ્વૈતની સમતામાં આવિર્ભાવ પામે છે તે પ્રમાણે વિશ્વમાં ઉત્પન્ન થતા વિવિધ ઉત્પાદક સ્વાનુભવો યાને આત્માનુભવોની લીલામાં પણ પોતાના ચૈતન્યના બળ સ્વરૂપ સનાતન આનંદમાં પણ તે સચ્ચિદાનંદજ વિલસી રહ્યો છે. જે પ્રમાણે આપણે પોતે કાલ તથા દિશાથી અતીત, નામરૂપથી પર, સનાતન સત્ છીએ, એવો અનુભવ પ્રાપ્ત કરવા છતાં આપણાં કર્મ, વિચાર, શક્તિ, અનુભવ વિગેરેનો જુદો જુદો અનુભવ કરી શકીએ છીએ, તે પ્રમાણે વિશ્વમાં પુરૂષના ચૈતન્યને થાય છે. આપણે હમણાં અજ્ઞાનમય, પરિમિત વ્યક્તિ છીએ એટલે આપણને એ સાક્ષાત્કાર પણ અજ્ઞાનમાં થાય છે. અર્થાત્, આપણે આત્મ સ્વરૂપમાંજ સતત જીવન ધારણ કરી શકતા નથી. પરંતુ વારેવારે તેના પ્રત્યે પાછળથી દૃષ્ટિ નાંખીએ છીએ અથવા તો વખતે વખતે સામાન્ય જીવનમાંથી તેમાં જાતને સંકેલીને લઇ જઇ શકીએ છીએ. પરંતુ સનાતન સચ્ચિદાનંદમાં તો અનંત જ્ઞાનજ હોય છે, એટલે તે સનાતન આત્મ સ્વરૂપ હોઇ સર્વ આત્માનુભવ પ્રત્યે આત્માની પૂર્ણતાની દૃષ્ટિથીજ જુવે છે. મન રૂપી કારાવાસમાં પડેલા આપણા આત્મા પેઠે સચ્ચિદાનંદ પોતાની જાતને આત્માના અનુભવના અનિશ્ચિત પરિણામરૂપ અથવા કોયડારૂપ અથવા તો સમૂલા વિરોધરૂપ ગણતોજ નથી. સચ્ચિદાનંદના સનાતન આત્મજ્ઞાનમાં અસ્તિત્વ અને આવિર્ભાવ યાને સત્ અને ભવતનો જુનો તાત્વિક વિરોધ શક્યજ નથી !

સચ્ચિદાનંદની દિવ્ય પ્રકૃતિ; તેની પ્રાપ્તિ.

આપણામાં તેમજ વિશ્વમાં આત્મસાક્ષાત્કાર કરવાની શક્તિ દ્વારા પોતાનો સ્વાનુભવ મેળવી રહેલી ચૈતન્યમય અસ્તિત્વની ક્રિયાત્મક શક્તિ તથા તે શક્તિમાં રહેલી જ્ઞાન, આનંદ તથા આત્મ સંભવની શ-

ક્તિને આપણે પ્રકૃતિ કહીએ છીએ. એ પ્રત્યેક ક્ષેત્રમાં અર્થાત્ જ્ઞાનમાં, આત્મોત્પત્તિમાં-આપણને અનંત વિવિધતાઓ, શક્તિનું રક્ષણ અને રૂપાંતર, તેનું અસત્ય કાર્ય મનું જણાય છે તે પણ પ્રકૃતિ છે. પરંતુ વિવિધનામા કાર્ય કરી રહેલી એ શક્તિના પાયામા તે જ શક્તિની અર્થાત્ પ્રકૃતિની સનાતન સમતા આવી રહેલી છે. તે સમતામાં સનાતન અદ્વૈત રહેલુ હોય તે અદ્વૈત નિષ્પક્ષપાતપણે સર્વ શક્તિઓને ધારણ કરે છે અને નિયત કરે છે, પુરૂષના આનંદ માટે અથવા તો તેની ચૈતન્ય શક્તિએ ધારેલો હેતુ સિદ્ધ કરવા માટે તેમને યોગ્ય દિશામાં દોરે છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને આપણે એ દિવ્ય પ્રકૃતિ જોડે અદ્વૈત સાધવું જોઇએ. અહંતાપ્રધાન પ્રકૃતિને વશ વર્તનાર મનોમય પ્રાણીની ક્ષુદ્ર સ્થિતિમાથી છૂટી જઇ આપણે દિવ્ય થયલી વ્યક્તિગત પ્રકૃતિનો આનંદ ભોગવનાર પુરૂષ યાને સચ્ચિદાનંદ સ્વરૂપ થવું જોઇએ. તે પુરૂષજ આપણામા રહેલી ખરી વ્યક્તિ છે. આપણામા રહેલી અહંતા તો આપણા આત્માનો પરિમિત અને અધોગામી આવિર્ભાવ હોઇ તે દ્વારા આપણને કેટલોક પ્રાથમિક અને શરૂઆતપૂરતો અનુભવ મળી શકે છે, અને તેમા પણ થોડા સમય માટેજ રસ લેવાય છે ! એ પ્રમાણે આપણા અધોગામી જીવનમા મગ્ન થઇ જવું એ કાંઇ આપણી સપૂર્ણ શક્યતા નથી આ જડ ગણાતા પાર્થિવ વિશ્વમા આપણે જે માનુષી જીવન ધારણ કરી રહ્યા છીએ તે જીવનનો એકમાત્ર અનુભવ અથવા તો ઉચ્ચમા ઉચ્ચ અનુભવ એ અહંતાપૂર્ણ જીવનથી અટકી જાય શકતો નથી !

વ્યક્તિનું મહત્વ અને ખરૂં વ્યક્તિત્વ

આપણા વ્યક્તિગત, પરિમિત અસ્તિત્વમા ચૈતન્યયુક્ત મનને અજ્ઞાનનો અનુભવ થાય છે એ ખરૂં છે છતા પણ તે અસ્તિત્વદ્વારાજ આધ્યાત્મિક જીવનની મુક્તિ અને દિવ્ય અમૃતત્વનો આનંદ પણ આપણને પ્રાપ્ત થઇ શકે છે. એ અમૃતત્વનો અનુભવ કાંઇ સનાતનને તેની પરાત્પર યાને મનથી પર ભૂમિકામા કે આવિર્ભાવ રૂપે વિરાટ્ વિશ્વમા થતો નથી. એ અનુભવ તો આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી વ્યક્તિને થાય છે, વ્યક્તિમાજ તે સ્થિત થાય છે, અને તેજ

તેને અસરકારક બનાવે છે. આધ્યાત્મિક, માનસિક અથવા તો સ્થૂલ એ સર્વ પ્રકારનાં જીવન પ્રકૃતિની શક્યતાઓ જોડે પુરૂષની લીલા રૂપ છે, કારણ કે એ લીલા વગર આત્મનો આવિર્ભાવ થઇ શકે નહિ અને વ્યક્તિ રૂપે પરિમિત આત્મભાવ પણ ઉત્પન્ન થાય નહિ. સર્વ અસ્તિત્વનો આપણા પોતાના વિરાટ્ આત્મા તરીકે સાક્ષાત્કાર કરીએ અથવા તો પ્રભુ જોડે કે સર્વ પ્રાણીઓ જોડે અદ્વૈત કરીએ, તો પણ એ લીલા તો ચાલુ રહી શકે અને રહેવીજ જોઇએ. જો આપણે આત્માના સર્વ પ્રકારના આવિર્ભાવનો ત્યાગ કરી દઇને કેવળ સમાધિસ્થ અને આત્મભાવમાં લય પામી ગયલું જીવન ગાળવાનો નિશ્ચય કરીએ તોજ એ લીલાનો અંત આવે. પરંતુ એ લીલાનો અથવા તો તેના અંતનો અનુભવ પણ વ્યક્તિનેજ થાય છે. કેવળ અદ્વૈતના અનુભવમાં મનોમય પુરૂષનું મગ્ન થઇ જવું એનુંજ નામ સમાધિ, અને એ અદ્વૈતનો આનંદ અને કેવળ સ્વતંત્ર સાક્ષાત્કાર પ્રાપ્ત કરવા માટે મનને આધ્યાત્મિક ભૂમિકામાં લઇ જવું એનું નામ મુક્ત લીલા. હવે દિવ્ય અસ્તિત્વમાં એ અદ્વૈતનો સાક્ષાત્કાર સ્વાભાવિક હોય છે. પરંતુ તે સાક્ષાત્કાર પ્રભુ અનંત અનુભવોદ્વારા, અનેક દૃષ્ટિબિંદુઓથી અને જુદી જુદી ભૂમિકાઓમાં તથા વ્યક્તિરૂપે પોતાની વિધવિધ શક્તિઓ દ્વારા પ્રાપ્ત કરે છે. આપણી માનુષી ભાષામાં કહીએ તો એક ચેતન્યમય અસ્તિત્વનીજ જુદી જુદી વ્યક્તિઓદ્વારા તે અસ્તિત્વ અદ્વૈતને પ્રાપ્ત થાય છે. આપણામાંનો પ્રત્યેક માણસ પણ એ વ્યક્તિમાંનો એક છે. આપણી પરિમિત અહંતા તથા પરિમિત મનમાં રહીને પ્રભુથી વિખુટા પડવું એટલે આપણી પોતાની જાતથીજ છૂટા પડવા બરાબર યાને આપણા ખરેખરા વ્યક્તિત્વથી વિમુખ થવા બરાબર છે. અર્થાત્ એવી પરિમિત સ્થિતિમાં આપણે અસત્ય વ્યક્તિત્વરૂપ ધારણ કરીએ છીએ અને આપણું ખરેખરૂં વ્યક્તિત્વ આપણે ગુમાવી દીધેલું હોય છે. આપણી અજ્ઞાન શક્તિનું એ પરિણામ છે. આપણું ખરેખરૂં વ્યક્તિત્વ મેળવવું એટલે આપણા વર્તમાન જીવનને પ્રભુમય બનાવી દેવું તથા આપણામાં અનંત, આધ્યાત્મિક અને વિરાટ્ ચૈતન્યને જાગ્રત કરવું. આપણું ખરેખરૂં વ્યક્તિત્વ તો તે છે. આપણી જ્ઞાનશક્તિને પરિણામે તે સિદ્ધ થાય છે.

વિશ્વના સનાતન આવિર્ભાવમાં આપણને ઇશ્વર, પ્રકૃતિ યાને શક્તિ તથા વ્યક્તિ એ ત્રણ સત્તાઓ માલુમ પડે છે.

**મોક્ષ એટલે શું?**

એ ત્રણેનું અસ્તિત્વ અને તેમની અન્યોન્ય અગત્ય સ્વીકારવાથી આપણને અસ્તિત્વનું જ્ઞાન થાય છે એટલુંજ નહિ, પરંતુ આપણી અજ્ઞાન અવસ્થામાં આપણને ગુંચવાડામાં નાખનારા સંસારના વિરોધી આવિર્ભાવોનું પણ જ્ઞાન થાય છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી વિશ્વમાંની એક પણ વસ્તુ દૂર થઇ જતી નથી, કેવળ આપણું અજ્ઞાન, અને અહંતામય પ્રકૃતિનાં કાર્યોના બંધનમાં નાખનાર એ અજ્ઞાનને ઉત્પન્ન કરનારા સંજોગોજ માત્ર દૂર થઇ જાય છે! આપણે જ્યારે આપણા સત્ય સ્વરૂપને પ્રાપ્ત થઇએ છીએ ત્યારે અહંતા દૂર જતી રહે છે, અને તેને સ્થાને આપણું ઉત્તમોત્તમ સ્વરૂપ–આપણું ખરેખરૂં વ્યક્તિત્વ સ્થાપન થાય છે. આપણા ઉત્તમોત્તમ સ્વરૂપે તે વ્યક્તિત્વ સર્વ પ્રાણીઓ જોડે અદ્વૈત કરે છે તથા આખા જગતને અને પ્રકૃતિને પોતાની અનંતતામાં જુવે છે. અર્થાત્ આપણા વર્તમાન નામરૂપ અને જન્મમાં તથા માનસિક અને શારીરિક કાર્યો વિગેરેમાં આપણે જકડાયલા હોઇ જુદું અસ્તિત્વ ધારણ કરીએ છીએ એવો અનુભવ દૂર થઇ જઇ તેને ઠેકાણે અપરિમેય, અદ્વૈત અને અનંત ચૈતન્ય સ્થાપન થાય છે. અને આપણે આખા વિશ્વના કોઇપણ પ્રાણીથી કે પદાર્થથી ભિન્ન નથી એવો અનુભવ આપણને થાય છે. પ્રાચીન તત્ત્વવેત્તાઓ એ સ્થિતિનેજ જન્મમરણનો ત્યાગ, મોક્ષ અથવા તો નિર્વાણ કહેતા હતા. એ અનુભવ પછી પણ આપણે વ્યક્તિગત આધારદ્વારા કર્મ તો કરીએ છીએ, પરંતુ તે તદ્દન જુદાજ જ્ઞાનથી અને કેવળ જુદાજ અનુભવથી પ્રેરાઇને. ત્યાર પછી આપણા વ્યક્તિત્વની પેઠે વિશ્વપણ કાર્ય કરતુંજ હોય છે, પરંતુ આપણે તેને આપણા પોતાના આત્મા તરીકે જોઇએ છીએ. આપણાથી જુદું તથા આપણાથી બાહ્ય વિશ્વ રહેતુંજ નથી. આપણા સત્ય અને સંપૂર્ણ આત્મ સ્વરૂપને પ્રાપ્ત કરીને એ વિશાળ ચૈતન્યમાં નિરંતર સ્થિત થવાની શક્તિ મેળવવી એનુજ નામ મોક્ષ! અને, એનુંજ નામ અમૃતત્વનો ઉપભોગ!

આપણે જે મોક્ષનો ખ્યાલ બાંધ્યો તેમાં તથા મૃત્યુ પછીની કોઇક બીજીજ ભૂમિકામાં મોક્ષનો ઉપભોગ કરવો

મોક્ષના પ્રચલિત ખ્યાલો. જોઇએ અથવા મોક્ષને પરિણામે માનસિક અને શારીરિક જીવનનું પુનરાવર્તન કેવળ બંધ થઇ અપૌરૂષેય અનંત અસ્તિત્વમાં વ્યક્તિનો સંપૂર્ણ લય થવો જોઇએ એ જુના મોક્ષના વિચારોમાં આપણને સ્પષ્ટ વિરોધ દેખાઇ આવે છે. મન અને શરીરના બંધનો ત્યાગ કર્યા પછી આત્માને ઉચ્ચ ભૂમિકાઓ પ્રત્યે જે આકર્ષણ, અથવા તો તેમની અગત્ય લાગે છે તેના ઉપર તથા કેટલાક આધ્યાત્મિક અનુભવો થાય છે તે ઉપર, એ વિચારોની સાર્થકતા રહેલી છે. પાર્થિવ જીવન ધારણ કરવાથી મન, પ્રાણ અને શરીરનાં સર્વે બંધનો અનિવાર્ય રીતે માણસને લાગુ પડે છે એવો ખ્યાલ પણ પ્રચલિત છે એ સર્વ પાર્થિવ જીવના ઉપર યમરાજનું સામ્રાજ્ય ઉપર હોય એમ આપણને લાગે છે, કારણકે મૃત્યુને વશ થઇનેજ જીવન વિશ્વમાં ટકી રહ્યું છે ! માનુષી જીવનમાંથી અમૃતત્વ ઘણી મુશ્કેલી વડે મેળવી શકાય છે, અને મૃત્યુનો એટલે કે તેને વશ થઇ રહેલા શારીરિક જીવનનો પણ ત્યાગ કરવામાં અમૃતત્વ સમાયલું છે. અમૃતત્વ ભોગવવાની ભૂમિકા તદ્દન જુદી જ હોવી જોઇએ; તે ભૂમિકા સંસારથી પર એવા કોઇ સ્વર્ગમાં અર્થાત્ જ્યાં શરીરની અગત્યજ રહેતી નથી અથવા તો જ્યા શરીર જુદાજ પ્રકારનું થઇ જઇ આત્માનોજ પડછાયો કે કેવળ ગૌણ બનાવ તરીકેજ રહી શકે એવી હોવી જોઇએ. વળી જે લોકો અમૃતત્વની પર જનારા છે તેઓ તો એમ માને છે કે અસ્તિત્વની સર્વ ભૂમિકાઓ, સ્વર્ગો વિગેરે સઘળું પરિમિત વ્યક્તિના અનુભવોમાંજ આવી શકે છે, અનંત આત્મામા તો એ સર્વે અનુભવોનો કેવળ અભાવજ હોય છે ! એ સર્વ ભૂમિકાઓમા અપૌરૂષેય અનંતમા લય પામવાની અગત્ય ઘણી વધારે માનવામા આવે છે. તથા અપૌરૂષેય આત્માનો આનંદ તેહા આવિર્ભાવમા પ્રાપ્ત કરવાની અશક્તિ તે ભૂમિકાઓમા રહેલી છે. અપૌરૂષેય અનંતમા લય પામી જવાની જરૂર બતાવનારા તથા તેની સાબિતીઓ આપનારા તત્વજ્ઞાનનાવાદો શોધી કાઢવામા આવ્યા છે. પણ ખરૂં જોતા એ બધા બહુ અગત્યના નથી. મુખ્ય બાબત તો વ્યક્તિને પરાત્પર તરફથી કહેણ આવ્યું છે કે નહિ તે છે. અર્થાત્ આત્મપ્રાપ્તિની,

અગત્ય, અપૌરૂષેય અસ્તિત્વમાં અથવા તો અસ્તિત્વના અભાવમાં રહેલો આનંદ પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા તેને થઇ છે કે કેમ એ મુખ્ય બાબતો છે. એનું નિરાકરણ પુરૂષની આનંદ વૃત્તિ ઉપર રહેલું છે. અર્થાત્ પુરૂષ પ્રકૃતિ જોડે કેવા પ્રકારનો સંબંધ સ્થાપન કરવા માગે છે તથા પોતાના અંગત સ્વભાવને અનુસરીને આત્મપ્રગતિ કરતાં કરતાં તેણે પોતે કેવા પ્રકારના આધ્યાત્મિક અનુભવો મેળવ્યા છે તેના ઉપર ઉપર જણાવેલા પ્રશ્નનું નિરાકરણ રહેલું છે. આત્માના એ અનુભવોની સમજુતિ બુદ્ધિને આપવાનો પ્રયત્ન તેજ આપણી તર્કપ્રધાન સાબિતીઓ અને દલીલો આપણા આત્માએ જે દિશા લીધી હોય છે તેને આપણું મન અનુમતિ આપે એટલા ખાતરજ આપણે બુદ્ધિને તર્કવાદથી સમજાવવા માટે એવા ઉપાયો લેવા પડે છે !

વ્યક્તિત્વની પરાકાષ્ટા.

આખા વિશ્વજીવનનો આવિર્ભાવ થવાનું આદિ કારણ આપણે હમણાં માની બેઠા છીએ તેમ અહંતા નથી, કારણ કે અહંતા તો આપણા વિશ્વ જીવનનો એક સંજોગ અને પરિણામ છે. અનેક જીવોને પોતાનામાં ધારણ કરનાર પુરૂષે પરિમિત શરીર અને મન વચ્ચે પરસ્પર અહંતાનો અર્થાત્ આત્મરક્ષણવૃત્તિ, પરસ્પર વિરોધ, કલહ અને અતડાપણાનો સંબંધ ઉત્પન્ન કર્યો છે તેનું કારણ એ છે કે એ પ્રમાણે અહંતા ઉત્પન્ન થવાને લીધે અન્યોન્યને આશ્રયે ટકી રહેલા વિશ્વના પદાર્થોમા કેવળ સ્વતંત્ર શારીરિક અને માનસિક અનુભવ થઇ શકે. પરંતુ એ અહંતાની ભૂમિકામાં સંપૂર્ણ નિરપેક્ષ સ્વતંત્રતા કદી પણ મળી શકે નહિ. એ શરીર અને મનના પરિમિત અનુભવનો અને આવિર્ભાવનો અને વ્યકિત અસ્વીકાર કરે તેજ અતડાપણાનું સ્વાભાવિક પરિણામ છે. એ પ્રમાણે સર્વ પદાર્થોનો અને અનુભવોનો સ્વીકાર કરવાથીજ કેવળ સ્વતંત્ર યાને નિરપેક્ષ અનુભવને માણસ પ્રાપ્ત કરી શકે છે. એવો નિરપેક્ષ અનુભવ થયા પછી આત્મા કેવળ પોતાના ઉપર આધાર રાખતો અર્થાત્ સ્વતંત્ર થાય છે. આપણા દેશમા જેને સ્વાધીન અર્થાત્ ઇશ્વર કે બીજા પ્રાણીઓ ઉપર જરાપણ આધાર નહિ રાખનારો કહે છે એવો

તે આત્મા થાય છે. એ સાક્ષાત્કારમાં ઇશ્વર, વ્યક્તિ તથા બીજા પ્રાણીઓનો ખ્યાલ બાતલ કરવામાં આવે છે, અને એ સર્વ ભેદો અજ્ઞાનને આભારી છે એવું મનાય છે. પોતાનામાં રહેલી સ્વતંત્ર આત્મસાક્ષાત્કારની પ્રેરણાને સંતોષવા માટે અહંતા પોતે એ પ્રમાણે કાર્ય કરે છે અને પોતાની અપૂર્ણતા સ્વીકારી પોતાના અસ્તિત્વનો તેમજ તેના સર્વ વિરોધીઓનો ત્યાગ કરી દે છે. અહંતાને માલુમ પડે છે કે પ્રભુ જોડે, સર્વ પ્રાણીઓ વિગેરેની જોડે સંબંધ સ્થાપન કરવા જતાં તેને હમેશાં માયા, મિથ્યાભિમાન અને શૂન્યતાની શિક્ષા અનુભવવી પડે છે. પ્રભુ, વિરાટ્ વિગેરેના ખ્યાલોનો સ્વીકાર કરવાને અહંતા ના પાડે છે કારણ કે તેમનો સ્વીકાર કરવાથી પોતે તેમને આધીન થઇ જવાનો તેને ભય રહે છે. અરે ! અહંતા પોતે પોતાનો જ ખ્યાલ ઉડાવી દેવો ચહે છે કારણ કે પોતાનું અસ્તિત્વ સ્વીકારવાથી પોતાના સિવાયના અન્યનું વિશ્વનું તથા બીજા પ્રાણીઓનું અસ્તિત્વ પણ સ્વીકારવાની તેને ફરજ પડે છે. મનોમય ભૂમિકા જેટલું જાણી શકે છે તે સર્વનો સંપૂર્ણ, નિરપેક્ષ બહિષ્કાર કરવાથી બૌદ્ધમતવાદીઓનો નિર્વાણ અથવા તો આત્મવિનાશ પ્રાપ્ત થાય છે. અદ્વૈતમતવાદીઓ બ્રહ્મમાં આત્માનો લય કરે છે તે પણ જુદે માર્ગે એનો એ હેતુ સ્વીકારે છે. એ બંને માર્ગોમાં પ્રકૃતિનાં બંધનોમાંથી આત્માની સંપૂર્ણ એકદેશીય સ્વતંત્રતાનો સિદ્ધાંત આપણને જણાઇ આવે છે.

અહંતાની મુક્તિની એક દેશીયતા.

ઉપર આપણે જે એકદેશીય વૃત્તિનું વર્ણન કર્યું તેને પ્રકૃતિનાં બંધનોમાંથી ક્રમેક્રમે છૂટવાનો જે નિષેધાત્મક માર્ગ આપણે આગળ બતાવ્યો તેને લીધે ઘણીજ સહાય મળે છે, કારણ કે એ માર્ગે જતાં અહંતાનો વિનાશ અને આપણી માનસિક પ્રકૃતિનાં બંધનોનો અસ્વીકાર આપોઆપ થાય છે. આપણી માનસિક પ્રકૃતિનો ત્યાગ કરવાનું કારણ તો એ છે કે તે જડ પદાર્થ અને ઇન્દ્રિયોને વશ છે અને પ્રત્યેક વસ્તુ જાણે કે નામરૂપાત્મક હોય નહિ એ માન્યતા ઉપર તે વર્તે છે. આપણે પોતે બીજા માણસોના આંતર જીવનને

જાણતા નથી પરંતુ આપણા પોતાના સ્વાનુભવરસિક જીવન ઉપરથી અનુમાન બાંધીને અથવા તો તેની જોડે સરખામણી કરીને કે પછી વાચા, કર્મ વિગેરે બાહ્ય નિશાનીઓનું અવલોકન કરી આપણા પોતાના મનમાં તમને સ્વાનુભવ રસિક અનુભવના રૂપમાં ફેરવી નાંખીને બીજા માણસોનાં આંતર જીવનને આડકતરી રીતે જાણી શકીએ છીએ. હવે જ્યારે આપણે અહંતાથી અને પાર્થિવ મનનાં બંધનોમાંથી છૂટી જઇને આત્માની અનંતતા પ્રાપ્ત કરીએ છીએ ત્યારે પણ મનની જુની ટેવ પ્રમાણે આપણે આખા વિશ્વને નામરૂપાત્મકજ જોઇએ છીએ. આપણે જે નવીન આધ્યાત્મિક સાક્ષાત્કાર પ્રાપ્ત કર્યો છે તેમાં તો આત્મા વધારે વાસ્તવિક અને પ્રત્યક્ષ લાગવાને લીધે, બધા મનુષ્યોનાં સ્થૂલ સ્વરૂપો તેમાં લય પામી જાય છે એટલુંજ નહિ પરંતુ તેમનું સૂક્ષ્મ, સ્વાનુભવરસિક જીવન જેને આપણું મન આડકતરી રીતે જાણતું હતું તેનો પણ લય થઇ જાય છે આત્માનો સાક્ષાત્કાર થવાને લીધે હવે એ બધા આપણને ઓછા વાસ્તવિક લાગે છે. આપણું મન શાંત અને ઉદાસીન થયેલું હોવાને લીધે એ નામ રૂપાત્મક વચલી સાંકળને જાણવાનો પ્રયત્નજ કરતું નથી. કારણ કે આત્માની આધ્યાત્મિકતા અને જગતના લૌકિક જીવન વચ્ચે રહેલા અંતરને સાધી લેવું એજ તેમના જ્ઞાનનો હેતુ હોય છે. પરંતુ આપણો આત્મા તો આનંદપૂર્ણ, અનંત અપૌરૂષેયત્વમાં સંતોષમાનીને બીજી કોઇ પણ વસ્તુની જરાપણ પરવા કરતો નથી. આપણી ઇન્દ્રિયો આપણને જે પદાર્થો દર્શાવે છે તથા આપણું મન તેમના સંસ્કાર સીમાગી, તેમને વિષે જે વિચાર કરે છે અને પરિણામે આપણને જે અપૂર્ણ અને ક્ષણિક આનંદ થાય છે તે બધુ યે આપણને અવાસ્તવિક અને નકામું લાગે છે.પ્રભુ પોતે અસ્તિત્વની વચલી ભૂમિકાઓમાં રહીને એ સર્વ પદાર્થોનો ઉપભોગ કરે છે તેની સાથે આપણે અદ્વૈત કરી શકતા નથી અને પ્રભુ જેવી એ સ્થિતિ મેળવવાની પણ આપણને પરવા રહેતી નથી । વળી, પ્રભુને પોતાના અસ્તિત્વ અને આનંદની જે અપૂર્વ અને અમૂલ્ય કિંમત દેખાય છે તથા જેને પરિણામે વિરાટ્ જીવન તેને સૌંદર્યપૂર્ણ અને ટકાવી રાખવા યોગ્ય લાગે છે તે મેળવવાને પણ આપણે પરવા કરતા નથી. અર્થાત્ આપણે વિશ્વજીવનમાં વ્યાપી રહેલો પ્રભુનો દિવ્યઆનંદ ભોગવી શકતા નથી. ઉલટું આપણને એમ થાય

છે કે સનાતન પ્રભુએ પોતાના શુદ્ધ અસ્તિત્વમા સ્થૂલ યાને જડ પદાર્થોને સ્વીકારીને પોતાની અધોગતિ કરી છે ! અથવા તો અસત્ય નામ અને રૂપોની કલ્પના ઉત્પન્ન કરીને પોતાના અસ્તિત્વના અતિમ સત્યનો તેણે ત્યાગ કર્યો છે ! વિશ્વજીવનમા રહેલો દિવ્ય આનદ કદાપિ આપણે જાણી શકીએ છીએ તો પણ કેવળ વિરકત અને ઉદાસીન રીતેજ, અર્થાત્ જાતે તેમા ભાગ લીધા સિવાય કે તેને પ્રાપ્ત કર્યા સિવાય જ. કદાચ આપણે એ વિરાટ્ આનદમા ભાગ લઇએ છીએ તોપણ એનાથી ઉચ્ચતર ભૂમિકામા વ્યકિતગત, અતડો ને એકનવાયો આનદ મેળવવાની રાહ જોતા આપણે શારીરિક જીવન ટકે છે ત્યા સુધીજ આ અનનતિ પૂર્ણ ભૂમિકામા ફરજીયાત રહેવાનુ સ્વીકારીએ છીએ.

**વિરાટ્ની વાસ્તવિકતા.**

પરતુ આપણા યોગાભ્યાસને પરિણામે અથવા તો આપણા આત્માના આધ્યાત્મિક સાક્ષાત્કારને અતે કે પછી મુકત આત્મા જીવન પ્રત્યે પુન ફરવાને લીધે આપણામા પુરૂષ સ્વતત્ર રહીને પ્રકૃતિને પ્રાપ્ત કરે અને તેને પરિણામે આપણે બીજા માણસોના અને પ્રાણીઓના કેવળ સ્થૂલ શરીરો અને આવિષ્કારોનેજ નહિ, પરતુ તેમના આતર જીવનને, મનને તથા તેમના જીવાત્માને સુદ્ધા સ્ફુટથી જાણી શકીએ એટલુજ નહિ પરતુ તેમના જીવનની છાછરી સપાટી ઉપર તેમને પોતાને જેનુ જ્ઞાન નથી એવા તેમના અ'તર આત્માને પણ જાણીએ તો પછી આપણને તેમનામા રહેલા ખરેખરા સત્નુ—આપણા આત્માના પણ આત્માનુ—ભાન થયુ ગણી શકાય અને નહીં કે કેવળ અસત્ય નામ અને રૂપોનુ ત્યાર પછી આપણને એ સઘળા સનાતન આત્માના વાસ્તવિક સ્વરૂપોજ લાગે છે ! આ રણ્ણા મનને એ બધી કેવળ નજીની નિરર્થકતા અથવા તો અસત્ની માયા લાગતી નથી અલબત્ત, પાર્થિવ જીવનની પહેલાના જેવી જુદી કિંમત આપણે હવે આકતાજ નથી, પરતુ દિવ્ય પુરૂષમા તેની મૂળ સત્ય કિંમત આપણને માલુમ પડે છે. સ્થૂલ પાર્થિવ જીવનને આપણે વિશ્વમા આપણો આવિર્ભાવ કરવાના એકમાત્ર સાધન તરીકે નહિ, પરતુ માનસિક અને આધ્યાત્મિક ઉચ્ચ જીવનના એક ગૌણ ભાગ તરીકેજ ગણીએ

છીએ. એ પ્રમાણે સ્થૂલ જીવનને ગૌણ ગણવાથી એની કિંમત ઘટવાને બદલે ઉલટી વધે છે ! આપણું સ્થૂલ જીવન, પ્રાણમય જીવન અને આપણો સ્વભાવ એ સઘળું પુરૂષ અને પ્રકૃતિ વચ્ચે એક ભૂમિકાનોજ સંબંધ દર્શાવે છે અને એ સર્વનો ખરો હેતુ તેમનાથી જે ઉચ્ચ ભૂમિકાઓ ઉપર તેઓ આધાર રાખે છે તેમને પ્રાપ્ત કરવાથી આપણને માલુમ પડે છે. એ ઉચ્ચ ભૂમિકાઓ જોડે સંબંધ હોવાને લીધે જ એ સાધારણ સંબંધ સાર્થક બને છે. તથા તેમની જોડે બુદ્ધિપૂર્વક અદ્વૈત કરીને આપણી માનસિક ભૂમિકા તેમનો હેતુ સિદ્ધ કરવા પ્રયત્ન કરે તો સર્વ વિરોધો દૂર થઇ માનસિક ભૂમિકા કૃતાર્થ થાય ! આવું આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી આપણું જીવન કુંઠિત થવાને બદલે ઉલટું સાર્થક બને છે।

આધ્યાત્મિક એકદેશીયતાનો ત્યાગ

ઉપર જે વિશાળ જ્ઞાન અને મુક્તિનો ખ્યાલ આપવામાં આવ્યો છે તેનાથી આપણું આખું અસ્તિત્વ છેવટે મુક્ત થઇને અંતે કૃત કૃત્ય બને છે. આપણને જ્યારે તે જ્ઞાન અને મુક્તિ મળે છે ત્યારે ઇશ્વર, આત્મા અને વિશ્વ-વિરાટ્ એ ત્રણ પ્રકાર વચ્ચે આપણું જીવન શા માટે આવી રહેલું છે તે જણાય છે. ત્યાર પછી આપણને એ ત્રણે એક બીજાથી અલગ અથવા પરસ્પર વિરોધી અને અસંબદ્ધ નથી એવો અનુભવ થાય છે. વળી, તે સઘળા અજ્ઞાનનાજ કાર્ય હોઇ શુદ્ધ અપૌરૂષેય અદ્વૈતમાં તેઓ લય પામવાના નથી એવું પણ આપણને લાગતું નથી. આપણા પોતાના આત્મ સાક્ષાત્કારને માટે એ ત્રણે પ્રકારો અગત્યના છે. અને મોક્ષ થયા પછી તેમની અગત્ય દૂર થતી નથી. એટલુંજ નહિ પરંતુ મોક્ષ પ્રાપ્ત થયા પછીજ તેમની ખરેખરી કિંમત પીછાની શકાય છે। એવી આપણી પોતાની ખાત્રી થાય છે એવો મોક્ષ થયા પછી પ્રાણીઓ સાથે આપણો સંબંધ હોવાને લીધે આપણને વિશ્વનો જે અનુભવ થાય છે તે સર્વેને ટાળીને અને દૂર કરીને-આપણે આપણા પોતાના અસ્તિત્વનો અનુભવ પ્રાપ્ત કરતા નથી આપણા નવા દૃષ્ટિબિંદુમાં તો સર્વેનો આત્મામાં ને આપણો તેમનામાં સમાવેશ થઇ જાય છે. સર્વ પ્રાણીઓ હવે પોતપોતાનું નિરાળું હિત અથવા તો મોક્ષ સાધવાને મથનાર, એક બીજાનો

વિરોધ કરનાર તથા એક બીજાને અતડાપણાથી જુદા અનુભવનાર અહં-તાઓનો સ્વરૂપ હોય એવું આપણને લાગતું નથી. તે સર્વે સનાતન હોઇ તેમાંના પ્રત્યેકમાં રહેલો આત્મા સર્વને પોતાનામાં આનંદથી સમાવી દઇને પોતાનાં એ અદ્વૈતમાં રહેલા સત્યને વ્યવહારમાં યાને સંસારમાં પ્રગટ તથા અસરકારક કરવાને પ્રયત્ન કરી રહ્યો છે. આપણા વ્યક્તિત્વનું ખરેખરું રહસ્ય એક બીજાનો પરસ્પર અસ્વીકાર અર્થાત્ અતડાપણાથી અન્યોન્યનો બહિષ્કાર કરવામાં નહિ, પરંતુ એક બીજાનો પરસ્પર સમાવેશ કરવામાં અર્થાત્ સર્વને પોતાનામાં સમાવવામાં આવી રહેલું છે. પ્રેમ આપણા અસ્તિત્વનો સર્વોત્તમ નિયમ છે નહિ કે સ્વતંત્ર આત્મસિદ્ધિ.

મુક્તિનાં ત્રણ પગલાં

આપણા અસ્તિત્વનું ખરેખરું મૂળ પુરૂષ છે, અને તે હમેશાં પ્રકૃતિથી સ્વતંત્ર હોઇ તેનો સ્વામી છે. એટલે આપણને પણ પ્રકૃતિના ઉપર પ્રભુત્વ યાને સ્વામીત્વ સ્થાપન કરવાની પ્રેરણા થાય છે તે તદ્દન વાસ્તવિકજ છે. આપણામાં અહંતાપ્રધાન પ્રવૃત્તિ થઇને અહંતાથી પર થવાની જે ક્રિયા થાય છે તેની ઉપયોગીતા પુરૂષની એ સ્વતંત્રતા સ્થાપન કરવા પૂરતીજ છે. પરંતુ અહંતાની ખરેખરી પૂર્ણતા તેનામાં રહેલા અસ્તત્વના સ્વતંત્ર અને અતડા ખ્યાલોને સ્વીકારવામાં નહિ, પરંતુ પુરૂષ અને પ્રકૃતિ વચ્ચે દિવ્ય સંબંધ સ્થાપન કરવામાં સમાયલી છે. પુરૂષ અને પ્રકૃતિના દિવ્ય સંબધની ભૂમિકામાં પુરૂષ પ્રકૃતિથી પર હોય છે છે એટલુંજ નહિ પરંતુ પ્રકૃતિનો સ્વામી પણ હોય છે. તથા એ ભૂમિકામાં આપણા વ્યક્તિત્વની પૂર્ણતા હોય છે તેની સાથેજ વિશ્વસાથે અને બીજાં પ્રાણીઓ સાથે આપણા સંબધની પૂર્ણતા પણ સ્થાપન થાય છે. આપણને હવે સ્પષ્ટ જણાશે કે જગત પ્રત્યે બેપરવા રહી સંસારથી દૂર આવેલા કોઇ સ્વર્ગમાં આપણો અંગત મોક્ષ પ્રાપ્ત કરવો એ કાંઇ આપણો ઉદ્દેશ નથી. કારણ કે આપણે અજ્ઞાનમાં જેમને જુદાં ગણીએ છીએ તે સર્વ પ્રાણીઓનો મોક્ષ અને તેમની કૃતકૃતતા યાને પૂર્ણતામાં પણ આપણો પોતાનો દિવ્ય સ્વાર્થ રહેલો છે. એ પ્રમાણે આપણે ન વર્તી શકીએ તો સર્વ પ્રાણીઓ સાથે આપણા અદ્વૈતનો કશોજ અર્થ નથી.

સંસારમાં રહેતી અહંતાપ્રધાન જીવનની અનેક લાલસાઓમાંથી બચી જવું એ મુક્તિનું પ્રથમ પગલું છે, સ્વર્ગના દિવ્ય સુખો ભોગવવાની ઇચ્છાનો ત્યાગ કરવો એ બીજું પગલું ગણી શકાય અને સંસારનો ત્યાગ કરી અપૌરુષેય ચૈતન્યના આનંદમાં મગ્ન રહેવાની લાલસાનો ત્યાગ કરવો એ ત્રીજું અને છેલ્લું પગલું છે એ લાલસાનો પણ સંપૂર્ણ ત્યાગ થઇ જાય ત્યારે આપણે વ્યક્તિત્વની એકદેશીયતામાંથી છૂટીને સંપૂર્ણ આધ્યાત્મિક સ્વતંત્રતા અને મુક્તિ મેળવી ગણાય !

મુક્ત આત્માની સ્થિતિ નિત્યમુક્ત પુરુષના જેવીજ હોય છે. તેના ચૈતન્યમાં વિરાટ્થી પર એવા સચ્ચિદાનંદ અને વિરાટ્ના પોતાના અદ્વૈતનો સમાવેશ થાય છે. તેના આત્મજ્ઞાનમાં વ્યક્તિનો બહિષ્કાર હોતો નથી કારણ કે તે વ્યક્તિઓને આત્મજ્ઞાનનીજ જુદી જુદી ભૂમિકાઓ તરીકે ગણે છે, તથા ઇશ્વર અને તેની પ્રકૃતિમાં સર્વેનું અદ્વૈત તે અનુભવે છે ફક્ત પ્રભુ અને આપણો પોતાનો આત્મા એ બેની વચ્ચે જે ઉંડી આધ્યાત્મિક આનંદ અને મસ્તીની લાગણી અનુભવાય છે, તે આખી મનુષ્ય જાતિ જોડે પ્રભુ જે પ્રેમ અને આનંદની લાગણી ધરાવે છે તેનુંજ એક સ્વરૂપ છે એવું આપણને મુક્તિ પછી લાગે છે. મુક્ત અને સિદ્ધ આત્મામાં ઇશ્વર અને તેના ભક્તોના ઐક્યનો આનંદ વ્યાપી રહે છે પરંતુ સામાન્ય મનુષ્યની પેઠે તે બીજા દુઃખી અને દીન બંધુઓના દુઃખો પ્રત્યે કેવળ ઉદાસીનતાની લાગણી ધારણ કરતો નથી કારણ કે તે દુઃખી અને અજ્ઞાની મનુષ્યોમાં પણ મુક્ત આત્માને તો તેનો પોતાનોજ આત્મા વ્યાપી રહેલો દેખાય છે તે પોતે દુઃખ અને અજ્ઞાનમાંથી મુક્ત થયેલો હોઇ સ્વાભાવિક રીતેજ સર્વને તે મુક્તિ પ્રત્યે દોરે છે વળી આત્મા અને જગત વચ્ચેનો અજ્ઞાનમય અર્થાત્ ઇશ્વરનો

**મુક્તઆત્માની સ્થિતિ**

અભાન અનુભવી સ્થાપન થયેલો, સંબંધ મુક્ત આત્મામાં કદિપણ સંભવતો નથી. અને તેથી કરીને તે કોઇપણ પાર્થિવ સંબંધમાં બંધાઇ જતો નથી કે ઉચ્ચમાં ઉચ્ચ માનુષી સંબંધોથી પણ તે પ્રેરાઇ જતો નથી તે આત્માની ક્રિયાની અને તેની આધ્યાત્મિક સ્થિતિની પરાકાષ્ઠા બીજાઓને માટે પોતાની જાતને

અર્પણ કરી દેવામાં અને પોતાની જાતનો ભોગ આપી જાતનો નાશ કરવામાં નહિ પરંતુ ઇશ્વરપ્રાપ્તિ, મુક્તિ અને દિવ્ય આનંદની પ્રાપ્તિ કરી પોતાની જાતને સંપૂર્ણ કરી કૃતકૃત્ય અર્થાત્ સાર્થક કરવામાં સમાયલી છે; અને તેમ કરવાનો હેતુ બીજાઓ પણ એ પૂર્ણતા અને સિદ્ધિ પ્રાપ્ત કરે એજ હોય છે. કારણ કે કેવળ ઇશ્વરમાંજ અને ઇશ્વરને પ્રાપ્ત કરવાથી-જ મનુષ્ય જીવનના સર્વ કલહોનો અંત આવી શકે. અને તેથી મનુષ્યને ઇશ્વરપ્રાપ્તિ કરવામાં સહાય કરવી એ આખી મનુષ્યજાતિને મદદ કરવાનો સૌથી વધારે અસરકારક ઉપાય છે એમ અંતે જણાય છે. બીજી બધી ક્રિયાઓ અને સાક્ષાત્કારો આપણી આધ્યાત્મિક પ્રગતિમાં કેટલેક અંશે ઉપયોગી તથા મદદગાર હોય છે ખરા; પરંતુ અંતે તો એ બધી ગલીકુંચીઓ અને પગથીઓ વાટે આપણે સમગ્ર જ્ઞાનના સરિયામ રાજમાર્ગ ઉપર નીકળી પડવું જોઇએ, કે જેથી કરીને એ સર્વ માર્ગોના અંતિમ લક્ષ્યરૂપ ઇશ્વરને મુક્ત આત્મા પ્રાપ્ત કરી શકે અને સર્વથી પર થયા છતાં સર્વનો પોતાનામાં સમાવેશ કરી પ્રભુનું વ્યક્ત સ્વરૂપ થઇ સર્વને માટે પૂર્ણતાનુ ચિહ્ન અને સિદ્ધિનું નિશાન થઇ રહે.

## પ્રકરણ ૧૯ મું. પૃથક્કરણ.



પુરૂષની સ્વતંત્રતા સ્થાપન કરવાને માટે તથા પ્રકૃતિ ઉપર તેનું સામ્રાજ્ય સિદ્ધ કરવા માટે શરીર, પ્રાણ અને મનની ભૂમિકાઓ છોડીને તેણે બીજી કોઇ ભૂમિકાને પ્રાપ્ત કરવી જોઇએ. મનથી પર આવી રહેલી એ ભૂમિકાઓ અસ્તિત્વ ધરાવે છે તેથીજ મનુષ્ય બંધનમાં પડેલો હોવા છતાં મોક્ષ પ્રાપ્ત કરી શકે છે.

પ્રાચીન પરંપરાથી ચાલતા આવેલા જ્ઞાનયોગમાં ૧. આધ્યાત્મિક, અને ૨. જડતાપ્રધાન માનસિક, એવી બે ભૂમિકાઓજ સ્વીકારાય છે, અને તેમાં બીજીનો ત્યાગ કરી પ્રથમ ભૂમિકાને પ્રાપ્ત કરવી એ યોગનો અંતિમ ઉદ્દેશ મનાયછે. અર્થાત્ પ્રથમ ભૂમિકામા થતા અહંતાના લયને તે મોક્ષ ગણે છે, અન્ન, પ્રાણ અને મનોમય ભૂમિકાઓ તથા તે સિવાયની બીજી ભૂમિકાઓને એ યોગમાર્ગ સ્વીકારતો નથી. પૂર્ણયોગમાં વિશ્વ-જીવનની અને જીવાત્માની સર્વ ભૂમિકાઓનો સ્વીકાર કરવામાં આવે છે.

પૂર્વ તથા પશ્ચિમમાં પ્રાચીન સમયમાં અસ્તિત્વના મૂળ સિદ્ધાંતોનું જ્ઞાન મેળવી સ્થૂલ જીવનની પાછળ આવી રહેલી ભૂમિકાઓની શોધ કરવામા આવતી. એ ગૂઢ પ્રદેશનું જ્ઞાન શાસ્ત્રીય નિયમોને આધીન હોઇ એ વિચારોમા ઘણી ભિન્નતા જોવામાં આવે છે. પૂર્ણયોગમાં વેદ અને વેદાંતમાં મળી આવતો આધ્યાત્મિક વિદ્યા અર્થાત્ esoteric વિદ્યાનો પાયો સ્વીકારવામાં આવે છે, કારણ કે તે ઘણો સરળ અને બુદ્ધિને સંતોષ આપ તેવો છે. તે પ્રમાણે અસ્તિત્વની સાત ભૂમિકાઓ શરીર, પ્રાણ, મન, વિજ્ઞાન, સત્, ચિત્ અને આનંદ એ પ્રમાણે સ્વીકારાય છે.

ભૂમિકા એટલે પુરૂષ પ્રકૃતિ વચ્ચેના નિશ્ચિત સંબંધની સમતોલ સ્થિતિ. વિશ્વ એટલે અનંત અસ્તિત્વે પોતાના આત્મા તથા આવિર્ભાવ

પામવાની શક્તિઓ જોડે સંબંધ સ્વીકારી સ્થાપન કરેલી સમતોલ સ્થિતિ વિશ્વમા વ્યાપી રહેલું અસ્તિત્વ યાને વિરાટ્સત્ જ્યારે આવિર્ભાવને અનુભવી તેની જોડે સંબંધ બાંધે ત્યારે તે પુરૂષ કહેવાય છે તે વ્યક્તિમા ને વિશ્વમા વ્યાપી રહેલો છે. વિરાટ્ સત્‌નો આવિર્ભાવ જે તત્ત્વોને લીધે થઇ શકે છે તેને પ્રકૃતિ કહેવાય છે.

પરંતુ અસ્તિત્વના ખરાં મૂળ તત્ત્વો તો સત્ ચિત્ અને આનંદ છે. અવિકસિતનો વિકાસ અને આવરણમા હોય તેની ઉત્ક્રાંતિ તેનું નામ વિશ્વજીવન છે. આત્મા પાર્થિવ જગતમા આવિર્ભાવ પામેલો હોઇ જગતનો ઘણો થોડો ભાગ તે જાણી શકે છે, વળી, તે પોતેજ દ્રવ્ય યાને પદાર્થરૂપે કેવળ જડતાને પ્રાપ્ત થયો છે. જડતાની એ ગાઢ નિદ્રામાથી તેને જાગ્રત કરી ક્રમે ક્રમે તેનામા આત્માનું સ્વરાજ્ય ને સામ્રાજ્ય સ્થાપન કરવું એજ વિશ્વમા થતી ઉત્ક્રાંતિની દિશા છે. મનુષ્યમા તે આત્મા જડ વસ્તુઓ કરતાં વધારે મુક્ત હોઇ તેનામા સ્વતંત્રતાની વધારે શક્યતા રહેલી છે.

જડ પદાર્થમાથી આત્મા પ્રત્યે થતી એ ઉત્ક્રાંતિમા ઘણી મુશ્કેલીઓ નડે છે. શરીર અને પ્રાણ બંને એ સાક્ષાત્કારના માર્ગમા અંતરાયરૂપ છે. મનુષ્યનું મન પણ પરિમિત હોઇ પ્રાણ અને શરીરના ઉપર જ્ઞાનપ્રાપ્તિ માટે તથા પોતાનું કાર્ય કરવા માટે આધાર રાખે છે. તથા સત્ ચિત્ આનંદના કાર્યને દ્વંદ્વના રૂપમા ફેરવી નાખે છે.

સ્થૂલ ભૂમિકામા પ્રકૃતિનું સામ્રાજ્ય પ્રવર્તે છે આત્મા, શરીર, પ્રાણ અને મનને વશ રહેલો છે તો પછી તે આત્માને કેવી રીતે પ્રાપ્ત કરી શકાય ? ઉચ્ચ આધ્યાત્મિક જીવનની શક્યતા આ વિશ્વમા અથવા તેનાથી પર કોઇ સ્થળે તો જરૂર હોવીજ જોઇએ યોગનો અભ્યાસ કરવામાં પ્રાચીન શાસ્ત્રની દૃષ્ટિએ જોતા સ્થૂલ જીવનથી પર આધ્યાત્મિક ભૂમિકાઓ, તેમાં વસતાં પ્રાણીઓ તથા આપણો અને તેમનો સંબંધ એ ત્રણે શક્ય છે.

પ્રાણમય ભૂમિકા જડ પદાર્થના કરતાં વધારે ઉચ્ચ છે. વ્યક્તિમાં તે ભૂમિકા કામના અને તેને સંતોષવાની વૃત્તિ ઉત્પન્ન કરે છે. વિશ્વમાં કામનામય જગતને તે ઉત્પન્ન કરે છે. તેમાં પણ ઉપભોગવૃત્તિને પરિણામે દ્વંદ્વોનું સામ્રાજ્ય પ્રવર્તે છે. મનુષ્યજાતિએ જે સ્વર્ગ અને નર્કની કલ્પનાઓ કરી છે તે બધી આ કામનામય ભૂમિકામાંજ સમાયલી છે.

સ્થૂલ જગત અને કામનામય જગત બંને એક બીજાથી અલગ નથી. પ્રાણમય જગતના દબાણને પરિણામે સ્થૂલ જગત ઉત્પન્ન થયું છે. પ્રાણમય પુરૂષને પ્રાપ્ત કરવાથી આપણે તે કામનામય જગત સાથે સંબંધ બાંધી શકીએ છીએ. તે ભૂમિકાની અસર આપણા પ્રાણમય જીવનના ઉપર થાય છે તથા તે ભૂમિકામાં પ્રાણીઓ, શક્તિઓ અને વ્યક્તિઓ આવી રહેલી છે. તેમની સાથે પણ આપણો સંબંધ થવો શક્ય છે.

કામનામય વિશ્વનું દબાણ આપણને સામાન્ય સ્થિતિમાં માલુમ પડતું નથી. કારણ કે આપણું સામાન્ય જીવન પરિમિત હોઇ અજ્ઞાનમાં ડુબેલું હોય છે. તથા સ્થૂલ ઇન્દ્રિયોદ્વારાજ તે કાર્ય કરી શકે છે. પ્રાણમય ભૂમિકા જુદાજ કોષમાં કાર્ય કરે છે, તેથી તે સ્થૂલ કરણોનો ઉપયોગ કરતીજ નથી. આપણે પોતે કામનામય જગત સાથે એ ભૂમિકા દ્વારા સંબંધ બાંધી શકીએ છીએ.

કામનામય જગતનું જેવું છે તેવુંજ મનોમય જગતનું સમજવું. મનોમય ભૂમિકાના દબાણને લીધે પ્રાણમય અને અન્નમય જીવન વ્યક્તિમાં ઉત્પન્ન થાય છે. આપણામાં સામાન્ય રીતે જે મન કાર્ય કરતું જણાય છે તે તો સ્થૂલ હોય છે, જ્યારે શુદ્ધ મનોમય ભૂમિકા સૂક્ષ્મ હોય છે. પ્રાણમય અને અન્નમય જીવનનો ત્યાગ કર્યા પછી સાધક મનોમય ભૂમિકાને પ્રાપ્ત કરી શકે છે. શરીરનો ત્યાગ કર્યા પછી, અર્થાત્ મૃત્યુ પછી પણ એ મનોમય ભૂમિકામમાં તે વસી શકે છે,

અને શરીર ધારણ કરવાની વૃત્તિ થતાં તે પાછા સ્થૂલ જીવનને પ્રાપ્ત થાય છે. क्षीणे पुण्ये मृत्युलोकं विशंति । ( ગીતા )

મન એ આપણા અસ્તિત્વનું સ્વર્ગ કહી શકાય. પરંતુ એ પણ કાંઇ સર્વોત્તમ ભૂમિકા નથી. મનથી પણ પર વિજ્ઞાનની બીજી ભૂમિકા આવી રહેલી છે. વિજ્ઞાનમય ભૂમિકાને લીધે મન, પ્રાણ તથા શરીર અસ્તિત્વમાં આવ્યાં છે. વિજ્ઞાન તથા આનંદમય કોષમાં ચૈતન્યને સ્થિર કરવું એજ મનુષ્યને માટે ઘણું મુશ્કેલ છે. જાગ્રત અવસ્થામાં તેને સિદ્ધ કરવા માટે ઇશ્વરે જગતમાં પોતાનો આવિર્ભાવ કર્યો છે.



# પ્રકરણ ૧૯ મું.

## અસ્તિત્વની ભૂમિકાઓ.

**વર્તમાન ભૂમિકાથી પર ભૂમિકાઓ.**

આપણા ઉત્તમોત્તમ સ્વરૂપ સાથે અદ્વૈત કરીને પ્રકૃતિના જ્ઞાતા, ઇશ્વર અને સ્વતંત્ર ભોક્તા તરીકે જો આપણામાં રહેલા પુરૂષે સ્વતંત્રતા પ્રાપ્ત કરવી હોય તો એટલું તો નક્કીજ છે કે આપણા અસ્તિત્વની વર્તમાન ભૂમિકામાં રહીને તે સિદ્ધ કરી શકાય તેમ નથી, કારણકે આપણા અસ્તિત્વની વર્તમાન સ્થૂલ ભૂમિકામાં પ્રકૃતિનું સામ્રાજ્ય સંપૂર્ણ રીતે જામેલું છે. અર્થાત્ આપણામાં રહેલો દિવ્ય પુરૂષ, પ્રકૃતિની અસંખ્ય ક્રિયાઓમાં, તેના સ્થૂલ દબદબામાં સંપૂર્ણપણે ઢંકાઇ જાય છે અને સ્થૂલ પદાર્થની જડતામાંથી ચૈતન્ય સ્વરૂપ આત્માને પ્રાપ્ત કરવાની ઉત્ક્રાંતિના માર્ગમાં વ્યક્તિનો આત્મા શારીરિક અને માનસિક કરણોનાં કાર્યોમાં ગુંચવાઇ જઇ પોતાની દિવ્ય સ્વતંત્રતા અનુભવી શકતો નથી. મનુષ્ય "હું સ્વતંત્ર છું તથા પ્રકૃતિનો સ્વામી છું" એવું જે કહે છે તેમાં પણ તેનું મન પ્રકૃતિને સૂક્ષ્મ રીતે વશ હોય છે. અલબત્ત, એ ગુલામીની ઝુંસરી પ્રાણમય અને જડ વસ્તુઓ જેવી કે પ્રાણીઓ, વનસ્પતિ અને ધાતુમા હોય છે તેના કરતાં આછી છે એટલુંજ નહિ પરંતુ પુરૂષની સ્વતંત્રતા અને સ્વરાજ્યની સમીપ હોય છે તો પણ તે ખરી સ્વતંત્રતા અને ખરૂં સ્વામીત્વ તો નથી જ. એટલાજ કારણ સર આગલા પ્રકરણોમાં ચૈતન્યની તથા મનોમય પ્રાણીની જુદી જુદી આધ્યાત્મિક ભૂમિકાઓનો આપણે ઉલ્લેખ કર્યો છે. એટલે જો તે ભૂમિકાઓ ન હોત તો દેહધારી પ્રાણીઓ આ પૃથ્વી ઉપર કદીપણ મોક્ષ પ્રાપ્ત કરી શકત નહિ. એ ભૂમિકાની ગેરહાજરીમાં તો બીજી દુનીઆમાં મોક્ષપ્રાપ્તિ કરવા માટે મનુષ્યે વાટ જોવી પડત અથવા તો તે લોકમાં મોક્ષની શોધ

કરવાને પોતાની જાતને લાયક કરવામાંજ આ દુનીઆનું માનુષી જીવન ગાળવું પડત. આ દુનિયા સિવાય બીજા લોકમાં મુક્તિ પ્રાપ્ત કરવાનો જે વિચાર કેટલાક કરે છે તેની પાછળ હમણાં આપણું અસ્તિત્વ જે શારીરિક અને આધ્યાત્મિક દેહમાં જકડાયલું છે, તેના કરતાં તે લોકમાં ઓછું જકડાયલું હશે એવી માન્યતા રહેલી છે.

પ્રચલિત જ્ઞાનયોગમાં ચૈતન્યની બે ભૂમિકાઓજ સ્વીકારાય છે ૧. આધ્યાત્મિક, ૨. જડતાપ્રધાન માનસિક. એ બે ભૂમિકાઓ વચ્ચે શુદ્ધ વિવેકશક્તિ આવી રહેલી હોઇ એ બંનેના પ્રત્યે તે વિવેકશક્તિ દૃષ્ટિ નાખી સ્થૂલ જગતના મિથ્યા દેખાવોનો ત્યાગ કરીને જડના પ્રધાન મનની ભૂમિકાથી પર થઇ આધ્યાત્મિક ભૂમિકાની વાસ્તવિકતાને અનુભવે છે. ત્યાર બાદ વ્યક્તિમાં રહેલો પુરૂષ પોતાની શક્તિથી એ જ્ઞાનમયસ્થિતિ જોડે એકતા કરી બીજી ભૂમિકાનો ત્યાગ કરી પ્રથમ અર્થાત્ આધ્યાત્મિક ભૂમિકાને પ્રાપ્ત કરે છે તથા તેમાં સ્થિર થઇ મન તથા શરીરનો ત્યાગ કરી પ્રાણને પણ છોડી દઇ પરાત્પર પુરૂષ જોડે એકતા કરી વ્યક્તિત્વના બંધનમાંથી મુક્ત થાય છે. પોતાના સમગ્ર અસ્તિત્વનું સંપૂર્ણ સત્ય એ ભૂમિકામાં સમાયનું નથી એવું તે પુરૂષ જાણે છે. એટલુંજ નહિ પણ અસ્તિત્વ ઘણું અટપટું હોઇ તેમાં અનેક ભૂમિકાઓ આવી રહેલી છે એવું પણ જાણવા છતાં તે પુરૂષ તેમની ઉપેક્ષા કરે છે અથવા તો તેમના ઉપર ધ્યાન આપતો નથી, કારણકે ઉપર જે જાતનો મોક્ષ વર્ણવ્યો છે તેને માટે એમની જરૂર પડતી નથી ઉલટું એ ભૂમિકાઓ તો એવા પ્રકારના મોક્ષના માર્ગમાં નડતરરૂપ થઇ પડે છે. કારણ કે તેમને પ્રાપ્ત કરવાથી સાધકને અવનવા, આકર્ષક અને આધ્યાત્મિક અનુભવો, સૂક્ષ્મ ઉપભોગો, સિદ્ધિની શક્તિઓ, ટુંકામાં, સ્થૂલ જગતની પાછળ એક નવુંજ જગત દેખાવા માંડે છે અને તેની પાછળ જવાથી એક, અનંત બ્રહ્મમાં લય પામવાના ધ્યેયથી મન ચલિત થાય છે, તથા ઇશ્વરપ્રાપ્તિના રાજમાર્ગમાં અસંખ્ય ગલીકુંચીઓની ભૂલભુલામણીમાં તે ગુંચવાઇ પડે છે. પરંત પૂર્ણયોગમાં

પ્રાચીન જ્ઞાનયોગનો હેતુ; પૂર્ણયોગમાં સર્વ ભૂમિકાઓનો સ્વીકાર.

તો આપણે વિશ્વજીવનનો સ્વીકાર કરીએ છીએ અને પ્રભુનુંજ સ્વરૂપ તથા ઇશ્વરના સર્વવ્યાપીપણાથી વ્યાપ્ત જીવન, તેજ વિશ્વજીવન એવું સ્વીકારીએ છીએ. એટલે ઉપર જણાવેલા અનુભવોથી આપણે ભયભીત થવાનું નથી. આપણા માર્ગમાં ગમે તેવા મહાન અંતરાયો આવી રહેલા હોય તોપણુ આપણે તો તેમની સામે થઇ તેમને જીતેજ છુટકો. વિશ્વજીવન અને આપણું જીવન જો એટલાં બધાં અટપટાં હોય તો આત્મજ્ઞાન તથા પુરૂષ અને પ્રકૃતિના સંબંધનું સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે આપણે તે વિવિધતાને જાણવી જોઇએ અને સ્વીકારવી પણ જોઇએ. અસ્તિત્વની ઘણી ભૂમિકાઓ હોય તો જે પ્રમાણે આપણાં મન, પ્રાણ અને શરીરને આપણે આધ્યાત્મિક રૂપાંતર પમાડવાની ઇચ્છા રાખીએ છીએ તે પ્રમાણે પ્રભુની ખાતર આપણે તે સર્વને પ્રાપ્ત કરવાં જોઇએ.

ગૂઢ આધ્યાત્મિક વિદ્યા.

પ્રાચીન સમયમાં સર્વ દેશોમાં અસ્તિત્વને તળીએ છુપાઇ રહેલાં સત્યોની શોધ કરી તેમનું જ્ઞાન મેળવવું તેજ ખરૂં જ્ઞાન ગણાતું. યૂરોપમાં એને "ઓકલ્ટી-ઝમ" યાને "આધ્યાત્મવિદ્યા" કહે છે. આપણા દેશમાં એ વિદ્યાને માટે ખાસ નામ મુકરર કરવામાં આવ્યું નથી, કારણ કે આપણને એ બધા અનુભવો એટલા બધા ગહન કે અસાધારણ લાગતાજ નથી. એ બધા અનુભવો આપણને તો વધારે નજીકના લાગે છે અને એમની અને આપણી વચ્ચે રહેલો પડદો ઘણોજ પાતળો છે. હિંદુસ્તાન, ઇજીપ્ત, ખાલ્ડીઆ, ચીન, ગ્રીસ અને કેલ્ટ લોકોના દેશમાં જુદી જુદી યોગપદ્ધતિઓના વિભાગ તરીકે તેમને સ્વીકારવામાં આવેલા જણાય છે. યોગસાધનાના અને એ બીજી ભૂમિકાઓના અનુભવો પ્રાચીન કાળમાં ઘણા પ્રચલિત હતા, પણ આજકાલના લોકોને તે વિચારો, કેવળ વહેમ અને ગહનતાથી ભરેલા દેખાય છે; અને તે છતાં એ વિચારોની અસર આપણી જાગ્રત અવસ્થાના જેટલીજ વ્યવહાર, પ્રત્યક્ષ અને વાસ્તવિક છે. એટલુંજ નહિ પરંતુ તે ભૂમિકાઓના અનુભવો અને બનાવો આપણી જાગ્રતઅવસ્થા જેટલાજ બુદ્ધિગ્રાહ્ય નિયમોને આધીન છે. અમારો ઉદ્દેશ આધ્યાત્મિક વિદ્યાના ગહન અને વિશાળ

પ્રદેશમાં ઉતરવાનો નથી, તોપણ એ શાસ્ત્રની વિશાળ રૂપરેખા અને સામાન્ય સિદ્ધાંતો આપવાની અહીં જરૂર પડે છે, કારણ કે તેના વિના જ્ઞાનયોગ પૂર્ણ થયો ગણાય નહિ. આધ્યાત્મવિદ્યાની જુદી જુદી પદ્ધતિઓનો અભ્યાસ કરતાં જણાઇ આવે છે કે જે તેઓમાં બનાવોની નોંધ લેવામાં આવે છે. તે તો એકના એકજ હોય છે. પરંતુ તેમની તાત્વિક અને વ્યવહારૂ વ્યવસ્થામાં ઘણી ભિન્નતા જોવામાં આવે છે. અને તે આવા મુશ્કેલી ભર્યા વિષયને માટે કેવળ સ્વાભાવિક છે ! કોઇક પદ્ધતિમાં કેટલીક બાબતોને સદંતર છોડીજ દેવામાં આવી છે, જ્યારે બીજીમાં તેને ઘણુંજ મહત્વ આપી સૌથી અગત્યની ગણવામાં આવે છે; કોઇકમાં એકના ઉપર અતિશય ભાર, જ્યારે બીજીમાં તેને ગૌણ ગણી

**અસ્તિત્વની સાત ભૂમિકાઓ.**

તેનાજ પર ઓછો ભાર મૂકાયલો જોવામાં આવે છે. વળી, કોઇક પદ્ધતિમાં જે અનુભવોને ગૌણ ગણવામાં આવ્યા છે તેમને બીજી પદ્ધતિઓમાં કેવળ સ્વતંત્ર ગણીને અંતિમ ધ્યેય તરીકે વર્ણવેલા છે. ઉપનિષદોમાં જેની રૂપરેખા મળી આવે છે એવી વેદ અને વેદાંતની આધ્યાત્મિકવિદ્યાની પદ્ધતિનો અહિં ઉલ્લેખ કરવામાં આવે છે, કારણ કે તે પદ્ધતિ સરલમાં સરલ છતાં પણ સૌથી વધારે તત્વજ્ઞાનથી ભરપૂર હોઇ આપણા મોક્ષનો અંતિમ આદર્શ લક્ષમાં લઇને તેમાં ઉપયોગી થાય એ હેતુથીજ ઘડાયલી જણાય છે. તે પદ્ધતિઓમાં આપણા જીવનની મનોમય, પ્રાણમય અને અન્નમય એ ત્રણ સામાન્ય ભૂમિકાઓનો, સત્, ચિત્ અને આનંદની ત્રણ દિવ્ય, આધ્યાત્મિક ભૂમિકાઓનો તથા તે બન્નેની વચ્ચે આવી રહેલી સાંકળ જેવી વિજ્ઞાનમય ભૂમિકાનો સ્વીકાર કરવામાં આવે છે. એ પ્રમાણે જોતાં જીવનની વ્યવસ્થામાં સાત ચઢતી ઉતરતી ભૂમિકાઓ આવી રહેલી આપણને જણાય છે. કોઇ સ્થળે પાંચ ભૂમિકાઓનો ઉલ્લેખ થયેલો પણ જોવામાં આવે છે, કારણ કે આપણે પહેલી પાંચમાંજ પહોંચી શકીએ છીએ; (બીજી બે અપ્રાપ્ય ગણાય છે.) અને એમના દ્વારાજ આપણે પૂર્ણતા પ્રત્યે ગતિ કરી શકીએ એ પણ સ્પષ્ટ છે.

પરંતુ આગળ જતા પહેલાં આપણે ચૈતન્યની કે અસ્તિત્વની " ભૂમિ-

કા" એટલે શું તે જાણવું જોઇએ "ભૂમિકા" એટલે પુરૂષ અને પ્રકૃતિ વચ્ચેના ચોક્કસ સંબંધ ઉપર આધાર રાખનાર અસ્તિત્વની સામાન્ય સ્થિતિ અથવા તો સમ. તોલપણું. વિરાટ્ અસ્તિત્વે પોતાની અંદર રહેલી સનાતન શક્યતા અથવા તો સનાતન સત્ તથા આવિર્ભાવ પામવાની પોતાની શક્તિઓ વચ્ચે જે સંબંધ બાંધ્યો હોય યાને જે સમતોલપણું સ્થાપન કર્યું હોય, તેનેજ આપણે "દુનિયા" અથવા તો "વિશ્વ" કહીએ છીએ. તે વિરાટ્ સત્ જ્યારે પોતાના આવિર્ભાવને અનુભવે છે અથવા તો તેની સાથે સંબંધ બાંધે છે ત્યારે આપણે તેને પુરૂષ કહીએ છીએ. વ્યક્તિમાં જીવાત્મા અને વિશ્વમાં વિરાટ્ રૂપે તે પુરૂષજ કાર્ય કરી રહ્યો છે. વિશ્વમાં આવિર્ભાવ પામવાનાં તત્ત્વો અને શક્તિઓને આપણે પ્રકૃતિ કહીએ છીએ પરંતુ સત્ અથવા અસ્તિત્વ, ચિત્ અથવા ચૈતન્યપૂર્ણ શક્તિ અને આનંદ અર્થાત્ અસ્તિત્વનો આનંદ એ ત્રણ અસ્તિત્વનાં ખરેખરાં મૂળતત્ત્વો છે અને તેથી કરીને વિશ્વનું ખરેખરૂં તત્ત્વ યાને રહસ્ય આ ત્રણ તત્ત્વો જોડે કેવા પ્રકારનો સંબંધ બાંધવાની અને એ ત્રણેને કેવાં સ્વરૂપો આપવાની સત્તા પ્રકૃતિને મળે છે તેના ઉપર આધાર રાખે છે. અસ્તિત્વ તો પોતાના આવિર્ભાવના પદાર્થથીજ ભરપૂર છે અને હોવું જોઇએ. શક્તિને જે પદાર્થ જોડે કામ પાડવાનું છે તે પદાર્થના રૂપમાં અસ્તિત્વ ઢળાવું જોઇએ; વળી, શક્તિ અથવા બળપણ એ પદાર્થ જોડે સફળતાથી કાર્ય કરે તેવું અને ગમે તે હેતુ સિદ્ધ કરી શકે તેવું હોવું જોઇએ. સામાન્ય રીતે આપણે આ શક્તિ યાને બળને કુદરત કહીએ છીએ. વળી, સર્વ અસ્તિત્વમાં ઢંકાઇ રહેલું ચૈતન્ય તથા સર્વમાં વ્યાપી રહેલી શક્તિ તથા તેનાં કાર્યો દ્વારા આ વિશ્વની ઉત્પત્તિનો મૂળ હેતુ યાને ઉદ્દેશ બરાબર જળવાવો જોઇએ, અને તે ઉદ્દેશ આત્મામા આત્માની અને વિશ્વમાં સર્વત્ર આનંદની પ્રાપ્તિ કરવાનો છે. અર્થાત્ વિશ્વ જીવનના સર્વ સંજોગો અને સર્વ હેતુઓ ઉપર જણાવેલો ઉદ્દેશ સિદ્ધ કરવા માટે અસ્તિત્વ ધરાવે છે. અસ્તિત્વની શક્તિનો તથા તેના આનંદનો સર્વ દિશાઓમાં વિકાસ કરનારૂં જીવન તેજ વિશ્વજીવન. અર્થાત્ વિશ્વમાં એ પ્રકારો ઢંક-

ભૂમિકા એટલે શું ? અને વિશ્વજીવન શું છે ?

યલા હોય તેમને પ્રગટ કરવા અને આવરણમાં હોય તો તેમની ઉત્ક્રાંતિ કરવી એજ વિશ્વજીવન છે.

ઉત્ક્રાંતિની દિશા.

આપણો આત્મા પાર્થિવ જગતમાં આવિર્ભાવ પામ્યો છે, અને તે સ્થૂલ જગતનેજ પ્રત્યક્ષ જાણી શકે છે. એ જગતમાં પોતાનામાં રહેલી શક્યતાઓને સિદ્ધ કરવી એજ માણસને માટે મોટામાં મોટો પ્રશ્ન છે. પોતાના અસ્તિત્વને નહિ ભૂલી જનાર એવા ચૈતન્યમય અસ્તિત્વના આનંદનું આવરણને સ્વીકારવું અને તેનું છુટાછુટા અનંત વિભાગોમાં જુદે જુદે રૂપે વહેંચાઇ જવું તેનું નામ પદાર્થ અથવા દ્રવ્ય. એટલે પાર્થિવ અથવા સ્થૂલ જગતમાંનો મુળ સિદ્ધાંત અને તેના સર્વ પ્રયત્નોનો અંતિમ ઉદ્દેશ તે આચ્છાદિત થયલાની ઉત્ક્રાંતિ અને અવિકસિતનો વિકાસ કરવાનોજ હોવો જોઇએ. શરૂઆતમાં તો પાર્થિવ જગતમાં સર્વ પદાર્થો જડ યાને સ્થૂલ કુદરતી ખળોની વેગપૂર્વક કાર્ય કરનારી અચેતન નિદ્રામાં પડેલા જણાય છે. તેથી કરીને કોઇપણ પ્રકારનો પાર્થિવ આવિર્ભાવ શક્ય હોય તો અચેતન સ્થિતિ યાને પદાર્થની ગાઢ નિદ્રામાંથી અસ્તિત્વને જાગ્રત કરવું એજ તેનો ઉદ્દેશ હોવો જોઇએ. અને એ પાર્થિવ જીવનમાં વ્યક્ત થતા આવિર્ભાવની પરાકાષ્ટા તો ત્યારેજ પ્રાપ્ત થઇ ગણાય કે જ્યારે પદાર્થની જડતાનો પડદો દૂર થઇ જઇ આવિર્ભાવમાં અજ્ઞાનથી આચ્છાદિત થયલા આત્માને ચૈતન્યમય સત્‌નો સાક્ષાત્કાર થાય. ( પ્રકૃતિમાં આવિર્ભાવ પામના અજ્ઞાનથી છવાયલા આત્માની દૃષ્ટિ આગળથી પદાર્થની જડતાનો પડદો દૂર થઇ જઇ તેને ચૈતન્યમય સત્‌નો સાક્ષાત્કાર થાય.) આગળ આપણે પ્રકૃતિમાં જકડાયલા આત્મા વિષે કહ્યું છે તેવો આત્મા મનુષ્ય પોતેજ છે એટલે આગળ વર્ણવેલી જ્ઞાનપૂર્ણ મુક્તિ તથા આત્માના સાક્ષાત્કારની પ્રાપ્તિ એ તેનો ઉચ્ચતમ, અંતિમ ઉદ્દેશ તથા પૂર્ણતાને માટે અગત્યની સરત હોવી જોઇએ.

ઉત્ક્રાંતિમા નડતી શરીર, પ્રાણની મુશ્કેલીઓ.

સ્થૂલ શરીરમાં જન્મેલા માનસિક પ્રાણીનો અંતિમ અને અનિવાર્ય ઉદ્દેશ આગળ જણાવવામાં આવ્યો છે ખરો. પરંતુ એ ઉદ્દેશને સિદ્ધ કરવામાં પાર્થિવ યાને સ્થૂલ જગતના ભાગનો વિરોધી હોય તેવું જણાય છે. પ્રથમ મુશ્કેલી તો એ નડે છે કે

માનુષી જીવન કેવળ સ્થૂલ યાને પદાર્થમય છે અર્થાત્ શરીરરૂપે અસ્તિત્વ પદાર્થત્વને પામ્યું છે-ઇન્દ્રિયગોચર બન્યું છે, એટલુંજ નહિ પરંતુ તેના પોતાના ચૈતન્યને પણ તે સ્થૂલ પદાર્થરૂપે વિભૂદું લાગે છે કારણ કે વ્યક્તિનું સ્થૂલ શરીર બીજા બધા માણસોના કરતાં જુદું હોઇ કેટલીક અમુક ક્રિયાઓને અર્થાત્ પ્રકૃતિના કેટલાક કેહેવાતા નિયમોને તે વશ હોય છે. માણસમાં જે જીવનશક્તિ અથવા પ્રાણસંજ્ઞા છે તે પણ પદાર્થમાં કાર્ય કરી રહેલી પ્રકૃતિ યાને કુદરતનું બળ છે; અને તે જડતામાંથી ક્રમે ક્રમે જાગ્રત થઇને જીવનને પ્રાપ્ત થયનું હોઇ પોતાના સ્વરૂપથી પરિમિત, હમેશાં શરીરના ઉપર આધાર રાખનારૂં પરાશ્રયી, બીજા જીવનોથી તથા સમગ્ર જીવનથી શરીર, રૂપ વિગેરેને લીધે વિખુટું પડેલું, અને વિકાસ, સ્થિરતા તથા આત્મસિદ્ધિમાં જડ પ્રકૃતિના કાયદાઓથી અને શારીરિક જીવનની પરિમિતતાથી ડગલે ડગલે ખોડંગતું જણાય છે.

મનની મુશ્કેલીઓ.

જેવું પ્રાણશક્તિનું છે તેજ પ્રમાણે માણસના માનસિક ચૈતન્યનું પણ છે. તેનું ચૈતન્ય પણ શરીર તથા વ્યક્તિત્વ પ્રધાન જીવનને યાને પ્રાણમાં જકડાયલા માનસિક જીવનને આધીન હોય છે. તેથી કરીને તેની શક્તિઓ અને ક્રિયાઓ પરિમિત હોઇ તે ક્ષુદ્ર શક્તિવાળી શારીરિક ઇન્દ્રિયો અને થોડી ઘણી પ્રાણશક્તિને વશ વર્તે છે. વળી તે માનસિક સૂક્ષ્મ જીવન પણ વિરાટ્ મન અને બીજાં મનોમય પ્રાણીઓનાં આંતરજીવનથી અતડું રહે છે. કારણ કે બીજા માણસોનાં માનસિક આંતર કાર્યો માણસના સ્થૂલ મનને તો એક બંધ કરેલા પુસ્તકનાં જેવાંજ હોય છે. અને તેમનું જ્ઞાન તે પોતે જાતના અનુભવ ઉપરથી [તથા અપૂર્ણ શારીરિક ક્રિયાઓ અને બીજા આવિર્ભાવો ઉપરથી અનુમાનો દોરીનેજ મેળવી શકે છે. માણસનું ચૈતન્ય જડતામાં પાછુ ડૂબી જવાને તૈયારજ હોય છે કારણ કે તેના અસ્તિત્વનો મોટો ભાગ તેમાંજ ડૂબેલો હોઇ તેનું જીવન મૃત્યુ પ્રત્યે અને શારીરિક જીવનના અણુઓ વિખુટા પડી વિલય પામવાની ક્રિયા પ્રત્યે ગમન કરતા જણાય છે. એ અપૂર્ણ ચૈતન્ય અને આજુબાજુ આવેલા પદાર્થોની જોડેના તેના સંબંધ ઉપર તો માણસના આનંદનો આધાર રહેલો છે. વળી તે સંબંધ દ્વારા શારીરિક

સંસ્કારો અને ઇન્દ્રિયોના સ્પર્શો તથા તેમને સ્વીકારનાર મન, અર્થાત પરિમિત શરીર, પ્રાણ અને ઇન્દ્રિયોની મદદથી સંકુચિત થયલું મન પોતાની બહાર જે જગત આવી રહેલું છે તેને જાણવાને બાથોડીયાં મારી રહ્યું હોય એમ જણાય છે. એનું પરિણામ એ થાય છે કે માનસિક જીવનની ગ્રહણશક્તિ અને આનંદ પ્રાપ્તિનીશકિત પણ પરિમિત થઇ જાય છે અને વિશ્વ જીવનના જે બળનો અનુભવ એ માનસિક જીવનના બળથી વધારે શકિતમાન હોય યા તો જે તેનાથી ખમાય તેવો, પકડાય તેવો, પચાવાય તેવો અથવા તો પ્રાપ્ત કરી શકાય તેવો ન હોય તો તે અનુભવ વિકૃત થઇને દુઃખ, શોક અને અસંતોષના રૂપમાં ફેરવાઇ જાય છે. જો એ પ્રમાણે નથી થતું તો એવા અનુભવોનો માનસિક જીવન તરફથી અસ્વીકારવામાં આવે છે યા તો તેમના પ્રત્યે કઠોરતા દર્શાવી તેમને તિતિક્ષાથી જીતવામાં આવે છે, કે પછી તેમના પ્રત્યે ઉદાસીનતા ધારણ કરવામાં આવે છે. વળી જે આનંદ વ્યક્તિ પ્રાપ્ત કરે છે તે પણ કાંઇ સચ્ચિદાનંદના આનંદની પેઠે સાહજિક અને ચિરસ્થાયી હોતો નથી. પરંતુ સમયના અનંત સમુદ્રમાં ક્ષણિક અનુભવ યાને સંસ્કાર પ્રાપ્ત કરવાથી તે મળી શકે છે, અને પરિણામે તેને ટકાવી રાખવા માટે તે સંસ્કારને અથવા તો સંસ્પર્શોને ટકાવી સતત જાગ્રત રાખવાની જરૂર પડે છે, અને તે છતાં પણ તે ક્ષણિક તથા અનિશ્ચિત નીવડે છે.

**વર્તમાન સ્થૂલ જીવનની અપૂર્ણતા અને ઉચ્ચ ભૂમિકાઓની પ્રાપ્તિ.**

આ બધાનો અર્થ તો એ થયો કે સ્થૂલ જગતમાં પુરૂષ અને પ્રકૃતિના સ્વાભાવિક સંબંધોમાં પુરૂષ પોતાની ચૈતન્યમય શકિત રૂપ પ્રકૃતિ અને તેનાં કાર્યોમાં મગ્ન થઇ પોતાની જાતને સંપૂર્ણ રીતે ભૂલી ગયો છે અને પ્રકૃતિ સર્વોપરિ વિરાજે છે. અર્થાત્ આત્મા પ્રકૃતિને આધીન થઇ રહ્યો છે. આત્મા યાને પુરૂષ પોતાની જાતને તો જાણતોજ નથી. તે ફક્ત પ્રકૃતિનાં કાર્યોનેજ જાણે છે. માણસમાં વ્યકિતત્વવાળી જીવાત્માની ભાવના જાગ્રત થવાથી પ્રકૃતિ અને પુરૂષ વચ્ચે અજ્ઞાનનો અને તથા પ્રકૃતિના [illegible] છે તે કાંઇ [illegible] નથી

કારણ કે જીવાત્મા સ્થૂલ ભૂમિકામાં રહેતો હોવાથી તથા એ ભૂમિકામાં પદાર્થ સર્વોપરિ યાને સર્વસત્તાધીશ હોવાથી જીવાત્મા ચૈતન્ય પદાર્થના સ્થૂલત્વથી પરિમિત રહે છે અને તેથી તે કદી પણ સંપૂર્ણ રીતે આત્મનિષ્ઠ ચૈતન્યસ્વરૂપને પ્રાપ્ત કરી શકતો નથી. વિરાટ્ આત્મા પણ જો સ્થૂલ જગતના પાર્થિવ સંબંધમાં સ્થિત રહે તો તે સુદ્ધાં સંપૂર્ણ આત્મપ્રાપ્તિ કરી શકે નહિ તો પછી માનસિક, પ્રાણમય અને શારીરિક બંધનોથી જકડાયલો, સર્વ પદાર્થોથી વિખુટો અને પોતાનાં પ્રાણ, આનંદ અને જ્ઞાનની પ્રાપ્તિ માટે બાહ્ય પદાર્થો ઉપર અવલંબી રહેલો જીવાત્મા તે શી રીતે આત્મપ્રાપ્તિ કરે ? શક્તિમાં, જ્ઞાનમાં, પ્રાણશક્તિમાં અને આનંદ પ્રાપ્ત કરવાની શક્તિમાં જે પરિમિતતા માણસ અનુભવે છે, તેજ તેનામાં પોતાના આત્મા પ્રત્યે અને વિશ્વ પ્રત્યે અસંતોષની લાગણી ઉત્પન્ન કરાવે છે અને જો કદાચ પાર્થિવ જગત એજ માત્ર એકલું જગત અને સ્થૂલ ભૂમિકા એજ મનુષ્યની એકમાત્ર ભૂમિકા હોત તો વ્યક્તિ તરીકે પુરૂષ કદીપણ સિદ્ધિ કે આત્મપૂર્ણતા પ્રાપ્ત કરી શકત નહિ, એટલુંજ નહિ પરંતુ પશુત્વથી વધારે ઉચ્ચ જીવન તે કદીપણ મેળવી શકત નહિ. એટલે જો ઉચ્ચ જીવનની શકયતા હોય તો ૧. આ જગત સિવાય બીજું કોઇ એવું જગત હોવું જોઇએ કે જેમાં પુરૂષ અને પ્રકૃતિ વચ્ચેના આવા અપૂર્ણ અને અસંતોષકારક સંબંધમાંથી માણસ મુક્ત થઇ શકે અથવા તો ૨. તેના પોતાના વર્તમાન જીવનમાં બીજી ઉચ્ચ ભૂમિકાઓ આવેલી હોવી જોઇએ કે જેમને પ્રાપ્ત કરવાથી તે એવા અપૂર્ણ સંબંધથી પર થઇ જઇ શકે અથવા તો સૌથી છેવટે ૩. પોતાની શકિતથી જે જ્ઞાન, શક્તિ, આનંદ અને વિકાસ તે મેળવી શકે તેમ નથી તેને બીજી ભૂમિકાઓમાં વસતા બીજા પ્રાણીઓની મદદથી તે મેળવી શકે. પ્રાચીન શાસ્રોની દષ્ટિએ જોતાં આ ત્રણે શકયતાઓ અસ્તિત્વ ધરાવે છે એટલુંજ નહિ પરંતુ એ ભૂમિકાઓની પ્રાપ્તિ તથા આપણાથી ઉચ્ચ લોક જોડે આપણો સંબંધ તથા તેમની અસરથી આપણો વિકાસ એ ત્રણે શક્ય છે !

ત્રણ શકયતાઓ.

•

પુરૂષ અને પ્રકૃતિના સંબંધમાં જેમ પદાર્થ અથવા તો દ્રવ્યની

આધાન્યતાવાળી અન્નમય ભૂમિકા આપણે જોઇ તેજ પ્રમાણે તેનીજ ઉપર પદાર્થની નહિ પરંતુ પ્રાણુની પ્રાધાન્યતાવાળી ભૂમિકા આવી રહેલી છે. એ ભૂમિકામા આવી રહેલા પ્રાણમય જગતમા પ્રદાર્થ, જીવનની પરિસ્થિતિ

**પ્રાણમય ભૂમિકા.**

નક્કી કરતો નથી, પરતુ પ્રાણશકિત પદાર્થનુ સ્વરૂપ નક્કી કરે છે. એટલે પ્રાણમય ભૂમિકાના સ્વરૂપો વધારે સ્વતત્ર અને સ્થૂલ જગત કરતા ઘણાજ વિકારી લાગે છે. એ પ્રાણમય શક્તિ કાઇ પદાર્થોમા કાર્ય કરનારા જડમળના જેવી પાર્થિવ નથી એટલુજ નહિ પરંતુ, સૌથી હલકામા હલકા સ્વરૂપો બાદ કરતા, તે અચેતન તત્ત્વોમા વ્યાપી ગ્હેલી જડ શકિત પણ નથી. પ્રાણશકિ એ અસ્તિત્વની ચૈતન્યપૂર્ણ શકિત છે તે સર્જન કરે છે અને સર્જન કરવા કરતા ઉપભોગ કરવાની, પદાર્થો પ્રાપ્ત કરવાની તથા પોતાના ક્રિયાત્મક વેગને સતોષવાની વૃત્તિ તેનામા વધારે આગળ પડતી જણાય છે. અર્થાત્ કેવળ પ્રાણમય જીવનાા જગતમા આપણને કામના અને આવેગને સંતોષવાની વૃત્તિનો જ નિયમ કાર્ય કરતો માલુમ પડે છે. પ્રકૃતિ અને પુરૂષના સબધની બનેલી એ પ્રાણમય ભૂમિકામાં પ્રાણશકિત આપણા શારીરિક જીવનના કરતા ઘણી વધારે સ્વતત્રતાથી અને શકિતથી કાર્ય કરતી જણાય છે. એ જગતનુ ખાસ લક્ષણ કામના હોવાથી આપણે તેને " કામનામય " જગત કહી શકીએ વળી, તે કામનામય જીવન શારીરિક જીવનની પેઠે એક ઠરેલા યાને મુકરર કરેલા આધારમાથી દૂર નથી જઇ શક્તુ એમ પણ નથી. તે તો પોતાની ભૂમિકામા અનેક સ્થિતિઓને સ્વીકારી શકે છે. જડ પાર્થિવ જીવનમા અદશ્ય થતા પ્રાણમય જીવનથી માંડીને તે છેક મનોમય અને આધ્યાત્મિક વિદ્યાના અનુભવો સુધીની બધી ગૌણ ભૂમિકાઓમા તે કાર્ય કરી શકે છે પ્રકૃતિના અનંત આવિર્ભાવમા જુદી જુદી ભૂમિકાઓ વચ્ચે કઇ વિશાળ ભેદો, ઓચિતી ઉંડી ખીણો, આવેલી હોતી નથી, પરતુ એક ભૂમિકા બીજીમા લય પામે છે, બીજી ત્રીજીમા, એમ સતત સબધ જળવાયનો માલુમ પડે છે. પ્રકૃતિમા ઉત્પન્ન થયની જુદો અનુભવ પ્રાપ્ત કરવાની શકિત ધરાવનાર સત્ યાને અસ્તિત્વ જીવનની બધી અનતતાઓમાથી પણ જુદા જુદા પટાઓ અને ચઢતા ઉતરતી ભૂમિકાઓને ક્રમવાર ગોઠવી વિશ્વ-

જીવનમાં આત્મારૂપે પોતાની શક્યતાઓને સિદ્ધ કરે છે. વળી કોઇપણ પ્રકારનો ઉપભોગ કરવો એ કામનાઓનો ઉદ્દેશ હોવાથી એ કામનામય જગતમાં પણ ઉપર જણાવેલી ભોગવૃત્તિજ પ્રધાન હોઇ સઘળું એ દિશા પ્રત્યેજ પ્રયાણ કરતું હોવું જોઇએ. જ્યારે જ્યારે આત્મા મુક્ત ન હોય ત્યારે ત્યારે તેના સર્વ અનુભવોમાં પણ તેને નિષેધાત્મક અને નિર્ણયાત્મક એવા બે પ્રકારના જ અનુભવો થાય છે. હવે જ્યારે આત્મા "કામનામય" ભૂમિકાને વશ હોય ત્યારે તો તે સ્વતંત્ર ક્યાંથીજ હોય? એટલે એ પ્રાણમય ભૂમિકામાં આપણા સ્થૂલ મનને કલ્પના પણ ન આવી શકે એટલી બધી ગાઢ પ્રાણની ભોગવૃત્તિને સંતોષવાની શક્યતા રહેલી છે. પરંતુ સાથે સાથે ચીરસ્થાયી અને ઉંડો શોક

**સ્વર્ગ, નર્કની ભાવનાઓ.**

અનુભવવાની પણ શક્યતા આવેલી છે! મનુષ્ય-જાતિની દંતકથાઓમાં અને મનુષ્યના મનની કલ્પનામાં જે ઉપભોગવૃત્તિપ્રધાન સુખવાળા સ્વર્ગની તથા દુઃખપૂર્ણ નર્કની ભાવનાઓ આવી રહેલી છે તે બધી આ કામનામય ભૂમિકામાં સમાય છે અને માણસનું મન સૃષ્ટિની શરૂઆતથી તેમનામાથી કાંતો લલચાયું છે અથવા તો ભયભીત થઇ કંપી રહ્યું છે! મનુષ્યની કલ્પના શક્તિ કોઇક સત્યના ઉપર આધાર રાખતી હોય છે, પછી તે કલ્પનાઓ પોતે મૂળ સત્યની ખોટી અથવા તો કેવળ સ્થૂલ મૂર્તિઓ હોઇ તેમનામાં રહેલું ઇન્દ્રિયાતીત સત્ય દર્શાવવા માટે તદ્દન નાલાયક હોય એ બનવા જોગ છે.

હવે પ્રકૃતિ એક અટપટી પરંતુ એકતાવાળી વસ્તુ છે. તે કાંઇ અસબદ્ધ પ્રસંગોનો ઢગલો નથી. એટલે આપણા સ્થૂલ પાર્થિવ જગત અને પ્રાણમય અર્થાત્ કામનામય જગત વચ્ચે પણ ન પૂરી શકાય એવી ખાઇ જેવો ભેદ તો હોઇ શકે નહિ. ઉલટું, એક રીતે જોતા પાર્થિવ જગત અને કામનામય જગત અન્યોન્યમાં અસ્તિત્વ ધરાવે છે એમ કહી શકાય તેમ છે અને ઘણે અંશે તેઓ અન્યોન્યને આધારે રહ્યા છે એટલું તો નક્કી છે! વાસ્તવિક રીતે જોતા સ્થૂલ વિશ્વ તે કામનામય જગતનોજ આવિર્ભાવ યાને સર્ગ છે, અને એ પ્રમાણે પોતાની જાતને પાર્થિવ યાને

સ્થૂલ સ્વરૂપમાં નાખવાનું કારણ પોતાની કામનાઓને શરીર આપીને, પોતાના કામનામય જગતથી તદ્દન જુદીજ દુનિયામાં તેમને નાખીને પૂર્ણ કરવાનો તેનો હેતુ છે. કામનામય જગતની સ્થૂલ તથા સૂક્ષ્મ કામનાઓનાં પરિણામ રૂપજ તે પદાર્થો હોય છે. આપણી પૃથ્વી ઉપર જે જીવન છે તે એ કામનામય જગતનું સ્થૂલ અને અચેતન પદાર્થ ઉપર જે દબાણ થાય છે તેનું જ પરિણામ છે એમ કહી શકાય. આપણું પોતાનું પ્રાણમય જીવન આપણા કરતાં વધારે ગહન અને વિશાળ પ્રાણમય પુરૂષની કેવળ સપાટી ઉપર તરતું પરિણામ છે. તે પ્રાણમય પુરૂષ તો પોતાના કામનામય જગતમાં સ્થિત હોય છે અને આપણે તેના દ્વારાજ પ્રાણમય જગત સાથે સંબંધ બાંધી શકીએ છીએ. વળી, પ્રાણમય જગત આપણા ઉપર પણ કાર્ય કરે છે અને સ્થૂલ વિશ્વના પ્રત્યેક પદાર્થની પાછળ પ્રાણમય વિશ્વની શક્તિઓ કાર્ય કરી રહી છે એટલુંજ નહિ પરંતુ આપણે જે પદાર્થોને તદ્દન gross અસંસ્કૃત, અપકવ ગણીએ છીએ તેમની પાછળ પણ પ્રકૃતિના તત્વોની પ્રાણશક્તિ, અને તે શક્તિને ધારણ કરનારી વ્યક્તિઓ આવી રહેલી છે; અને તેઓ તે તત્વોને સહાય કરે છે. પ્રાણમય ભૂમિકાની અસર સ્થૂલ જીવન ઉપર હમેશાં થયાંજ કરે છે. અને કામનામય વિશ્વ પોતાની શક્તિ અને પરિણામોને સ્થૂલ જગતમાં ઉપજાવે છે યાને ઉત્પન્ન કરે છે, અને તે પરિણામો પાછા ફરીને પ્રાણમય ભૂમિકામાં ફેરફારો ઉત્પન્ન કરે છે ! એ પ્રાણમય ભૂમિકાની અસર આપણા પોતાનાં પ્રાણમય યાને કામનામય જીવન ઉપર પણ થાય છે. અને તે ભૂમિકામાં આપણા ઉપર સારી કે અનિષ્ટ અસરો ઉત્પન્ન કરનારી વ્યક્તિઓ ( આપણે તેમને વિષે અજ્ઞાત કે બેદરકાર હોઇએ તો પણ ) પોતાનું કાર્ય કરે છે. વળી, એ શક્તિઓ કેવળ વૃત્તિ રૂપે અથવા તો અચેતન બળને રૂપે કે મનથી નીચે આવેલી ભૂમિકાઓ પેઠે જડ હોતી નથી. તેઓ ચૈતન્યમય શક્તિઓ, વ્યક્તિઓ અને જીવનવાળાં પ્રાણીઓ હોય છે ! આપણામાં જેમ જેમ ઉચ્ચ ભૂમિકાઓ જાગ્રત થતી જાય છે તેમ તેમ આપણે તેમને મિત્ર અથવા તો શત્રુરૂપે જાણી પણ શકીએ છીએ. તેઓ આપણને પકડી શકે છે અથવા તો આપણે તેમના પર કાબુ મેળવી તેમને હરાવી, તેમને છોડીને

પ્રાણમય, સૂક્ષ્મ વ્યક્તિઓનું અસ્તિત્વ.

આગળ વધી શકીએ છીએ. મધ્યયુગના યુરોપમાં આધ્યાત્મિકવિદ્યાનો ઘણો મોટો ભાગ આ કામનામય વિશ્વ સાથે મનુષ્યનો સંબંધ શોધવામાં રોકાયો હતો અને તે સમયના પૂર્વના દેશોમાં પણ જાદુ અને આધ્યાત્મિક શક્તિઓએ પણ કેટલોક ગૌણ ભાગ ભજવ્યો છે. ભૂતકાળના "વહેમો"માં પણ સત્યો આવી રહ્યાં હતાં અને તે સત્યો કેવળ ભૌતિક પદાર્થનીજ શોધમાં નહિ મંડયા હોય એવા ભવિષ્યના કોઇક શાસ્ત્રવેત્તાઓ ફરીને શોધી કાઢશે ! એ ખરૂં છે, કે એ માન્યતાઓ જોડે ઘણો વહેમ ઘુસી ગયો હતો, તેની જુદી સમજુતિ પણ અપાતી અને કામનામય વિશ્વના નિયમોનું જ્ઞાન પણ ઘણું અચોક્કસ હતું. તોપણ આપણે એટલું તો કબુલ કરવું પડશે કે આપણા સ્થૂલ વિશ્વમાં માનસિક શક્તિ ધરાવનારા પ્રાણીઓનું અસ્તિત્વ જેમ વાસ્તવિક છે તેમ આપણી સ્થૂલથી પર આવેલી ભૂમિકાઓ પણ વાસ્તવિક છે.

સ્થૂલ ભૂમિકાથી પર-ભૂમિકાની શકયતા.

કોઇને પ્રશ્ન થશે કે એ પ્રમાણે આપણા ઉપર કામનામય વિશ્વનું દબાણ ચાલુ છે અને તે પ્રાણમય ભૂમિકા આપણી પાછળ પણ આવી રહેલી છે, તો પછી આપણને સામાન્ય સ્થિતિમાં શા માટે તેનું ભાન થતું નથી ? એનો ઉત્તર એજ છે કે આપણા પોતાના પાડોશીનું માનસિક જીવન જે કારણથી આપણને ખબર નથી પડતું તેજ કારણથી આપણને એ ભૂમિકાનું જ્ઞાન પણ થતું નથી, જો કે તેમનું આંતર જીવન આપણા જેટલુંજ વાસ્તવિક હોય છે અને તેની છુપી અસર આપણા ઉપર પણ થયાજ કરતી હોય છે. આપણે જે વિચારો ને લાગણીઓને આપણી પોતાની ગણીએ છીએ તેઓમાંનો ઘણો મોટો ભાગ આપણી બહારથી, બીજા માણસોમાંથી અર્થાત્ વ્યક્તિઓ અને મનુષ્યજાતિના સમગ્ર મનમાથી આપણામાં આવે છે. વળી, આપણે જેમ તે પ્રાણમય ભૂમિકાને જાણતા નથી તેમ આપણી પોતાની માનસિક ભૂમિકાની નીચે આવી રહેલું અથવા તો આપણી જાગ્રત દશાથી પર રહેલું અસ્તિત્વ પણ આપણે જાણતા નથી; જો કે તે બંનેની અસર ગહન યાને છુપી રીતે આપણા બાહ્ય અસ્તિત્વને નિયત કરતી હોય છે. પ્રાણમય ભૂમિકાનું જ્ઞાન સામાન્ય સ્થિતિમાં આપણને નહિ થવાનું કારણ

એ છે કે આપણે આપણી સ્થૂલ ઇન્દ્રિયોનોજ ઉપયોગ કરી શકીએ છીએ, અને કેવળ શરીરમય જીવનજ ગાળતા હોઇ ત્યાર પછી સ્થૂલ પ્રાણ અને સ્થૂલ મનનો ઉપયોગ કરતા હોઇએ છીએ. હવે પ્રાણમય ભૂમિકા એ કરણોદ્વારા આપણી જોડે સંબંધમાં આવતી નથી. (પ્રાણમય ભૂમિકા આપણી જોડે સંબંધ બાંધતી વખતે એ કરણોદ્વારા સીધે સીધો સંબંધ બાંધતી નથી.) તે કાર્ય જુદાજ કોષમાં થાય છે. કેટલાક તે જુદા દેહમાં પણ થાય છે એવું કહે છે અને તેને મનોમય કોષ અથવા તો સૂક્ષ્મદેહ પણ કહે છે. આપણું મનોમય ચૈતન્ય પણ તેમાંજ રહે છે. વળી, અન્નમય કોષ સાથે ઘણો ગાઢ સંબંધ ધરાવનાર અને આપણા અટપટા અસ્તિત્વને ધારણ કરનાર તથા સ્થૂલ શરીરને બનાવનાર પ્રાણમય કોષ પણ તે સૂક્ષ્મ દેહમાંજ આવી રહેલો છે. એ ભૂમિકાઓમાં આપણામાં છુપી રીતે કાર્ય કરી રહેલી શક્તિઓ, ઇન્દ્રિયો અને શક્યતાઓ આવી રહેલી હોઇ તેઓ આપણી સ્થૂલ ઇન્દ્રિયો સાથે અને સ્થૂલ શરીરનાં ચક્રો સાથે તથા મન સાથે અથડાય છે. આત્મવિકાસ કરતાં ક્રમે ક્રમે આપણે પણ તે ભૂમિકાને પ્રાપ્ત થઇ શકીએ અને આપણું જીવન તેમનામાં ધારણ કરી આખા કામનામય જગત તથા બીજા લોક યાને ભૂમિકા જોડે બુદ્ધિપૂર્વક સંબંધ બાંધી શકીએ અને સ્થૂલ જગતનાં સત્યો, બનાવો અને બાબતોનું પણ વધારે ઉંડું જ્ઞાન, તથા સૂક્ષ્મ અનુભવ મેળવવા માટે તેમનો ઉપયોગ કરી શકીએ. હાલ તુર્ત આપણે જે સ્થૂલ જીવનની ભૂમિકાને આપણું સર્વસ્વ માની બેઠા છીએ તેને બદલે આત્મવિકાસને પરિણામે આપણે અસ્તિત્વની બીજી ભૂમિકા પણ પ્રાપ્ત કરી શકીએ.

કામનામય જગતને માટે જે કહેવામાં આવ્યું તેનું તે યોગ્ય ફેરફારો સાથે વિશ્વની બીજી ઉચ્ચ ભૂમિકાઓ માટે પણ કહી શકાય. કારણ કે પ્રાણથી પર મનોમય ભૂમિકા આવેલી છે. એ ભૂમિકા માનસિક જીવન યાને મનોમય અસ્તિત્વની બનેલી હોઇ તેમાં પ્રાણ અથવા તો શરીર મુખ્ય મનાતું નથી, પરંતુ મનને મુખ્ય ગણવામાં આવે છે. એ ભૂમિકામાં સ્થૂલ પરિસ્થિતિને પરિણામે અથવા તો પ્રાણશક્તિને લીધે મન દોરાતું

(Margin: મનોમય ભૂમિકા.)

નથી પરંતુ, મન પોતે શરીર તથા પ્રાણને પોતાના સંતોષ માટે નિયત કરી તેમનો ઉપયોગ કરે છે. અર્થાત્ મનોમય ભૂમિકામાં આપણું બુદ્ધિ પ્રધાન અસ્તિત્વ કેટલેક અંશે સ્વતંત્ર હોય છે અને શરીર તથા પ્રાણના બંધનોમાં બંધાયલા આપણા સ્થૂલ મનની કલ્પનામાં પણ ન આવી શકે એવી રીતે તે સંતોષ પામે છે ને પોતાની જાતને કૃતાર્થ કરે છે. એ મનોમય ભૂમિકામાં પુરૂષ મનોમય હોઇ પ્રકૃતિ સાથે તેના સંબંધો એ શુદ્ધ મનોમયના ઉપર આધાર રાખે છે. એ ભૂમિકામાં પ્રકૃતિ પણ પ્રાણમય અને અન્નમય મટી જઇ મનોમય થઇ જાય છે. સમગ્ર કામનામય જગત અને આડકતરી રીતે આખું સ્થૂલ જગત પણ તે મનોમય ભૂમિકાનો જ વિસર્ગ યાને આવિર્ભાવ છે. અર્થાત્ મનોમયપુરૂષની કેટલીક વૃત્તિઓ પોતાને માટે ક્ષેત્ર, સંજોગો અને મનોમય સમતા યાને સંવાદિપણું સ્થાપન કરવાની વ્યવસ્થા કરે છે તેને પરિણામે કામનામય અને સ્થૂલ એ બન્ને જગત ઉત્પન્ન થાય છે. એ મનોમય ભૂમિકાનું દબાણ પ્રાણમય ભૂમિકા ઉપર થઇ વિશ્વના સ્થૂલ જીવન ઉપર તેની અસર પહોંચવાને પરિણામે જગતમાં મનનું અસ્તિત્વ ઉત્પન્ન થયું છે. પ્રાણમય જગતમાં વિકાર ઉત્પન્ન કરીને મનોમય ભૂમિકા આપણામાં કામનાપ્રધાન મન ઉત્પન્ન કરે છે; અને જ્યારે તે પોતાના મૂળ સ્વભાવ પ્રમાણે વર્તન કરે છે ત્યારે આપણા આધ્યાત્મિક અને માનસિક જીવનની શુદ્ધ શકિતઓને તે આપણામાં જાગ્રત કરે છે. પરંતુ આપણા મનોમય સમુદ્રની સપાટી ઉપર આપણને જે માનસિક જીવનનો અનુભવ થાય છે તે ખરૂં જોતાં વિશાળ મનોમય અસ્તિત્વનું કેવળ ગૌણ પરિણામ છે. તથા તે વિશાળ માનસિક જીવનની ખરી ભૂમિકા તો મનોમય ભૂમિકાજ છે. મનોમય ભૂમિકામાં આવેલું આખું મનોમય જગત આપણા ઉપર તથા વિશ્વ ઉપર સતત કાર્ય કરી રહ્યું છે. તેમાં તેની શકિતઓ, તેનાં પ્રાણીઓ પણ આવેલાં હોઇ આપણા મનોમય શરીર દ્વારા તે જગત આપણી જોડે સંબંધમાં આવે છે. સ્થૂલ શરીરનો ત્યાગ કર્યા પછી પુરૂષ તે આધ્યાત્મિક અને માનસિક સ્વર્ગોને પ્રાપ્ત કરી શકે છે અને સ્થૂલ જગતમાં જીવન ગાળવાની વૃત્તિ ફરીથી ઉત્પન્ન થાય ત્યાં સુધી તે પોતે એ ભૂમિકામાં વાસો કરે છે. એ મનોમય ભૂમિકામાં પણ પ્રાણમય જગતની પેઠે પાછી બીજી ગૌણ ભૂમિકાઓ

આવી રહેલી છે અને તેમાંની હલકામાં હલકી મનુષ્યથી નીચે આવેલી અને ભૂમિકાઓ જોડે ઉંચામાં ઉંચી વધારે આધ્યાત્મિક જીવન જોડે ભળી જતી દેખાય છે.

મનથી પર આવેલી ભૂમિકાઓ ઉચ્ચમાં ઉચ્ચ માનસિક જીવનની શક્યતાઓ છે. તે ભૂમિકા વિજ્ઞાનમાં અર્થાત્ સ્વતંત્ર આધ્યાત્મિક યાને દૈવીબુદ્ધિમા અને સચ્ચિદાનંદના સ્વરૂપમાં આવી રહેલી છે.

મનથીપર ભૂમિકાઓ.

પોતાની પ્રકૃતિ જોડે લીલા કરતાં પુરૂષ કેટલીક સંકુચિનતાઓ અથવા વિશિષ્ટ સંજોગોને પ્રાપ્ત થઇ પોતે એક પ્રકારનું પતન અનુભવે છે તેને પરિણામે વિજ્ઞાનથી નીચેની ભૂમિકાઓ ઉત્પન્ન થએલી છે. પરંતુ એ ઉચ્ચ ભૂમિકાઓ કંઇ આપણાથી કેવળ અતડી અને અપ્રાપ્ય નથી. આપણામાં રહેલા વિજ્ઞાન અને આનંદમયકોશો દ્વારા કારણદેહ ઉપર તે ભૂમિકાઓ સીધેસીધી અસર કરે છે અને મનોમયકોષ ઉપર આડકતરી અસર ઉપજાવે છે. વળી, તે ભૂમિકાની છુપી શક્તિઓ પ્રાણમય અને સ્થૂલ જગતનાં કાર્યોમાં પણ ગેરહાજર હોતી નથી. 'મનથી પર રહેલી એ ઉચ્ચ ભૂમિકાઓનાં પ્રાણ અને શરીર ધારણ કરનાર જે મનોમય પ્રાણી છે તેની ઉપરના દબાણને પરિણામે આપણામાં આધ્યાત્મિક અસ્તિત્વ અને અંતર જ્ઞાનની માનસિક શક્તિ જાગ્રત થાય છે. પરંતુ એ કારણ-દેહ મનુષ્યજાતિના મોટા ભાગમાં હજી સુધી વિકાસ પામ્યો નથી અને વિજ્ઞાનમય ભૂમિકાના જેવી મનોમય ભૂમિકાઓથી પર ભૂમિકાઓમાં સ્થિર થવું અથવા તો તેમનાથી પર થઇ જ્ઞાનપૂર્વક વિજ્ઞાન અને આનંદ-મય કોષમાં રહેવું એ મનુષ્યને માટે સૌથી વધારે મુશ્કેલ છે. સમાધિના લયમાં એ સ્થિતિ, એક રીતે પ્રાપ્ત કરી શકાય છે પણ બીજી રીતે વ્યક્તિમાં રહેલા પુરૂષની શક્તિઓની નવી ઉત્ક્રાંતિ કરી તે ભૂમિકાઓને પ્રાપ્ત કરવી શક્ય છે એવું સ્વીકારવા માટે પણ ઘણાજ થોડા માણસો તૈયાર છે. પરંતુ ચૈતન્યની એ પૂર્ણતા પ્રાપ્ત કર્યા વગર પુરૂષ પોતાની પ્રકૃતિના ઉપર પુરેપુરો કાબુ જ્ઞાનપૂર્વક કદી પણ ધારણ કરી ન શકે; કારણકે વિજ્ઞાનમય ભૂમિકામાં કાંઇ મનઃપ્રકૃતિનો નિયંતા હોતું નથી પરંતુ

આત્મા પોતે સ્વતંત્રતાથી પોતાના અસ્તિત્વની અધોગામી ભૂમિકાઓને ગૌણ ગણી તેમના ઉપર સામ્રાજ્ય ચલાવે છે, અને એ કાળદ્વારાજ તે ભૂમિકાઓને તેમની સંપૂર્ણ શકિતઓ પ્રાપ્ત કરાવે છે. વિશ્વની ઉત્પત્તિ વખતે પુરૂષે જાણે પોતાની જાતની જોડે હોડ બકી હોય નહિ તેમ સત્તમાં ઉતરીને एकोऽहं बहु स्याम् કહી, આવરણમાં ઉતરી—અજ્ઞાનને પ્રાપ્ત કરી પોતાની ઉત્ક્રાંતિ અને આત્મસિદ્ધિ યાને પૂર્ણતાના માર્ગમાં સૌથી વધારે મુશ્કેલ સંજોગો સ્વીકાર્યાં. અને ત્યાર પછી એ સ્વીકારેલા બંધનોમાંથી મુક્ત થઇ પોતાનું સામ્રાજ્ય પુનઃ યાને ફરીથી સ્થાપન કરવાના જે પ્રયત્નો તે કરી રહ્યો છે તેની સિદ્ધિ મનથી પર ભૂમિકાઓને જાગ્રત અવસ્થામાં પ્રાપ્ત કરવામાં સમાયલી છે.

---

# પ્રકરણ ૨૦ પૃથક્કરણ.



વિશ્વમાં વ્યક્તિનું જીવન તદ્દન ગૌણ અને સામાન્ય જ લાગે છે. વ્યક્તિ ચારેતરફ પરિમિતતાજ અનુભવે છે. પ્રકૃતિના નિયમોને વશ વર્તનાર વિશ્વમાં મનુષ્યે પણ તે નિયમોને જાણીને તેમને વશ થઇ રહેવું જોઇએ. આત્મા પ્રથમ તો સ્થૂલ પદાર્થોમાં જ ગુંચવાઇ પડે છે.

પરંતુ મનુષ્ય કેવળ શરીર નથી તે આત્મા છેઃ અને તેથી ઉપર જણાવેલા સ્થૂલ વિચારોથી કદી પણ મનુષ્ય સંતોષ પામીને બેસી રહી શકતો નથી. જ્યારે જ્યારે બાહ્ય પદાર્થોનું જ્ઞાન સંપૂર્ણપણે મળે છે ત્યારે મન સૂક્ષ્મ પદાર્થોના જ્ઞાન પ્રત્યે વળે છે.

ધર્મ એટલે જીવનના બંધનોથી પર થવાનો પ્રયત્ન. ધર્મ એ શ્રદ્ધા, અભિલાષા છે. ઉચ્ચ જીવનની શકયતા તે બતાવે છે. મનુષ્યને અમૃતત્વ અને ઉચ્ચ ભૂમિકાઓ મળી શકે છે એવું ધર્મ શીખવે છે. ધર્મના બીજા વિચારોમાં તો ઘણો મતભેદ રહેલો હોય છે, તેના અંતિમ ધ્યેય પણ ઘણાજ જુદા હોય છે. ધર્મથી તો આશા અને શ્રદ્ધાજ મળે, બીજું કશું નહિ. સંપ્રદાયો ખરા ધર્મથી ઘણા દૂર છે.

પ્રત્યેક ધર્મની પાછળ ઇશ્વરપ્રાપ્તિ માટે યોગ સાધનાનો માર્ગ પણ રહેલો હોય છે. બાહ્ય ઉપચારો વિકારી છે પરંતુ ઇશ્વર પ્રાપ્તિનો માર્ગ અર્થાત્ ધર્મનું તત્વ અવિકારી છે. ઉપનિષદ્ અને વેદમાં પુરૂષની સાત ભૂમિકાઓ ગણાય છે. અન્નમય પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, સત ચિત્ અને આનંદમય.

અન્નમય પુરૂષ પ્રકૃતિને સંપૂર્ણપણે વશ હોય છે. જ્યારે પ્રાણમય અને મનોમય ભૂમિકામાં આવુરા જાય છે ત્યારે તે અન્નમયને એ બે

ઉચ્ચભૂમિકાઓથી નિયત કરે છે. સાધક પ્રાણમય પુરૂષને પ્રાપ્ત કરી શકે છે. તેની પ્રાપ્તિની ઘણી નિશાનીઓ પણ હોય છે.

પ્રાણમય જીવન કાંઇ ઉચ્ચતમ જીવન નથી. મનોમય ભૂમિકાને પ્રાપ્ત કરવાથી અન્નમય અને પ્રાણમય બન્નેનો લાભ મળે છે. મનોમય જીવનનાં ગૌણ કાર્યો તેવીજ એ બે પ્રાથમિક ભૂમિકાઓ લાગે છે, શરીરના મરણ પછી મનુષ્ય એ ભૂમિકામાં ઘણો સમય ગાળીને માનસિક સ્વર્ગનાં સુખો ભોગવી શકે છે.

આ ત્રણે ભૂમિકાઓ માનુષી છે. તેમની ઉપર પ્રકૃતિનું સામ્રાજ્ય છે. આ ત્રણેથી પર થવાથીજ પુરૂષ, સંપૂર્ણ રીતે પ્રકૃતિથી છૂટે.





# પ્રકરણ ૨૦.

## ત્રિવિધ પુરૂષઃ—

આગલા પ્રકરણમાં આપણે વિરાટ્ અસ્તિત્વના જુદા જુદા લોક અને આપણા પોતાની અસ્તિત્વની જુદી જુદી ભૂમિકાઓ જોઈ. એ બધાં પદાર્થ યાને દ્રવ્યથી પણ નીચે જતી અને આત્માના શિખરો તથા વિરાટ્ જીવનથી પણ પર અથવા પરાત્પર શિખરો પ્રત્યે જતી એક નીસરણીનાં પગથિયાં જેવાં છે. બૌદ્ધ લોકો તો વિશ્વથી પર એ નિરપેક્ષ પરાત્પરનેજ અસ્તિત્વનું અંતિમ ધ્યેય માને છે. પરંતુ સ્થૂલતામાં જકડાયલું આપણું ચૈતન્ય સ્થૂલ વિશ્વના એક અંધારા ખુણામાં પોતાના ક્ષુદ્ર અસ્તિત્વમાં મગ્ન થયલું હોવાથી તથા અનંત કાલની એક ક્ષુલ્લક ક્ષણના અનુભવો પૃથ્વીમાં એક શરીરમાં પૂરાઇને અનુભવતું હોવાથી અસ્તિત્વની સીડીના એ પગથિયાંઓ આપણાથી ઢંકાયલાં રહે છે. અર્થાત્ સ્થૂલ ચૈતન્યને મન તો તેઓ અસ્તિત્વ ધરાવતાં નથી. એ સ્થૂલ ચૈતન્યને મન તો આ જગત સ્થૂલ પદાર્થ અને શકિતઓનો એક સમૂહ માત્ર હોય છે; અને તે વિશ્વ સ્વયંભૂ અને નિશ્ચલ એવા કેટલાક કુદરતના નિયમોથી કંઇક આકારને પ્રાપ્ત થયું છે તથા નિયત ક્રિયાઓમાં પ્રેરાયું છે. એ નિયમો આપણી આજુ બાજુ આવી રહ્યા છે. તેઓ આપણા ઉપર કાબુ ધરાવે છે એટલે આપણે તેમને આધીન વર્તવું જોઇએ. વળી, આપણા જન્મથી શરૂ થતા અને પુનર્જન્મની શકયતા વિના મૃત્યુ સાથે અંત પામતા આપણા અસ્તિત્વનો જો આપણે સૌથી વધારે લાભ લેવો હોય તો આપણે એ નિયમોનું સારામાં સારૂં જ્ઞાન મેળવવું જોઇએ. એ પ્રમાણે સામાન્ય ભૂમિકાના માણસો વિચાર કરે છે. આપણું પોતાનું જીવન પણ કેવળ અકસ્માતરૂપ અથવા તો પદાર્થની વિરાટ્ જીવનમાં કે સ્થૂલ શકિતનાં કાર્યોની સતત પરંપરામાં એક અત્યંત

વ્યકિતનું વિશ્વમાં સ્થાન.

નકામા બનાવ જેવું છે. ભલે તે કારણથી હોય, પરંતુ આત્માએ અથવા મને શરીર ધારણ કર્યું છે એ તો નક્કી; તથા એ આત્મા પોતે સમજી શકતો નથી એવા પદાર્થો અને શક્તિઓ વચ્ચે આમતેમ ઠોકરો ખાય છે, એ પણ અનુભવ સિદ્ધ છે. શરૂઆતમાં અજ્ઞાનક અને મોટે ભાગે વિરોધી વિશ્વમાં પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવાની અને ત્યાર પછી જીવન જ્યાંસુધી અસ્તિત્વમાં છે ત્યાંસુધી તેને સબળ અથવા સુખી બનાવવા માટે તે વિશ્વના કાયદાઓ જાણવાની અને તેમનો ઉપયોગ કરવાના પ્રયત્નની મુશ્કેલીમાંજ આત્મા પ્રથમ ગુંચવાઇ પડે છે. વાસ્તવિક રીતે જોતાં જો આપણે પદાર્થમાં વ્યક્તિત્વને પ્રાપ્ત થયેલા મનની એક ગૌણ ક્રિયા સિવાય બીજું કાંઈજ ન હોત ( જો આપણે ફક્ત જડ પદાર્થમાં વ્યક્તિત્વને પ્રાપ્ત થયેલા મનની ગૌણ ક્રિયાજ હોઇએ ) તો આપણે માટે અસ્તિત્વમાં કાંઇજ પ્રાપ્ત કરવા જેવું રહેતું નથી. ક્ષણિક બુદ્ધિ અને શક્તિનો સનાતન પદાર્થ યાને દ્રવ્ય સાથે તથા જીવનની મુશ્કેલીઓ સાથેનો વિરોધ એજ જીવનમાં સાગમા સારો ભાગ ગણાત. બહુ તો કલ્પનાની લીલા તથા ધર્મ અને કલાના દિલાસો આપનારા ગપ્પાઓ, અથવા તો મનુષ્યના વિચારઅસ્તમન અને અજ્ઞાન કલ્પનામાં જોયલા સ્વપ્નાંઓ તે વિરોધને પડછે નાખી શકાય અને કાંઇક અંશે તે વિરોધ ઓછો કરી શકાય.

માણસમાં રહેલું સ્વાનુભવપૂર્ણ ચૈતન્ય.

પરંતુ મનુષ્ય કાંઇ જીવતું શરીર માત્ર નથી. તે આત્મ સ્વરૂપ છે. અને તેથી જીવનના સ્થૂલ અને બાહ્યક્રિયાઓના દૃષ્ટિબિંદુથી કેવળ વાસ્તવિક લાગતા ઉપર જણાવેલા વિચારથી કદી પણ તે સંતુષ્ટ રહી શકતો નથી. તેના સ્વાનુભવપૂર્ણ ચૈતન્યમાં સ્થૂલતાથી પર રહેલા સત્યોની સૂચનાઓ અને ચિન્હો આવી રહેલાં છે. તેનામાં અનંતતા અને અમૃતત્વની ભાવના રહેલી છે. બીજી ભૂમિકાઓ, ઉચ્ચ શક્યતાઓ અને અનુભવના બીજાં ક્ષેત્રો વિષે તે નિશ્ચયપૂર્વક નિર્ણય કરી શકે છે. ભૌતિક શાસ્ત્રો આપણને અસ્તિત્વના બાહ્ય સત્યનું તથા આપણા શારીરિક અને પ્રાણમય જીવનનું ઉપર ચોટિયું જ્ઞાન [illegible]

ભવપૂર્ણ ચૈતન્યનો વિકાસ કરીને આપે છે. પરંતુ આપણને લાગે છે કે તેનાથી પર બીજાં સત્યો પણ રહેલાં છે અને સ્વાનુભવપૂર્ણ ચૈતન્યનો વિકાસ કરીને તે સત્યોને આપણે વધારે સ્પષ્ટ રીતે પ્રાપ્ત કરી શકીશું. જ્યારે આપણને આ દૃશ્ય જગતનું જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે આપણે અદૃશ્ય અસ્તિત્વની શોધમા અનિવાર્ય રીતે દોરાઇએ છીએ અને તેથીજ જડવાદપ્રધાન તથા અશ્રદ્ધાળુ યુગોની પાછળ હમેશાં આધ્યાત્મવિદ્યા, નવા ધર્મો, ગહનતાવાળા સંપ્રદાયો, અને અનંત ઇશ્વરની પાછળ પ્રૌઢ શોધખોળનો અમુક યુગ આવે છે. આપણા મનની છાછરી સપાટીનું અને આપણા શારીરિક જીવનનું જ્ઞાન આપણે માટે બસ નથી. તેમના દ્વારા આપણને સ્વાનુભવપૂર્ણ ચૈતન્યના છુપા ઉંડાણનું ભાન થાય છે. આપણું સાધારણ ચૈતન્યનો તો તે ઢંકાયલા અસ્તિત્વની કોર માત્ર છે-તેમાં દાખલ થવાની માત્ર પરસાળ છે. ત્યાર પછી આપણને માલુમ પડે છે કે આપણી સ્થૂલ ઇન્દ્રિયો જેને જાણી શકે છે તે તો વિરાટ્ અસ્તિત્વની આસપાસ આવેલું સ્થૂલ છોડું જ છે, અને આપણું મન જેને ગ્રહણ કરે છે તે ભૂમિકા જે અનંત પ્રદેશો અજ્ઞાત છે તેની સીમા માત્ર છે. એ પ્રદેશોમાં શોધખોળ કરવાનું કામ તો ભૌતિકશાસ્ત્ર અથવા તો ઉપલકીઆ માનસ શાસ્ત્રથી જુદાજ શાસ્ત્રનું છે.

ધર્મ એટલે શું ? અને તેની વિવિધતા.

પોતાનાં બંધનોથી પર અને જીવનના કેવળ સ્થૂલ અને બાહ્ય બનાવોથી સ્વતંત્ર થવાના મનુષ્યના પ્રયત્નને આપણે ધર્મ કહીએ છીએ. અનંતની ભાવના ઉપર તેના માનસિક અને શારીરિક જીવનનો જે આધાર છે તેને દૃઢ કરી વાસ્તવિક બનાવી મૂકવી એ ધર્મનું મુખ્ય કાર્ય છે. વળી તે અનંત સાથે સંબંધ બાંધવાની અને તેના સતત સાયુજ્યમાં રહેવાની આત્માની અભિલાષાને તૃપ્ત કરવી એ ધર્મનું કાર્ય છે. માણસે પોતે જે સુવર્ણમય સ્વપ્નાંઓ અત્યાર સુધી જોયા છે તેમની શક્યતા બતાવી આપવી અર્થાત્ પોતાની જાતથી પર થવાની યાને શારીરિક મર્ત્ય જીવનમાંથી અમર જીવન પ્રાપ્ત કરવાની શક્યતા બતાવી આપવી એ પણ ધર્મનું કાર્ય છે, કારણ

કે સામાન્ય જીવનમાં માણસને તે આદર્શ સિદ્ધ કરવાની શક્યતા જણાતી નથી. મનુષ્ય પોતાનું વર્તમાન જીવન જે ભૂમિકામાં અને જે વિશ્વમાં ગાળી રહ્યો છે તેના કરતાં જુદી ભૂમિકાઓ અને લોકો પણ હયાતિ ધરાવે છે, એવું ધર્મ માણસને સમજાવે છે અને તેઓમાં મર્ત્ય સ્વભાવ અને પાપના બંધનોને બદલે અમૃતત્વનો સનાતન આનંદ પ્રવર્તે છે એવું બતાવે છે. વળી, નીતિમય જીવન ગાળવાના નિયમો પણ માણસને માટે ધર્મ ઉત્પન્ન કરે છે અને તેનાથી તે અમૃતત્વ માટે તૈયારીઓ કરી શકે છે. માણસ આત્મા છે, શરીર નથી; અને પાર્થિવ જીવનની તક લઇને તે ભવિષ્યની આધ્યાત્મિક સ્થિતિને માટે યોગ્ય તૈયારીઓ કરી શકે છે. ઉપર જણાવેલા વિચારો લગભગ બધા ધર્મોમાં સામાન્ય રીતે મળી આવે છે. તે ઉપરાંતનું ધર્મમાંથી જે કંઇ મળે છે તે બધું ખાત્રી-બંધ હોતું નથી. આગળ જતાં જુદાજુદા ધર્મના અભિપ્રાયો જુદાજુદા થાય છે. કેટલાક ધર્મો આપણને કહે છે કે આપણું ભવિષ્યનું જીવન નક્કી કરવા માટે ફક્ત એકજ વાર આપણે પૃથ્વી ઉપર સત્તા ધારણ કરીએ છીએ, પરંતુ ભૂતકાળમાં આત્મા અમર ન હતો એવું કહી કેવળ ભવિષ્યમાંજ તે અમર રહેશે એમ જણાવે છે. વળી, જેઓ ધર્મને માર્ગે નહિ ચાલે તેમને સનાતન દુઃખ અથવા નર્કની યાતનાઓની ધમકી પણ તેઓ આપે છે. જ્યારે બીજા કેટલાક લોકો વધારે ભરોસાદાર દલીલોથી અને વિશાળ દૃષ્ટિથી એ સ્વીકારે છે કે આત્મા જુદાજુદા જન્મો ધારણ કરીને ક્રમેક્રમે અનંતનું જ્ઞાન પ્રાપ્ત કરે છે અને છેવટે સર્વ મનુષ્યો પણ એ પૂર્ણતાને જરૂર પ્રાપ્ત કરશે. કેટલાક ધર્મો એ અનંત આપણાથી જુદોજ છે એવું કહી આપણે તેની જોડે અંગત સંબંધ બાંધવાની જરૂર બનાવે છે. જ્યારે બીજા ધર્મો તેને અપૌરુષેય તરીકે વર્ણવી આપણા આત્માએ તેમાં લય પામવું જોઇએ એવું કહે છે. કેટલાક ધર્મો ધર્મના અંતિમ આદર્શ તરીકે પૃથ્વીથી દૂર કોઇ જગત અથવા લોક આવી રહ્યો છે એવું માની તે પ્રદેશોમાં આપણે ઇશ્વરના સાન્નિધ્યમાં રહીશું એવું આશ્વાસન આપે છે; જ્યારે બીજાઓ અનંતમાં લય પામીને સર્વ જીવનનો ત્યાગ કરવાનો આદર્શ આપણી સમક્ષ રજુ કરે છે. જુદા જુદા ધર્મોમાંના ઘણાખરા તો આપણને પાર્થિવ

જીવનને થોડાક સમય માટે અખતરા તરીકે ઉમેદવારી પેઠે સ્વીકારવાને અથવા તો તાત્કાળિક શિક્ષા તરીકે ખમી લેવાને કે પછી અસત્ય, મિથ્યા-માયા ગણીને તેનો ત્યાગ કરવાને માટેજ બોધ આપે છે. અને આ વિશ્વથી જુદાજ લોકમાં ભાવિ સુખનાં સ્વપ્નાંઓ બતાવે છે. **કોઇકજ ધર્મમાં આપણને આત્માના અંતિમ વિજયની ઝાંખી આશા આપવામાં આવે છે, અને આખી મનુષ્ય જાતિ માટે એ આશા રખાય** તો વ્યક્તિનામાં રહેલી વ્યક્તિગત આશા અને અભિલાષા તથા આખી મનુષ્ય જાતિની સમગ્ર અને સહાનુભૂતિ દર્શક આશાઓ અને અભિલાષો પણ કૃતાર્થ થાય. ખરું જોતાં આપણે જેને ધર્મ કહીએ છીએ તે કાંઇ જ્ઞાન સ્વરૂપ નથી તે એક શ્રદ્ધા છે, અભિલાષા છે. એ શ્રદ્ધા અને અભિલાષાનો આધાર વિશાળ આધ્યાત્મિક સત્યોના અંતરજ્ઞાન ઉપર તથા સામાન્ય જીવનથી ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત થયેલી વ્યક્તિઓના અનુભવ ઉપર રહેલો છે. પરંતુ ધર્મ પોતે આપણને કેવળ આશા અને શ્રદ્ધાજ આપી શકે છે કે જેથી આપણે આધ્યાત્મિક જીવનના મહાન અને ગૂઢ સત્યોને પ્રાપ્ત કરવા પ્રત્યે પ્રેરાઇએ. પરંતુ ધર્મનાં કેટલાંક છુટાછવાયાં સત્યો, પ્રતિકો અને ધર્મની ક્રિયાઓની વિશિષ્ટતાઓને લઇને આપણે તેમાંથી કઠણ, ન નમે એવા અકકડ, તથા જીવન રહિત યંત્ર જેવા જે સંપ્રદાયો યાને મંતવ્યો બનાવી દઇએ છીએ તેજ બતાવી આપે છે કે આપણે હજી સુધી અનંતનું શાસ્ત્ર પ્રાપ્ત કરવાના માર્ગથી ઘણાજ વેગળા છીએ !

ધર્મ અને યોગ.

ઉપર આપણે ધર્મો વિષે જે જણાવ્યું છે તેમાંના પ્રત્યેક મહાન ધર્મની પાછળ અર્થાત્ તેની વિધિ, શ્રદ્ધા, આશાઓ, ફળની લાલસો, પ્રતિકો-છૂટાં છવાયાં સત્યો વિગેરેની પાછળ જ્ઞાન પ્રાપ્તિ કરાવવાના હેતુથી આંતર આધ્યાત્મિક વિકાસનો-યોગનો સાધનમાર્ગ પણ આવેલો હોય છે. એ માર્ગને અનુસરવાથી ગૂઢ સત્યોનું જ્ઞાન થઇ તેમનું અનુસરણ તથા તેમને પ્રાપ્ત પણ કરી શકાય છે. પ્રત્યેક ધર્મના બાહ્યાચારની પાછળ યોગ સાધનાની પ્રણાલિ આવી રહેલી હોય છે. ધર્મમાં જે શ્રદ્ધા જોઇએ છીએ તે યોગ સાધના દ્વારા પ્રાપ્ત થતા સહજ જ્ઞાન

પ્રત્યે પ્રથમ પગથિયું છે. વળી, ધર્મમાં જે પ્રતિકો વપરાય છે તે બધા યોગમાં અનુભવાતા અનિર્વચનીય સત્યોના રૂપક જેવા છે. તેના છુટા છવાયાં સત્યોનું ઉંડું રહસ્ય દર્શાવનારાં સ્વરૂપો છે. અરે ! ધર્મનાં ફરજીઆત થઇ પડેલાં મંતવ્યો પણ યોગની ભૂમિકાની અપક્વ સૂચકો છે. ભૌતિક વિશ્વના–સ્થૂલ જગતના વિષેનું આપણું જ્ઞાન વધારવામાં કેવળ દેખીતા બનાવો અને વાસ્તવિક લાગતાં સત્યોને દૂર કરી ભૌતિકશાસ્ત્રો જે પ્રમાણે પદાર્થ અને પ્રકૃતિના બળોમાં છૂપાઇ રહેલી શક્તિઓ આપણને દર્શાવે છે, તથા આપણા મનમાં રહેલી કેવળ માન્યતાઓ અને અભિપ્રાયોને તે પ્રત્યક્ષ પ્રયોગોથી ફેરવી જ્ઞાનનો પ્રકાશ નાખે છે. તે પ્રમાણે આપણામાં રહેલી જે ઉચ્ચ ભૂમિકાઓ, લોકો અને શક્યતાઓ જાણવા માટે ધર્મ પ્રયત્ન કરે છે તે સર્વેને યોગ વ્યવસ્થિત કરે છે. તેટલા માટે સમગ્રદષ્ટિથી જે જ્ઞાનયોગનો અભ્યાસ આપણે કરવા માગીએ છીએ તેમાં તો માણસનું ચૈતન્ય જે શક્યતાઓને ધારે તે પ્રાપ્ત કરી શકે તેમ છે. તે ભૂમિકાઓમાં ક્રમવાર આવી રહેલો આ બધો અનુભવોનો ભંડાર પણ ગણાવો જોઇએ. અર્થાત્ જ્ઞાનયોગમાં કેવળ નિરપેક્ષ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનો અથવા તો પરબ્રહ્મના સ્વરૂપોને કે વ્યક્તિના આત્મા સાથે સંબંધ ધરાવનાર પ્રભુનો સાક્ષાત્કાર કરવાનો સંકુચિત્ત ઉદ્દેશ રાખવો જરા પણ ઇષ્ટ નથી. ખરૂં કે જ્ઞાનયોગની ઉચ્ચ પરિસ્થિતિ યાને પરાકષ્ઠા બ્રહ્મનું ચૈતન્ય પ્રાપ્ત કરવામાં સમાયલી છે તથા પ્રભુપ્રાપ્તિ તે એ યોગનો પ્રથમ અને સૌથી વધારે વેગપૂર્ણ ઉદ્દેશ છે. વળી સાધારણ જ્ઞાન પ્રાપ્તિને માટે, તે ઉચ્ચ હેતુનો ત્યાગ કરવો એ આપણા યોગને ઘણુંજ નુકશાનકારક હોય તેમાં આપણા ઉદ્દેશમાંથી પતિત યાને ભ્રષ્ટ થવાનો ઘણો સંભવ રહેલો છે. પરંતુ, પ્રભુનો પોતાનો પ્રથમ સાક્ષાત્કાર કર્યા પછી તેના આપરૂપી તેમજ વિશ્વની સાથેના સંબંધનું જુદી જુદી ભૂમિકાઓમાં જ્ઞાન મેળવવું; એનો પણ જ્ઞાનયોગમાં સમાવેશ થઇ શકે. આપણા સ્વાનુભવપૂર્ણ ચૈતન્ય સામે એક શુદ્ધ આત્માને આદર્શ તરીકે સતત ધારણ કરી તેને પ્રાપ્ત કરવો તથા તેને પ્રાપ્ત કરી તે ઉચ્ચ શિખર ઉપરથી આપણા સ્થૂલ જીવનને અર્થાત્ શારીરિક જીવનને સુદ્ધાં ધારણ કરવું એ આપણા જ્ઞાનયોગનો ઉદ્દેશ છે.

એ જ્ઞાન આપણે પુરૂષ અથવા તો પ્રકૃતિ એ બન્નેની બાજુએ ધારણ કરી શકીએ, અથવા તો આપણે એ બેનો સંપૂર્ણ સંબંધ પ્રભુત્વના સાન્નિધ્યમાં પ્રાપ્ત કરીએ. પિંડ અને બ્રહ્માંડ બંનેમાં ઉપનિષદના કહેવા પ્રમાણે તો પંચ વિધ આત્મા આવી રહેલો છે. પ્રથમ

અન્નમય પુરૂષ.

અન્નમય પુરૂષ એ પુરૂષનું જ્ઞાન આપણામાં સૌથી પ્રથમ જાગ્રત હોય છે. અને શરીરથી "હું જુદો છું" એવું જ્ઞાન પણ તેનામાં હોતું નથી. વળી, શરીરથી સ્વતંત્ર પ્રાણમય કે મનોમય ક્રિયા પણ હું કરી શકતો નથી એવું તે માને છે. એ પુરૂષ પાછો આખી પૃથ્વીમાં સઘળે સ્થૂલ પદાર્થમા વ્યાપી રહેલો છે. તે પુરૂષ શરીરમાં વ્યાપી ગયેલો હોઇ તેની સઘળી ક્રિયાઓ છૂપી રીતે કરાવે છે; અને સર્વ શારીરિક અનુભવોનો એ પાયો છે. જે પદાર્થોમાં માનસિક સંજ્ઞા નથી તેમનામાં પણ તે વ્યાપેનો છે. માણસમાં એ અન્નમય પુરૂષ પ્રાણમય અને મનોમય થયલો છે ! એટલે તેને પોતાને પણ પ્રાણમય અને મનોમય પુરૂષના સ્વભાવનો પાસ લાગ્યો છે પરંતુ મનોમય અને પ્રાણમય પ્રકૃતિની પ્રાપ્તિ એ તેનામાં ગૌણ હોઇ શારીરિક જીવન અને તેનાં કરણોને તે આધીન હોય છે. એ પ્રમાણે આપણું પ્રાણમય અને માનસિક જીવન શારીરિક જીવનમા નિયમોને વશ હોય છે તેને લીધેજ પ્રથમ દૃષ્ટિએ તો મન અને પ્રાણ બંને શારીરિક બળની પરિસ્થિતિઓ અને પરિણામો છે તથા તેમનાં સર્વ કાર્યો જડ શરીરમાં થતી સર્વ ક્રિયાઓથી સમજાવી શકાય તેવાં છે એવો જડવાદીઓનો મત આપણને ખરો લાગે છે. એ પ્રમાણે મન તથા પ્રાણનું શરીરને વશ હોવું એ (પ્રાણીઓમાં વિશેષ અંશે હોય છે) મનુષ્યમા પણ અપરિપક્વ મનુષ્યત્વની નિશાની રૂપ છે. આપણામાં જે પૂર્વજન્મનો સિદ્ધાંત પ્રચલિત છે તે પ્રમાણે તો જે લોકો કેવળ શારીરિક જીવનથી પોતાની જીંદગીમા મુક્ત થઇ શકતા નથી તેઓ મૃત્યુ પછી માનસિક કે ઉચ્ચ પ્રાણમય ભૂમિકાઓને પ્રાપ્ત કરી શકતા નથી. તેમને તો શારીરિક બંધનોથી ભરપૂર એવી સ્થૂલ ભૂમિકાઓની શ્રેણીમાથી પસાર થઇ અને વળી પાછા પોતાનો વિકાસ કરવા માટે પૃથ્વી ઉપર મનુષ્યરૂપે જન્મ ધારણ કરવો પડે છે. અપક્વ અન્નમય

પુરૂષ સ્થૂલ પ્રકૃતિ અને તેના સંસ્કારોને સંપૂર્ણ રીતે વશ હોય છે અને ઉચ્ચ ભૂમિકાઓમાં જતા પહેલાં તેને એ બંધનથી મુક્ત થવું પડે છે.

અન્નમય કોષ ઉપર કાબુ.

જો મનુષ્યજાતિ વધારે આગળ વધેલી હોય છે તો આપણને પ્રાણમય અને મનોમય ભૂમિકામાંથી પ્રાપ્ત થતા સર્વ અનુભવો તથા શક્તિઓનો વધારે સારો અને સ્વતંત્ર ઉપાયો કરવા દે છે એટલુંજ નહિ પરંતુ તે ભૂમિકાઓ ઉપર વધારે આધાર રાખીને સ્થૂલ શરીરનાં બંધનોને શિથિલ કરવા દે છે. વળી તે સમાજમાં મનુષ્ય કામનામય અને બુદ્ધિપ્રધાન મનોમય ભૂમિકામાંથી ઉચ્ચ શક્તિઓનો ઉપયોગ કરી કેવળ અન્નમય પુરૂષની પ્રકૃતિમાં ફેરફાર કરી તેના ઉપર કાબુ પણ જમાવે છે. એ પ્રમાણે વિકાસ થવાથી આપણે જન્મ અને મરણની વચમાં જે તક મળે છે તેનો લાભ લઇને ઉચ્ચ ભૂમિકા પ્રત્યે ચઢી શકીએ છીએ અને પૂર્વજન્મનો ઉપયોગ કરીને આપણે વધારે ઉચ્ચ માનસિક અને આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરી શકીએ છીએ. એ પ્રમાણે થાય તો પણ આપણી જાગ્રત અવસ્થાનો ઘણો ખરો ભાગ તો એ શારીરિક જીવનને વશ હોય છે એટલે આપણાં કાર્યોના પ્રેરક કારણ રૂપે જે અજ્ઞાત ભૂમિકાઓ આવી રહેલી છે તેમને આપણે જાણી શકતા નથી. અલબત્ત અન્નમય પુરૂષની પ્રાણમય અને મનોમય ભૂમિકાને આપણે જાણીએ છીએ એ વાત ખરી છે પરંતુ પ્રાણમય કોષ અથવા મનોમય કોષના મૂળ સ્વરૂપનું કે આપણા સ્થૂલ અન્નમય ચેતન્ય નીચે ઢંકાઇ રહેલા આપણા પ્રાણમય કે મનોમય પુરૂષનું આપણને ભાન હોતું નથી. યોગના માર્ગમાં ઘણી પ્રગતિ કર્યા પછીજ આપણે તેમને જાણી શકીએ છીએ અને ત્યારે પણ સાધારણ રીતે આપણી સ્થૂલ માનસિક પ્રકૃતિની પાછળ તેઓ આવી રહ્યા હોય એવું જણાય છે ! આપણે એ ભૂમિકામાં જીવન સ્થિત કરેલું હોતું નથી કારણ કે જો એ પ્રમાણે થયુ હોય તો પ્રાણશક્તિનો ઉપયોગ કરીને શરીરનો અને મન રૂપી સમ્રાટની આજ્ઞાથી પ્રાણ અને શરીર બન્નેનો કાબુ આપણે ક્યારનો યે મેળવી લીધો હોત ! એ પ્રમાણે આપણે જો મનોમય પુરૂષને પ્રાપ્ત કર્યો હોય છે તો શક્તિ અને જ્ઞાનનો ઉપયોગ કરીને

આપણે શારીરિક અને માનસિક 'જીવનને ઘણેખરે અંશે નિયત કરી શકીએ કારણ' કે એ શક્તિ સર્વોપરિ છે. અર્થાત્ મનનો પ્રાણ અને શરીર ઉપર સ્વાભાવિક કાબુ આવે છે. અન્નમય પુરૂષથી થઇને તેનામાં રહેલી ઉચ્ચ ભૂમિકાઓમાં જઇ ઉચ્ચ પુરૂષની પ્રાપ્તિ કરવાની શક્તિ આત્મા ચૈતન્યનો વિકાસ કે ઉન્નતિ તથા આત્મ સંયમની સ્થાપના યોગનો અભ્યાસી કરી શકે છે.

એ ઉચ્ચ ભૂમિકાઓની પ્રાપ્તિ કરવા માટે પુરૂષની બાજુથી આપણે પ્રયત્ન કરીએ તો સ્થૂલ શારીરિક ચૈતન્યમાંથી

પ્રાણમય પુરૂષની, પ્રાપ્તિ અને સ્થૂલ શારીરિક પ્રકૃતિના ગુંચવાડામાંથી પ્રથમ તો પ્રાણમય અને છેવટે મનોમય પુરૂષ ઉપર વિચારને એકાગ્ર કરીને નીકળી જવાનો પ્રયત્ન કરવો જોઇએ. એ પ્રમાણે અભ્યાસ કરવાથી આપણે પ્રાણમય પુરૂપ થઇ શકીએ છીએ. અને આપણા શારીરિક યાને અન્નમય ચૈતન્યને આપણે એ નવી ભૂમિકામાં ખેંચી લઇ શકીએ છીએ. અર્થાત્ એ ભૂમિકામાં આપણને શરીર, તેની પ્રકૃતિ, તેનાં કાર્યો વિગેરે સઘળું પ્રાણમય પુરૂપના કેવળ ગૌણ સંજોગ યાને દશા તરીકેજ જણાશે. અને તે બધાનો ઉપયોગ પ્રાણમય પુરૂપ સ્થૂલ જગત જોડે સંબંધ બાંધવા માટે કરે છે એમ પણ આપણે જોઇશું. યોગીએ એ પ્રાણમય પુરૂપનું ચૈતન્ય પ્રાપ્ત કર્યું છે તેની ઘણી નિશાનીઓ છે. પ્રથમ તો કેવળ સ્થૂલ શારીરિક જીવનથી તે દૂર હોય એવો અનુભવ થઇ પોતે તેનાથી પર છે એવું તેને લાગે છે. શરીર કેવળ હથિયાર અથવા તો છોડું હોઇ સહેલાઇથી દૂર કરી શકાય એવું છે એવું ભાન આબેહૂબ થઇ આવે છે. આપણી આજુબાજુની સજીવન પરિસ્થિતિ અને આપણા પોતાના શરીર ઉપર આપણી ઇચ્છાઓ અસાધારણ રીતે સફળ થતી જણાય છે, તથા આપણને જે પ્રાણશક્તિનો સાક્ષાત્કાર થયલો હોય છે તેને ગમે તે ઉપયોગ કરવામાં અથવા તો તેને ગમે ત્યાં દોરવામાં આપણને સરળતા થઇ જાય છે અને આપણે ધારીએ તે પ્રમાણે તેને વાપરી શકીએ છીએ. એ શક્તિને તો આપણે પ્રત્યક્ષ જાણી શકીએ છીએ; કારણ કે આપણાં શારીરિક કાર્યોમાં તે અદ્‌ભુત સ્થૂલ હોય છે પરંતુ માનસિક કાર્યોમાં તે

વપરાય છે ત્યારે તેનામાં અજબ સાંદ્રતા લાગે છે! આપણી શારીરિક ભૂમિકાથી પર પ્રાણમય ભૂમિકાને પણ આપણે જાણી શકીએ છીએ એટલું જ નહિ પરંતુ પ્રાણમય પુરૂષનું ચૈતન્ય જાગ્રત થયા પછી આપણે કામનામય જગતના સૂક્ષ્મ દેહધારી પ્રાણીઓને પણ જાણી શકીએ છીએ અને બીજા પ્રાણીઓના આવેશો, ઇચ્છાઓ, પ્રાણમય વિકારો વિગેરેનો સંસ્કાર આપણે અનુભવી અથવા તો જાણી શકીએ છીએ.

ઉપર જણાવેલું પ્રાણમય અસ્તિત્વ કાંઇ શારીરિક જીવન કરતાં વધારે ઉચ્ચ અને આધ્યાત્મિક ગણી શકાય નહિ. આપણે તો હજીપણ વધારે પ્રગતિ કરીને મનોમય પુરૂષને પ્રાપ્ત કરવો જોઇએ. એ

મનોમય ભૂમિકા.

પ્રમાણે કરવાથી પ્રાણમય અને અન્નમય બંને ભૂમિકાઓને આપણે મનોમય ભૂમિકામાં ખેચી લઇ શકીએ અર્થાત્ મનોમય પુરૂષને આપણા શરીર અને પ્રાણ તેનાં પોતાનાં કેવળ ગૌણ કાર્યો જેવાં લાગશે એટલે પ્રાણ અને શરીર તથા તેમનાં કાર્યો મનોમય અસ્તિત્વનો જીવનમાં આવિર્ભાવ કરવાનાં કેવળ ગૌણ સાધનો છે એવું મનોમય પુરૂષને લાગશે. આ અનુભવમાં પણ આપણને શરૂઆતમાં પ્રાણમય અને અન્નમય જીવનથી એક પ્રકારની અતડાપણાની-છૂટાપણાની- લાગણી થશે; અને સાધારણ સ્થૂલ જીવન ગાળનાર માણસના કરતાં આપણું જીવન આપણને કાંઇ જુદીજ ભૂમિકામાં આવી રહેલું જણાશે. એ જીવન કોઇ ગહન અસ્તિત્વ જોડે સંબંધ ધરાવતું, પૃથ્વી કરતાં કોઇ જુદીજ દિવ્ય જ્ઞાનના તેજથી પ્રકાશિત અસાધારણ અને સમ્રાટ્ જેવી શક્તિથી ભરપૂર જણાશે. તે અનુભવ સમયે આપણે મનોમય ભૂમિકાનો સ્પર્શ કરેલો હોય મનોમય જગતને આપણે જાણી શકીએ છીએ અને તેનાં પ્રાણીઓ અને શક્તિઓ સાથે આપણે સંબંધ પણ બાંધી શકીએ છીએ. તે ભૂમિકા ઉપરથી કામનામય અને અન્નમય જીવનને આપણે આપણી નીચે આવી રહેલાં જોઇએ છીએ એટલુંજ નહિ પરંતુ આપણે જ્યારે ધારીએ છીએ ત્યારે તેમનો સહેલ ઇથી ત્યાગ કરી શકીએ એવો અનુભવ પણ આપણને થાય છે. જ્યારે આપણે સ્થૂલ શરીરનો ત્યાગ કરીએ છીએ ત્યારે મનોમય સ્વર્ગની પ્રાપ્તિ કરવા માટે તેમને આપણે ઘણીજ સહેલાઇથી છોડી દઇ શકીએ છીએ.

પરંતુ આપણે એ બે ભૂમિકાઓનો ત્યાગ કર્યા વિના તેમનાથી પર રહીને પણ આપણી નવી માનસિક ભૂમિકામાં આપણો કાબુ તેમના પર જમાવી શકીએ. તે ભૂમિકામાંથી આપણે કાર્ય કરવાની પદ્ધતિ પ્રાણમય અને અન્નમય ભૂમિકા કરતાં જુદા પ્રકારની હોય છે. શક્તિને આપણે આધ્યાત્મિક શક્તિ અથવા શુદ્ધ માનસિક બળ એવાં નામો આપી શકીએ. એ સત્તા સાધારણ વિકાસ પામેલા બુદ્ધિવાળા માણસો અપૂર્ણ રીતેજ વાપરે છે. તે મનોમય પુરૂષ કેવળ સાધારણ રીતે ઉપયોગમાં લાવી શકે છે. એ સ્થિતિમાં પ્રાણમય અને અન્નમય કાર્યો કેવળ ગૌણ થઇ રહે છે એ મનોમય શક્તિના ગૌણ હથીઆરો તરીકે ક્વચિત્ કવચિત્ તેમનો ઉપયોગ કરવામાં આવે છે. એ ભૂમિકાને પ્રાપ્ત થવાથી આપણે વિશ્વના વિરાટ્ મનને પણ જાણી શકીએ છીએ. તેની ઇચ્છાઓ, હેતુ, દિશા, વિચારોના પ્રવાહો તથા સ્થૂલ બંધનોની પાછળ આવી રહેલા મનોમય ભૂમિકાના સૂક્ષ્મ પ્રાણીઓના ઝઘડા વિગેરે આપણે જાણી શકીએ છીએ. સામાન્ય માણસો એ યુદ્ધ વિષે અજ્ઞાત હોય છે અથવા તો સ્થૂલ ક્રિયા ઉપરથી તેનું અનુમાન દોરી શકે છે. જ્યારે આપણે તે બનાવની જરાપણ નિશાની અથવા તો કોઇપણ પ્રકારનો સંદેશો પ્રાણમય ભૂમિકામાં આવે તે પહેલાં તેને જાણી શકીએ છીએ. વળી તે ભૂમિકામાં આપણે બીજાં પ્રાણીઓની માનસિક ક્રિયાનું જ્ઞાન પણ પ્રાપ્ત કરી શકીએ છીએ. પછી તે ક્રિયા સ્થૂલ મનમાં કે મનોમય ભૂમિકામાં ગમે ત્યાં થતી હોય ! મનોમય ભૂમિકામાં પ્રાણમય ભૂમિકા કરતાં વધારે સૂક્ષ્મ અને બળવાન શક્તિઓ સાધક મનોમય પુરૂષને પ્રાપ્ત કર્યા પછી સ્વાભાવિક રીતેજ મેળવી શકે છે.

આ બધું તો આપણા ત્રિવિધ પુરૂષના સામાન્ય જીવનમાં આવી રહેલું છે. અને પ્રાચીન ઋષિઓ તેનેજ " ત્રૈલોક્ય " કહેતા હતા. એ ભૂમિકાઓમાં રહેવાથી આપણી શક્તિઓ ગમે તેટલી વિશાળ તથા બળવાન થાય તોપણ આપણે વિશ્વ દેવના રાજ્યમાંજ રહીએ છીએ એમ જાણવું. એ ભૂમિકાઓમાં પ્રકૃતિનું રાજ્ય પુરૂષ ઉપર પ્રવર્તે છે પછી તે ભલેને આછું, ઝીણું—સહન થાય તેવું હોય ! એમાંથી મુક્ત થવાને માટે તો આપણા અસ્તિત્વ રૂપી પર્વતના હજી પણ વધારે ઉચ્ચ શિખરને આપણે પ્રાપ્ત કરવું જોઇએ.

---

## પ્રકરણ ૨૧ પૃથક્કરણ.

મનથી પર જે ભૂમિકાઓ છે તે ઘણીજ જુદા પ્રકારની છે એ ત્રિવિધ પુરૂષ પ્રકૃતિના કામને " અપરાર્ધ " અને સત્, ચિત્, આનંદની ભૂમિને " પરાર્ધ " કહેવામા આવે છે ! એવો મજબૂત વિરોધ એ બે વચ્ચે રહેલો છે

વિશ્વમા જે દ્રવ્ય યાને પદાર્થ રૂપે આવિર્ભાવ પામે છે તેજ વ્યક્તિમા અન્નમય પુરૂષ રૂપે વ્યકત થાય છે પ્રથમ તો આત્મા એટલે " સ્થૂલ જગતમા સર્વત્ર વ્યાપી રહેલુ ચૈતન્ય " એવો કાઇક અનિશ્ચિત ખ્યાલ અન્નમય પુરૂષને આવે છે કારણ કે તે પોતેજ પરિમિત હોય છે અન્નમય પુરૂષનો ત્યાગ કરવા જતા સર્વ આવિર્ભાવનોજ ત્યાગ થઇ જવાનો ભય રહેલો હોય છે

પ્રાણમય પુરૂષનુ પણ તેજ પ્રમાણે છે, વિશ્વની ક્રિયાઓ તથા વિરાટ્ પ્રાણના કાર્યોમા વિરાટ્ પ્રાણમય પુરૂષ છે તેજ મનુષ્ય જાતિની વ્યક્તિઓમા પ્રાણમય પુરૂષ થઇ સ્થૂલ અને સૂક્ષ્મ પ્રાણના સર્વ કાર્યોને સ્વીકારે છે અને પોતે પ્રાણમય થઇ રહે છે અર્થાત્ તેનુ જીવન કામનામય થઇ રહે છે આખી કામનામય ભૂમિકાને તે જાણી શકે છે તેથી તે જીવન અન્નમય કરતા વધારે ઉચ્ચ છે તો પણ ઉચ્ચતમ તો નથીજ.

આત્મા મનોમય ભૂમિકામા મનોમય પુરૂષ રૂપ થઇ રહે છે તેમા બુદ્ધિનુ તત્વ હોય છે અને તે પ્રથમની બે ભૂમિકાઓને નિયત કરે છે તે માણસ સાધારણ માણસો કરતા ઘણીજ વધારે શક્તિ ધરાવે છે તેની નિશાનીઓ પણ જુદીજુદી છે તેમા વિજ્ઞાનમય ભૂમિકાનુ પ્રતિબિંબ પણ પડી શકે છે

વિજ્ઞાનમય ભૂમિકાને પ્રાપ્ત કરવાથીજ સર્વ મુશ્કેલીઓનો અંત

આવી શકે. મન તો તેનું વક્ર પ્રતિબિંબજ આપણને બતાવી શકે એટલે આપણે મનોમય ભૂમિકાથી સંતોષ માની બેસી રહી શકીએ નહિ શુદ્ધ વિજ્ઞાનમય ભૂમિકાનેજ આપણે તો પ્રાપ્ત કરવી જોઇએ. વિજ્ઞાનમય ભૂમિકાનું કાર્ય સ્થૂલથી માંડીને સૂક્ષ્મમાં સૂક્ષ્મ કાર્યોમાં પ્રવર્તે છે.

વિજ્ઞાનનું વર્ણન આગળ આપવામાં આવે છે. જો કે તે પણ કેવળ સૂચના માનવાજ જેવુંજ છે. એ ભૂમિકા અનિર્વચનીયજ છે. આત્માએ તે ભૂમિકાને પ્રાપ્ત કરવાની છે !






# પ્રકરણ ૨૧.

## મુક્તિનું સોપાનઃ—

સામાન્ય સ્થિતિ

મનુષ્યની સામાન્ય સ્થિતિ જે ત્રિવિધ પુરૂષ તથા ત્રૈલોક્યને વશ છે તેનું વર્ણન આપણે આગલા પ્રકરણમાં જોયું. તેનાથી પર જે ભૂમિકાઓ આવી રહેલી છે તે મનુષ્યની વિશાળ અને ઉચ્ચમા ઉચ્ચ સ્થિતિ કરતાં પણ ઘણીજ જુદા પ્રકારની છે. અને તેથી તેમને પ્રાપ્ત કરવી એ માણસને ઘણુંજ મુશ્કેલ લાગે છે વેદમા એ ઉચ્ચ ભૂમિકાઓની પ્રાપ્તિને પૃથ્વી અને સ્વર્ગ એ બંને આકાશોને ચીરવાની ક્રિયાની ઉપમા આપવામા આવી છે। પિંડરૂપ મનુષ્ય અને બ્રહ્માંડરૂપ વિરાટ્ એ બંને ઉચ્ચ ભૂમિકાઓ વચ્ચે એક પ્રકારનો વ્યવહારમાં તદ્દન પ્રત્યક્ષ, પરતુ ખરી રીતે જોતા અસત્ય એવો વિરોધ આવી રહેલો દેખાય છે. પિંડ અને બ્રહ્માંડ બંનેમા અધોગામી જીવનથી પર તથા તેનાથી તદ્દન અલગ એવી ઉચ્ચ ભૂમિકાઓ આવેલી છે. પ્રાચીન શાસ્ત્રમા તેમને **अपरार्ध** અને **परार्ध** કહેવામા આવે છે. પરાર્ધ અર્થાત્ ઉચ્ચ ભૂમિકામા આત્માનુ સપૂર્ણ અને સનાતન સામ્રાજ્ય પ્રવર્તતું હોઇ તે ભૂમિકામા આત્મા પોતાની અનંતતાઓ, અસ્તિત્વની અપરિમિતતા, ચૈતન્ય અને જ્ઞાનની અનતતા તથા આનંદની પરિસીમાને વ્યક્ત કરે છે. અપરાર્ધ યાને અધોગામી ભૂમિકાઓ પણ આત્માનોજ પ્રદેશ છે. પરતુ આત્મા તેઓમા પડદા પાછળ ઢંકાયલો તથા દ્વૈતભાવ પ્રધાન મન, પ્રાણ તથા શરીરના ગાઢ આચ્છાદનમા પડી ગયેલો હોવાથી તેમા તેનો સંપૂર્ણ આવિર્ભાવ થઇ શકતો નથી એ ભૂમિકાઓમા નામરૂપમા આત્મા ઢંકાઇ જાય છે, બાહ્ય અને વિરાટ્ના ભેદમા તેનું ચૈતન્ય વિભક્ત થઇ જાય છે. વળી, તે ભૂમિકામા આત્માની દૃષ્ટિ અને ઇન્દ્રિયો બહિર્મુખ, તેની શક્તિ યાને બળ દ્વૈતભાવના બંધનમા પડેલી હોવાથી પરિમિત, તેના જ્ઞાન, શક્તિ,

યાને બળ તથા આનંદ દ્વૈતને પ્રાપ્ત થયલાં હોઇ પરિણામે અજ્ઞાન, નિર્બળતા અને દુઃખના વિરોધી અનુભવોને વશ હોય છે. આપણી દૃષ્ટિ અને ઇન્દ્રિયોને અંતર્મુખ કરવાથી આપણામાં રહેલા આત્માનું ભાન આપણને થવા માંડે છે, તથા નામ અને રૂપના બાહ્ય સ્થૂલ આવરણ નીચે આત્મા અને તેનો જે આવિર્ભાવ ઢંકાઇ રહ્યો છે તેને નામ અને રૂપના પડદા દ્વારા સુદ્ધાં આપણા આંતર જીવનમાં લય પમાડવાથી આપણે તેજ આત્માનો બાહ્ય જગતમાં સાક્ષાત્કાર કરી શકીએ છીએ. એ પ્રમાણે સાક્ષાત્કાર થતાં આપણા સામાન્ય ચૈતન્યમા તે અનંત સત્ ચિત્ અને આનંદનું પ્રતિબિંબ પડે અને તે પણ એ નિષ્ક્રિય અનંતતાને પ્રાપ્ત કરે એ બનાવ જોગ છે. પરંતુ એટલેથી આપણે જ્ઞાન શકિત અને આનંદના ક્રિયાત્મક આવિર્ભાવને કદીપણ પ્રાપ્ત નહિ કરી શકીએ. આપણો આત્મા, અન્ન, પ્રાણ અને મનોમય ભૂમિકાઓમાં એવો તો બંધાયલો હોય છે કે ઉપર જણાવેલી નિષ્ક્રિય અનંતતા પ્રાપ્ત કરવા માટે અનેક જન્મ ધારણ કરીને સતત મહેનત કરી તેને પોતાનો વિકાસ કરવો પડે છે. એ ત્રિવિધ ભૂમિકાઓથી પર થવાની શકયતા બરાબર સમજવા માટે આ પ્રકરણમાં આપણે જુદા જુદા લોક વચ્ચે જે સંબંધ છે તેને ફરીથી વ્યવહાર દૃષ્ટિથી જાણવો જોઇએ.

અન્નમય પુરૂષ.

આખું વિશ્વ ચૈતન્યસ્વરૂપ આત્માથી નિયત થયલું છે, કારણ કે પદાર્થ યાને દ્રવ્યથી માંડીને આત્મા સુધીનું સર્વ આત્માનોજ આવિર્ભાવ છે. હવે, એ આત્મા પોતાના અનેક સ્વરૂપોમાંથી ગમે તે એકમાં જ્યારે પોતે આવિર્ભાવ પામે છે ત્યારે પોતાના સ્વરૂપ અને તે આવિર્ભાવમય જગત જોડે તે એક પ્રકારનું સમતોલપણું સ્થાપન કરે છે. તેને પુરૂષ અને પ્રકૃતિનો સંબંધ કહેવામા આવે છે. એ સબંધ દ્વારા આત્મા પોતે જે સૃષ્ટિમા આવિર્ભાવ પામે છે તેમાં ચૈતન્યશકિત અને આનંદના સર્વે અનુભવો નિયત કરે છે. જ્યારે આત્મા પદાર્થ યાને દ્રવ્યમા સ્થિત થાય છે ત્યારે તે જડ પ્રકૃતિનું રાજ્ય સ્વીકારતો સ્થૂલ વિશ્વનો સ્થૂલ આત્મા થઇ રહે છે. અર્થાત્ એ ભૂમિકામાં આત્મા પદાર્થનો

અનુભવ કરવામાં મગ્ન થઇ જડતા, અજ્ઞાન અને તમોગુણનો અનુભવ કરે છે. વ્યક્તિમાં તેજ આત્મા અન્નમય પુરૂષરૂપે વ્યક્ત થાય છે અને તે ભૂમિકામાં પ્રાણ અને મન બન્ને પદાર્થના અજ્ઞાન અને જડતામાંથી વિકાસ પામેલાં હોઇ તેઓ પણ અન્નમય ભૂમિકાનાં બંધનોને વશ હોય છે. તે ભૂમિકામાં પ્રાણશક્તિ શરીરને અને મન પ્રાણશક્તિને વશ હોય છે એટલુંજ નહિ પરંતુ આત્મા પણ પોતે પરિમિત થઇ મનના દ્વૈતભાવને સ્વીકારે છે. એ પુરૂષ સામાન્ય રીતે સ્થૂલ શરીરનેજ ધારણ કરે છે અને સ્થૂલ ઇન્દ્રિયો, કરણો, સ્થૂલ, પ્રાણ અને મન તથા પરિમિત આધ્યાત્મિક અનુભવોને સ્વીકારે છે અને તેઓજ જાણે અસ્તિત્વનું અંતિમ રહસ્ય ન હોય એમ માનીને વર્તન કરે છે !

પ્રત્યેક ભૂમિકાની એક દેશીય પ્રાપ્તિ.

સ્થૂલ શરીરમાં વસનાર, મનોમય પ્રાણી રૂપે આત્મા મનુષ્યજાતિમાં વ્યક્ત થયેલો જણાય છે. પરંતુ શરૂઆતમાં તે મનોમય પ્રાણી સ્થૂલ જીવનને પ્રાપ્ત થઇ અન્નમય પુરૂષનેજ પોતાનુંજ ખરૂં સ્વરૂપ સમજે છે. ઉપનિષદમા કહ્યા પ્રમાણે પદાર્થ યાને દ્રવ્ય એજ બ્રહ્મ છે એવું તે માને છે, કારણ કે આખું વિશ્વ તેને તેમાંથી જન્મતું, તેને લીધે ટકી રહેલું અને અંતે તેમા લય પામતું જણાય છે. અર્થાત્ આખા સ્થૂલ જગતમાં સર્વત્ર વ્યાપી રહેલા આત્માથી વધારે ઉચ્ચ ખ્યાલ તે અનંત બ્રહ્મને વિષે બાંધી શકતો નથી કારણકે અન્નમય પુરૂષ ફક્ત સ્થૂલ જગતનેજ જાણતો હોઇ આત્મા પોતાની શક્તિથી સર્વરૂપોનો અને પદાર્થોનોજ આવિર્ભાવ કરે છે એવું અનુભવે છે. અન્નમય ભૂમિકામાં આત્માને પોતાના સ્વરૂપનો ઉચ્ચમા ઉચ્ચ ખ્યાલ તો પોતે શારીરિક જીવનના અનુભવો સ્વીકારનાર શારીરિક જીવનમા જકડાયલો અને તેના મૃત્યુ પછી પાછો અનંતમા ભળી જનાર આત્મા છે એટલોજ આવી શકે છે. પરંતુ આત્માનો પોતાનો વિકાસ કરવાની શક્તિ રહેલી છે અને તેથી સ્થૂલથી પર ભૂમિકાઓને અનુભવો દ્વારા તે સ્થૂલ આત્માના ઉપર જણાવેલા સ્વાભાવિક વિચારો—ખ્યાલોને છોડીને તે ઉચ્ચ ભૂમિકાઓમા જઇ શકે છે. આત્મા ધારે તો પોતાના અસ્તિત્વનો મનોમય ભાગ પાતે એકાગ્રતા કરીને કેળવી શકે. ઘણીવાર એ પ્રમાણે કરવા જતા પ્રાણ અને અન્નમય જીવનને ધોકો પહોચે છે

અને તે પણ એટલે સુધી કે મન પોતે શરીર અને પ્રાણ ઉપર પ્રાધાન્ય ભોગવીને પોતાનાથી પર ભૂમિકાઓને માટે લાયક બને. વળી, મનુષ્ય ધારે તો આત્માના ઉપર એકાગ્રતા કરે, પરંતુ એ પ્રયત્નમાં પણ તે પોતાના માનસિક અને સ્થૂલ જીવનથી ઘણોજ દૂર જતો રહી તેમનો સંપૂર્ણ વિકાસ થવા દેતો નથી અને તે પણ એટલે સુધી કે તેનું આધ્યાત્મિક જીવન પ્રાધાન્યતાને પામીને આવિર્ભાવ પામવાની સઘળી વૃત્તિઓને દબાવી દે છે. એવી વિરાગ વૃત્તિ થઇ જવાને લીધે તે પોતાનું ખરૂં અસ્તિત્વ વિશ્વથી પર કોઇ બીજી ભૂમિકામાં હોય નહિ એવું માને છે અને પ્રાણ તથા મનોમય જીવનનાં સ્વર્ગોને પ્રાપ્ત કરવાને ઇચ્છે છે. પરંતુ સ્થૂલ શારીરિક જીવનને તો તે એક દુઃખમય બનાવ તરીકેજ ગણી કાઢે છે. શારીરિક જીવનમાં તો પોતાનું ઉચ્ચમાં ઉચ્ચ અસ્તિત્વ કદીપણ ભોગવી શકાયજ નહિ એવું તેને લાગે છે. વળી, એ સ્થિતિમાં મનુષ્યના આત્માની પૂર્ણતાનો આદર્શ પણ શાંતિમય હોય છે. અર્થાત્ નિષ્ક્રિય અનંતની પ્રાપ્તિમાંજ આત્માની પૂર્ણતા મનાય છે. પરંતુ ક્રિયાત્મક આવિર્ભાવમા આત્મા પ્રકૃતિનાં બંધનોનો ત્યાગ કરીને સ્વતંત્રતા અનુભવી શકતો નથી. નિષ્ક્રિય, શાંત, નિર્ગુણ આત્માની શાંતિ વિશ્વની અનંત ક્રિયાઓમાં રહેલા આનંદનાં કરતાં વધારે સરળતાથી પ્રાપ્ત કરીને ધારણ કરી શકાય છે.

પ્રાણમય પુરૂષ.

જ્યારે આત્મા પ્રાણમય તત્ત્વમાં સ્થિત થાય છે ત્યારે તે પ્રાણમય પુરૂષ તરીકે પ્રાણમય ભૂમિકામાં વિચરે છે. એ ભૂમિકામાં પ્રકૃતિ પ્રાણશક્તિથી પૂર્ણ હોઇ ચેતનમયતાથી વ્યાપ્ત હોય છે. એ ભૂમિકામાં આત્મા જીવનની શક્તિ અને કાર્યોની લીલામાં મગ્ન થઇ જાય છે તથા રજોગુણપ્રધાન પ્રાણમય જીવનની ઇચ્છાઓ, ક્રિયાઓ અને વિકારોને વશ થઇ રહે છે. વ્યક્તિમાં પ્રાણમય પુરૂષ પણ તેજ આત્મા થાય છે તથા તેની પ્રકૃતિમાં પ્રાણશક્તિ શરીર તથા મનના ઉપર જુલમ ગુજારે છે. ઇચ્છા અને કલ્પના તથા જીવનના આવેશો અને શક્તિઓના પ્રતિકાર્યરૂપે સ્થૂલ શરીર પોતાની ક્રિયાઓ કરે છે અને સ્વરૂપો બનાવે છે. આપણા સ્થૂલ જીવનમાં જે પ્રમાણે પરિમિતતા અનુભવાય છે તે પ્રમાણે કામના-

મય જીવનમાં હોતું નથી. એ ભૂમિકામાં મનોમય જીવન પણ પ્રાણના વિકારો અને કામનાઓથી પરિમિત થાય છે, તેને વશ વર્તે છે અને કામનામય જીવનને વધારે વિશાળ અને કૃતાર્થ કરવા માટે તે મથે છે, એ પ્રાણમય પુરૂષ સ્થૂલ પદાર્થના કરતાં ઘણા સૂક્ષ્મ પદાર્થના બનેલા સૂક્ષ્મ દેહમાં રહે છે. એ સ્થૂલ તત્વ ચૈતન્યમય શક્તિથી હોઇ આપણા સ્થૂલ શરીરનાં પાર્થિવ અણુપરમાણુઓ ગ્રહણ કરી શકે તેના કરતાં તો ઘણાજ વધારે સૂક્ષ્મ અનુભવો, સંસ્કારો અને ઇન્દ્રિયની શક્તિઓ અનુભવે છે. માણસના સામાન્ય શારીરિક સ્થૂલ જીવનની છેક નજીક અને તેના અસ્તિત્વનો સૌથી વધારે ક્રિયાત્મક વિભાગ તેજ એ પ્રાણમય પુરૂષ તે પ્રાણમય પ્રકૃતિમાં સૂક્ષ્મ શરીર ધારણ કરીને રહેલો હોઇ તેની આજુબાજુ આખું પ્રાણમય અને કામનામય જગત આવી રહેલું છે, અને તે વિશ્વમાં પ્રાણ યાને જીવનનાં તત્વો સ્વતંત્ર અને સહજ રીતે આવિર્ભાવ પામે છે.

પ્રાણમય ભૂમિકાની પ્રાપ્તિ.

જેમ જેમ પ્રાણમય ભૂમિકા સ્થૂલ જીવનમાં વધારેને વધારે આવિર્ભાવ પામે છે તેમ માણસમાં પ્રાણશક્તિની વૃદ્ધિ, ઇચ્છાઓની વેગપૂર્ણતા, વિકારો, આવેશો તથા લાગણીઓમા ઉત્કટ વ્યાકુળતા અને સર્વ ક્રિયાઓમાં ઉગ્ર શક્તિશાળીપણું દેખાઇ આવે છે. અર્થાત્ તે એક રજોગુણી માણસ થાય છે. આપણે આગળ જોઇ ગયા છીએ કે માણસ ધારે તો પોતાના ચૈતન્યદ્વારા એ પ્રાણમય ભૂમિકાને પ્રાપ્ત કરી પ્રાણમય પુરૂષ થઇને પ્રાણમય સૂક્ષ્મ શરીર તથા સ્થૂલ શરીર બન્નેને ધારણ કરી શકે છે. જો માણસ ઉચ્ચ જીવન પ્રાપ્ત કર્યા સિવાય એ પ્રાણમય પુરૂષને પ્રાપ્ત કરે તો તે આસુરી વૃત્તિનો થાય. અર્થાત્ એવા માણસો કેવળ બળ અને પ્રાણશક્તિવાળા, પ્રચંડ રજોગુણી અહંતાથી ભરેલા તથા અન્નમય ભૂમિકામાં જીવન ગાળનાર માણસોથી ઘણી વિશાળ અને વિવિધ પ્રકારની શક્તિઓ ધરાવતા હોય છે. એવા માણસો પ્રાણમય ભૂમિકામાં રહ્યા છતાં આત્મસંયમ અર્થે અથવા આત્મતૃપ્તિને અર્થે મનનો ઘણોજ વિકાસ કરે તોપણ એ તેમની તપસ્યા ( શક્તિનો સંચય ) પણ આસુરી હોઇ તેનો હેતુ રજોગુણી અહંતાને નિયમિત કરીને સંતોષ આપવાનો હોય છે.

જે પ્રમાણે શારીરિક જીવનમાં થઇ શકે છે તે પ્રમાણે કામનામય જગત અને પ્રાણમય પુરૂષની સ્વાભાવિક શકિતઓથીપર થઇને તેમનાથી પર રહેલી ઉચ્ચ માનસિક શકિતઓને ખીલવીને પ્રાણમય જીવનના સંજોગે દ્વારા મનુષ્ય આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે. એ સાક્ષાત્કાર કરવા માટે સંપૂર્ણ શાંતિની એટલી બધી અગત્ય હોતી નથી, કારણકે અનંત આત્માનો આનંદ અને શકિતનો સાક્ષાત્કાર કરવાની શકયતાઓ એ ભૂમિકાઓ વધારે રહેલી હોય છે. પરંતુ આનંદ અને શકિતની સફળતા સંપૂર્ણપણે તો એ ભૂમિકામાં પણ કદી પ્રાપ્ત થઇ શકતી નથી, કારણકે કામનામય વિશ્વની સ્થિતિ સૂક્ષ્મ વિશ્વની પેઠેજ આત્માના સંપૂર્ણ વિકાસ તથા આવિર્ભાવને માટે યોગ્ય હોતી નથી. કાંતો પ્રાણમય પુરૂષ પોતાના અસ્તિત્વની હલકી ભૂમિકામાં પોતાની શકિત, ક્રિયા અને સંપૂર્ણતાને ધોકો પહોંચાડી આત્માનો વિકાસ પ્રાપ્ત કરે છે અથવા તો કામનામય વિશ્વના અધોગામી આકર્ષણને તે વશ થાય છે. અર્થાત્ પ્રાણમય ભૂમિકામાં પણ પૂર્ણતા મેળવવી સંભવિત નથી. જે આત્માઓ કેવળ એ ભૂમિકાનેજ પ્રાપ્ત કરે છે તેઓને વિશાળ અનુભવ મેળવવા માટે અને આત્મવિકાસ પ્રાપ્ત કરવા માટે ફરીફરીને જન્મ ધારણ કરવો પડે છે.

**મનોમય પુરૂષ.**

જ્યારે આત્મા મનના તત્વમાં સ્થિત થાય છે ત્યારે તે મનોમય ભૂમિકામાં રહેલા મનોમય પુરૂષનું સ્વરૂપ થઇ રહે છે. એ ભૂમિકામાં માનસિક પ્રકૃતિનું સામ્રાજ્ય હોઇ તેમાં બુદ્ધિ મુખ્ય હોય છે અર્થાત્ એ ભૂમિકામાં આધ્યાત્મિકતા અને ઉચ્ચ લાગણીઓ ઉત્પન્ન થાય છે અને સત્વગુણ પ્રધાન હોય છે. વ્યકિતમા તે આત્મા મનોમય પુરૂષ તરીકે વ્યકત હોય છે એ મનોમય પુરૂષના સ્વભાવમા મનની શુદ્ધિ અને જ્ઞાનશકિત પ્રાધાન્ય ભોગવતી હોઇ પ્રાણમય તથા સ્થૂલ અન્નમય અસ્તિત્વને તે નિયમન કરે છે. અર્થાત્ એ મનોમય પુરૂષ પ્રાણથી કે શરીરથી પરિમિત થતો નથી. એ પુરૂષ સૂક્ષ્મદેહમાં રહી જ્ઞાન, સંસ્કાર, સહાનુભૂતિની શકિત ઓળખે છે તથા બીજાં પ્રાણીઓ જેવે એકતા તથા સ્થૂલ શરીર અને પ્રાણશકિતમા હોય છે તેના કરતાં ઘણીજ વધારે વિશાળ, સ્વતંત્ર અને

તિક્ષ્ણ ઇન્દ્રિયશકિત વાપરી શકે છે. જાગ્રત અને દશ્ય અવસ્થાની પાછળ મનુષ્યમા પણ એ મનોમય પુરૂષ માનસિક પ્રકૃતિ, મનોમય શરીર તથા તેજ ભૂમિમા આવી રહેલી છે તે ભૂમિકા જડ હોતી નથી પરતુ તેમા મનના તત્ત્વો પ્રધાન હોઇ, તેની માનસિક સ્વતત્રતા, શુદ્ધિ સ્થૂલ કે પ્રાણમય જીવનથી જરાપણ બાધિત થતી નથી જેમ જેમ મનોમય ભૂમિકાનુ દબાણ થતુ જાય છે તેમ તેમ સ્થૂલ જીવનમા પણ તેની માનસિક, આધ્યાત્મિક, તથા ઉચ્ચ લાગણીઓનો આવિર્ભાવ થતો જાય છે. વળી સ્થૂલ અન્નમય પુરૂષના મનને પણ તે ઉન્નત કરે છે અને તેના માનસિક જીવનને અદ્દભુત શકિત આપે છે

મનોમય ભૂમિકા

ઉપર જણાવેલુ મનોમય ચૈતન્ય જાગ્રત કરી મનોમય પુરૂષ તરીકે માનસિક પ્રકૃતિને ધારણ કરવી તથા પ્રાણમય અને અન્નમય કોષમા પણ જીવન ધારણ કરવુ એ માણસને માટે શકય છે જેમ જેમ તે ઉપર જણાવેલુ પરિવર્તન કરી શકે છે તેમ તેમ તે અર્ધું દિવ્ય જીવન તો પ્રાપ્ત કરી શકે છે. સામાન્ય માણસ કરતા તો ઘણી દિવ્યશકિત દૃષ્ટિ અને જ્ઞાન તે માણસને પ્રાપ્ત થાય છે. પોતાના જીવનના સર્વ પ્રદેશોને તે શુદ્ધ જ્ઞાનથી દોરે છે, બીજા પ્રાણીઓ સાથે સહાનુભૂતિ અને પ્રેમથી બધાય છે, તે, લાગણીઓને શુદ્ધ આધ્યાત્મિક ભોગની ભૂમિકામા ઉન્નત કરી લઇ જઇ શકે છે એટલુજ નહિ પરતુ તેના સસ્કારો સ્થૂલતામાથી મુકત, તેની બુદ્ધિ તિક્ષ્ણ, શુદ્ધ અને સ્થિતિસ્થાપક અર્થાત્ જડ પદાર્થ અને અશુદ્ધ પ્રાણના બધનોથી મુકત થાય છે વળી તે માણસ મનોમય ભૂમિકાથી પર આવી રહેલી ભૂમિકાઓનુ દિવ્ય જ્ઞાન પ્રતિબિબિત કરી તથા વિજ્ઞાનમય કોષમાથી આવતી પ્રેરણા અને સહજ જ્ઞાનને પ્રાપ્ત કરી, તેમના પ્રકાશમા પોતાનુ પૂર્ણ માનસિક જીવન ભોગવે છે. વળી તે માણસ વધારે વિશાળ જ્ઞાનપૂર્ણ ગહન આત્માનો સાક્ષાત્કાર પ્રાપ્ત કરી તેની ક્રિયાત્મક શકિતઓની દિવ્ય લીલા અને આનદ પણ અસ્તિત્વના સવાદ તરીકે અનુભવે છે.

આપણી સાધારણ સ્થિતિમાથી જોતા આપણને ઉપર જણાવેલી

સ્થિતિ જાણે આપણા આદર્શની ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ હોય નહિ અને મનોમય અસ્તિત્વ એજ પૂર્ણતા છે એવું લાગવાનો સંભવ છે. પરંતુ એ કાંઇ આપણા આધ્યાત્મિક અસ્તિત્વની પૂર્ણતા નથી, કારણ કે મનોમય ભૂમિકાના સર્વ સાક્ષાત્કારો મનનાં બંધનોને વશ રહેવાનાં. મનનું જ્ઞાન છૂટું છવાયું અને Intensive હોય છે. તેમાં વિશાળ આનંદ અને સર્વગ્રાહીત્વ હોતાં નથી. સંપૂર્ણ જ્ઞાન અને ખરેખરો આનંદ મનથી પર અવસ્થામાં પ્રાપ્ત થાય છે. અર્થાત્ આત્માની પૂર્ણતા કરનાર મનોમય પુરૂષે પોતાના અધોગામી જીવનનો ત્યાગ કરી શુદ્ધ આત્મ સ્વરૂપ થવું જોઇએ. અથવા તો તેણે વધારે ઉચ્ચ શક્તિ પ્રાપ્ત કરવા માટે સ્થૂલ જીવન પુનઃ ધારણ કરવું જોઇએ. ઉપનિષદમાં એ સત્ય નીચે પ્રમાણે દર્શાવવામાં આવ્યું છે. સૂર્યનાં કિરણો મનુષ્યને એ ( મનોમય ) સ્વર્ગ લોકમાં લઇ જાય છે. અને એ લોકમાંથી મનુષ્યને પાછા ફરવું પડે છે. " કિરણો " એટલે વિજ્ઞાનમય કોષનાં છૂટાં છવાયાં બિંબો, પરંતુ જે માણસો પાર્થિવ જીવનનો સમૂળો ત્યાગ કરીને સૂર્યલોકમાં જાય છે તેઓ તો પાછા ફરતા નથી. સામાન્ય રીતે મનોમય પુરૂષ પોતાના સ્વર્ગલોકનો ત્યાગ કરીને ઉચ્ચ ભૂમિકામાં ગયા પછી પાછો ફરતો નથી, કારણ કે તે ભૂમિકાની શુદ્ધ આધ્યાત્મિકતા, મન, પ્રાણ અને શરીરની ભૂમિકામાં વ્યક્ત કરી શકે એમ તેને લાગતું નથી. અપરાર્ધમાં તો મનોમય ભૂમિકાજ આત્માનો ઉચ્ચ આવિર્ભાવ હોઇ, મન, પ્રાણ અને શરીર એ ત્રણે આપણી શક્તિની પરાકાષ્ટા હોય નહિ તેવું આપણને લાગે છે !

**વિજ્ઞાનમય કોષનું કાર્ય.** મનોમય પુરૂષથી પર આવેલા વિજ્ઞાનમય કોષને પ્રાપ્ત કરવાથી અર્થાત્ અસ્તિત્વના અનંત સત્યની પ્રકૃતિ ધારણ કરવાથી કારણદેહમા તથા સૂક્ષ્મ મન, સ્થૂલ પ્રાણ અને અન્નમય કોષમા જીવન ધારણ કરવાથી પોતાના સામાન્ય જીવનમા અનંત આધ્યાત્મિક ચૈતન્યને સાધક ઉતારી શકે છે. અથવા તો પોતાના સંપૂર્ણ અસ્તિત્વને ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકામાં ઉન્નત કરી લઇ જઇ શકે છે. ( સ્થિર કરી શકે છે. ) પરંતુ એ પ્રમાણે કરવું ઘણુંજ મુશ્કેલ છે, કારણ કે આધ્યાત્મિક

જીવનનાં ચેતન્ય અને શક્તિ ફક્ત કારણદેહમાંજ વ્યકત થાય છે અને તે ભૂમિકાની પ્રકૃતિમાંજ સ્વાભાવિક હોઇ સાધારણ મનુષ્યમાં તેનો વિકાસ બીલકુલ થયો હોતો નથી અથવા તો અપૂર્ણ રીતેજ થયલો હોય છે. સત્યજ્ઞાન અને અનંત આનંદની ભૂમિકાઓ અર્થાત્ વિજ્ઞાન અને આનંદમય કોષોમાંથી તેનું અસ્તિત્વ ઉત્પન્ન થાય છે. તેઓ પરાર્ધમાં છે એટલે જીવનની ઉચ્ચ ભૂમિકાઓમાં આવેલા છે. અધોગામી ભૂમિકામાં પણ તેમનું જ્ઞાન અને તેમના આનંદનું તેજ વ્યાપે છે તથા આપણે જેને આધ્યાત્મિકતા અને પૂર્ણતા કહીએ છીએ તે પણ તે ભૂમિકાઓમાંથીજ મળે છે. પરંતુ એ ભૂમિકાનાં કિરણોને સામાન્ય જીવનમાં ઉતરી આવતાં આવતાં એવા તો ઘાડા પડમાંથી પસાર થવું પડે છે કે તે કિરણો કેટલીકવાર તો વચલા પડમાં તદ્દન લુપ્તજ થઇ જાય છે. કાં તો શારીરિક જીવનમાં થઇને આવતાં સ્થૂલ, જડતામય અથવા તો પ્રાણમય જીવનમાં થઇને જતાં તદ્દન વિકૃત થઇ અને ઉંધી દિશામાં જાય છે કે પછી ઉચ્ચમાં ઉચ્ચ મનોમય જીવનમાં થઇને જતાં પણ તેમની શુદ્ધિ અને બળની ઓછામાં ઓછી ક્ષીણતા થઇને વિકાર પામે છે. અર્થાત્ તેઓ પોતાની અસલ સ્થિતિ તો ભાગ્યેજ જાળવી શકે છે. એ વિજ્ઞાનમય ભૂમિકા સર્વ અસ્તિત્વમાં ઢંકાઇ રહેલી છે. અરે ! સ્થૂલમાં સ્થૂલ અને જડમા જડ પદાર્થમાં તે વ્યાપી રહેલી છે અને પોતાની ગૂઢ શક્તિ અને નિયમોથી તે સ્થૂલ જગત ઉપર સામ્રાજ્ય ભોગવે છે. પરંતુ સ્થૂલ જીવનમાં તે પડદા પાછળ રહીને કાય કરે છે. અર્થાત્ આપણા શરીર, પ્રાણ અને મનના નિયમોદ્વારા વર્તે છે–કાર્ય કરે છે. છતાં પણ એ વિજ્ઞાનના સર્વવ્યાપી કિરણોને લીધે ગમે તેટલા પડદાઓ તથા દેખીતી અશક્તિ હોવા છતાં પણ આપણને સર્વ પ્રાણીઓની એકતા, અને તેમની અંતિમ પૂર્ણતા વિષે શ્રદ્ધા રહે છે.

એ ઉચ્ચ વિજ્ઞાનમય ભૂમિકામાં આવેલી આત્માની અવસ્થાનું વર્ણન કરવું ઘણુંજ મુશ્કેલ છે. વેદ, તથા ઉપનિષદો પણ તેનું વર્ણન રૂપકોથી, સૂચનાઓથી અને પ્રતિકોથી કરે છે. તો પણ મનોમય પુરૂષ પરાર્ધ અને અપરાર્ધ એ બેની વચમાં ઉભો રહીને એ ઉચ્ચ ભૂમિકાનું જેટલું જ્ઞાન મેળવી શકે તેટલું શબ્દોમાં મૂકી તે ભૂમિકાનાં તત્ત્વો ધ્યાને સિદ્ધાંતો અને

તેની વ્યવહારિક અસરો બતાવવી જરૂરની છે. એ પરાર્ધ અપરાર્ધની વચ્ચેનો પ્રદેશ વટાવીને આગળ જે પ્રદેશ આવે છે, તેને યોગના અંતિમ હેતુ તરીકે સ્વીકારવામાં આવેલો છે. ઉપનિષદમાં કહ્યું છે કે પૂર્ણતાની પ્રાપ્તિ માટે અભિલાષ રાખનાર આત્મા અન્નમયમાંથી પ્રાણમય અને તેમાંથી મનોમય તથા તેનાથી પર આવેલા વિજ્ઞાનમય અને અંતે આનંદમય કોષને પ્રાપ્ત કરે છે. એ આનંદમય કોષ તેજ સચ્ચિદાનંદનું મૂળ છે. તેને પ્રાપ્ત કરવાથી ઉન્નતિની પરાકાષ્ટા થઇ ગણાય ! એ પ્રમાણે પુરૂષનું રૂપાંતર કરવું એટલે શું ? અને પુરૂષને ઉચ્ચ ભૂમિકામા લઇ જવો એટલે શું ? તે આપણે આગળ જોઇએ.

# પ્રકરણ ૨૨ મું. પૃથક્કરણ.



મનોમય પુરૂષને વિજ્ઞાનમાં આકર્ષવાથી આપણે પ્રકૃતિનાં બંધનોથી પર થઇ જઇએ છીએ. આત્માની ભૂમિકા પ્રમાણે પ્રકૃતિની ભૂમિકા પણ તૈયાર થાય છે.

જ્યાં સુધી વિજ્ઞાનમય કોષમાં જવાય નહિ, ત્યાં સુધી આત્મા જ્ઞાનપ્રાપ્તિ કરે તો પણ પ્રકૃતિ તો અજ્ઞાનનુંજ પ્રતિબિંબ પાડે છે. વિજ્ઞાનમાં તે કાર્ય બદલાઇ જાય છે. વિજ્ઞાનને પરિણામે માનુષી પ્રકૃતિનું દૈવીમાં રૂપાંતર થઇ જાય છે.

વિજ્ઞાન એટલે શું ? { ૧. બુદ્ધિ નહિ-વિવેક શક્તિ નહિ.
૨. ચૈતન્યનું-કેવળ અનંત ચૈતન્યનું જ્ઞાન નહિ.

૩. વળી અંતરજ્ઞાનના જેવી શક્તિ માણસમાં હોય છે, તે પણ વિજ્ઞાન નથી. એટલુંજ નહિ પણ ૪. અંતરજ્ઞાન જાગ્રત થાય તો તે પણ વિજ્ઞાન નથી.

અંતરજ્ઞાન તો "વિજ્ઞાન"નું તેજ મનોમય ભૂમિકામાં પડે છે તેનું પરિણામ છે *અંતરજ્ઞાનનું કાર્ય સાંધ્યુંતૂટ્યું હોય છે.* અને સળંગ તથા સતત્ હોય તો પણ તે જુદા પ્રકારનું છે. બુદ્ધિ ઉપરનો આધાર ઓછો કરી નાખવાથી અંતરજ્ઞાન સતત જાગ્રત થાય છે. પરંતુ તે પણ વિજ્ઞાનનું પ્રતિબિંબ છે-વિજ્ઞાન પોતે નથી.

| | | |
|---|---|---|
| વિજ્ઞાન | એટલે સૂર્ય. | મનમાં સૂર્યનાં કિરણો આવી શકે પણ સૂર્ય નહિ. વળી તે પણ અપૂર્ણ રીતેજ. "વિજ્ઞાનને" "દેવતાનું નેત્ર" કહેવામાં આવે છે. |
| મન | " આકાશ. | |
| પ્રાણ | " અંતરિક્ષ. | |
| શરીર | " પૃથ્વી. | |

માણસ બુદ્ધિમાઃ—

૧. અજ્ઞાનમાથી જ્ઞાન પ્રત્યે જાય છે

૨. બાહ્ય દેખાવમાથી સત્યસ્વરૂપ પ્રત્યે જાય છે.

૩. અનુમાન, ઇંદ્રિયજન્ય, જ્ઞાન સંસ્કાર, વિચાર, તુલના, વિરોધ, સ્મૃતિ તથા કલ્પનાથી જ્ઞાન મેળવે છે

૪. કાલ, દિશાના બંધનોને વશ હોય છે

૫. વિભાગ, શકલને જાણી શકે છે.

૬. દ્વૈતથી શરૂઆત થાય છે.

માણસ વિજ્ઞાનમાં —

૧. સત્યથી બીજા સત્યને પ્રાપ્ત કરે છે.

૨ ૩. સત્યથી શરૂ કરી બાહ્ય દેખાવને તેનાં કાર્ય રૂપે જુવે છે. તેને સત્યનું પ્રત્યક્ષ દર્શન થાય છે, સર્વજ્ઞાન પ્રત્યક્ષજ હોય છે. કલ્પનાને બદલે પ્રેરણા જાગ્રત થાય છે.

૪. કાલ, દિશા એકજ સરખા હોય છે, તેમાં ભંગ જણાતો નથી

૫ સકલ, સમગ્રથી શરૂઆત કરી વિભાગને તેના પરિણામ રૂપે જાણે છે.

૬. અદ્વૈત એકતા—જ પાયા રૂપ હોય છે. દ્વૈત તેના કાર્યરૂપ જણાય છે.

વિજ્ઞાન કાઇ આપણી હચ્ચમાં ઉચ્ચ ભૂમિકા નથી. તેનાથી પર સચ્ચિદાનંદ રહેલો છે. તે પોતેજ વિજ્ઞાનમા પોતાનું તેજ એકત્ર કરીને જ્ઞાન, શક્તિ અને આનંદરૂપે આત્મા ઉપર રેલે છે.

વિજ્ઞાન કેવળ જ્ઞાન નથી પરંતુ શક્તિ સ્વરૂપ પણ છે વિજ્ઞાનને સર્વ વસ્તુના પિતા—ઉત્પાદક તરીકે વેદમા વર્ણવ્યુ છે.

વિજ્ઞાનની ત્રણ શક્તિઓ—

૧. અનંત સત્, ચિત્ અને આનંદને તે પોતાનામા સ્વીકારે છે.

૨. સર્વ પદાર્થને તે ચૈતન્યઘન અવસ્થામાં એકત્ર કરે છે.

૩ વિશ્વની સૂક્ષ્મતામાં તે પોતાનાં જ્ઞાન, શક્તિ અને આનંદ રેલાવે છે.

---

# પ્રકરણ ૨૨ મું.

## વિજ્ઞાન.

**વિજ્ઞાનમય ભૂમિકાની અગત્ય.**

ઉપનિષદ્ કહે છે કે જો આપણે પૂરેપૂરો આત્મવિકાસ કરી સર્વ બંધનોથી પર જવુંજ હોય તો તો આપણે મનોમય પુરૂષને વિજ્ઞાનની ભૂમિકામાં લઇ જવોજ જોઇએ. અર્થાત્ કે આપણે વિજ્ઞાનમય પુરૂષનું દિવ્ય જ્ઞાન મેળવવુંજ જોઇએ. વેદમાં એ ભૂમિકાને અસ્તિત્વના ઉંચામાં ઉંચા શિખરની ઉપમા આપવામાં આવી છે. તેના ઉપર એકવાર આરૂઢ થયા પછી તો આપણે શારીરિક, પ્રાણમય અને મનોમય પુરૂષ અને તેની પ્રકૃતિની ભૂમિકાથી તદ્દન જુદીજ ભૂમિકામાં જઇ શકીશું. હમણાં આપણી પોતાની જાતને અને વિશ્વને આપણે જે દૃષ્ટિબિંદુથી જોઇએ છીએ તેના કરતાં વિજ્ઞાનમાં આપણું દૃષ્ટિબિંદુ કંઇ જુદુંજ હશે. અર્થાત્ કે આપણા આત્માની અને પ્રકૃતિની ભૂમિકા તદ્દન બદલાઇ જશે; કારણ કે જે પ્રમાણે આત્માની ભૂમિકા બદલાય છે તેજ પ્રમાણે પ્રકૃતિની પણ રૂપાંતર પામે છે. માણસનો જીવાત્મા જેમ જેમ અસ્તિત્વના ઉન્નત શિખરોને પ્રાપ્ત કરતો જાય તેમ તેમ પ્રકૃતિ પણ વધારે ને વધારે સામર્થ્યવાન, આનંદયુક્ત અને ઉન્નત બને, એ તો દેખીતુંજ છે. પરંતુ અહીં તો મનોમય ભૂમિકામાંથી વિજ્ઞાનપ્રાપ્તિ થવાને લીધે ઘણોજ સમૂલનો ફેરફાર થઇ જાય છે. વેદમાં પ્રતિપાદન કરેલા યોગમા, મનોમયમાંથી વિજ્ઞાનમય ભૂમિકામાં જે પરિવર્તન થાય છે તેને ઘણીજ અગત્ય આપવામાં આવી છે કારણકે એ પરિવર્તન ઘણુંજ મહાન અને નિશ્ચયાત્મક છે. વિશ્વમાં અજ્ઞાનનાં બંધનો વ્યાપી રહ્યા છે તેમાંનું છેલ્લામાં છેલ્લું બંધન છોડીને અનંત સત્યને પ્રાપ્ત કરવાથી માણસ વિજ્ઞાનમાં જઇ શકે છે. જ્યાં સુધી આપણે શરીર, પ્રાણ અને મનની ભૂમિકામાં છીએ, ત્યાં સુધી આપણો આત્મા ભલે શુદ્ધ આધ્યાત્મિક જ્ઞાનમાં વિચરે, પરંતુ આપણી

પ્રકૃતિ તો અજ્ઞાનના પ્રતિબિંબ રૂપજ રહે છે. ચૈતન્યમાં, આત્મા જ્ઞાન સ્વરૂપ રહી જ્ઞાન ધારણ કરે છે. પરંતુ કર્મ કિંવા વ્યવહારમાં તેને એકત્ર કરી સત્ય વર્તન કરી શકાતું નથી. અલબત્ત, એવા જીવનમાં સત્યનું કાર્ય વધારે વિશાળ થાય છે એ ખરૂં, પરંતુ તેનીજ પાછળ બંધનો આવે છે, દ્વૈત પણ આવે છે, એટલે અનંતનું જ્ઞાન જાગ્રત રાખીને વર્તન થઇ શકતું નથી. સામાન્ય માણસની શકિતઓના પ્રમાણમાં મનોમય કોષ સુધી વિકાસ પામેલા માણસમાં શક્તિઓ અસાધારણ રીતે વધારે કાર્ય કરે એ ખરૂં છે, પરંતુ શકિત અને જ્ઞાન વચ્ચે જે પરસ્પર સંબંધ બંધાવો જોઇએ તે બંધાતો નથી. આપણામાં અનંત સચ્ચિદાનંદનું અપૂર્વ તેજ તે પુરૂષની ભૂમિકામાં હશે, પરંતુ આપણી પ્રકૃતિનું કાર્ય તો શરીર, પ્રાણ અને મનથી પરિમિતજ રહેશે. વિજ્ઞાન એ અનંત અને દિવ્ય પ્રકૃતિનુંજ કાર્ય હોય છે. વિજ્ઞાન એટલે દિવ્યજ્ઞાનસ્વરૂપ અને દિવ્ય શક્તિની જ્ઞાન પૂર્ણ અને સહજ આત્મસિદ્ધિ અથવા તો સાર્થકતામાં ઉદ્દ્ભવતી આનંદપૂર્ણ એકતા. અર્થાત્ વિજ્ઞાનની મદદથી આપણે માનુષી પ્રકૃતિને દિવ્ય બનાવી શકીએ છીએ.

વિજ્ઞાન, બુદ્ધિ નથી; તે કેવળ ચૈતન્યઘન નથી.

હવે વિજ્ઞાન શું ચીજ છે તે જોઇએ. " વિજ્ઞાન " એ શબ્દ જ્યારે જ્યારે વપરાય છે, ત્યારે ત્યારે તત્ત્વજ્ઞાનની પરિભાષામાં એને વિષે બે ભૂલો થઇ જવાનો સંભવ છે. કેટલીક વાર તો વિજ્ઞાનને "બુદ્ધિ" અર્થાત્ "વિવેક કરનારી શક્તિ" એ અર્થમાં વાપરવામાં આવે છે. કારણ કે જે લેખકો ઉપલો અર્થ સ્વીકારે છે તેઓ બુદ્ધિમાંથી એકદમ આત્માની ભૂમિકાને પ્રાપ્ત કરવામાં આવે છે એવું માનનારા હોય છે. અર્થાત્ બુદ્ધિ અને શુદ્ધ સચ્ચિદાનંદ વચ્ચે બીજી કોઇ પણ ભૂમિકા તેઓ સ્વીકારતા નથી. મનુષ્યમાં કાર્ય કરી રહેલી બુદ્ધિ એજ જ્ઞાનનું ઉત્તમોત્તમ સ્વરૂપ હોઇ તેની આગળ પછી આત્મસાક્ષાત્કારનીજ ભૂમિકા રહેલી છે એવું તેઓ માને છે. હવે બીજો ભૂલ ભરેલો અર્થ એ કરવામાં આવે છે કે "વિજ્ઞાન" એટલે અનંતનું જ્ઞાન આપનાર ચૈતન્ય. તે અનંત આવિર્ભાવથી તદ્દન સ્વતંત્ર હોય છે

અથવા તો તેમાં સર્વ વસ્તુઓ વિચારના સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવે છે, છતાં તે સર્વે એક અનંત અક્ષરમાં લય પામી ગયેલી હોય છે. તાત્પર્ય કે ઉપનિષદમાં જેને ચૈતન્યઘન કહેવામાં આવે છે તેજ ભૂમિકાને તેઓ ' વિજ્ઞાન ' તરીકે ઓળખે છે. પરંતુ વસ્તુતઃ વિજ્ઞાન કાંઇ અનંત સચ્ચિદાનંદનું ચૈતન્યઘન સ્વરૂપ માત્ર નથી, તે તો અનંતની લીલાનું અનંત જ્ઞાન પણ છે. વિજ્ઞાનમાં સર્વ વિચારોનો સમાવેશ થઇ જતો હોવા છતાં તેનાથી તે બંધાતું નથી. વળી વિજ્ઞાનમાં જે વિચાર વિષે આપણે કહીએ છીએ તે વિચાર કાંઇ બુદ્ધિપ્રધાન માનસિક વિચારના જેવા હોતા નથી. વિજ્ઞાનના વિચાર મનથી પર અવસ્થામાંથી જન્મે છે, તેનો પાયો પણ મનથી પર હોય છે અને તેનું જ્ઞાન પણ પર હોય છે. વિચારનાં એ બે સ્વરૂપો અર્થાત્ એક માનસિક અથવા મનમાં બુદ્ધિને પરિણામે ઉત્પન્ન થતું અને બીજું મનથી પર ઉદ્‌ભવતું. એ બે વચ્ચે એક પ્રકારનો સંબંધ છે, એટલુંજ નહિ પણ ભાંગીતૂટી એકતા પણ તેમની વચ્ચે જણાય છે. પહેલું સ્વરૂપ બીજા સ્વરૂપમાંથી ઉત્પન્ન થાય છે, પરંતુ તે બંને જુદી જુદી ભૂમિકાઓમાં કાર્ય કરતા હોઇ એક બીજાના કાર્યની પદ્ધતિ તદ્દન ઉલટી હોય છે. શુદ્ધમા શુદ્ધ બુદ્ધિ કિંવા વિવેકશક્તિ ગમે તેટલી જ્ઞાનપૂર્ણ હોય તોપણ તે વિજ્ઞાન તો નથી ને નથી જ.

બુદ્ધિ યાને વિવેકશક્તિને તો હલકા પ્રકારની બુદ્ધિ કહેવામાં આવે છે, કારણ કે તેને ઇંદ્રિયોના તેમજ મનના સંસ્કાર ઉપર આધાર રાખવો પડે છે. બુદ્ધિનું જે બીજું ઉચ્ચ સ્વરૂપ છે તેને અંતર્જ્ઞાનપ્રેરિત બુદ્ધિ કહેવામાં આવે છે. તે બુદ્ધિમાં પ્રેરણા, દૃષ્ટિ અથવા અપૌરુષેય જ્ઞાન, જ્ઞાનપૂર્ણ વિવેક અને વિચાર કાર્ય કરે છે એટલુંજ નહિ પરંતુ તેના કાર્યમાં સામાન્ય બુદ્ધિ કરતાં શીઘ્રતા, અસરકારકતા અને સબળતા જુદાજ પ્રકારની હોય છે, કારણ કે તેને ઇંદ્રિયોના સ્પર્શો ઉપર અથવા તો મનના વિચાર ઉપર આધાર રાખવો પડતો નથી. તેનામાં પોતાનામાં જ સત્યનું જ્ઞાન ઝળકતું હોય છે. હવે આપણે જે અંતર્જ્ઞાનની શક્તિ વિષે કહ્યું તેનાજ જેવી એક બીજી શક્તિ મનુષ્યમાં ઘણીવાર કાર્ય કરે છે, પરંતુ એ બે વચ્ચે આપણે વિવેક કરતાં યાને તેમની વચ્ચેનો ભેદ સમજતાં

શીખવું જોઇએ. એ શક્તિથી માણસ દલીલો અથવા તો કારણોની મદદ લીધા સિવાય એકદમ કુદકો મારીને નિશ્ચય ઉપર આવી જઇ શકે છે. તર્કપ્રધાન બુદ્ધિ કઠણ જમીન ઉપર ચાલતા માણસની પેઠે, ડગને ડગલું બરાબર ગોઠવીને ચોકસાઇથી મૂકે છે, અને દરેક લીધેલા ડગલાની ખાત્રી થયા પછીજ આગળ વધે છે! વળી પોતાની નજરે જેટલું દેખાય તેટલા બધાયની પગના સ્પર્શથી પરીક્ષા કરી, જાતે ખાત્રી કર્યા પછીજ આગળ વધે છે! પરંતુ, આપણે જે વેગવાળી બુદ્ધિ ઉપર વર્ણવી તે તો ખાત્રીપૂર્વક એક જગાએથી બીજી જગાએ કૂદકો મારવાના જોરી હોય છે. એવો માણસ પોતાને કુદવાની જગાનો પટ એક ક્ષણમાં બરાબર ધ્યાનમાં લઇ લે છે; તેના ક્રમ, સંજોગ કે રૂપ ઉપર તે જરાયે ધ્યાન આપતો નથી.

અંતર્જ્ઞાન અને વિજ્ઞાનમાં ભેદ.

આપણે ઉપર જે શક્તિ વર્ણવી તેમાં અંતરજ્ઞાનનો વેગ જણાઇ આવે છે, તથા અંતરજ્ઞાન તેના જેવાજ જ્ઞાન અને નિશ્ચયનો પણ તેમાં ભાસ થાય છે, એટલે આપણે ભૂલથી તેને અંતરજ્ઞાન તરીકે ગણી લઇએ એ બનવા જોગ છે. ઘણીવાર અંતરજ્ઞાન એટલે "બુદ્ધિના કાર્યને વેગથી વટાવી જનાર શક્તિનું કાર્ય" એવું માનવામાં આવે છે. વળી, એમ પણ માનવામાં આવે છે કે અંતરજ્ઞાનમાં બુદ્ધિનાં સર્વે પગલાંઓ અજાણે અથવા અધકચરા જ્ઞાનપૂર્વક ભરવામાં આવે છે. ખરૂં જોતા તો અંતરજ્ઞાન અને ઉપર જે શક્તિ જણાવી તે બંનેનાં કાર્યમાં ઘણો ભેદ હોય છે, કારણકે કોઇકવાર એવો કૂદકો મારતાં પગ સરીને માણસ ગોથું ખાઇ પટકાઇ પડે છે ! તેનો વેગ કોઇવાર ઉંધે માર્ગે પણ લઇ જાય છે, અને તેનો નિશ્ચય તદ્દન ખોટો પણ ઠરે છે ! એ શક્તિ જે નિર્ણય ઉપર આવે છે, તેને પાછ ળથી બુદ્ધિ, સંસ્કાર અથવા તો તર્કની મદદથી તાવી જોવો પડે છે. પરંતુ અંતરજ્ઞાનમાં તો સત્યની પ્રતિષ્ઠા સ્વયંસિદ્ધ હોય છે. અંતરજ્ઞાન તદ્દન નિશ્ચયાત્મક અને અડગજ હોય છે. અંતરજ્ઞાનની શુદ્ધિનો આધાર તેની પોતાની સ્વતંત્રતા ઉપર છે. જો તે પોતાના કાર્યમાં ઇંદ્રિયોનાં કાર્યને અથવા તો બુદ્ધિના કાર્યને

ભળવા દે તો તે અપૂર્ણ અને દુષિત થાય છે. અંતરજ્ઞાનની ખાત્રી કરી જોવા માટે આપણે પાછળથી બુદ્ધિના તર્ક અને ઇંદ્રિયના સ્પર્શોનો ઉપયોગ કરી શકીએ ખરા, પરંતુ તેના સત્યનો આધાર બુદ્ધિ કે ઇંદ્રિયોના ઉપર રહેલો નથી, એ લક્ષમાં રાખવું. અંતરજ્ઞાનના કાર્યમાં જો બુદ્ધિ અંતરાય કરે અને પોતાનું ડહાપણ ડહોળે, તો છેવટે આપણને જણાઇ આવશે કે બુદ્ધિનો તર્ક ખોટો હતો અને અંતરજ્ઞાનનું કાર્ય ખરૂં હતું, કારણ કે ખરૂં અંતરજ્ઞાન સ્વયંભૂ સત્યમાંથી ઉદ્ભવતું હોઇ તેની મદદથીજ જ્ઞાન પ્રાપ્ત થાય છે.તે જ્ઞાન માટે બીજી ગૌણ મદદની જરૂરજ પડતી નથી.

પરંતુ અંતરજ્ઞાનપ્રેરિત બુદ્ધિ પણ વિજ્ઞાન નથી! એ તો આપણા મનોમય જીવનમાં વિજ્ઞાનના તેજના ઝબકારા છે! અંતરજ્ઞાનમાં જે *પ્રેરણા, શ્રુતિ, દૃષ્ટિ, અંતઃસ્ફુરણા અને અપૌરુષેય જ્ઞાન પ્રાપ્ત થાય છે તે બધા આપણી વિજ્ઞાનમય ભૂમિકામાંથી આપણી મનોમય ભૂમિકામાં આવતા સંદેશાઓ છે. એટલે વિજ્ઞાન અને અંતરજ્ઞાનનાં કાર્યમાં ઘણો ફેર હોય છે. અંતરજ્ઞાન છૂટા છવાયા ઝબકારાઓથી કાર્ય કરે છે કેટલીક વાર તો તેમાં રહેલું સત્ય પરિમિતિ સ્થિતિ પૂરતુંજ કાર્ય કરે છે, અથવા તો પોતાના ચમકારથી એકજ પ્રદેશને પ્રકાશિત કરે છે. ઉદાહરણ તરીકે, જનાવરોમાં પ્રેરણાશક્તિ યાને સ્વયંસિદ્ધ નિર્ણય હોય છે તે અંતરજ્ઞાન છે, અને તેના ઉપરજ જનાવરોને આધાર રાખવો પડે છે, કારણકે તેનામાં મનુષ્યની પેઠે બુદ્ધિ હોતી નથી. આપણને એ અંતરજ્ઞાનમાં રહેલું અદ્ભુત સત્ય જનાવરોનાં જીવનનું અવલોકન કરતા તુર્ત જણાઇ આવે છે. વળી, તે શક્તિ બુદ્ધિના કરતાં નિશ્ચયાત્મક યાને કેટલી બધી ખાત્રી ભરેલી પણ હોય છે! પરંતુ જનાવરોની એ શક્તિ પરિમિત હોય છે. તે અમુક ઉપયોગ પૂરતી અથવા તો ખાસ ક્ષેત્રમાંજ કાર્ય કરે છે. જ્યારે જ્યારે પશુની પ્રેરણા પોતાનું નિયત કરેલું ક્ષેત્ર છોડીને કાર્ય કરવા પ્રયત્ન કરે છે, ત્યારે ત્યારે બુદ્ધિના કરતાં પણ વધારે અંધદશામાં તે આવી

---

* પ્રેરણા તથા શ્રુતિને અંગ્રેજીમાં Inspiration; દૃષ્ટિ, અંતરજ્ઞાન, તથા અંતઃસ્ફુરણાને Intuition; અને અપૌરુષેય જ્ઞાનને Revealation કહેવામાં આવે છે.

પડે છે અને ઇંદ્રિયના સ્પર્શોનો ઉપયોગ કરીનેજ તે અનુભવ દ્વારા જ્ઞાન મેળવી શકે છે. માણસમાં જે અંતરજ્ઞાન જાગ્રત થાય છે તે માનસિક હોય છે, ઇંદ્રિયોના પૂરતું હોતું નથી. અર્થાત્ કે તેનું તેજ બુદ્ધિ ઉપર પડે છે, ઇંદ્રિયોથી દોરાતા મન ઉપર નહિ. વળી તે જ્ઞાનમાં પોતાનું ચૈતન્ય સંપૂર્ણ જાગ્રત હોઇ અર્ધજાગ્રત કે પરિમિત હોતું નથી; તે પોતેજ કાર્ય કરે છે, પરંતુ યંત્રની પેઠે તેનું કાર્ય જડ હોતું નથી. અંતરજ્ઞાન પણ પશુની પ્રેરણાની પેઠે પરિમિત હોય છે, કારણ કે જ્ઞાન અથવા શક્તિને જે કાય કરવાનું હોય છે તેના પૂરતુંજ અંતરજ્ઞાન જાગ્રત થાય છે. જ્યારે બુદ્ધિ અંતરજ્ઞાનનો ઉપયોગ કરવાનો અથવા તો તેમાં વધારો કરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તેની ટેવ પ્રમાણે તે સત્ય અને અસત્યનો ખીચડો કરે છે. બુદ્ધિ અંતરજ્ઞાનની આજુબાજુ ઇંદ્રિયોના સંસ્કાર અથવા માનસિક વિચારોની વાડ બાંધે, અથવા તો તેના ઉપર અસત્યનો ઢોળ ચઢાવે, તો તે અંતરજ્ઞાન સત્યમાંથી અસત્યનું રૂપ ધારણ કરે છે. તેથી કરી અંતરજ્ઞાન જ્યારે સૌથી વધારે બળવાન હોય છે, ત્યારે પણ આપણને પરિમિતજ તેજ આપે છે. છતા તે જેટલું આપે છે તેટલું અલબત્ત ઘણુંજ સમર્થ અને પ્રૌઢ હોય છે. અંતરજ્ઞાનનો દુરુપયોગ થતાંજ તે આપણને ગુંચવાડામાં લઇ જાય છે, ત્યારે બુદ્ધિ પોતાના ચીલામાં ચાલીને એવા ગુંચવાડાઓથી દૂરની દૂરજ રહે છે. બુદ્ધિ એ પ્રમાણે પોતાના પરિમિત ક્ષેત્રમાં ગોંધાઇ રહે એ તેના પોતાના કામને માટે સારૂં છે, પરંતુ સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે તો તે નજ ચાલે.

**અંતરજ્ઞાન અને બુદ્ધિ.**

જેમ જેમ આપણે બુદ્ધિનો ઉપયોગ કરી તેના ઉપર ઓછો આધાર રાખીએ છીએ તેમ તેમ અંતરજ્ઞાનનું કાર્યક્ષેત્ર વધારેને વધારે વિશાળ થતું જાય છે. હમણાં આપણું મન જેમ અંતરજ્ઞાનના છૂટા છવાયા ચમકારાઓને પકડીને વિચારમાં તેનો નિપાત કરે છે તથા તેની આજુબાજુ બુદ્ધિનાં સ્ફટિકો તૈયાર કરે છે, તેજ પ્રમાણે આપણે ધારીએ તો તેને અંતરજ્ઞાનના સતત પ્રવાહમાંજ વિહાર કરવાની ટેવ પાડી શકીએ. ઇંદ્રિયસંસ્કાર યાને વસ્તુઓનાં બાહ્ય સ્વરૂપ ઉપર આધાર રાખનારૂં જ્ઞાન

આપણી બુદ્ધિમાંથી આપણે જેમ જેમ દૂર કરીશું, તેમ તેમ બુદ્ધિ શુદ્ધ થતી જશે અને અંતરજ્ઞાન સતત જાગ્રત રહી શકશે. વળી, પ્રાણશક્તિમાંથી કામનાઓ ઇચ્છાઓ અને આવેશોને દૂર કરીશું તથા બુદ્ધિ તેની જુની ઘરેડમાંથી, તેના જુના સ્વીકારેલા વિચારોના ચીલામાંથી મુક્ત કરીશું, તેમ તેમ અંતરજ્ઞાનને આપણે જ્ઞાનમાં, શક્તિમાં અને સર્વ પદાર્થમાં વાપરી શકીશું. પરંતુ આ કાર્ય શરીર, પ્રાણ અને મનના ત્રિવિધ બંધનોમાં જકડાયલા માણસને માટે કાંઇ સહેલું નથી. સત્ય અને અસત્યના સ્તંભ જોડે મનુષ્યનો આત્મા મન, પ્રાણ અને શરીરનાં ત્રિવિધ દોરડાંઓથી બંધાયો છે. આ વિચારને વેદમાં શુનઃશેપ યજ્ઞમાં ત્રણ બંધનોથી બંધાયો હતો એ રૂપકમાં ગોઠવ્યો છે.

**વિજ્ઞાન, મન, પ્રાણ અને શરીર.**

ઉપર જણાવ્યા પ્રમાણે અંતરજ્ઞાન સતત જાગ્રત કરીએ તો પણ તે વિજ્ઞાન તો નજ કહી શકાય ! તેનુંજ મન ફક્ત વિજ્ઞાનનું પ્રતિબિંબજ કહી શકાય. અંતરજ્ઞાનની શકિત અને વિજ્ઞાન વચ્ચે જે ભેદ રહેલો છે તેને આપણે રૂપક અને પ્રતિક શિવાય બીજી કોઇ પણ રીતે સ્પષ્ટપણે દર્શાવી શકીએ તેમ નથી. વેદમાં વિજ્ઞાનને સૂર્યનો રૂપક આપવામાં આવ્યો છે અને મન,પ્રાણ તથા શરીરને આકાશ,અંતરિક્ષ અને પૃથ્વીની ઉપમા અનુક્રમે આપવામા આવી છે. હવે પૃથ્વી ઉપર શારીરિક અથવા અન્નમય કોષમાં પોતાનું જીવન ગાળનાર માણસ અંતરિક્ષમાં ચઢે અથવા તો આકાશને પ્રાપ્ત કરે તો પણ હજી તે સૂર્યનાં કિરણોમાંજ વિચરે છે; તે કાંઇ સૂર્યના તેજસ્વી ગોળામાં ગયો ન ગણી શકાય. એવો માણસ સૂર્યના તેજનું જેવું પ્રતિબિંબ પોતાની ઇન્દ્રિયોમાં પડે છે તેવું જોઇ શકે છે. અર્થાત્ તેમાં તેજને ગ્રહણ કરનાર ઇંદ્રિય વગેરે કરણોના દોષ આવવાનો સંભવ છે એટલું જ નહિ પરંતુ તેનાં કરણોની પરિમિતતા પણ તે જ્ઞાન રૂપી તેજને લાગવાનો સંભવ રહેલો છે. હવે, વિજ્ઞાનમય પુરૂષ તો સૂર્યમાંજ રહે છે. તે તો ऋतं ज्योतिः—"સત્ય તેજમય" સૂર્યનાં શરીરમાંજ જીવે છે. તે સૂર્યને પોતાનાજ આત્મા તરીકે જાણે છે, એટલુંજ નહિ પરંતુ તે સૂર્યનાં કિરણો જ્યાં જ્યાં પડે છે તે તે સકળ સ્થાનનું જ્ઞાન

પણ તેને થાય છે. અર્થાત્ મન, પ્રાણ અને શરીરના પ્રત્યેક કાર્યનું સત્ય તે જાણે છે તથા સર્વ વસ્તુઓને પણ તે સમજે છે. વળી, તે જ્ઞાન એ પોતાની માનસિક દષ્ટિ દ્વારા મેળવતો નથી, પરંતુ વિજ્ઞાનના સૂર્યનેજ પોતાની દષ્ટિ તરીકે વાપરીને મેળવે છે. વેદમાં સૂર્યને " દેવતાઓના નેત્ર " " तच्चक्षुर्देवहितम् " તરીકે વર્ણવવામાં આવે છે. મનોમય પુરુષમાં અંતરજ્ઞાન જાગ્રત થયા છતાં પણ સત્યનું જ્ઞાન તો પ્રતિબિંબ દ્વારા અને મનના બંધનોની હદમાં રહીનેજ મેળવી શકાય છે. ત્યારે વિજ્ઞાનમય પુરુષ પોતે વિજ્ઞાન દ્વારાજ સર્વ જ્ઞાન મેળવી લે છે. અર્થાત્ તેનું જ્ઞાન તેના પોતાના સ્વરૂપમાંથી અને પોતાની સ્વાભાવિક સ્વયં પ્રકાશિત ક્રિયામાંથીજ પ્રાપ્ત કરેલું હોય છે. વિજ્ઞાન એ તો દિવ્ય જ્ઞાન છે, માનુષી નથી; અને તે સીધે સીધું મળે છે, આડકતરા ઉપાયોથી નથી મળતું.

**વિજ્ઞાન અને બુદ્ધિનાં કાર્યોમાં ભેદ.**

હવે વિજ્ઞાનનું સ્વરૂપ વર્ણવતાં આપણે બુદ્ધિના કાર્યની સાથે તેનો મુકાબલો કરીનેજ તેનો કાંઇક ખ્યાલ આપી શકીશું અને તે પણ એવા શબ્દોમાં કે જે અનુભવની મદદ વિના ભાગ્યેજ સમજી શકાય ! બુદ્ધિથી પર આવી રહેલા વિજ્ઞાનને તે વળી બુદ્ધિથી પ્રેરિત ભાષા કેવી રીતે વર્ણવી શકે ? મનોમય બુદ્ધિ અજ્ઞાનમાંથી જ્ઞાન પ્રાપ્ત કરે છે; વિજ્ઞાનમાં સત્યનોજ પ્રકાશ આવી રહેલો હોય છે. બુદ્ધિ બાહ્ય દેખાવને સ્વીકારીને તેમનામાં રહેલા સત્યને જાણવાને મહેનત કરે છે. અર્થાત્ બુદ્ધિને બાહ્ય દેખાવ ઉપર થોડો ઘણો પણ આધાર હમેશાં રાખવો પડે છે. ત્યારે વિજ્ઞાન સત્યથીજ શરૂઆત કરતું હોઇ બાહ્ય કિંવા સ્થૂલ વસ્તુઓને તે સત્યના પ્રકાશમાં ગોઠવી બતાવે છે. બુદ્ધિ અનુમાન દોરે છે અને નિર્ણયો બાંધે છે; વિજ્ઞાન સત્યનું સાક્ષાત્ દર્શન કરે છે. અને પ્રેરણાથી સર્વ વસ્તુઓને જાણે છે. આપણી સ્થૂલદષ્ટિ યાને આપણાં ચર્મચક્ષુઓ સ્થૂલ વસ્તુઓનાં સ્વરૂપને જે પ્રમાણે જુવે છે, તેજ પ્રમાણે વિજ્ઞાન સર્વ વસ્તુઓમાં રહેલા સત્યને પ્રત્યક્ષ જોઇ શકે છે. વળી, આપણી સ્થૂલ

ઇંદ્રિયો તેના વિષયો જોડે સંબંધમાં આવવા માટે જેમ તેમનો સ્પર્શ કરે છે તે પ્રમાણે વિજ્ઞાન સર્વ પદાર્થો જોડે એકતા સાધીને તેમને પોતાના રૂપેજ જુવે છે. અર્થાત્ માણસ પોતાના અસ્તિત્વને જેમ જાતના અનુભવથી જાણે છે તેજ પ્રમાણે વિજ્ઞાન સર્વ વસ્તુઓને પોતાને સ્વરૂપે જાત અનુભવથી જાણી શકે છે. ઇંદ્રિયો જે જ્ઞાન બુદ્ધિને આપે છે તેજ બુદ્ધિને "પ્રત્યક્ષ" હોય છે, પરંતુ વિજ્ઞાનમા તો સર્વ પ્રકારના સત્ય "પ્રત્યક્ષ"જ હોય છે! બુદ્ધિ જે જ્ઞાન પ્રાપ્ત કરે છે તેની આજુબાજુ એક પ્રકારનો સંશય રહેલો હોય છે, કાઇક અપૂર્ણતા તેમા રહી ગયેલી ભાસે છે કારણ કે આપણને લાગે છે કે કદાચ વધારે જ્ઞાન પ્રાપ્ત થશે તો આપણું બુદ્ધિજન્ય જ્ઞાન જુઠું તો નહિ પડે? એથી ઉલટું વિજ્ઞાનમા જે જ્ઞાન મળે છે તે અનિશ્ચય અથવા સંશયથી મુક્ત હોય છે, એટલુંજ નહિ પણ તે સ્વયંભૂ, સ્વયંપ્રકાશિત અને પ્રત્યક્ષ હોય છે.

બુદ્ધિ પ્રથમ તો અવલોકન, પૃથક્કરણ અને સમન્વય શક્તિનો ઉપયોગ કરે છે. તેમજ સરખામણી, તુલના, તેમજ સમાનતા અને અસમાનતાની પણ તે મદદ લે છે. વળી, તે પ્રયોગથી શરૂઆત કરીને અનુમાન દોરે છે અને અનુમાન પરથી સિદ્ધાંત બાધીને તેનો પણ ઉપયોગ કરે છે. બુદ્ધિજન્ય જ્ઞાનનો આધાર સ્મરણશક્તિ ઉપર પણ રહેલો છે તે કલ્પના શક્તિની સહાયથી ઉંચે ઉડી શકે છે અને વિવેકાત્મક નિર્ણય બાધીને તે પોતે નિશ્ચલ બની રહે છે. અર્થાત્ બુદ્ધિની આખીજ ક્રિયા અધારામા ગોથા મારી માર્ગ ઢુંઢવા જેવી હોય છે પરંતુ વિજ્ઞાન એ પ્રમાણે ગોથા મારતુ નથી, વિજ્ઞાન તો સ્વયપૂર્ણ હોય છે. વળી વિજ્ઞાનમા થતી જ્ઞાન પ્રાપ્તિ પણ પ્રયત્નને અંતે નહિ પરતુ સ્વયભૂ હોઇ સ્વયં પ્રકાશિત જ્યોતિને તે પ્રત્યક્ષ કરે છે. બુદ્ધિમાથી વિજ્ઞાન પ્રત્યે જે માણસ પ્રગતિ કરતો હોય તેનામા કલ્પના શક્તિને ઠેકાણે ધીમે ધીમે પ્રેરણા ઉદ્ભવતી જાય છે, નિર્ણયને ઠેકાણે સ્વયંપ્રકાશિત સત્યનુ દર્શન થતુ જાય છે, અને કારણને અંતે કાર્ય તથા નિર્ણય બાધવાની ક્રિયાને બદલે અતરજ્ઞાન પ્રગટ થાય છે. અને તેથી તે નિર્ણય પણ સિદ્ધ ક્રિયા જેવા જણાય છે. વળી તે નિર્ણયની પૂર્તિમા જે સાબીતીઓ હોય છે તે બધી વિજ્ઞાનમાં આપણને

આજુબાજુના સંજોગો રૂપે જણાય છે. અવલોકનશકિતને બદલે વિજ્ઞાનમાં "દૃષ્ટિ" પ્રાપ્ત થાય છે, અને આપણી અનિશ્ચત સ્મરણ શકિતને બદલે સત્યની નિશ્ચિત ભૂમિકા પ્રાપ્ત થતી હોઇ તે ભૂમિકાને આપણે આપણાથી જુદી નહિ પરંતુ આપણા ચૈતન્યમાં હમેશાં સમાયલી વસ્તુ તરીકે ગણીએ છીએ.

બુદ્ધિ, કાલના ક્ષેત્રમાં એક ક્ષણથી બીજી ક્ષણને પ્રાપ્ત કરે છે અને તેનું જ્ઞાન પણ મેળવવામાં આવે છે, પાછું તે જતું રહે છે અને પાછું મેળવાય છે. જ્યારે વિજ્ઞાન સમયને એકજ સીધી સાંકળની પેઠે તથા ભૂત વર્તમાન અને ભવિષ્યને એક સળંગ સાંકળમાં જોડાયલા જુવે છે. અર્થાત્ વિજ્ઞાન સમગ્રતાથી શરૂઆત કરી જુદા જુદા વિભાગોને સમગ્રની સાથે જોડાયલા જુવે છે. ત્યારે બુદ્ધિ સમગ્રતાને નહિ, પરંતુ કેવળ વિભાગોનેજ જોઇ શકતી હોવાથી તે વિભાગોનું પૃથક્કરણ તથા એકીકરણ કરીનેજ જ્ઞાન મેળવી શકે છે. એ પ્રમાણે ન કરે તો બુદ્ધિ સમગ્રતાને પહોંચી શકતીજ નથી, અને તેનો ખ્યાલ પણ અપૂર્ણ અને અસ્પષ્ટ રહે છે. બુદ્ધિ હમેશાં પદ્ધતિ, રીતિ, ગુણ વગેરે જાણવાનો પ્રયત્ન કરે છે, અને તેમની મારફત જ પદાર્થના શુદ્ધ મૂળ સ્વરૂપનો ખ્યાલ મેળવવા પ્રયત્ન કરે છે ત્યારે વિજ્ઞાન તો પદાર્થનું મૂળ સ્વરૂપ જાણે છે એટલુંજ નહિ પણ તેનો સનાતન આદિ સ્વભાવ પણ તે જાણતું હોઇ તેનાં કાર્ય, વિકાર, પદ્ધતિ વગેરેને તેના આવિર્ભાવ તરીકે લેખે છે. વળી, બુદ્ધિ દ્વૈતમાં વસે છે, યાને પ્રત્યેક વસ્તુને જુદી ગણીને કાલ અને દિશના જુદા જુદા ટુકડાઓ પેઠે તેને દ્વૈતમાં ઘટાવે છે. બુદ્ધિમાં અદ્વૈત સ્થાપવું હોય તો તે સર્વ વસ્તુના સરવાળાને પરિણામે અથવા તો ભેદનો વિનાશ કરી એક વિચારને પરિણામે થાય છે. ત્યારે વિજ્ઞાન અદ્વૈતમાજ વિલસતું હોઇ અદ્વૈતથીજ તે શરૂઆત કરે છે અને દ્વૈત જુવે છે તો પણ એકતાનાં કાર્ય તરીકે જ જુવે છે. અર્થાત્ વિજ્ઞાન ભેદને સત્ય ગણીને પ્રત્યેક પદાર્થને એકતાથી વિખૂટો જોતું નથી. બુદ્ધિ સાંત અને પરિમિત પદાર્થ સાથેજ વ્યવહાર બાંધી શકે છે, અનંત આગળ તે નિરાધાર થઇ રહે છે, કારણકે બુદ્ધિને અનંતનો ખ્યાલ આવી શક્તો નથી. તે તો પરિમિત વ્યક્તિત્વના ક્ષેત્રને

અનંતગણું વિસારી તેના ઉપરથી અનંતનો ખ્યાલ બાંધે એટલુંજ. અર્થાત્ બુદ્ધિ અનંતનો ખ્યાલ લાવી શકતી નથી અને અનંતને પોતાને તે સ્વીકારી શકતી નથી. પરંતુ વિજ્ઞાન અનંતમાંજ અસ્તિત્વ ધરાવે છે, અને સાંત, પરિમિત પદાર્થોને અનંતના કાર્ય તરીકે અને અનંતના સ્વરૂપમાંજ ઓળખે છે.

વિજ્ઞાન, જ્ઞાન અને શક્તિ સ્વરૂપ છે. તે સૂર્ય છે. તે પ્રજાપતિ છે.

પણ આ રીતે બુદ્ધિની સાથે વિજ્ઞાનની સરખામણી કરીને નહિ પરંતુ સ્વતંત્ર રીતેજ તેનું પોતાનું સ્વરૂપ વર્ણવીએ તો ? તો એજ કે એને માટે યોગ્ય શબ્દોજ આપણને જડે નહિ ! આપણે ફક્ત રૂપક અને પ્રકૃતિકોથીજ ચલાવી લેવું પડે ! વળી, આપણે એ પણ યાદ રાખવાનું છે કે વિજ્ઞાનમય ભૂમિકા એ કાંઇ આપણી છેક ઉંચામાં ઉંચી ભૂમિકા નથી. પરંતુ સત્, ચિત્ અને આનંદની ત્રણ ઉર્ધ્વ ભૂમિકાઓ તથા મન, પ્રાણ અને શરીરની માનુષી ભૂમિકાઓ વચ્ચે સાંકળરૂપે આવી રહેલી તે એક દિવ્ય ભૂમિકા છે. સચ્ચિદાનંદ પોતાના અસ્તિત્વનું સઘળું તેજ વિજ્ઞાનમાં એકત્ર કરી જ્ઞાન, શક્તિ અને આનંદ રૂપે આત્મા ઉપર તે રેલાવે છે. જેમ સૂર્યના ગોળામાં અનંત તેજ એકત્ર થઇને તેના ઉપર આધાર રાખનાર સર્વ પદાર્થો ઉપર તે પરાવર્તન પામે છે યાને તે સર્વને પ્રકાશિત કરે છે, આબેહુબ તેજ પ્રમાણે વિજ્ઞાનમાં અસ્તિત્વનું થાય છે. વિજ્ઞાન કેવલ જ્ઞાનસ્વરૂપ નથી તે શક્તિસ્વરૂપ પણ છે. તે ઉત્પાદક જ્ઞાન છે; અરે ! પ્રભુના દિવ્ય મનની અસરકારક ભૂમિકા છે ! વિજ્ઞાનમાં જે દિવ્ય વિચાર ઉદ્ભવે છે, તે કાંઇ કલ્પનાશકિત જેવો અનિશ્ચિત કે મિથ્યા હોતો, નથી, અથવા તો તે અભાવમાંથી અસ્તિત્વ ઉત્પન્ન કરતો નથી. પરંતુ તે સત્ય જ્ઞાન, સત્ય શક્તિથી સભર હોય છે. વિજ્ઞાનના પોતાનામાં જે શક્યતાઓ બીજ રૂપે રહેલી છે તે સઘળીને તે બહાર વ્યક્ત કરે છે. તે કાંઇ અભાવમાંથી ભાવ ઉત્પન્ન કરતું નથી. જેવો વિચાર તેવુંજ વિચારનું પરિણામ. વિજ્ઞાનમાંના વિચારમાંથી સત્ય, જ્ઞાન, શક્તિ અને ચૈતન્યનું તેજ સ્ફુરતાં હોય છે. તેથી તેનું એકેએક કિરણ સત્યમયજ હોય છે !

વિજ્ઞાનની શકિત પણ ચૈતન્યમય હોય છે. તે પોતાના કાર્યરૂપ ચૈતન્ય સ્વરૂપો એવી રીતેઉત્પન્ન કરી લે છે, કે વિજ્ઞાનનો વિચાર આપોઆપ તે સ્વરૂપના સ્વભાવને પરિણામેજ સિદ્ધ થાય છે. વિજ્ઞાનમાં એ પ્રમ ઉત્પાદકશકિત (creative will) રહેલી છે, તેટલા માટેજ તો વેદમાં સૂર્યનું રૂપક આપીને પિતા–સૃજનહાર–તરીકે વર્ણવ્યું છે. તેનું સૃજન આ દમાંથી પ્રેરિત હોય છે. તેની સૃષ્ટિ તેના પોતાનામાં સમાયલાં આનંદ અ શકિતથી પ્રકાશિત હોય છે. એટલા માટે વિજ્ઞાનનું જગત ઋતમ્ અ ભદ્રમ્–સત્ય અને કલ્યાણકારક કહેવાય છે, કારણ કે વિજ્ઞાનની આ સૃષ્ટિમાં સર્વ પદાર્થો આનંદમાં ભાગ લે છે. મતલબ કે દિવ્ય જ્ઞાન, દિ શકિત અને દિવ્ય આનંદને ધારણ કરી તથા એકત્ર કરી જ્ઞાન, શકિ અને આનંદના કાર્યરૂપે તેમને બહાર વ્યક્ત કરવા એજ વિજ્ઞાનમ પુરૂષની પ્રકૃતિ યાને સ્વભાવ છે.

વિજ્ઞાનની ત્રણ શક્તિઓ.

આ પ્રમાણે વિજ્ઞાનની ત્રણ શકિતઓ છે તે આપણે જોયું. પ્રથ તો વિજ્ઞાન તે અનંત સત્, ચિત્ અને આન દને પોતાનામાં ધારણ કરે છે, તેથી સચ્ચિદા નંદનું પોતાનું જ્ઞાન તે જ વિજ્ઞાનનું ઉત્તમોત્ત સ્વરૂપ. બીજું, તે સ્વરૂપ પ્રાણી પદાર્થોને ચૈતન્યઘન અથવા તો "ચિદ્દઘન" સ્થિતિમાં એકત્ર કરે છે, અર્થાત્ તેમાં દિવ્ય ચૈતન્ય બીજ અવસ્થામ હોઇ દિવ્ય વિચાર, દિવ્ય સૃષ્ટિ તથા પ્રકૃતિનાં બીજ પણ રહેલાં હોય છે ત્રીજું, દિવ્ય જ્ઞાન, શકિત અને આનંદને વિજ્ઞાન વિશ્વની એકસૂત્રતામ રેલે છે. અર્થાત્ મનોમય પુરૂષ વિજ્ઞાનમય ભૂમિકાને પ્રાપ્ત કરતાં અ ત્રણે શકિતને મેળવે છે. મનોમય પુરૂષનું માનસિક જ્ઞાન, વિજ્ઞાનમાં દિવ્ય જ્ઞાન, શકિત અને આનંદના સ્વરૂપમાં રૂપાંતર પામે છે, તેનું ચૈતન્ય ચિદ્ઘન સ્થિતિમાં રૂપાતર પામી જાય છે, અને તે પોતાના અસ્તિત્વને વિજ્ઞાનમય સત્ય પુરૂષમાં યાને સચ્ચિદાનંદના સ્વરૂપમાં પરિવર્તન પમાડે છે. એનો વિજ્ઞાનમય સ્વભાવ અને ક્રિયા તે સચ્ચિદાનંદમાંથી ઉત્પન્ન થાય છે. " "पूषन्नेकर्षे यम सूर्य प्राजापत्य व्यूह रश्मीन्समूह तेजो यत्ते रुपं कल्याणतमं तत्ते पश्यामि योऽसावसौ पुरुषः सोऽहमस्मि॥" (ઇશ)

"હે પોષણ કરનાર! હે એક માત્ર ઋષિ! હે યમ! હે સૂર્ય તું પ્રજાપતિની શક્તિરૂપ છે! તારાં કિરણોને એકત્ર કર! તારું તેજ ભેગું કર! તારું તેજ એ સૌથી વધારે કલ્યાણકારક સ્વરૂપ છે! તે હું તારામાં જોઉં છું. તેમાં જે પુરૂષ છે તેજ હું છું." ઇશોપનિષદ્‌ના એ સોળમા મંત્રમાં તે ક્રિયાઓનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમાં વ્યૂહ એટલે સર્વ કિરણોને ભેગાં કરી બરાબર ગોઠવવાની ક્રિયા; સમૂહ એટલે વિજ્ઞાનરૂપી સૂર્યના તેજોમય શરીરમાં તે કિરણોને એકત્ર કરવાં તે; અને ત્રીજું સૂર્ય-વિજ્ઞાન-માં રહેલા ઉત્તમોત્તમ પુરૂષનું કલ્યાણકારક દર્શન કરી તેની સાથે આપણો આત્મા એક છે એમ અનુભવવું*વિજ્ઞાનમાં આત્માને કેવો અનુભવ થતો હશે? ઉર્ધ્વ ભૂમિકાઓમાં રહેલા પરમાત્મા સાથે મનુષ્યના આત્માની એકતા થાય છે અને માણસનો આત્મા તેમાંજ જીવે છે; પ્રભુની અનંતશક્તિ તથા સત્ય આત્માની પ્રકૃતિ સાથે તે એકરૂપ બને છે, અને દિવ્યજ્ઞાન, આનંદ અને શક્તિનું ધોગરદમ ફેલાતું તેજ આત્માની પ્રકૃતિમાં સ્વાભાવિક રીતેજ વહેવા માંડે છે. આવો કાંઇક અનુભવ વિજ્ઞાનમાં આત્માને થાય છે.

* વેદમાં વિજ્ઞાનને ૧. ऋतम्, ૨. सत्यम्, ૩. बृहत् કહેવામાં આવે છે. અર્થાત્ ૧ ऋतम् એટલે દિવ્યજ્ઞાન, દિવ્યશક્તિ અને દિવ્ય આનંદનું સત્ય અનુસાર વર્તન; ૨ सत्यम् એટલે આત્મના કાર્ય પ્રમાણે અસ્તિત્વનું જે સત્ય રૂપ છે તે; ૩. बृहत् એટલે સચ્ચિદાનંદની જે અનંતતામાંથી એ બંને ઉત્પન્ન થાય છે તે.

# પ્રકરણ ૨૩ મું પૃથક્કરણ.

વિજ્ઞાનમાં કેવળ જ્ઞાન પ્રાધાન્ય ભોગવતું નથી, તેમાં અસ્તિત્વની બીજી શક્તિઓનો સ્વીકાર કરીને તેમનું રૂપાંતર કરી નાખવામાં આવે છે. મનોમય ભૂમિકામાં બુદ્ધિ સર્વથી શ્રેષ્ઠ તત્ત્વ મનાય છે, અને તેના અનુભવો ઇન્દ્રિયજન્ય સંસ્કારોથી તથા મનના વિચારોથી પરિમિત હોય છે. બુદ્ધિમાં જે તત્ત્વ આવી શકે નહિ તે અસ્તિત્વમાંજ નથી એવું મનને લાગે છે.

વિજ્ઞાનમાં અદ્વૈત સ્વયંસિદ્ધ હોય છે. તે વિશ્વને પોતાનામાં સમાવે છે. વિજ્ઞાનની શરૂઆત વિરાટ્ સાથે અદ્વૈત કરવાથી થાય છે. એ તો પ્રથમ શરત થઇ. "આપણે અમુક શરીરમાં પૂરાયલા છીએ" "આપણે મનમાં બંધાયલા છીએ" એવી ભાવનાનો ત્યાગ થઇ, "આપણે શરીરથી પર" તથા "મનથી પર છીએ" એવો અનુભવ પ્રાપ્ત કરવો જોઇએ. આપણે પ્રથમ આત્મા છીએ એવો સાક્ષાત્કાર થઇ "શરીર છીએ" એવો અનુભવ પાછળથી આવવો જોઇએ.

વિજ્ઞાનમાં હમણાંના જેવું વ્યક્તિત્વ કદી પણ હાજર હોતું નથી. વિજ્ઞાન મસ્તકના બ્રહ્મરન્ધ્રની ઉપર આવેલું છે તેનો અર્થ તે વ્યક્તિથી પરિમિત છે, એવો થતો નથી. વ્યક્તિમાં કાર્ય કરવાની સગવડને ખાતર જ તે મસ્તકના ઉપર આવેલું હોય છે. પરંતુ ખરૂં જોતાં તો તે સર્વ-મય, અનંત ચૈતન્યયુક્ત આપણા હમણાંના વ્યક્તિત્વથી તદ્દનજ જુદું હોય છે બુદ્ધિ તેને સ્વીકારતાં ગભરાય છે. પરંતુ તેની સત્યતા આપો-આપ પ્રત્યક્ષ હોવાથી તે પોતાનાં કાર્યની સાબિતી આપી શકે છે.

વિજ્ઞાનમાં અનંતનું ચૈતન્ય પ્રથમ આવે છે. વ્યક્તિત્વનું પાછળથી આવે છે. પ્રથમ વ્યક્તિત્વ આવે ત્યા સુધી વિજ્ઞાન પ્રાપ્ત થયુ નથી એમ જાણવું. સચ્ચિદાનંદનું ચૈતન્ય સતત જાગ્રત રહે એ વિજ્ઞાનની સાબિતી છે.

વળી, વિજ્ઞાનમાં જ્ઞાન તથા તેનાં સર્વે સાધનો સ્વીકારવામાં

આવે છે તથા પ્રાણશક્તિ અને સ્થૂલ જ્ઞાનતંતુઓનાં કાર્યને પણ તે સ્વીકારે છે. ટુંકામાં, મનુષ્યના કોઇપણ કરણને વિજ્ઞાન બાતલ કરતું નથી. વિજ્ઞાનમાં જ્ઞાન અને તેને સિધ્ધ કરનારી શક્તિ બન્ને એકજ હોય છે. મનમાં એ પ્રમાણે હોતું નથી. મનમાં વિચારની પાછળ શક્તિ ધીમે ધીમે આવે છે અથવા તો શક્તિનો અમલ થઇ ગયા પછી તેનું જ્ઞાન થાય છે. વિજ્ઞાનમાં તે બન્ને એકજ હોય છે. વિજ્ઞાનમાં દુઃખ શોક વિગેરે હોતુંજ નથી. કારણકે તેમાં અજ્ઞાન હોતું નથી. પ્રેમ અને લાગણીઓ પણ વિજ્ઞાનમાં આનંદના સ્વરૂપમાં રૂપાંતર પામી જાય છે. મનોમય ભૂમિકામાં એ પ્રમાણે થવું અશક્ય છે. એ રૂપાંતર કેવળ વિજ્ઞાનમાંજ થઇ શકે.

વિજ્ઞાનની શક્તિઓ કાંઇ સિદ્ધિઓ હોતી નથી. પરંતુ સ્વાભાવિક હોય છે. તેમાં પ્રભુની શક્તિ કાર્ય કરે છે. તેમાંજ પુરૂષ અને પ્રકૃતિનો ખરો સંબંધ માલૂમ પડે છે. વિજ્ઞાનની ઉચ્ચ ભૂમિકામાં પ્રભુ પોતે કાર્ય કરે છે એવોજ સાક્ષાત્કાર વ્યક્તિને થાય છે.



# પ્રકરણ ૨૩ મું.

## વિજ્ઞાનમય ભૂમિકા.

જ્ઞાન એ વિજ્ઞાનનું પ્રથમ તત્ત્વ છે, એ ખરૂં, તથાપિ તે કાંઇ એનું એકજ તત્ત્વ નથી. બીજી ભૂમિકાઓની પેઠે વિજ્ઞાનમાં પણ જ્ઞાનજ તેની મુખ્ય કુંચી હોઇ તેના ઉપરજ એની બધી ક્રિયાઓનો આધાર રહેલો છે. પરંતુ વિજ્ઞાન તો અસ્તિત્વની બીજી શક્તિઓને પણ સ્વીકારી તેમના સ્વભાવને નવાં બીબાંમાં ઢાળી તેમનું સમુળગું પરિવર્તન કરી નાખતું હોવાથી તે બધાંજ વિજ્ઞાનના સર્વોપરિ મૂળ તત્વને અનુકૂળ થઇ જાય છે. મનોમય ભૂમિકામાં બુદ્ધિજ સર્વથી શ્રેષ્ઠ તત્ત્વ ગણી શકાય.

**મન અને વિજ્ઞાનની ભૂમિકાઓ.**

મનોમય પુરૂષ એટલે બુદ્ધિ કિંવા વિવેક પ્રધાન ચૈતન્ય. તે મનોમય પુરૂષજ બુદ્ધિનું કેન્દ્ર તથા તેની જુદી જુદી ક્રિયાઓનું મથક છે. બુદ્ધિને સ્વીકારવાનું તથા તેને બહાર કામે મોકલનાર પણ તેજ છે. તે બુદ્ધિદ્વારા પોતાનું તેમજ બીજાઓનું અસ્તિત્વ પણ જાણે છે; પોતાનાં તેમજ બીજાઓના સ્વભાવ અને ક્રિયાઓ પણ તે બુદ્ધિવડેજ જાણે છે. વળી, વસ્તુઓ, પ્રાણીઓ, વિગેરેના નિયમો પણ તે બુદ્ધિથી જાણે છે, અને તે પદાર્થ અને પ્રાણીઓનો અન્યોન્ય તેમજ પોતાની સાથેનો સંબંધ પણ તે બુદ્ધિથીજ જાણે છે. મનોમય પુરૂષના અસ્તિત્વનો અનુભવ એટલામાં આવી જાય છે. એ મનોમય પુરૂષનું અસ્તિત્વ કે જીવન જેટલે અંશે પોતાની ઇન્દ્રિયો ઉપર સંસ્કાર પાડીને બુદ્ધિથી ગ્રાહ્ય બને છે તેટલે અંશેજ તે તેમને જાણી શકે છે. જે વસ્તુ તેની ઇન્દ્રિયોના ઉપર અસર કરતી નથી અથવા તો તેના મનમાં વિચારરૂપે આવી શકતી નથી તે વસ્તુનો બુદ્ધિને તો અભાવજ હોય છે. માણસ મનોમય પ્રાણી છે એ ખરૂં, પરંતુ તે પદાર્થ યાને સ્થૂલ તત્ત્વમાં પૂરાયલો હોવાથી તેને પોતાના વિકાસ માટે સ્થૂલ ઇન્દ્રિ-

ચોના સ્થૂલ સંસ્કારોથીજ શરૂઆત કરવી પડે છે. મનની શકિતથી તે જ્ઞાનપ્રાપ્તિની શરૂઆત કરી શકતો નથી. પરંતુ જે ઇન્દ્રિયજન્ય સંસ્કારો છે તે બધા પણ જ્યાં સુધી બુદ્ધિ તેમને સ્વીકારીને પોતાના ઉપયોગમાં લાવતી નથી ત્યાં સુધી કંઇ કામનાં હોતા નથી. પ્રાણીઓમાં જે પ્રાણ-મય કાર્ય-પ્રતિકાર્ય અથવા તો જ્ઞાનતંતુઓનું કાર્ય-પ્રતિકાર્ય ચાલી રહ્યું હોય છે-તે માણુસમાં કામના તથા બુદ્ધિપ્રધાન શકિતનું સ્વરૂપ લે છે. અસ્તિત્વનો આનંદ માણુસમાં સુખનું સ્વરૂપ ધારણ કરે છે-તેનું વિપરિત સ્વરૂપજ દુઃખ કહેવાય છે. અર્થાત્ એ સુખદુઃખનો અનુભવ, લાગણીના સંસ્કાર આનંદ અને આનંદના અભાવને લીધે થાય છે. એટલે તે પણ આનંદ અથવા તેના અભાવરૂપે બુદ્ધિનુંજ કાર્ય થયું !-આ બધા અનુ-ભવો મનની શકિતઓને-મનનાં કરણોને-આધીન છે ! તેથી મનુષ્યથી પર અને તેની ચારે બાજુ આવી રહેલું વિરાટ્ અસ્તિત્વ જેમાં તે પોતે જીવન ધારણ કરી રહ્યો છે તે વિરાટ્ આત્મા તેની બુદ્ધિની કક્ષામાં આવે નહિ ત્યાં સુધી તે અસ્તિત્વમાં છેજ નહિ એવું તે માને છે ! અને જ્યાં સુધી તેની બુદ્ધિમાં એ અનંતનો ખ્યાલ અને પરાત્પર પુરૂષનું ચૈતન્ય જ્ઞાનપૂર્વક ઉતરે નહિ ત્યાં સુધી તેને મન તે એમ જ રહે છે ! વિજ્ઞાનમય ભૂમિકા તો સ્વાભાવિક રીતેજ સત્ય ચૈતન્યમાં સ્થિત હોય છે. સર્વ પદાર્થનું કેન્દ્ર અને વિરાટ્ સત્ય તેમાંજ સમાયલું હોય, સર્વ વસ્તુઓમાં વ્યાપી રહેલા સત્યની શકિતને ચારે બાજુ પ્રસારવાનું સાધન પણ તેજ છે. સર્વ વસ્તુઓમાં રહેલું જે સત્ય આપણને વિજ્ઞા-નમાં પ્રાપ્ત થાય છે. તે સર્વની એકતારૂપે જ હોય છે-અર્થાત્ તેમાં આપ-ણને અદ્વૈતજ સ્વયંસિદ્ધ જણાય છે. અનેકતા અથવા વિવિધતા તે અદ્વૈત-માંથી ઉત્પન્ન થાય છે, અને તે વિવિધત્વમા યે એકતા વ્યાપી રહેલી હોય છે. વિવિધતાની એ એકતા સનાતન અને અખંડ હોય છે. વિજ્ઞાનમય ભૂમિકાની અવસ્થામાં આપણે સર્વ અસ્તિત્વ અને સર્વ પ્રાણીઓ જોડે એકતા ભોગવીએ છીએ. અર્થાત્ આપણે વિરાટ્ યાને વિશ્વવ્યાપી તથા વિશ્વને જાણનારા થઇએ છીએ. વિજ્ઞાનમય પુરૂષ સ્વભાવથીજ અનંતના ચૈતન્ય-યુક્ત હોય છે. તેને બધો વખત આખું વિશ્વ પોતાનામાં સમાયલું છે એવો અનુભવ થતોજ હોય છે. મનોમય પુરૂષની પેઠે તે વિશ્વના

એક ભાગ તરીકે સમાઇ ગયલો હોતો નથી. તેથી ફરી વિજ્ઞાન પ્રાપ્તિને માટે અહંતામાંથી મુક્ત થઇ જવું એ પ્રથમ પગલું છે. જ્યાં સુધી આપણે અહંતાના બંધનમાં જકડાયલા છીએ ત્યાં સુધી ઉચ્ચ સાક્ષાત્કારની આશા કરવી વ્યર્થ છે! દ્વૈતભાવ પ્રધાન મન દ્વારા પણ ચૈતન્ય વિજ્ઞાનની ભૂમિકાને અંશતઃ પ્રાપ્ત થઇ જાય છે તો પણ અહંતાનો સહેજ પણ ખ્યાલ આવતાંજ તે પાછું પોતાની પરિમિત દશામાં આવી પડે છે! પોતાના સમસ્ત અસ્તિત્વને વિરાટ્ ચૈતન્યમાં સ્થિર કરવાની શકિત પ્રાપ્ત થાય ત્યારેજ વિજ્ઞાનની ભૂમિકામાં જઇ શકાય. આપણે સર્વની સાથે આપણી જાતની એકતા અનુભવવી જોઇએ. "તેઓ" એટલેજ "આપણે" એવો ભાવ સ્થિર કરવો જોઇએ. અર્થાત્ તેમને આપણી જાતની પેઠેજ આપણા ગણવા જોઇએ; તેમનું ચૈતન્ય તેજ આપણું ચૈતન્ય એમ સમજવું જોઇએ, તેમની શકિત તેજ આપણી શક્તિ માનવી જોઇએ! મતલબ કે વિજ્ઞાનમય ભૂમિકાની પ્રાપ્તિ માટે સૌથી પહેલાં તો આપણે સર્વ સાથે એક થતાં શીખવું જોઇએ.

**વિજ્ઞાનનું સ્થાન.**

હવે ઉપર જે સર્વમયતા યાને વિરાટ્ ભાવના વિષે કહેવામાં આવ્યું તે "આપણે" એટલે "અમુક શરીર, પ્રાણ અને મનમાં પૂરાયલું ચૈતન્ય;" એવું જ્યાં સુધી આપણે માનતા હોઇએ ત્યાં સુધી કદી પણ સંપૂર્ણપણે પ્રાપ્ત થઇ શકતી નથી. પુરૂષને આપણે અન્નમય અને મનોમય કોષમાંથી વિજ્ઞાનમયમાં કેટલેક અંશે ખેંચી લેવો જોઇએ. આપણી સર્વ માનસિક ક્રિયાઓ પણ મસ્તકમાં ગુંચવાયલા મગજમાંજ સ્થિત હોય છે. તેમ થતું બંધ પાડવું જોઇએ. તેજ પ્રમાણે આપણું હૃદય "કમળ" કે જે આપણા ઇન્દ્રિયજન્ય સંસ્કારોને સ્વીકારવાનું મથક છે તેનો પણ આપણે ત્યાગ કરવો જોઇએ. અર્થાત્ આપણા અસ્તિત્વનું, વિચારનું અને ચૈતન્યનું કેન્દ્ર સ્થૂલ શરીરમાંથી ખસી, યાને " આપણે શરીરમાં છવીએ છીએ" એવું ભાન ટળી તેને બદલે "આપણે તો શરીરથી પર પ્રભુરૂપ છીએ" એવો અનુભવ થવો જોઇએ. એ અનુભવને અંતે સ્થૂલ શરીરને પણ શારીરિક અહંતા કરતાં વધારે વિશાળ ભાવનાયુક્ત ચૈતન્યથી છવાયલું આપણે

અનુભવીએ છીએ. ત્યારપછી આપણા પ્રાચીન ઋષિઓના કથન પ્રમાણે " આત્મા શરીરને ધારણ કરે છે " યાને " શરીરમાં આત્મા નથી, પરંતુ આત્મામાં શરીર છે " એ સત્યનો આપણને સતત અને સાહજિક સાક્ષાત્કાર બળપૂર્વક અને પ્રત્યક્ષ રીતે થાય છે. આપણા વિચારો પણ તે પછી મગજમાંથી નહિ પરંતુ તેની ઉપરની ભૂમિકામાંથી આવે છે આપણી શક્તિ પણ ત્યાંથીજ કાર્ય કરે છે. આપણું મગજતો એ વિજ્ઞાનમય ભૂમિકાના વિચાર અને શક્તિના ધક્કાના પ્રતિકાર્ય રૂપેજ કાર્ય કરતું જણાય છે. અર્થાત્ સર્વ વસ્તુઓની ઉત્પત્તિ વિજ્ઞાનમાંથીજ થાય છે. આપણી મનોમય ભૂમિકામાં જેટલું બને છે તે બધાના મૂળરૂપે વિજ્ઞાનમાં પણ તે બધું કાર્ય થઇ રહ્યું હોય છે.

**વિજ્ઞાનમાં ચૈતન્ય.**

ઉપર આપણે મગજથી પર આવી રહેલા વિજ્ઞાનના કાર્યના મથકની જે વાત કહી તેનું કાર્ય સ્વતંત્ર હોઇ કોઇ જુદા જુદા વ્યક્તિત્વમાં તે પૂરાઇ રહેલું હોતું નથી. આપણું ચૈતન્ય તો છૂટું છવાયું વિખરાયલું હોય એવું આપણને ભાન થાય છે, અને આપણા મસ્તક ઉપરનું કેન્દ્ર વ્યક્તિના આધારમાં કાર્ય કરવાની સગવડતાને માટેજ છે એવું પણ આપણને લાગે છે. આપણી સર્વ ચૈતન્યમયતા વિશ્વવ્યાપી હોઇ તે વિરાટ્ ચૈતન્યની સાથે એકતા ધરાવે છે. વિરાટ્માંથીજ તે આપણામાં સ્થિતિસ્થાપક અને વિકારી વ્યક્તિત્વના રૂપમાં રૂપાંતર પામતી જણાય છે. વિજ્ઞાનમાં અનંત ચૈતન્યજ વ્યાપ્ત હોઇ તેનું કાર્ય પણ વિશ્વ પ્રત્યે હોય છે. જો કે તે પોતાની શક્તિના વ્યક્તિરૂપ કેન્દ્રો ઉપર કોઇક વાર વધારે કાર્ય કરે છે, છતા પણ આપણે હમણા જેને વ્યક્તિત્વ કહીએ છીએ તે વ્યક્તિત્વ તો વિજ્ઞાનમાં રહેવા પામતુંજ નથી આપણા ચૈતન્યની એ દશા આપણી વર્તમાનદશાથી એટલી બધી તો જુદી છે કે બુદ્ધિપ્રધાન માણસને તે કદાચ અશક્ય પણ લાગે ! અરે ! એ અવસ્થા એને ચિત્તભ્રમ કે ઘેલછા જેવી પણ જણાય ! પરંતુ એ ભૂમિકા પોતાની ગહનશક્તિ, સ્વતંત્રતા જ્ઞાન, શક્તિ, સિદ્ધિ અને વિચારમાં સત્યની પ્રત્યક્ષ સાબીતીથી બુદ્ધિના એવા સંશયોને છેક ટાળી દે છે. માનસિક ભૂમિકાની ઉચ્ચતમ સ્થિતિથી

તેની શરૂઆત થયલી હોઇ વિજ્ઞાનમાં તે અવસ્થા સંપૂર્ણ આત્મસિદ્ધિને પામે છે.

આપણામાં 'અનંતનું' ચૈતન્ય પ્રથમપદ ભોગવતું થવું જોઇએ, તે આપણને પ્રત્યક્ષ થવું જોઇએ એટલુંજ નહિ પણ આપણે ગાઢ પરિમિત અહંતાનો અનંતથી છૂટો ખ્યાલજ આવવો અશક્ય થઇ પડવો જોઇએ. કારણ કે વ્યક્તિત્વ તે અનંતમાંજ

વિજ્ઞાનમાં જાગ્રત અનંત ચૈતન્ય.

પોતાનું ગ્રહન ધારણ કરી શકે છે, પોતાનું સ્વરૂપ પકડે છે અને વાસ્તવિકતાને પ્રાપ્ત કરે છે. જ્યાંસુધી આપણું ચૈતન્ય પ્રાથમિક, સાંત અપકવ વ્યક્તિત્વનેજ પિછાને છે અને તેનાજ ઉપર પોતાના વિચાર, લાગણી શક્તિ વિગેરેનો પાયો રચે છે ત્યાંસુધી અનંતના સતત વિચારદ્વારા તેની ઝાંખી બલેને કદાચ આપણે પ્રાપ્ત કરી શકીએ, છતાં વિજ્ઞાનથી તો આપણે ઘણાજ વેગળા છીએ એ ખૂબ યાદ રાખવું. ઉલટું, આપણા ચૈતન્યને અનંતનું ભાન પ્રથમ થવું જોઇએ! એના પાયા ઉપરજ આખું જગત રચાવું જોઇએ તેમાંથીજ આપણા વિચારો, શક્તિ અને આનંદ ઉત્પન્ન થવાં જોઇએ પરંતુ એ અનંત એટલે કોઇ વિશાળ સર્વવ્યાપી અનંતતાજ નથી. વિજ્ઞાનમાં તો તેની પાછળ રહેલા દિશા અને કાલથી સ્વતંત્ર એવા સચ્ચિદાનંદનું ભાન જાગ્રત હોય છે. એ અનંતતા પ્રથમ તો જાણે આપણાથી પર આવી રહી હોય અને આપણે તેને પ્રાપ્ત કરવાને મથતા હોઇએ કિંવા તે આપણી આજુબાજુ વ્યાપી રહેલી હોય અને તેમાં આપણા છૂટા વ્યક્તિત્વનો આપણે લય કરવા મથતા હોઇએ એમ લાગે છે. પરંતુ છેવટે તો આપણે અહંતાનાં સર્વ બધનોને તોડી નાખી તે અનંતમાં સ્થિર થયેજ છૂટકો. એ પ્રમાણે થતાં અનંત પણ આપણાં કરણોમાં વધારે ને વધારે વ્યક્ત થાય છે અને પરિણામે આપણી ક્ષુલ્લકમાં ક્ષુલ્લક ક્રિયા પણ વિજ્ઞાનના સત્યમાં રૂપાંતર પામેલી જણાય છે.

ઉપર બતાવેલો વિજ્ઞાનનો પાયો જ્યારે બરાબર દઢ થાય છે ત્યારે પછી વિજ્ઞાન આપણામા સ્વાભાવિક રીતેજ કાર્ય કરે છે. વિજ્ઞાન જ્ઞાનમય સ્વરૂપનું કાર્ય છે. તેથી જ્ઞાન સ્વરૂપને પ્રાપ્ત કર્યા વિના આ-

સર્વ કરણોનો સ્વીકાર.

પછી વિજ્ઞાનને ઝીલી શકીએ, તોપણ જ્યાંસુધી આપણે જ્ઞાનસ્વરૂપ ન થઇ શકીએ, ત્યાંસુધી આપણે તેના ઉપર સંપૂર્ણ કાબુ ધરાવી શકતા નથી, કે તેને યથાર્થ પ્રાપ્ત થઇ શકતા નથી. મતલબ કે આપણું ચૈતન્ય વિજ્ઞાનના ચૈતન્યમાં ખીલકુલ રૂપાંતર પામી જવું જોઇએ ! જેવી આપણી ચૈતન્યની દશા તેવાજ આપણા મનોરથો અને સંકલ્પો. એ મનોરથો અને સંકલ્પોનું સ્વરૂપ તો સામાન્ય રીતે જેને મહાન, ઉચ્ચ વિચાર કહેવામાં આવે છે તેના જેવુંજ હોવું જોઇએ; કિંવા તેનું કાર્ય દિવ્ય વિવેકના જેવુંજ હોવું જોઇએ એવું નથી. વિજ્ઞાનમાં આપણા જ્ઞાનનાં સર્વ સાધનોનો સ્વીકાર કરવામાં આવતો હોઇ તેમને ઘણાંજ વિશાળ ક્રિયાત્મક અને અસરકારક બનાવી દેવામાં આવે છે. સામાન્ય સ્થિતિમાં તે બધાં પરિમિત, અજ્ઞાનમય અને અંધ હોય છે, પણ વિજ્ઞાનમાં તે બધાં તેની ક્રિયારૂપજ થઇ જાય છે. ઉદાહરણ તરીકે, વિજ્ઞાનમાં આપણી ઇન્દ્રિયોના સંસ્કારોને તેમના સાધારણ કાર્યક્ષેત્ર સાથે સ્વીકારવામાં આવે છે અને આપણને સર્વ વસ્તુઓનું ખરૂં ભાન થાય છે. વળી મનની સૂક્ષ્મ ઇન્દ્રિયો દ્વારા પદાર્થનું બાહ્ય તેમજ આનર બંને સત્યો સાધકને પ્રાપ્ત થાય છે. અર્થાત્ કોઇપણ પદાર્થના વિચારો લાગણીઓ, સંસ્કારો, ઇન્દ્રિયોના અનુભવો, તથા જ્ઞાનતંતુના પ્રતિકાર્યો સુદ્ધાં તે જાણી શકે છે.* વળી, વિજ્ઞાન સૂક્ષ્મ અને સ્થૂલ બંને ઇન્દ્રિયોનો ઉપયોગ કરી શકતું હોવાથી તેમને આડે માર્ગે જતી અટકાવે છે. આપણું મન જે સ્થૂલ જગતના ઉપર અજ્ઞાનથી આસક્ત છે તે જગત સિવાયની અસ્તિત્વની બીજી તમામ ભૂમિકાઓનું જ્ઞાન આપે છે અને પરિણામે આપણા વિશ્વની મર્યાદાને તે વિશાળ બનાવી મૂકે છે. વળી, આપણી ઇન્દ્રિયોના સ્પર્શોને પણ વિજ્ઞાન રૂપાંતર પમાડી તેમને સંપૂર્ણ ધારણાશક્તિ અને વેગ અર્પે છે. આપણા સાધારણ જીવનમાં એ વેગ અને ધારણાશક્તિ આવી શકતાંજ નથી. કારણ કે અમુક આંદોલનો કરતાં વધારે સૂક્ષ્મ

* પદાર્થ ઉપર સંયમ કરવાથી એ શક્તિ આવે છે એવું પાતંજલ યોગમાં કહ્યું છે. પરંતુ વિજ્ઞાનમાં એ શક્તિ સંયમ સિવાય સ્વભાવ સિદ્ધ જ હોય છે.

આંદોલનો ઝીલવાને મન અને શરીર બને અસમર્થ છે; એટલુંજ નહિ પણ કદાચ તેઓ એ પ્રમાણે કરવાનો પ્રયત્ન આદરે છે તો તે બંનેને તે આંદોલનોના ધક્કાથી અથવા તો તેમનાં લાંબા ભારથી તેમનો નાશ થવાની પૂર્ણ વકી છે. વળી, આપણી લાગણીઓ અને આવેશોમાં જે જ્ઞાન કાર્ય કરી રહ્યું હોય છે તેને વિજ્ઞાન સ્વીકારતું હોવાથી લાગણીઓ અને આવેશોના બંધનોમાંથી સાધક મુક્ત રહી તેનાં સર્વ અજ્ઞાન, વિગેરેનો નાશ કરે છે. મતલબ કે વિજ્ઞાન એટલેજ સત્ય–ઋતમ્–ઉચ્ચમાં ઉચ્ચ નિયામક ભૂમિકા !

વિજ્ઞાનમાં જ્ઞાન અને શક્તિની એકતા.

જ્ઞાન અને શક્તિ એ બંને ચૈતન્યના કાર્યની બે જુદીજુદી બાજુઓ છે. મનોમય ભૂમિકામાં તે બંને જુદીજુદી હોય છે. સૌથી પ્રથમ આપણને વિચાર આવે છે, ત્યાર પછી ઘણે ભાગે તો તેની પાછળ ધીમે ધીમે ખોડંગતી શક્તિ આવે છે છતાં કોઇવાર તે વિચારની સામે પણ થઇ જાય છે. તેમ કવચિત વિચાર તેને પોતાના અપૂર્ણ સાધન તરીકે અપૂર્ણતાથી વાપરે છે. વળી, કવચિત શક્તિ પોતે અર્ધજાગ્રત વિચારને પોતાનામાં સમાવી લઇને કાર્ય કરવા મંડી પડે છે, અને રઘવાટમાં એવું કાંઇક કરી મૂકે છે કે જેની પૂરેપૂરી સમજણ આપણને તો સમય ગયા પછીજ પડે છે. અર્થાત્ જ્ઞાન અને શક્તિ વચ્ચે સંપૂર્ણ મેળાપ તો કદી હોતો નથી, અને તેમાં શરૂઆત ને સિદ્ધિ યાને આરંભ ને પૂર્ણાહુતિ વચ્ચે કોઇ પણ પ્રકારનો મેળ હોતો નથી. તેમાયે પણ વ્યક્તિની શક્તિ વિરાટ્ શક્તિ જોડે સંવાદિ યાને એકતાલ હોતી નથી. વ્યક્તિની શક્તિ ઘણુંખરું તો વિચારથી પર થવા મથે છે અથવા તો તેને પહોંચી શકતી નથી કે પછી તેનાથી દૂર જઇ તેની વિરૂદ્ધજ કાર્ય કરે છે. સત્યનો સમય તથા તેનું માપ વ્યક્તિની શક્તિ જાણતી નથી. વિજ્ઞાન પ્રથમ તો આપણી શક્તિને લઇને પોતાના જ્ઞાન સાથે તેને સંવાદિ બનાવે છે અને ત્યાર પછી તેને જ્ઞાન સાથે સંપૂર્ણ અદ્વૈત પ્રાપ્ત કરાવે છે. વિજ્ઞાનના જ્ઞાનમાં વ્યક્તિ અને વિરાટ્નો વિચાર એક હોય છે. કારણ કે તે બંને ઉત્તમોત્તમ સત્ય જોડે એક થાય છે. વિજ્ઞાન

આપણી બુદ્ધિપ્રધાન શક્તિને સ્વીકારીને તેનું રૂપાંતર કરી દે છે. એટલુંજ નહિ પરંતુ આપણી ઇચ્છાઓ, કામનાઓ, વાસનાઓ સુદ્ધાંતે, અરે! આપણા ઇન્દ્રિયજન્ય સંસ્કારો અને આવેગોને પણ સ્વીકારીને તેમનું તે સંપૂર્ણ રૂપાંતર કર છે. તે બધી ઇચ્છાઓ અને કામનાઓ છેકજ શાંત થઇ જાય છે કારણ કે પછી તે આપણી પોતાની રહેતી નથી. વળી અપ્રાપ્ત વસ્તુને માટે સામાન્ય માણસમાં જે પ્રમાણે એ કામનાઓ તલસે છે તે પ્રમાણે વિજ્ઞાન કોટિએ પહોંચેલા સાધકના સંબંધમાં થતું નથી. અર્થાત્ એ બધી ક્રિયાઓ આપણા અપૂર્ણ મનની અંધ ક્રિયાઓ તરીકે બંધ પડી જઇ સત્યશક્તિના કાર્યમાં રૂપાંતર પામી જાય છે અને મનથી કદીપણ ન કળી શકાય એવી અસરકારક સફળતા સાથે કાર્ય કરે છે! આમ હોવાથીજ વિજ્ઞાનમય ભૂમિકામા પાપનું અસ્તિત્વ તો અશક્યજ છે! કારણ કે **પાપ એટલે શક્તિની ભૂલ અને કામના એટલે અજ્ઞાનનું કાર્ય!**

**વિજ્ઞાનમાં ચિત્તનું રૂપાંતર.** બધી ઇચ્છાઓજ જ્યાં બંધ પડે છે એટલે પછી દુઃખ, શોક વિગેરે પણ રહેવા પામતા નથી. વિજ્ઞાન આપણાં જ્ઞાન અને શક્તિને રૂપાતર પમાડે છે એટલુંજ નહિ પરંતુ તે આપણા ચિત્ત યાને લાગણી અને પ્રેમના સ્થાનનું પણ દિવ્ય આનંદમા રૂપાતર કરે છે જ્ઞાન અને શક્તિ એ બે ચૈતન્યના કાર્યની બે બાજુઓ છે, ત્યારે આનંદ એ ચૈતન્યનુંજ સ્વરૂપ હોઇ જ્ઞાન અને શક્તિના પરસ્પર કાર્યનું સ્વાભાવિક પરિણામ છે. આપણે જેને સુખ દુઃખ, હર્ષ શોક, વિગેરે નામો આપીએ છીએ તેનું મૂળ કારણ તો આપણું ચૈતન્ય અને તે પોતે જે બળ કામે લગાડે છે તેની તથા આપણા જ્ઞાન અને શક્તિની વચ્ચે વર્તી રહેલ સંવાદ અથવા એકતાનો મનોમય ભૂમિકામા ઉતરી પડવાને લીધે દ્વૈતભાવ પેદા થવાથી જે ભંગ થાય છે તે છે. એ પ્રમાણે મનોમય ભૂમિકામા ઉતરી પડવાથી તે પરિમિત થાય છે અને સંપૂર્ણ કાર્ય કરવાને અશક્ત બને છે એટલુંજ નહિ પણ બીજી શક્તિઓ બીજાં ચૈતન્યો બીજું જ્ઞાન અને બીજા બળો સાથે તેને અથડા અથડીના પ્રસંગો ઉભા થાય છે. વિજ્ઞાન, એ કાર્ય ગુંચવાડાને પોતાનામા રહેલા સત્યના જોરે એકદમ

સત્ય નિયમના સંવાદમાં અને અદ્વૈતમાં લાવી મૂકે છે. વિજ્ઞાન આપણી સર્વ લાગણીઓને સ્વીકારીને તેમને પ્રેમ અને આનંદના જુદા જુદા સ્વરૂપમાં રૂપાંતર પમાડે છે એટલુંજ નહિ પરંતુ આપણામાં રહેલા તિરસ્કાર, દ્વેષ અને દુઃખનાં કારણોને પણ તે એવુંજ રૂપાતર પમાડે છે. વિજ્ઞાનમાં એ સર્વ માનસિક કાર્યોની ભૂલ જણાઇ આવે છે, અને તેથી તે બધાં વિકૃત કેમ થયાં તે પણ માલુમ પડે છે. તાત્પર્ય કે, વિજ્ઞાન આપણી સમગ્ર પ્રકૃતિને સનાતન કલ્યાણમય બનાવી દે છે. આપણી લાગણીઓને તે ફેરવી નાખે છે, તેમજ આપણા ઇન્દ્રિયજન્ય સંસ્કારો અને તેના અનુભવો જે આનંદ શોધી રહ્યા છે તે બતાવીને તેમનું પણ રૂપાંતર કરી દે છે. પરિણામે તેઓ વિકાર અને પાપથી મુક્ત થાય છે, કારણ કે વિજ્ઞાન મિથ્યા સુખની પાછળ દોડતા એ બધાં વિકારો દ્વારા પણ અનંત પરમાત્માને શી રીતે પ્રાપ્ત કરવો તે બતાવી આપે છે. મનોમય ભૂમિકામાં આ બધું રૂપાંતર થવા પામતું નથી, પરંતુ મન, પ્રાણ અને શરીરને દિવ્ય આનંદની અવિભક્ત શુદ્ધિમાં અને સ્વાભાવિક સફળતામાં અર્થાત્ સતત આનંદમાં ફેરવી નાખવાથી થાય છે.

વિજ્ઞાનની શક્તિઓ.

આ પ્રમાણે વિજ્ઞાનય ભૂમિકા એ સંપૂર્ણ શક્તિ—બળ અને સંપૂર્ણ આનંદ બળ ધરાવે છે. તે મન, પ્રાણ અને શરીરની ભૂમિકાઓથી પર હોય સર્વવ્યાપી અને સર્વમય છે એટલે અહંતાપ્રધાન પુરૂષત્વ અને વ્યક્તિત્વથી પણ તે મુક્ત હોય છે. કારણકે વિજ્ઞાન એ આત્માની ઉચ્ચ ભૂમિકાનું—ચૈતન્યની ઉચ્ચ દશાનું અને તેથીજ વધારે શક્તિ અને આનંદનું પણ લીલા સ્વરૂપ છે. વિજ્ઞાનની શક્તિઓ કેટલીક વાર યોગની ભાષામાં જેને સિદ્ધિ કહેવામાં આવે છે તેના જેવીજ હોય છે. યુરોપીઅન લોકો તેને છુપી શક્તિ કહે છે. ભક્તો તેનાથી દૂર રહે છે અને ડરે છે; કારણ કે પ્રભુપ્રાપ્તિના માર્ગમાથી તે આડે રસ્તે લઇ જાય છે. પરંતુ એ પ્રમાણે થવાનું કારણ એ છે કે અહંતા પોતાના સ્વાર્થી સંતોષને માટે અધોગામી ભૂમિકામાં રહીને તેમને માટે ઇચ્છા કરે છે. વિજ્ઞાનમાં તે છૂપી શક્તિઓ હોતી નથી કે સિદ્ધિ જેવું પણ કશું હોતું નથી, પરંતુ સ્વાભાવિક ખુલ્લેખુલ્લી અને તદ્દન પ્રયત્ન વગરની કુદરતી શક્તિઓજ

હોય છે વિજ્ઞાન એ પ્રભુની દિવ્યપ્રકૃતિની શક્તિ અને તેનુ કાર્ય છે વિજ્ઞાનભૂમિમને પ્રાપ્ત થયેલી વ્યક્તિદ્વારા એ શક્તિજ કાર્ય કરે છે, તેથી જરાપણ સ્ખલન કે અહતાના પ્રતિકાર્ય વગર કિવા પ્રભુપ્રાપ્તિના કાર્યને વિસારે મૂકી દીધા વગર તે સાધક નિરતર કાર્ય કરતો રહે છે. વિજ્ઞાનમા વ્યક્તિ અહતા રૂપે અસ્તિત્વ ધારણ કરી શકતી નથી પરતુ તે પરા પ્રકૃતિમાથી ઉદ્ભવતા દિવ્ય પ્રકૃતિનુજ તે સ્વરૂપ હોય છે એ સ્વરૂપ પરાત્પર વિગટનુજ વ્યક્તિગત રૂપ હોઇ આત્માના તેમજ દિવ્ય શક્તિના જ્ઞાનયુક્ત હોય છે

પુરૂષ અને પ્રકૃતિનો ખરો સબધ અને ખરૂ કાર્ય વિજ્ઞાનમાજ માલુમ પડે છે. કારણ કે એ ભૂમિકામાજ તેઓ

વિજ્ઞાન એજ ઇશ્વરનુ કાર્ય

અદ્વૈતને પામે છે ઇશ્વર વિજ્ઞાનમા પડદા પાછળ હોતો નથી એમા તો સર્વ કઇ તેનુજ કાર્ય હોય છે વિજ્ઞાનમા જીવ "હુ ધારૂ છુ, હુ કર્મ કરૂ છુ, હુ ઇચ્છા કરૂ છુ, મને લાગણી થાય છે," એવુ કહી શકતોજ નથી. તેમજ અદ્વૈતને પ્રાપ્ત થતા પહેલા —

त्वया हृषीकेश हृदिस्थितेन यथा नियुक्तोस्मि तथा करामि ।

અર્થાત્ 'હે હૃષીકેશ! મારા હૃદયમા રહીને તુ જે પ્રમાણે દોરે છે તે પ્રમાણે હુ કાર્ય કરૂ છુ' એવુ પણ તે મ્હેતો નથી, કારણ કે પછી મનોમય ચૈતન્યને કાર્ય કરવાનુ હૃદય આગળ રહેલુ ચક્ર એ કાય વિચાર વિગેરેની ઉત્પત્તિનુ સ્થાન ન રહેતા વિચારના પ્રવાહને ઝીલવાના માત્ર એક માર્ગરૂપ થઇ રહે છે પછી તે વ્યક્તિ સર્વના અધિષ્ઠાતા તરીકે બીરાજતા પ્રભુનેજ સતત નિહાળે છે અને પોતાનામા પણ તે પ્રભુજ કાર્ય કરી રહ્યા છે એવુ અનુભવે છે

પછી તેનાથી ઉર્ધ્વ ભૂમિકામા–परार्धे परमास्य परावति–સ્થિત થઇને તે હિંમત અને અનુભવપૂર્વક કહી શકે છે કે 'ઇશ્વર પોતેજ પોતાની પ્રકૃતિ દ્વારા મારા દેખીતા વ્યક્તિત્વમા કાર્ય કરી રહ્યા છે આનદ લઇ રહ્યો છે, અને વિશ્વમા ચાલી રહેલી તેની અનત લીલાને મારામા કૃતાર્થ કરી રહ્યો છે"

---

સત્ય નિયમના સંવાદમાં અને અદ્વૈતમાં લાવી મૂકે છે. વિજ્ઞાન આપણી સર્વ લાગણીઓને સ્વીકારીને તેમને પ્રેમ અને આનંદના જુદા જુદા સ્વરૂપમાં રૂપાંતર પમાડે છે એટલુંજ નહિ પરંતુ આપણામાં રહેલા તિરસ્કાર, દ્વેષ અને દુ:ખનાં કારણોને પણ તે એવુંજ રૂપાંતર પમાડે છે. વિજ્ઞાનમાં એ સર્વ માનસિક કાર્યોની ભૂલ જણાઇ આવે છે, અને તેથી તે બધાં વિકૃત કેમ થયાં તે પણ માલુમ પડે છે. તાત્પર્ય કે, વિજ્ઞાન આપણી સમગ્ર પ્રકૃતિને સનાતન કલ્યાણમય બનાવી દે છે. આપણી લાગણીઓને તે ફેરવી નાખે છે, તેમજ આપણા ઇન્દ્રિયજન્ય સંસ્કારો અને તેના અનુભવો જે આનંદ શોધી રહ્યા છે તે બતાવીને તેમનું પણ રૂપાંતર કરી દે છે. પરિણામે તેઓ વિકાર અને પાપથી મુક્ત થાય છે, કારણ કે વિજ્ઞાન મિથ્યા સુખની પાછળ દોડતા એ બધાં વિકારો દ્વારા પણ અનંત પરમાત્માને શી રીતે પ્રાપ્ત કરવો તે બતાવી આપે છે. મનોમય ભૂમિકામાં આ બધું રૂપાંતર થવા પામતું નથી. પરંતુ મન, પ્રાણ અને શરીરને દિવ્ય આનંદની અવિભક્ત શુદ્ધિમાં અને સ્વાભાવિક સફળતામા અર્થાત્ સતત આનંદમાં ફેરવી નાખવાથી થાય છે.

વિજ્ઞાનની શક્તિઓ.

આ પ્રમાણે વિજ્ઞાનય ભૂમિકા એ સંપૂર્ણ શક્તિ-બળ અને સંપૂર્ણ આનંદ બળ ધરાવે છે. તે મન, પ્રાણ અને શરીરની ભૂમિકાઓથી પર હોઇ સર્વવ્યાપી અને સર્વમય છે એટલે અહંતાપ્રધાન પુરૂષત્વ અને વ્યક્તિત્વથી પણ તે મુક્ત હોય છે. કારણકે વિજ્ઞાન એ આત્માની ઉચ્ચ ભૂમિકાનું-ચૈતન્યની ઉચ્ચ દશાનું અને તેથીજ વધારે શક્તિ અને આનંદનું પણ લીલા સ્વરૂપ છે. વિજ્ઞાનની શક્તિઓ કેટલીક વાર યોગની ભાષામા જેને સિદ્ધિ કહેવામા આવે છે તેના જેવીજ હોય છે. યુરોપીઅન લોકો તેને છુપી શક્તિ કહે છે. ભકતો તેનાથી દૂર રહે છે અને ડરે છે, કારણ કે પ્રભુપ્રાપ્તિના માર્ગમાથી તે આડે રસ્તે લઇ જાય છે. પરંતુ એ પ્રમાણે થવાનું કારણ એ છે કે અહંતા પોતાના સ્વાર્થી સંતોષને માટે અધોગામી ભૂમિકામા રહીને તેમને માટે ઇચ્છા કરે છે. વિજ્ઞાનમા તે છૂપી શક્તિઓ હોતી નથી કે સિદ્ધિ જેવું પણ કશું હોતું નથી, પરંતુ સ્વાભાવિક ખુલ્લેખુલ્લી અને તદ્દન પ્રયત્ન વગરની કુદરતી શક્તિઓજ

હોય છે. વિજ્ઞાન એ પ્રભુની દિવ્યપ્રકૃતિની શક્તિ અને તેનું કાર્ય છે. વિજ્ઞાનભૂમિકાને પ્રાપ્ત થયેલી વ્યક્તિદ્વારા એ શક્તિજ કાર્ય કરે છે; તેથી જરાપણ સ્ખલન કે અહંતાનાં પ્રતિકાર્ય વગર કિંવા પ્રભુપ્રાપ્તિના કાર્યને વિસારે મૂકી દીધા વગર તે સાધક નિરંતર કાર્ય કરતો રહે છે. વિજ્ઞાનમાં વ્યક્તિ અહંતા રૂપે અસ્તિત્વ ધારણ કરી શકતી નથી પરંતુ તે પરા પ્રકૃતિમાંથી ઉદ્ભવતા દિવ્ય પ્રકૃતિનુંજ તે સ્વરૂપ હોય છે. એ સ્વરૂપ પરાત્પર વિરાટ્નુંજ વ્યક્તિગત રૂપ હોઇ આત્માના તેમજ દિવ્ય શક્તિના જ્ઞાનયુક્ત હોય છે.

વિજ્ઞાન એજ ઇશ્વરનું કાર્ય

પુરૂષ અને પ્રકૃતિનો ખરો સંબંધ અને ખરૂં કાર્ય વિજ્ઞાનમાજ માલુમ પડે છે. કારણ કે એ ભૂમિકામાજ તેઓ અદ્વૈતને પામે છે. ઇશ્વર વિજ્ઞાનમાં પડદા પાછળ હોતો નથી' એમા તો સર્વ કંઇ તેનુંજ કાર્ય હોય છે. વિજ્ઞાનમા જીવ "હું ધારૂં છું, હું કર્મ કરૂં છું, હું ઇચ્છા કરૂં છું, મને લાગણી થાય છે," એવું કહી શકતોજ નથી. તેમજ અદ્વૈતને પ્રાપ્ત થતાં પહેલા —

त्वया हृषीकेश हृदिस्थितेन यथा नियुक्तोस्मि तथा करोमि ।

અર્થાત્ "હે હૃષીકેશ ! મારા હૃદયમા રહીને તું જે પ્રમાણે દોરે છે તે પ્રમાણે હું કાર્ય કરૂં છું" એવું પણ તે કહેતો નથી, કારણ કે પછી મનોમય ચૈતન્યને કાર્ય કરવાનું હૃદય આગળ રહેલું ચક્ર એ કાઇ વિચાર વિગેરેની ઉત્પત્તિનુ સ્થાન ન રહેતા વિચારના પ્રવાહને ઝીલવાના માત્ર એક માર્ગરૂપ થઇ રહે છે. પછી તે વ્યક્તિ સર્વના અધિષ્ઠાતા તરીકે બીરાજતા પ્રભુનેજ સતત નિહાળે છે અને પોતાનામા પણ તે પ્રભુજ કાર્ય કરી રહ્યો છે એવું અનુભવે છે.

પછી તેનાથી ઉર્ધ્વ ભૂમિકામા–परार्धे परमास्यं पारायति–સ્થિત થઇને તે હિંમત અને અનુભવપૂર્વક કહી શકે છે કે "ઇશ્વર પોતેજ પોતાની પ્રકૃતિ દ્વારા મારા દેખીતા વ્યક્તિત્વમા કાર્ય કરી રહ્યો છે, આનંદ લઇ રહ્યો છે, અને વિશ્વમા ચાલી રહેલી તેની અનંત લીલાને મારામાં કૃતાર્થ કરી રહ્યો છે."

## પ્રકરણ ૨૪ પૃથક્કરણઃ—



વિજ્ઞાનથી પર આનંદમય કોશ આવી રહેલો છે. જીવનના એકેએક ક્ષેત્રમાં આનંદ પ્રાપ્ત કરી શકાય છે. પોતાનાજ આત્મામાં તેનો સાક્ષાત્કાર કરનારાઓ ૧. પ્રવાહપતિતગતિ, ૨. બાળકવૃત્તિવાળા, ૩. ઉન્માદવાળા અથવા તો ૪. પિશાચ વૃત્તિના ચપલા જોવામાં આવે છે. તોપણ તે ખરેખરી પૂર્ણતા નજ કહી શકાય.

મનોમય ભૂમિકામાં વિજ્ઞાનનું પ્રતિબિંબ પડી શકે છે, તોપણ મન અને વિજ્ઞાનમાં ઘણો ભેદ રહેલો છે. વિજ્ઞાનમાં ચૈતન્યનું પ્રભુત્વ અને પૂર્ણતા અર્થાત્ જ્ઞાન, શકિત અને આનંદ સંપૂર્ણ હોય છે. એટલુંજ નહિ પરંતુ તેમા પ્રકૃતિની પૂર્ણતા પણ રહેલી હોય છે. વિજ્ઞાનમાં મનુષ્યરૂપે ઇશ્વર પોતાની જાતનેજ જાણે છે. તેને પુરૂષ પ્રકૃતિના દ્વૈતના અદ્વૈતનો સાક્ષાત્કાર થાય છે બીજી ભૂમિકાઓમાં આત્મા પ્રકૃતિને વશ હોય છે. વિજ્ઞાનમાં ઇશ્વરની શકિત પ્રત્યેક ઇચ્છા અને પ્રત્યેક કર્મના નિયામક તરીકે કાર્ય કરે છે. વિજ્ઞાન બીજી ભૂમિકાઓના સાક્ષાત્કારોને સ્વીકારે છે તથા તેનામા સંપૂર્ણ સ્વતંત્રતા પ્રવર્તે છે. તે સ્વતંત્રતા આનંદરૂપે, ઉદાસીનતારૂપે ઉન્માદરૂપ વ્યકત થાય છે. વિશ્વની અનંત લીલા પણ તે આનંદને લીધેજ વિલસે છે. તે આત્મા બાહ્ય લોકાચારને તથા રૂઢીને માન આપેજ એવુ કાંઇ નથી.

વિજ્ઞાન અને આનંદમાં સમૂચો ભેદ આવી રહેલો છે. આનંદ સર્વ ભૂમિકાઓમા મળી શકે છે શરીર, પ્રાણ, અને મનમા તે ઓછો હોય છે. વિજ્ઞાન સંપૂર્ણ આનંદને ધારણ કરી શકે છે. તેમાં કાર્યોનું મૂળ આનદ હોય છે. આનંદમય કોશમાં સર્વ જ્ઞાન આત્મચૈતન્યરૂપ અર્થાત્ પોતાના જ આત્મારૂપે પ્રાપ્ત થાય છે. તેમાં સાધકની શકિત પરાત્પર શકિતના રૂપમા પરિણામ પામે છે તથા આનંદ પણ સંપૂર્ણ હોય છે.

વિજ્ઞાનમાં અનંતનું ચૈતન્ય, તથા તેની લીલાના ક્ષેત્રરૂપ વ્યક્તિત્વનું સાધકને ભાન રહી શકે છે, અર્થાત્ અનંત સાથેનું અદ્વૈત ગુમાવ્યા વગર સાધક વિજ્ઞાનમાં પોતાની સ્વતંત્રતાને જાળવીને વિવિધ સંબંધો બાંધી શકે છે. આનંદમાં વ્યક્તિત્વજ રહેતું નથી. તે પોતાની જાતને સર્વત્ર જુવે છે. સર્વને તે પોતાના સ્વરૂપે જુવે છે. તેને પ્રાપ્ત કર્યા પછી જ્ઞાનની પણ અપેક્ષા રહેતી નથી. સર્વ ચૈતન્ય, સર્વ શક્તિ, સર્વ ક્રિયાઓ સર્વ સ્વરૂપો તેને પોતાનાંજ દેખાય છે. આનંદમય ભૂમિકાને ગોલોક, વૈકુંઠ, બ્રહ્મલોક વિગેરે જુદાં જુદાં નામ આપવામાં આવ્યાં છે. એ ભૂમિકામાં જગતની લીલા વિસ્તરતી નથી. તોપણ ઉપનિષદમાં આનંદને વિશ્વનો ઉત્પાદક કહ્યો છે.

વિજ્ઞાન અથવા તો આનંદને પ્રાપ્ત કરવાથી પ્રથમ તો જીવનનો અને વિશ્વનો ત્યાગ કરવાની ભાવના ઉત્પન્ન થઇ જાય છે. પરંતુ તે પ્રમાણે કરવું ઇષ્ટ નથી. આપણે તો માનુષી પ્રકૃતિનું રૂપાંતર કરવાનું છે. પરાત્પર તો સર્વ ભૂમિકાઓથી પણ પર હોય છે. મુમુક્ષુત્વનો પણ સાધકે ત્યાગ કરવો જોઇએ. એ પણ એક લાલચ છે. પરાત્પરનો સાક્ષાત્કાર કરનાર શોક, ભય તથા દ્વૈતભાવથી મુક્ત થાય છે.

આનંદમય કોશમાં આત્મા જન્મ મરણ, જ્ઞાન, અજ્ઞાનથી પર થઇ જાય છે. સામાન્ય સ્થિતિમાં આનંદમય ભૂમિકા પ્રાપ્ત કરી શકાય તેવી નથી. વિજ્ઞાનને પ્રાપ્ત કર્યા પછી તેને પહોંચાય છે. એ ભૂમિકામાં સર્વ વિરોધોનો લય થઇ જાય છે. મનોમય ભૂમિકામાં પુરૂષ પ્રકૃતિ વચ્ચે દ્વૈત હોય છે. વિજ્ઞાનમાં પુરૂષ પ્રકૃતિ જોડાયલાં હોય છે. આનંદમાં પુરૂષ પ્રકૃતિરૂપેજ દેખાય છે. એટલે આનંદમાં પુરૂષ, પ્રકૃતિ જોડે નહિ, પરંતુ પોતાની જાતની જોડે લીલા કરે છે. બાલસ્વરૂપ પ્રભુની લીલા કે કૃષ્ણની રાસલીલાનો અર્થ તેજ છે.



# પ્રકરણ ૨૪ મું.

## વિજ્ઞાન અને આનંદ.

વિજ્ઞાનથી પર આનંદ.

વિજ્ઞાનની ભૂમિકાને પ્રાપ્ત કરવાથી અને વિજ્ઞાનમય ચૈતન્ય મેળવવાથી મનુષ્યનો આત્મા અને તેનું જીવન બંને જ્ઞાન, શકિત અને આનંદની પરાકાષ્ટાને પ્રાપ્ત થઇ અનંતતાને સિદ્ધ કરે છે. એ ભૂમિકા મનોમય કોશના અપૂર્ણ કાર્ય જોડે અને પરિમિત સાક્ષાત્કારો જોડે સરખાવતાં તે સ્થિતિ અને ક્રિયામાં સર્વાંગે પૂર્ણતાવાળી લાગે છે. અને એક લેખે જોવા જતાં તેમાં એવી પૂર્ણતા હોય છે પણ ખરી, કારણકે મનોમય ભૂમિકામાં ગમે તેવો ઉચ્ચ આધ્યાત્મિક અનુભવ માણસ કરે તો પણ તેમાં એક દેશીયતા, પક્ષપાતીપણું અને એકલપેટાપણું તો હોય છેજ. વળી માનસિક ભૂમિકાના સૌથી વિશાળ અનુભવો જીવનમાં ઉતારી શકાતા નથી એટલે તે પણ અપૂર્ણ રહે છે. એમ છતાં વિજ્ઞાનની પૂર્ણતા પણ તેનાથી ઉચ્ચ ભૂમિકાની જોડે સરખાવતાં સાપેક્ષ પૂર્ણતાજ છે. બીજા શબ્દોમાં કહીએ તો વિજ્ઞાનમય ભૂમિકા એ આવિર્ભાવ પામતા આત્માના મૂળ અને અંતિમ આદર્શ રૂપે રહેલી અનંતતાને પ્રાપ્ત કરવા માટે છેલ્લું પગથીરૂં છે.

સર્વ ભૂમિકામાં આનંદ.

ઉપનિષદ્ આપણને કહે છે કે જ્ઞાનમય પુરૂષને પ્રાપ્ત કર્યા પછી અને બીજી સર્વ સ્થૂલ અને સૂક્ષ્મ ભૂમિકાઓને તેમાં ખેંચી લીધા પછી સૌથી છેવટનું પગલું એ છે કે વિજ્ઞાનમય પુરૂષને આનંદમય કોશમાં લઇ જવો ને ત્યાં આધ્યાત્મિક પૂર્ણતા સિદ્ધ કરવી. આ ઠેકાણે, અલબત્ત, આપણને સવાલ થાય છે કે શું તે ખરેખાત છેલ્લું પગથીરૂં છે કે પછી આપણા વિચાર પ્રમાણેજ છેલ્લું છે? કિંવા આપણે માટે તે હમણાં જરૂરનું હોવાને લીધે આપણે તેને છેલ્લું કહીએ છીએ? આનંદ એ

આત્માનો મૂળ સ્વભાવ છે. આનંદમાંજ આત્મા પોતાના સત્ય ચૈતન્ય અને શકિતને ધારણ કરે છે. એટલા માટેજ જ્યારે મનુષ્ય આત્માના નિરપેક્ષ, અપરિમિત અને સ્વભાવિક આનંદને પ્રાપ્ત કરે છે ત્યારે તેની અનંત પૂર્ણતાને અનંત મૂર્તિ મળી ગણાય છે. એ આનંદ આપણી બીજી સામાન્ય ભૂમિકાઓમાં કે જેમાં પુરૂષ પોતાની પરિમિત પ્રકૃતિ સાથે લીલા કરે છે તેમાં અર્થાત્ અન્નમય, પ્રાણમય, મનોમય, તથા વિજ્ઞાનમય ભૂમિકાઓમાં પણ ભોગવી શકાય છે, કારણકે એ પ્રત્યેક ભૂમિકામાં અસ્તિત્વની બીજી છ એ છ ભૂમિકાઓનાં બીજ રહેલાં હોઇ પ્રત્યેક ભૂમિકાને તેની પોતાની પૂર્ણતા પ્રાપ્ત કરાવી શકાય છે. માણસમાં રહેલો અન્નમય પુરૂષ પણ પોતાની આસપાસ રહેલી જડ પ્રકૃતિમાં પોતાનું પ્રતિબિંબ પાડી તેમાં આનંદ, શકિત અને અનંતતા અનુભવી શકે છે. એ એકતા કરવાનો બીજો માર્ગ એ છે કે પોતાની અંદર રહેલા આત્મામાં માણસે લય પામવું. આમ કરતાં પરિણામે સાધકનું સ્થૂલ મન અદ્ભુત નિદ્રામાં પડી જાય છે અને તેનું દેહભાન કાંતો સમૂળગું જતું રહે છે, કિંવા પ્રકૃતિના હાથમાં નિર્જીવ વસ્તુની માફક પવનમાં હાલતા પાંદડાની પેઠે તે શારીરિક ક્રિયાઓ કર્યે જાય છે. અગર તો પછી બાલવત્ બની દિવ્ય બાલકની પેઠે પોતાનાં કર્મો આચારતો છતાં સાધક તેમની જવાબદારીથી મુક્ત અને શુદ્ધ રહે છે. ઉપર જણાવેલી સ્થિતિ જ્ઞાન અને આનંદની ઉચ્ચ ભૂમિકાની સિદ્ધિ વગર પણ મેળવી શકાય છે. પરંતુ સચ્ચિદાનંદનો એ પ્રકારનો સાક્ષાત્કાર જડ છે, એટલે કે તેમાં પુરૂષ પ્રકૃતિના ઉપર અધિકાર જમાવીને કાર્ય કરતો નથી. જે પ્રમાણે અન્નમય પુરૂષ સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર કરી શકે છે તે પ્રમાણે પ્રાણમય પુરૂષ પણ વિરાટ્ જીવન-વિશ્વ જીવનમાં પોતાનું પ્રતિબિંબ નાખીને અગર તો આત્મામાં લય પામીને સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર કરી શકે છે. પરંતુ તેમાં સંપૂર્ણ લયની અવસ્થા પ્રાપ્ત થતાંજ સાધક ઉન્મત્તની પેઠે, જગત અને પોતાની જાતનો વિચાર કર્યા સિવાય વિશ્વ પ્રાણની અનંત લીલાથી પ્રેરિત થઇને પોતાની કિંચિત્ પણ જવાબદારી સિવાય, જીવનશકિતના કાર્યને આધીન વર્તે છે. વખતે એ ઉન્મત્ત દશા કરતાં પણ તે આગળ જાય છે, અને મનુષ્ય જાતિના ગુહ્ય તથા વ્યવહારોને દૂર ફેંકી દઇને પિશાચની પેઠે

પણ વર્તન કરે છે. એવી અવસ્થામા પણ પ્રકૃતિના ઉપર અધિકાર જામેલો ગણી શકાય નહિ, કારણ અતરાત્મામા, (આનદપૂર્ણ અને નિષ્ક્રિય અવસ્થામા,) આત્માનો સાક્ષાત્કાર થયલો હોય છે, છતા પણ સ્થૂલ અને પ્રાણુમય પ્રકૃતિની ક્રિયા તો અનિયમિત રીતેજ થયા કરતી હોય છે.

મન અને વિજ્ઞાન.

મનોમય પુરૂષ પણ વિરાટ્ મનમાં પોતાની જાતનું પ્રતિબિંબ નાખીને અથવા તો કેવળ આત્મામા લીન થઇને સચ્ચિદાનદનો ઉપભોગ કરી શકે છે. એ અવસ્થાને પરિણામે કાતો મન અને કર્મનો લય થઇ જાય છે કે પછી મહાત્માઓની પેઠે તે કામનારહિત કર્મો કરે છે તેવા આત્માઓ જગતમા જાણે એકલા હોય અને સર્વ માનુષી સબધો વિષે બેદરકાર હોય તેમ વર્તે છે, અથવા તો વિશ્વ સાથે શુદ્ધ પ્રેમ અને આનંદનો સબધ રાખે છે. મનોમય પુરૂષ એ ત્રણે ભૂમિકાઓમા આત્માનો સાક્ષાત્કાર એક સામટો અથવા તો એક પછી એક કરી શકે છે અન્નમય અને પ્રાણમય ભૂમિકાઓને ઉચ્ચ ભૂમિકાના આવિર્ભાવ રૂપ બનાવીને પોતાનામા બાલકના જેવો સ્વભાવ, ઉદાસીનવૃત્તિ, જવાબદારી વિનાની સ્થિતિ, દિવ્ય ઉન્માદ તથા બેદરકારી અને આનદપૂર્ણ મહાત્મા કે ધૂની સાધુમા નજરે પડતી સર્વ નિયમો અને રીતભાતની ગેરહાજરી વ્યક્ત કરી શકે છે, તથાપિ એથી કાઇ આત્માએ વિરાટ્ પ્રકૃતિને જીતી છે એવુ કહી શકાય નહિ તોપણ અનત આત્માની આતર ને બાહ્ય સ્વતત્રતા તથા આનદદ્વારા માનસિક પ્રકૃતિની સુખદાયી સ્વાભાવિક અને અનિયમિત લીલાને પુરૂષ ધારણ કરે છે અન્નમય અને પ્રાણમય કોશ વિજ્ઞાનને ઝીલી શક્તા નથી તોપણ મનોમય કોશ—અલબત અપૂર્ણ અને પરિમિત જ્ઞાનપૂર્વક તેને પોતાનામા સ્વીકારી શકે છે એટને તે થોડે ઘણે અશે પોતાના બાહ્ય વર્તનને મનદ્વારા વશ કરી શકે ખરો. પરતુ પોતાનામા રહેલા અનત અને પોતાની બહાર આવી રહેલી પરિમિત પ્રકૃતિ વચ્ચે કેટલાક માડવાળ કરીનેજ મન વિરોધને અટકાવે છે અર્થાત્ કે મન પોતાનામા રહેલી ચૈતન્ય, શક્તિ અને આનદની અનતતાને સપૂર્ણ રીતે પોતાના બાહ્ય જીવનના અપૂર્ણ કાર્યોમા રેડી શકતુ

નથી. તો પણ મનમાં સંતોષ અને સ્વતંત્રતાની લાગણી રહે છે, કારણ કે સર્વ કર્મોની અને પરિણામોની જવાબદારી અંતરમાં રહેલો પ્રભુ પોતે જ સ્વીકારી લે છે.

વિજ્ઞાનમય અવસ્થા.

વિજ્ઞાનમય પુરૂષના કાર્યમાં ચૈતન્યનું પ્રભુત્વ અને પૂર્ણતા હમેશાં હોય છે. વિજ્ઞાનમાં જ્ઞાન, શક્તિ અને આનંદ અનુક્રમે સનાતન તેજ, સનાતન અગ્નિ અને સનાતન અમૃત અથવા સોમના રૂપમાં સ્વતંત્ર ભવ્ય અને રાજાના જેવી મુક્ત ક્રિયા કરીને અનંત પ્રકૃતિને રૂપાંતર પમાડે છે. વિજ્ઞાનમાં આત્માની તેમજ પ્રકૃતિની અનંતતા સિદ્ધ હોય છે. તે પોતાના આત્મભાવમાં પ્રકૃતિનેજ જુએ છે. બીજી અર્થાત્ મનોમય ભૂમિકામાં મનુષ્ય પોતાનામાં ઇશ્વરને અને ઇશ્વરમાં પોતાને જુએ છે, ત્યારે વિજ્ઞાનમાં મનુષ્યનારૂપમાં ઇશ્વર પોતાની જાતને ઇશ્વર રૂપેજ પ્રાપ્ત કરે છે. આથી કરી વિજ્ઞાનમય પુરૂષ પરા પ્રકૃતિમાં રમી રહેલા આત્મામાં પ્રતિબિંબિત થતો નથી, પરંતુ તેની સાથે એકતા કરે છે. વિજ્ઞાનમાં પુરૂષ તથા પ્રકૃતિનું દ્વૈત પણ સાંખ્ય તત્વજ્ઞાન પ્રમાણે તેમજ આપણા અત્યારના અનુભવ પ્રમાણે તદ્દન વાસ્તવિક હોવા છતા અદ્વૈતમાં લય પામી જાય છે. આપણા પૌરાણિક પ્રતીક અથવા સૂચકમાં તેને હુરગૌરીનો સાક્ષાત્કાર કહેવામા આવે છે. તેનુ અર્ધું સ્વરૂપ પુરૂષનું ને અર્ધું સ્ત્રીનું છે એમ કહેવાય છે. વિજ્ઞાનમય પુરૂષ અનંતમા આત્માને ગુમાવી દેતો નથી, પરંતુ અનંતમા સનાતન આત્મપ્રાપ્તિ કરે છે. વળી તેનું કાર્ય પણ અનિયમિત હોતું નથી. પરંતુ સંપૂર્ણ સ્વતંત્રતામાં તેનો આત્મસંયમ પણ સ્વતંત્ર હોય છે. બીજી ભૂમિકાઓમાં આત્મા સ્વાભાવિક રીતેજ પ્રકૃતિને વશ હોઇ તેનો નિયમ પણ તે પ્રકૃતિમાંથીજ ઉદ્દભવે છે. એટલે કે પ્રકૃતિના નિયમનો એ ભૂમિકા ઉપર સંપૂર્ણ કાબુ હોય છે. તથી જો આત્મા પોતે કેવળ અનંતમાજ લય પામે તો તેનું બાહ્ય જીવન અત્યાર સુંધી જે કેન્દ્રમાથી નિયત થતું હતું તે કેન્દ્રથી અર્થાત્ પ્રકૃતિથી તે અળગો થઇ શકે. પ્રકૃતિ વિશ્વશક્તિના મોજાઓની ગતિ જોડે નાચ કરતી હોઇ વ્યક્તિમા કાર્ય કરવાને બદલે વ્યક્તિના ઉપર તે કાર્ય કરે

છે. કેટલીકવાર તો તે બીલકુલ સ્વચ્છંદી આનંદના ઉન્માદમાં આવી જઇ ગમે તેવું વર્તન કરે છે. વ્યકિતમાં અનંત જ્ઞાનપૂર્વક કાર્ય નિયત કરે એવા કેન્દ્રની શોધ માટે સાધકને વિજ્ઞાનની પ્રાપ્તિ તરફ જવું પડે છે પુરૂષ જ્યારે વિજ્ઞાનને પ્રાપ્ત કરે છે ત્યારે પ્રકૃતિનો પ્રભુ થઇ શકે છે, કારણ કે પછી દિવ્યજ્ઞાનની બીજી બાજુ આપણને દિવ્યશકિત રૂપે જણાય છે. એ જ્ઞાન કાંઇ સાક્ષીભૂત ચૈતન્યનું જ્ઞાન નથી–સાક્ષી રૂપે ચેતન્યે જે જ્ઞાન મેળવ્યું છે તે એ નથી. પરંતુ ઇશ્વરની સ્વયંભૂ દૃષ્ટિ શકિતના નિયામક તરીકે પ્રત્યેક ઇચ્છા અને કર્મમાં કાર્ય કરતી દેખાય છે. તે સત્તા પરિમિત નથી, તેમ ઉલ્લંઘન કરી શકાય તેવી પણ નથી.

**વિજ્ઞાનનું કાર્ય.**

બીજી હલકી ભૂમિકા ઉપર જે સાક્ષાત્કારો થાય છે, તેનો વિજ્ઞાન ત્યાગ કરતું નથી. પરંતુ પોતાની નવીન પરિસ્થિતિમાં એ સર્વને તે ધારણ કરે છે. વિજ્ઞાનમય ભૂમિકામાં વિજ્ઞાનમય પુરૂષ એક બાળક છતાં રાજપુત્ર છે, કારણ કે વિજ્ઞાનમાં સનાતન બાલ્યાવસ્થાજ પ્રવર્તે છે. જુદાં જુદાં વિશ્વો એ તે બાલકને રમવાનાં રમકડાં છે, અને સમગ્ર વિરાટ્ પ્રકૃતિ એ તેને રમવાનો બાગ છે ! વિજ્ઞાનમય પુરૂષ દિવ્ય જડતાને પણ ધારણ કરે છે, છતા તે પ્રકૃતિને વશ થઇને ન છૂટકે દોરાતા જડ આત્માની પેઠે નહિ. તે આત્મા પુરૂષના આનંદથી પ્રેરાય છે એટલે તેના પુરૂષ અને પ્રકૃતિના દ્વૈતમા ઝળહળતો સૂર્ય અને તેનું તેજ પોતાની કક્ષામાં જેમ પોતાનીજ મેળે જાય છે, તેમ તે આત્માની શકિત અને આંતરચૈતન્ય વિરાટ્‌ની સાથે એકતા પામી પોતાની મેળેજ કાર્ય કરે છે. તેવા આત્માની ઘેલછા પરાત્પર ચૈતન્ય અને તેની શકિતના ઉન્માદને લીધેજ ઉત્પન્ન થાય છે, કારણ કે તેનામા સંપૂર્ણ સ્વતંત્રતા અને દિવ્ય પ્રાણશક્તિની ક્રિયાનાં આદિશનો સતત જાગ્રત રહે છે. વળી, તેનું કાર્ય પણ બુદ્ધિથી પર હોય છે એટલે બુદ્ધિ તેનું રહસ્ય જાણતી નથી; તેને મન તો તે ભયંકર ગાંડપણ જેવું લાગે છે ! પરંતુ એ પ્રકારની આનંદપૂર્ણ મસ્તી ( ગાંડપણ ) દ્વારાજ વિશ્વનો પ્રભુ પોતે કાર્ય કરે છે. બુદ્ધિ તેની લીલાનો પાર પામી શકતી નથી, એ દિવ્ય આનંદનો રાસ વિશ્વમા સર્વત્ર થઇ રહ્યો છે; તેમાં અનંત શકિતઓ

ગોપીકાઓ પેઠે કૂદકી ફરી રહી છે, પરંતુ શ્રીકૃષ્ણ પેઠે પુરુષોત્તમ, પ્રભુ તેમના હાથ પોતાના હાથમા ગણીને તેમને રામ-લીલાના ચક્રમાંજ કૂદકી ફેરવે છે ! સામાન્ય માનુષીજીવનના રીતરિવાજો તથા ધર્મોથી વિજ્ઞાનમય કોષને પ્રાપ્ત થયલો આત્મા બંધાઇ જતો નથી. આગળ આપણે પિશાચ પેઠે વર્તન કરનાર મુક્ત આત્મા વિશે ઉલ્લેખ કર્યો હતો, તેજ પ્રમાણે વિજ્ઞાનમય કોશને પ્રાપ્ત થયલા આત્મા વિશે જાણવું. માનુષી પ્રકૃતિના દ્વૈતમાં સમાધાન માનીને કેટલાક માણસો સંતોષથી રહેવાને માટે કેટલાક નિયમો પાળે છે, તથા એ નિયમો વડેજ કેટલાકો જીવનમાં વ્યાપી રહેલા વિરોધોમા પોતાને વર્તન કરવાનું ધોરણ પ્રાપ્ત કરે છે તથા બીજાઓ તેમના વડેજ જીવનમા રહેલા ઉંડા ખાડાઓથી પોતાની જાતને સંભાળપૂર્વક બચાવી લઇ શકે છે. પરંતુ વિજ્ઞાનને પ્રાપ્ત થયલા આત્માને માટે એ નિયમો બંધનકારક હોતાજ નથી તેનું જીવન અસાધારણ હોય છે. તે આત્મા પ્રકૃતિ પાસે કેવળ નિડરતાથી જ નહિ પરંતુ જોરજુલમથી પોતાનું ધાર્યું કરાવે છે, અને તે છતા પણ તેનુ સઘળું વર્તન સત્યના મહાન નિયમને અર્થાત્ જ્ઞાન, પ્રેમ, આનંદ, તથા અદ્વૈતના નિયમને આધીન હોય છે. એ આત્માના કાર્યો અસાધારણ લાગે છે, કારણ કે તેના આંદોલનો આપણા મનરૂપી નિર્બળ યંત્રના અચકાતા ટોરાઓ વડે માપી શકાય તેવા હોતા નથી.

**વિજ્ઞાન અને આનંદ**

ઉપર જણાવ્યા પ્રમાણે જ જો હોય તો પછી વિજ્ઞાનથી પણ પર એવી ભૂમિકાની અગત્ય પણ શી છે ? તથા વિજ્ઞાન અને આનંદમા શો ભેદ છે ? એ પ્રશ્નો અહિં ઉભા થવનો સંભવ છે. વાસ્તવિક રીતે જોવા જતા એ બે વચ્ચે કશો ભેદ નથી તે છતા પણ કાંઇક ભેદ છે. એટલું નહિ પરંતુ આખી સ્થિતિમા સમૂળો જ ભેદ રહેલો હોય છે ! એમ કહી શકાય અસ્તિત્વની એકેએક ભૂમિકામા આનંદ તો પ્રાપ્ત થઇ શકે છે, કારણ કે સર્વત્ર તે હોય છે એટલું જ નહિ પરંતુ તે એક જ રહે છે. પરંતુ, જ્યારે મન, પ્રાણ અને શરીરની અધોગામી ભૂમિકાઓમા તેને પ્રાપ્ત કરવામા આવે છે. ત્યારે મનોમય, પ્રાણમય અથવા તો અન્નમય ચૈતન્ય

તેનામાં લય પામીને તે આનંદને પ્રાપ્ત કરી શકે છે. અને એ પ્રમાણે થવાથી આનંદ પોતે પણ કાંઈક મોળો પડે છે, તથા મન, પ્રાણ અથવા તો શરીરના લયવડે જ તેને ધારણ કરી રાખી શકાય છે. વિજ્ઞાનમાં તો આત્મા ચૈતન્યઘનના તેજથી પૂર્ણ હોય છે એટલે તેનામાં સંપૂર્ણ આનંદને પણ ધારણ કરવાની શકિત હોય છે. જ્યારે આનંદમય કોશમાં વિજ્ઞાન લય પામી જાય છે, ત્યારે આત્માને સૌથી છેવટની અને નિરપેક્ષ સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે, કારણ કે આત્માના નિરપેક્ષ અસ્તિત્વમાં અને તેના કેવળ નિરપેક્ષ આનંદમાં તે લય પામી જાય છે. વિજ્ઞાનનાં સર્વ કાર્યોનું મૂળ તે આનંદમાં જ હોય છે, તેનાં અસ્તિત્વનો પાયો આનંદ છે. પરંતુ વિજ્ઞાનનાં સર્વે કાર્યો આનંદના પરિણામરૂપ તથા આનંદની ક્રિયાના સંવાદિ કાર્યરૂપ હોય છે. પ્રભુમય, દૈવી જીવનના આનંદથી ભરપૂર દિવ્ય ચૈતન્યની દિવ્ય જ્ઞાનપૂર્ણ દિવ્ય શકિત એ જ વિજ્ઞાન. આનંદમય કોશમાં સર્વજ્ઞાન આત્મચૈતન્યના રૂપમાં અને શકિત શુદ્ધ પરાત્પર બળના (શકિતના) રૂપમાં–પરિણામ પામી જાય છે, તથા એ બન્ને અસ્તિત્વના શુદ્ધ આનંદના રૂપમાં ઉન્નત થયલાં જણાય છે. વિજ્ઞાનમય ભૂમિકાનો જે પાયો છે તે જ આનંદમય ભૂમિકાનું પોતાનું ક્ષેત્ર છે !

**વિજ્ઞાન અને આનંદ વચ્ચે ભેદ.**

ઉપર પ્રમાણે થવાનું કારણ એ છે કે આનંદમય ભૂમિકામાં અદ્વૈત કેવળ નિરપેક્ષ બને છે. વિજ્ઞાનમયભૂમિકા એ તેને પ્રાપ્ત કરવાનું નિશ્ચયાત્મક પગથું છે, અને નહિ કે તેની અંતિમ ભૂમિકા. વિજ્ઞાનમાં આત્મા પોતાની અનંતતા જાણે છે, અને તેમાંજ પોતે જીવન ધારણ કરે છે, છતાં સાથે સાથે અનંતની લીલાના ક્ષેત્ર રૂપ વ્યકિતત્વમાં પણ તે જઈ શકે છે. વિજ્ઞાનમય પુરૂષ સર્વ પ્રાણીઓ સાથે પોતાનું અદ્વૈત સાધે છે છતાં સાથે સાથે પોતે ભેદ પાડયા વિના પોતાનું છુટાપણું અનુભવી શકે છે. અર્થાત્ પોતાની સ્વતંત્રતાને આંચ આવ્યા વિના તે સર્વ સાથે સંબંધ બાંધી શકે છે. એ ભેદ કેવળ અદ્વૈતનો આનંદ લેવા માટેજ હોય છે, છતાં તે ભેદવૃત્તિથી મનમાં પોતાને જુદા વ્યકિતત્વ તરીકે જાણે છે અને પોતાનાંજ બીજાં સ્વરૂપોથી પોતે ભિન્ન છે એવું

અનુભવે છે. એ પ્રકારના ભેદને લીધે આપણે આધ્યાત્મિક દષ્ટિએ બીજામાં આપણો આત્મા જોઇ શકતા નથી, અને વ્યવહારમાં તો આપણને અહંતાપ્રધાન વ્યક્તિત્વ અને નટ થયથી એકતાની શોધને રૂપેજ તે ભેદ માલુમ પડે છે. અનંત ચૈતન્યમાં પણ વિજ્ઞાનમય પુરૂષ મરણીઆત વ્યક્તિત્વ ઉત્પન્ન કરે છે. તેને પોતાનું તેજ:પૂર્ણ બિંબચક્ર હોઇ તેને ભેદે પાર તે પ્રાણીઓ સાથે અદ્વૈત કરે છે. પરંતુ આનંદમય ભૂમિકામાં તો બધુંજ બદલાઇ જાય છે. તેમાં તો કેન્દ્ર યાને મધ્યબિંદુજ ફરી જાય છે ! આનંદમય કોશમાં વ્યક્તિત્વજ હોતું નથી ! વળી તેમાં ફરજીઆત કે મરજીઆત વર્તુલ પણ હોતું નથી. સર્વત્ર એકજ સત્ પ્રવર્તે છે, આનંદમય પુરૂષ પોતાની જાતને સર્વત્ર જુએ છે; તેને " પોતાનું " રહેઠાણુજ હોતું નથી. તે અનિકેત યાને "રહેઠાણ વગરનો" હોય છે. બલકે તેનું રહેઠાણ સર્વત્ર હોય છે. બીજાં બધાં પણ તેને સંપૂર્ણ રીતે પોતાના આત્મા રૂપ દેખાય છે. અદ્વૈતમાં લય પામવાનો આનંદ કેવળ સંપૂર્ણ એકમયતાના રૂપમાં બદલાઇ જાય છે. પછી સત્ જ્ઞાનના રૂપમાં સંઘટિત થતું નથી, કારણ કે પછી જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય ત્રણે એકત્ર થઇ ગયાં હોય છે, એટલે પછી આપણે જેને જ્ઞાન કહીએ છીએ તેવા " જ્ઞાનની " પણ અપેક્ષા રહેતી નથી. વળી સઘળું ચૈતન્ય પણ અસ્તિત્વના આનંદરૂપજ થઇ રહેછે, સર્વ શક્તિ પણ આનંદનીજ શક્તિ હોય છે. જુદાં જુદા સ્વરૂપો, ક્રિયાઓ વિગેરે પણ આનંદનાંજ સ્વરૂપો અને ક્રિયાઓ હોય છે. એમાં સંપૂર્ણ સત્યમાં આત્મા રાચે છે. આપણા સાધારણ જીવનમાં તો તે તેનાં વિરોધી સ્વરૂપોથી કલુષિત હોય છે. પરંતુ આનંદમય કોશમાં તે પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરીને તદ્દન રૂપાંતર પામી જાય છે.

**આનંદમય ભૂમિકાનું વર્ણન.**

છતાં પણ આત્માનું અસ્તિત્વ રહે છે; તેનો નાશ થઇ જતો નથી. આપણા અસ્તિત્વની એકે એક ભૂમિકા ઉપર તે કોશ કાર્ય કરતો જણાય છે. આનંદમય ભૂમિકામાં આત્મા કાંતો સ્વાનુભવની ગાઢ સમાધિમાં લીન થઇ જાય છે, કિંવા પોતાની ભૂમિકાની ઉચ્ચમાં ઉચ્ચ

શક્તિ ધારણ કરીને રીચે છે, કે પછી અપરાર્ધ યાને મન, પ્રાણ અને શરીરમય કોશોને પોતાના આનંદ અને શકિતથી પૂર્ણ કરવાને પાછો ફરે. આનંદમય ભૂમિકાને આનંદલોક, બ્રહ્મલોક, વૈકુંઠ, ગોલોક વગેરે જુદાં જુદાં નામો આપણા દેશમાં આપવામાં આવ્યાં છે. આ ભૂમિકામાં પ્રભુ જગતની લીલા નથી કરી શકતો, કિંવા સ્વેચ્છાપૂર્વક તેમ કરવાથી અલગ રહે છે એમ પણ નથી. ઉલટું, ઉપનિષદ્ના વાક્ય પ્રમાણે તો આનંદ એજ ઉત્પાદક તત્ત્વ છે. તે દિવ્ય આનંદમાંથીજ સઘળું જન્મે છે. આનદમાં સઘળું ચિત્ના સનાતન સત્ય સ્વરૂપમાં આવી રહેલું હોય છે. વિજ્ઞાન તેને વ્યક્ત કરી વિચારના સ્વરૂપમાં તથા વિચારના નિયમનમાં લાવી મૂકે છે. આનંદમાં તો સર્વ કાયદાઓ અટકી જાય છે, અને કેવળ સ્વતંત્રતાજ બાકી રહે છે. આનંદ બીજાં સર્વ તત્વોથી પર હોવા છતાં પણ એકીવખતે અને એકજ ક્રિયામાંથી તે સર્વ ભૂમિકાઓ સર્વ તત્વોનો ભોક્તા છે; તે ગુણાતીત છે છતાં સર્વ ગુણોનો તે ભોક્તા છે; તે રૂપથી પર છે છતાં રૂપ માત્રનો ભોક્તા છે. પરાત્પર વિરાટ્ પુરુષનું એજ સ્વરૂપ છે. આપણો આત્મા તેની જોડે એકતા ક્યારે પામે ? કે જ્યારે તે પણ એ પ્રમાણે તેમનુંજ સ્વરૂપ થઇ જાય. અલબત્ત, આ બધી લીલા નિરપેક્ષ, સ્વતંત્ર અને કેવળ તત્વોના પરસ્પર સંબંધની છે. અર્થાત્ તે આપણી માનસિક શકિતઓથી કિંવા વ્યવહાર કે પરમાર્થના કોઇ પણ વિચારોને તો તદ્દન અનિર્વચનીય હોય છે, કારણ કે તેમના વિષેના આપણા વિચારો તો માત્ર આપણી બુદ્ધિનાંજ પુતળાં હોય છે. આપણું મન વગેરે પણ તે નિરપેક્ષના સાપેક્ષ સૂચકોજ છે. સૂચક કે પ્રતિક તો આપણને મૂળ વસ્તુનો ખ્યાલ માત્ર આપી શકે ! પરંતુ જ્યારે આપણે સૂચક દ્વારા મૂળ વસ્તુને પ્રાપ્ત કરીએ છીએ, ત્યારે આપણે વિચાર અને આદર્શથી પણ પર જતા રહીએ છીએ.

જીવનનો તથા વિશ્વનો ત્યાગ કરવાની ઇચ્છા.

જ્યારે આપણે વર્તમાન ભૂમિકાથી તદ્દન જુદી અને પર આવી રહેલી ભૂમિકાનો અનુભવ કરીએ છીએ ત્યારે પ્રથમ તો આપને હાલના જીવનનો ત્યાગ કરીને તેનોજ સંપૂર્ણ સ્વીકાર કરી લેવાનું મન થાય છે. એ ઉચ્ચ ભૂમિકા પ્રત્યે જે

આકર્ષણ થાય છે તેનું અતિશયોક્તિ ભરેલું સ્વરૂપ તો આપણને "માયા" રૂપ જગતનો ત્યાગ કરી ઉચ્ચ ભૂમિકામાં આત્માનો લય અથવા તો નિર્વાણ કરવાના સિદ્ધાંતમાં દેખાઇ આવે છે. પરંતુ ખરેખરો લય અથવા નિર્વાણ તો આપણી અધોગામી પ્રકૃતિના તમોમય કિંવા અજ્ઞાનમય સ્વરૂપને જ્યારે ઉચ્ચ ભૂમિકાના વિશાળ જીવનમાં આપણે છોડી દઇ શકીએ ત્યારેજ સિદ્ધ થયો ગણાય. અંતમાં આપણને જણાય છે કે એ ઉચ્ચ ભૂમિકા આપણી સર્વ ગૌણ ભૂમિકાઓનું આદિકરણ છે, એટલુંજ નહિ, પરંતુ તે ભૂમિકા સર્વવ્યાપી પણ છે. ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત કરવાનું કારણ તો ફક્ત એટલુંજ છે કે તેને પ્રાપ્ત કરવાથી આધ્યાત્મિક અનુભવમાં સર્વ વસ્તુ પ્રત્યેનું આપણું દૃષ્ટિબિંદુ બદલાઇ જાય. છેવટ, આપણે જે ઉત્તમોત્તમ પરાત્પરને પ્રાપ્ત કરીએ છીએ તે સવ ભૂમિકાઓથી પણ પર હોય છે. ત્યારપછી મુમુક્ષુત્વની આપણી ઉત્કટ ઇચ્છા પણ દૂર ખસી જાય છે. અત્યારસુધી એ મુમુક્ષા આપણને સર્વ પ્રયત્નોમાં દોરી રહી હતી. પરંતુ હવે, આપણે સનાતન અને નિત્યમુક્ત આત્માને પ્રાપ્ત કરેલો હોવાથી આપણને અત્યાર સુધી બંધનમાં રાખનાર આકર્ષક વસ્તુઓનું આકર્ષણ તથા બંધનો વિષેનો આપણો ભય એ બંને જતાં રહે છે. મુમુક્ષુત્વની એ ભાવનાનો ત્યાગ થયા વિના મોક્ષ મળતો નથી. પ્રભુ જુદા જુદા જીવાત્માઓને જુદે જુદે સ્વરે બોલાવે છે, અને તે બધાએ પ્રભુના આનંદનાં સ્વરૂપો છે; એ બધાય આત્મા જે આનંદની શોધમાં છે તેને પ્રાપ્ત કરવાના ભિન્ન ભિન્ન માર્ગરૂપ છે. શરૂઆતમાં તો ઐહિક સુખના બદલાની ભાવના, નીતિ અથવા બુદ્ધિથી પ્રાપ્ત કરી શકાય અને મન તથા શરીરમાં ભોગવી શકાય એવા આનંદની ભાવના માણસને લલચાવે છે. ત્યારપછી ઐહિક સુખોના જેવાંજ પરંતુ ચિરસ્થાયી સ્વર્ગનાં સુખોની ભાવના માણસને આકર્ષે છે. પરંતુ એ ભાવનાનું અંતિમ ધ્યેય તો પ્રભુના સનાતન સામીપ્યમાં અથવા તો સાયુજ્યમાંજ સમાયલું છે. સૌથી છેવટ આપણને સૂક્ષ્મમાં સૂક્ષ્મ મોક્ષની લાલચ રહી જાય છે અને તેનાથી પ્રેરાઇને આપણે પૃથ્વીનાં અને સ્વર્ગનાં સર્વ સુખોનો તિરસ્કાર કરીને સર્વ પદાર્થોના ત્યાગ પૂર્વક આત્માનો નિર્વાણની પરમ શાંતિમાં લય કરવાની ઇચ્છા કરીએ છીએ. પરંતુ આ બધાં મનનાં રમકડાં અંતે નષ્ટ

થઇ જાય છે એટલુંજ નહિ, પરંતુ મરણના ફેરાનો ભય પણ છૂટી જાય છે. ઉપનિષદ્‌માં પણ કહ્યું છે કે એકતા–અદ્વૈતનો સાક્ષાત્કાર કરનાર આત્માને શોક તથા તિરસ્કારનો હોતો નથી. તેજ પ્રમાણે બ્રહ્માનંદનો અનુભવ કરનાર આત્માને કશી વસ્તુનો ડર રહેતો નથી. ભય, કામના અને શોક એ સર્વે મનના વ્યાધિઓ હોઇ મનમાં દ્વૈત અને પરિમિતતાની ભાવનાને લીધેજ પેદા થયા છે. પરંતુ આનંદમય ભૂમિકા તો એ સર્વ વ્યાધિઓથી મુક્ત હોય છે.

આનંદમય કોશમાં વિચરતો આત્મા જન્મ કે અજન્મથી તેમજ જ્ઞાનની ઇચ્છાથી કે અજ્ઞાનના ભયથી પણ બંધાતો નથી. તેને જ્ઞાન થયું હોય છે, એટલુંજ નહિ, પણ તે જ્ઞાનથી પર પણ ગયલો હોય છે! લેપાયા વિના તે અજ્ઞાનમાં લીલા કરી શકે અને પ્રકૃતિના ફેરામાં પડ્યા સિવાય તે જન્મ પણ ધારણ કરી શકે છે! વળી તે આત્મા જન્મ મરણની ઘટમાળનું કારણ અને તેના નિયમો જાણે છે. એ નિયમ પ્રમાણે એક પછી એક એમ ઉત્તરોત્તર ચઢતી યોનિમાં તે વિકાસ પામે છે, અને જેમ જેમ તેનો વિકાસ થતો જાય છે તેમ તેમ તે સ્થૂલ પદાર્થથી માંડીને છેક માનસિક ઉચ્ચ ભૂમિકા સુધી ક્રમેક્રમે વધારે વિશાળ ધોરણને વશ વર્તતો જાય છે. આનંદમય પુરૂષ પોતે એ ઉર્ધ્વ ગતિને સહાય આપતાં અચકાતો નથી, કિંવા સ્થૂલ વસ્તુઓમાં–પદાર્થમાં ઉતરીને તેમને પોતાના આનંદનુંજ તેજ આપી દિવ્ય પ્રકૃતિ પ્રત્યે આકર્ષતા પણ ખંચાતો નથી. મનુષ્યની સામાન્ય સ્થિતિમાં તો તે આનંદમય ભૂમિકાને પ્રાપ્ત કરી શકે તેવું જણાતું નથી, કારણ હજી તો તેને ઉચ્ચ માનસિક અને વિજ્ઞાનમય ભૂમિકાઓ પ્રાપ્ત કરવાની હોય છે એ વાત સાચી; તો પણ થોડે ઘણે અંશે પણ તે આનંદની શક્તિને પોતાનામાં ગ્રહણ કરી શકે છે, અને એજ માણસની ઉત્તમોત્તમ પણ એજ શક્યતા છે.

**આનંદમય પ્રકૃતિ.**

હવે માણસમાં આનંદમય ભૂમિકાની પ્રકૃતિ કેવી હોય એ એક પ્રશ્ન રહ્યો. પ્રથમ તો સર્વ પ્રાણીઓ જોડે અસ્તિત્વના આનંદમાં અદ્વૈત પામવું એ તેનો સ્વભાવ હોવો જોઇએ. આપણી હમણાંની પ્રકૃ-

તેમાં એ આનંદ પ્રેમનું સ્વરૂપ લે છે. એટલે તેવા આત્મા પોતાના જીવનમાં સર્વ પ્રાણીઓ પ્રત્યે વિરાટ્ પ્રેમની લાગણીથી દોરાય છે. તે પ્રેમ પ્રથમ તો માનુષી હોય છે, પણ છેવટે દિવ્ય થઇ જાય છે. આનંદમય પ્રકૃતિનો બીજો ગુણ એ હોવો જોઇએ કે મનોમય ભૂમિકા ઉપર જે શોક, ભય, તૃષ્ણા અને દુઃખનું વાદળ ઘરી વળેલું હોય છે, તેનો ત્યાગ કરીને વિરાટ્ની લીલા જોડે તે આનંદમાં અદ્વૈત પામે છે. વળી છેવટે આનંદની મુક્તિ મળવાથી આપણા અસ્તિત્વનાં પરસ્પર વિરોધી તત્ત્વો સંવાદિ બની જતાં હોવાથી સઘળું અશુભ શુભમાં પરિવર્તન પામે છે. સર્વ સૌંદર્યશાળી પ્રભુની સુંદરતા સર્વત્ર જણાય છે અને અજ્ઞાનમય અંધકારનો નાશ થઇ સર્વત્ર જ્ઞાનનાં કિરણો ઝળહળે છે। વળી આપણી મનોમય ભૂમિકામાં સત્ય, શુભ, સૌંદર્ય, શક્તિ, પ્રેમ વિગેરે વચ્ચે આપણને જે ભેદ જણાય છે તે બધો સનાતન અદ્વૈતની ટોચે પહોંચતાં સંપૂર્ણ લય પામી જાય છે.

**આનંદમય કોષમાં પુરૂષ અને પ્રકૃતિ.**

મનોમય ભૂમિકામાં પુરૂષ પ્રકૃતિથી જુદો હોઇ પ્રકૃતિનો દ્વૈતનો દાસ બની રહે છે. વિજ્ઞાનમાં તે પ્રકૃતિ જોડે જોડાયલો-એકમા બે સ્વરૂપે રહે છે, એટલે તેની સાથે એની સંપૂર્ણ એકતા થયલી હોય છે. પરંતુ આનંદમય ભૂમિકામા તો તે પ્રકૃતિ સ્વરૂપજ થઇ શકે છે. એટલે આનંદમા પુરૂષ પ્રકૃતિ જોડે લીલા કરતો નથી, પરંતુ પુરૂષ પોતે પોતાના આનંદ સ્વભાવમાં જ લીલા કરે છે। આજ ઉત્તમોત્તમ રહસ્ય છે અને આપણી બુદ્ધિને સમજાય તેવું ન હોય તો પણ તે પોતે તો ઘણુંજ સરળ છે સચ્ચિદાનંદના આત્માનંદની સ્વતંત્ર અનંતતા એજ આનંદમય કોશ ! તેને દિવ્ય બાલસ્વરૂપ પ્રભુની લીલા કહો કે રસીયાજીની રાસલીલા કહો—પરંતુ તેનો મર્મ ઉપર જણાવેલો છે તેજ છે !

---

## પ્રકરણ ૨૫ મું. પૃથક્કરણ.



જ્ઞાનયોગનો પ્રથમ ઉદ્દેશ તો પરમાત્માની પ્રાપ્તિ છે, અને તે પ્રાપ્તિ સર્વદેશીય હોવી જોઇએ. દિવ્ય આત્મા અને દિવ્ય પ્રકૃતિને પોતાનામાં ધારણ કરવી એ જ્ઞાનયોગનો બીજો ઉદ્દેશ છે.

આ પ્રકરણમાં આપણે અવિદ્યાની પદ્ધતિ વિષે કાંઇક ઉલ્લેખ કરીશું. વિદ્યા એટલે પરમાત્માનું જ્ઞાન. અર્થાત્ યોગનો સમાવેશ વિદ્યામાં થાય છે. અવિદ્યા એટલે વિશ્વનું, પદાર્થોનું વ્યવહારૂ જ્ઞાન. એ બંને પ્રભુનાં જ્ઞાનની બે બાજુઓ છે. જુની દૃષ્ટિબિંદુ પ્રમાણે વિદ્યા પ્રાપ્ત કરનારને માટે અવિદ્યા કેવળ નકામી ગણાય છે. પૂર્ણ યોગમા એ પ્રમાણે નથી. તેમાં વિદ્યા અને અવિદ્યા એ બંનેનો સમાવેશ થાય છે. ભૌતિક શાસ્ત્રોદ્વારા પણ અંતે તો પ્રભુનો-અનંતનો સાક્ષાત્કાર થાય છે. નીતિ, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ વિગેરે દ્વારા તથા સૌંદર્યગ્રાહક શક્તિદ્વારા પણ પ્રભુનીજ બોધ થાય છે.

વિદ્યા યાને યોગની પદ્ધતિ અવિદ્યા કરતા જુદી પડે છે. અવિદ્યા બાહ્ય ઉપચારો વાપરીને બુદ્ધિદ્વારા પ્રભુનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. વિદ્યા તેનું જ્ઞાન સીધેસીધું મેળવે છે.

વિદ્યામાં ૧. શુદ્ધિ, ૨. એકાગ્રતા અને ૩. અદ્વૈતદ્વારા જ્ઞાનપ્રાપ્તિ કરવામાં આવે છે. પ્રકૃતિના કરણોને શુદ્ધ કરીને એકાગ્રતાવાળાં બનાવી તેમના દ્વારા અંતે પ્રભુ જોડે અદ્વૈત સાધવામા આવે છે. એ ત્રણે ક્રિયાઓ સાધકને માટે અગત્યની છે. આંતર જીવનને પવિત્ર બનાવવા માટે શુદ્ધિની; છુટી થઇ ગયલી શક્તિઓને એકત્ર કરવા માટે એકાગ્રતાની; તથા પ્રભુ અને આપણી વચ્ચે રહેલો વિરોધ દૂર કરવા માટે અદ્વૈતની જરૂર છે.

એ ત્રણમાંનો એક પણ હેતુ આપણે અવિદ્યાથી સાધી શકીએ

તેમ નથી. તોપણ અવિદ્યાનો પણ સહૃદયતાથી અભ્યાસ કરનારનું આંતરજીવન પવિત્ર થાય છે. ભૌતિક શાસ્ત્રોનો કે કોઈપણ અવિદ્યામાં ગણાતા શાસ્ત્રોનો અભ્યાસ કરનાર પણ અંતે અંતરમાં વિશુદ્ધિ તથા તેની શક્તિઓમાં એ રમતા પણ મેળવે છે. તોપણ યોગની પદ્ધતિનાં પરિણામો કદીપણ સંપૂર્ણપણે અવિદ્યાથી મેળવી શકાય નહિ છતા યોગમાં અવિદ્યાનો ત્યાગ અનિવાર્ય કે ઇષ્ટ ગણવામાં આવતો નથી. ઊલટું, પૂર્ણયોગમા અવિદ્યાનાં કેટલાંક શાસ્ત્રોનો ઉપયોગ યોગની પ્રાથમિક અવસ્થામા શુદ્ધિ વિગેરે મેળવવા માટે કરવામાં આવે છે. વિદ્યા અને અવિદ્યા બંને એકજ છે એવો અનુભવ અંતે યોગીને થાય છે.



# પ્રકરણ ૨૫ મું. પૃથક્કરણ.



જ્ઞાનયોગનો પ્રથમ ઉદ્દેશ તો પરમાત્માની પ્રાપ્તિ છે, અને તે પ્રાપ્તિ સર્વદેશીય હોવી જોઇએ દિવ્ય આત્મા અને દિવ્ય પ્રકૃતિને પોતાનામાં ધારણ કરવી એ જ્ઞાનયોગનો બીજો ઉદ્દેશ છે.

આ પ્રકરણમાં આપણે અવિદ્યાની પદ્ધતિ વિષે કાંઇક ઉલ્લેખ કરીશું. વિદ્યા એટલે પરમાત્માનુ જ્ઞાન. અર્થાત્ યોગનો સમાવેશ વિદ્યામા થાય છે. અવિદ્યા એટલે વિશ્વનું, પદાર્થોનું વ્યવહાર જ્ઞાન. એ બને પ્રભુનાં જ્ઞાનની બે બાજુઓ છે જુનાં દૃષ્ટિબિંદુ પ્રમાણે વિદ્યા પ્રાપ્ત કરનારને માટે અવિદ્યા કેવળ નકામી ગણાય છે. પૂર્ણ યોગમા એ પ્રમાણે નથી. તેમાં વિદ્યા અને અવિદ્યા એ બંનેનો સમાવેશ થાય છે. ભૌતિક શાસ્ત્રોદ્વારા પણ અંતે તો પ્રભુનો–અનંતનો સાક્ષાત્કાર થાય છે. નીતિ, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ વિગેરે દ્વારા તથા સૌંદર્યગ્રાહક શક્તિદ્વારા પણ પ્રભુનીજ શોધ થાય છે.

વિદ્યા યાને યોગની પદ્ધતિ અવિદ્યા કરતા જુદી પડે છે. અવિદ્યા બાહ્ય ઉપચારો વાપરીને બુદ્ધિદ્વારા પ્રભુનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. વિદ્યા તેનું જ્ઞાન સીધેસીધું મેળવે છે.

વિદ્યામાં ૧. શુદ્ધિ, ૨. એકાગ્રતા અને ૩. અદ્વૈતદ્વારા જ્ઞાનપ્રાપ્તિ કરવામા આવે છે. પ્રકૃતિના કરણોને શુદ્ધ કરીને એકાગ્રતાવાળા બનાવી તેમના દ્વારા અંતે પ્રભુ જોડે અદ્વૈત સાધવામા આવે છે. એ ત્રણે ક્રિયાઓ સાધકને માટે અગત્યની છે. આંતર જીવનને પવિત્ર બનાવવા માટે શુદ્ધિની, છૂટી થઇ ગયલી શક્તિઓને એકત્ર કરવા માટે એકાગ્રતાની; તથા પ્રભુ અને આપણી વચ્ચે રહેલો વિરોધ દૂર કરવા માટે અદ્વૈતની જરૂર છે

એ ત્રણમાંનો એક પણ હેતુ આપણે અવિદ્યાથી સાધી શકીએ

તેને પ્રાપ્ત કરવો જોઇએ. અર્થાત્ જ્ઞાનયોગના સાધકે પોતાના આત્મા-દ્વારા મનોમય, પ્રાણમય અને અન્નમય ચૈતન્ય દ્વારા સુદ્ધાં પ્રભુનો સાક્ષાત્કાર કરવો જોઇએ. વળી, એ પ્રત્યેક કરણ પ્રભુમય થઇ જાય એ ખાસ જરૂરનું છે, કે જેથી કરીને આપણું આખું અસ્તિત્વ તેની સાથે સંપૂર્ણ અદ્વૈત અનુભવે, તેનાથી ભરપૂર થઇ રહે અને તેનાથી પ્રેરિત થાય. પ્રભુ અદ્વૈત સ્વરૂપ હોવાથી આપણા અન્નમય ચૈતન્યનું સ્થૂલ વિશ્વ સાથે, આપણા પ્રાણમય ચૈતન્યનું વિરાટ્ પ્રાણ સાથે, આપણા મનોમય ચૈતન્યનુ વિરાટ્ મન સાથે, આપણા આત્માનું વિરાટ્ આત્મા સાથે અદ્વૈત સિદ્ધ થવું જોઇએ. અર્થાત્ આપણે પ્રભુમા યાને નિરપેક્ષમાં લય પામી જઇને તેને સર્વ સંબંધો અને આવિર્ભાવોમા પ્રાપ્ત કરવો જોઇએ.

•

દિવ્ય આત્મા અને દિવ્ય પ્રકૃતિને આપણા સામાન્ય અસ્તિત્વમાં ધારણ કરવા એ જ્ઞાનયોગનો બીજો ઉદ્દેશ છે.

જ્ઞાનયોગનો બીજો ઉદ્દેશ.

ઇશ્વર પોતેજ સચ્ચિદાનંદ સ્વરૂપ છે, એટલે દિવ્ય આત્માની પ્રાપ્તિનો અર્થ આપણા અસ્તિત્વને દિવ્ય અસ્તિત્વમા, આપણા ચૈતન્યને દિવ્ય ચૈતન્યના રૂપમા, આપણી શક્તિને પ્રભુની શક્તિમા તથા આપણા આનંદને પ્રભુના સાહજિક આનંદમા ઉન્નત કરવો એવો થાય છે. વળી, આપણી જાતને એ ઉચ્ચ ભૂમિકામા ઉન્નત કરવી એટલોજ હેતુ નથી. પરંતુ, આપણા સમગ્ર અસ્તિત્વમા તેમની વિશાળતાઓને પ્રાપ્ત કરવી એવો પણ તેનો હેતુ છે, કારણ કે એ દિવ્યતા આપણા અસ્તિત્વની એકેએક ભૂમિકામા તથા આપણા એકેએક કરણમા આવી રહેલી છે. અર્થાત્ આપણુ મનોમય, પ્રાણમય તથા અન્નમય ચૈતન્ય દિવ્ય પ્રકૃતિથી પૂર્ણ થઇ રહેવું જોઇએ. જ્યારે એ દૈવી પરિવર્તન સિદ્ધ થાય છે, ત્યારે બુદ્ધિપ્રધાન મનને બદલે દિવ્ય જ્ઞાનશક્તિ, કામનામય જીવનને બદલે દિવ્ય પ્રેમ અને આનંદ, પ્રાણશક્તિને સ્થાને દિવ્યજીવન તથા સ્થૂલ શરીરને બદલે દિવ્ય પદાર્થ આપણામા સ્થાપન થાય છે ઉપર જણાવેલા દૈવી કાર્યનો સાક્ષાત્કાર જ્યારે આપણે વિજ્ઞાનમય અને આનંદમય કોષ પ્રાપ્ત કરીએ છીએ ત્યારે થાય છે. અને તે દૈવી કાર્ય વિજ્ઞાન અને આનંદમય કોષને સદાને માટે

# પ્રકરણ ૨૫ મું.

## વિદ્યા અને અવિદ્યા.

આપણે જ્ઞાનયોગના માર્ગનું અવલોકન કરીને તે માર્ગ આપણને ક્યાં સુધી લઇ જાય છે તે જોયું. જ્ઞાનયોગનો પ્રથમ ઉદ્દેશ તો પરમાત્માની પ્રાપ્તિ છે. અર્થાત્ અસ્તિત્વના મૂળમાં રહેલા દૈવી તત્ત્વ જોડે અદ્વૈત કરીને તથા જીવનમાં તેને પ્રતિબિંબિત કરીને ચૈતન્યમાં પ્રભુમય થવું તથા પ્રભુને પ્રાપ્ત કરવો એ તેનો મુખ્ય હેતુ છે. વળી, એ ઇશ્વરપ્રાપ્તિ આપણા વર્તમાન જીવનથી દૂર થઇ જઇ કોઇ અવાસ્તવિક જેવી ભૂમિકામાં નહિ, પરંતુ વર્તમાન જીવનમાં પણ કરવી જોઇએ. એટલે કે, સાધકે પ્રભુને તેના પોતાના મૂળ દિવ્યસ્વરૂપમાં, વિરાટ્–વિશ્વમાં, પોતાના અંતરમાં, સર્વ પદાર્થોમાં અને પ્રાણીઓમાં પ્રાપ્ત કરવો જોઇએ. એનો ભાવાર્થ એ છે કે સાધકે પરમાત્મા સાથે અદ્વૈત કરવું જોઇએ; તથા વિરાટ્ વિશ્વ તથા સર્વ પ્રાણીઓ સાથે પણ તેણે અદ્વૈત પામવું જોઇએ. એ અદ્વૈત પ્રાપ્ત કરવાથી વિશ્વની અનંત વિવિધતાને પણ સાધક ધારણ કરી શકે છે. પરંતુ એ વિવિધતા અદ્વૈતના ઉપર આધાર રાખનારી હોય છે નહિ કે અજ્ઞાનમય દ્વૈતના ઉપર. વળી, એ સાક્ષાત્કારને પરિણામે નિરાકાર તથા સાકાર રૂપે પણ પ્રભુની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ સર્વ ગુણોથી અતીત તેના શુદ્ધ નિર્ગુણ સ્વરૂપને તથા અનંત ગુણમય સગુણ સ્વરૂપને સાધક પ્રાપ્ત કરી શકે છે. કાલથી અતીત તથા સર્વ કાલમાં કાર્ય કરી રહેલા, સર્વ કર્મો તથા નિષ્કર્મ બંનેમાં વ્યાપી રહેલા તથા પરિમિતતા અને અપરિમિતતા બંનેને ધારણ કરનારા પ્રભુનું જ્ઞાન પણ સાધકને થાય છે. જ્ઞાનયોગમાં એ પ્રથમ ઉદ્દેશ પ્રમાણે શુદ્ધ અપૌરુષેય આત્મારૂપેજ પ્રભુપ્રાપ્તિ કરવાની નથી, પરંતુ સર્વ મનુષ્યોમાં—આત્મામાં નહિ–પરંતુ વિજ્ઞાન, મન, પ્રાણ અને શરીરની અપરાર્ધ ભૂમિકામાં પણ

તેને પ્રાપ્ત કરવો જોઇએ. અર્થાત્ જ્ઞાનયોગના સાધકે પોતાના આત્મા-દ્વારા મનોમય, પ્રાણમય અને અન્નમય ચૈતન્ય દ્વારા સુદ્ધાં પ્રભુનો સાક્ષાત્કાર કરવો જોઇએ. વળી, એ પ્રત્યેક કરણ પ્રભુમય થઇ જાય એ ખાસ જરૂરનું છે, કે જેથી કરીને આપણું આખું અસ્તિત્વ તેની સાથે સંપૂર્ણ અદ્વૈત અનુભવે, તેનાથી ભરપૂર થઇ રહે અને તેનાથી પ્રેરિત થાય. પ્રભુ અદ્વૈત સ્વરૂપ હોવાથી આપણા અન્નમય ચૈતન્યનું સ્થૂલ વિશ્વ સાથે, આપણા પ્રાણમય ચૈતન્યનું વિરાટ્ પ્રાણ સાથે, આપણા મનોમય ચૈતન્યનું વિરાટ્ મન સાથે, આપણા આત્માનું વિરાટ્ આત્મા સાથે અદ્વૈત સિદ્ધ થવું જોઇએ. અર્થાત્ આપણે પ્રભુમાં યાને નિરપેક્ષમાં લય પામી જઇને તેને સર્વ સંબંધો અને આવિર્ભાવોમાં પ્રાપ્ત કરવો જોઇએ.

•

**જ્ઞાનયોગનો બીજો ઉદ્દેશ.**

દિવ્ય આત્મા અને દિવ્ય પ્રકૃતિને આપણા સામાન્ય અસ્તિત્વમાં ધારણ કરવાં એ જ્ઞાનયોગનો બીજો ઉદ્દેશ છે. ઇશ્વર પોતેજ સચ્ચિદાનંદ સ્વરૂપ છે, એટલે દિવ્ય આત્માની પ્રાપ્તિનો અર્થ આપણા અસ્તિત્વને દિવ્ય અસ્તિત્વમાં, આપણા ચૈતન્યને દિવ્ય ચૈતન્યના રૂપમાં, આપણી શક્તિને પ્રભુની શક્તિમાં તથા આપણા આનંદને પ્રભુના સાહજિક આનંદમાં ઉન્નત કરવો એવો થાય છે. વળી, આપણી જાતને એ ઉચ્ચ ભૂમિકામાં ઉન્નત કરવી એટલોજ હેતુ નથી. પરંતુ, આપણા સમગ્ર અસ્તિત્વમાં તેમની વિશાળતાઓને પ્રાપ્ત કરવી એવો પણ તેનો હેતુ છે; કારણ કે એ દિવ્યતા આપણા અસ્તિત્વની એકેએક ભૂમિકામાં તથા આપણા એકેએક કરણમાં આવી રહેલી છે. અર્થાત્ આપણું મનોમય, પ્રાણમય તથા અન્નમય ચૈતન્ય દિવ્ય પ્રકૃતિથી પૂર્ણ થઇ રહેવું જોઇએ. જ્યારે એ દૈવી પરિવર્તન સિદ્ધ થાય છે, ત્યારે બુદ્ધિપ્રધાન મનને બદલે દિવ્ય જ્ઞાનશક્તિ, કામનામય જીવનને બદલે દિવ્ય પ્રેમ અને આનંદ, પ્રાણશક્તિને સ્થાને દિવ્યજીવન તથા સ્થૂલ શરીરને બદલે દિવ્ય પદાર્થ આપણામાં સ્થાપન થાય છે. ઉપર જણાવેલા દૈવી કાર્યનો સાક્ષાત્કાર *જ્યારે આપણે વિજ્ઞાનમય અને આનંદમય રૂપ પ્રાપ્ત કરીએ છીએ ત્યારે* થાય છે. અને તે દૈવી કાર્ય વિજ્ઞાન અને આનંદમય રૂપને સદાને માટે

પ્રાપ્ત કરી તેમાં ચૈતન્યને સ્થિર કરવામાં આવે છે ત્યારેજ સંપૂર્ણ થાય છે. સ્થૂલ દૃષ્ટિએ જોતાં આપણું શારીરિક જીવન આપણે કેવળ પાર્થિવ ભૂમિકામાં અને સામાન્ય રીતે બહિર્મુખ થયલા પ્રાણ અને મનમાં ધારણ કરીએ છીએ એ ખરૂં છે, તોપણ આપણું જીવન એવા સ્થૂલ બંધનોમાં હમેશાંને માટે બંધાઇ રહેવાને સરજાયલું નથી એ પણ નક્કી છે. આપણા આંતર ચૈતન્યને આપણે પુરૂષ અને પ્રકૃતિના જુદા જુદા સંબંધોવાળી જુદી જુદી ભૂમિકાઓમાં ઉત્પન્ન કરીને લઇ જઇ શકીએ છીએ, અને પરિણામે શારીરિક ચૈતન્ય અને સ્થૂલ પ્રકૃતિને પરવશ થઇ રહેલા મનોમય પ્રાણીને બદલે આપણે વિજ્ઞાનમય પુરૂષ થઇને વિજ્ઞાનમય પ્રકૃતિને ધારણ કરી શકીએ. એ પ્રમાણે આપણું આંતર ચૈતન્ય વિજ્ઞાનમય ભૂમિકાને પ્રાપ્ત કરે તો આપણા બાહ્ય જીવનમાં પણ આપણે સંપૂર્ણ પરિવર્તન કરી નાખી શકીએ. તે પરિવર્તન થયા પછી આપણું જીવન સ્થૂલ પાર્થિવ તત્ત્વને વશ હોવાને બદલે આત્માને વશ વર્તતું થશે. અને તેનાં સર્વ સંજોગો અને કાર્યો, અસ્તિત્વની તથા ચૈતન્યની શુદ્ધ સ્થિતિ ઉપર આધાર રાખશે. પરિમિતમાં અનંતચૈતન્ય કાર્ય કરશે અને મનુષ્યમાં દિવ્ય શક્તિ અને આત્માનો દિવ્ય આનંદ સ્થાપન થશે.

**વિદ્યા અને અવિદ્યા.**

આપણા અંતિમ ઉદ્દેશો આગળ જણાવી ગયા. તેને પ્રાપ્ત કરવા માટેની પદ્ધતિના મુખ્ય મુખ્ય અંગો પણ આપણે આગલા પ્રકરણોમાં તપાસી ગયા છીએ. પરંતુ, આ પ્રકરણમાં જ્ઞાનપ્રાપ્તિની પદ્ધતિની જે એકબાજુ વિષે આપણે બીલકુલ ઇસારો કર્યો નથી તેનો ઉલ્લેખ કરવાનો છે. પૂર્ણયોગની પદ્ધતિમાં તો આખું જીવન એજ યોગ છે એવો સિદ્ધાંત સ્વીકારવો જોઇએ અને આપણે તે સ્વીકાર્યો છે. પરંતુ અત્યાર સુધી આપણે જે જ્ઞાનનો ઉલ્લેખ કર્યો તેમાં સામાન્ય રીતે જેને "જીંદગી" કહેવામાં આવે છે તેના જ્ઞાનનો સમાવેશ થતો હોય એમ લાગતું નથી. એ બધું જ્ઞાન તો બાહ્ય જીવનની સપાટી નીચે આવી રહેલું જણાય છે. હવે જ્ઞાન બે પ્રકારનું હોય છે. ૧. અવિદ્યા અને ૨. વિદ્યા. એકમાં અસ્તિત્વના બનાવોને બાહ્ય અને સ્થૂલ દૃષ્ટિથી સમજવાનો પ્રયત્ન

કરવામાં આવે છે; અર્થાત્ બાહ્ય ઉપચારોથી બુદ્ધિનો ઉપયોગ કરીને સર્વ જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે, એને અવિદ્યા કહેવાય છે, દૃશ્ય જગતનું જ્ઞાન એજ અવિદ્યા. બીજા પ્રકારમાં અસ્તિત્વના અંતરનું જ્ઞાન, તેના મૂળનો તથા તત્ત્વોનો આધ્યાત્મિક સાક્ષાત્કાર કરીને પ્રાપ્ત કરવામાં આવે છે, એને વિદ્યા કહેવામાં આવે છે. સામાન્ય રીતે એ બંને વચ્ચે ઘણો વિરોધ આવી રહેલો મનાય છે. જ્યારે આપણને વિદ્યાનું જ્ઞાન થાય છે અર્થાત્ ઈશ્વરનું જ્ઞાન મળે છે ત્યારપછી વિશ્વજ્ઞાન આપણા માટે કોઈપણ ઉપયોગનું રહેતું નથી એવું સામાન્ય રીતે મનાય છે. પરંતુ ખરૂં જોતાં એ બંને એકજ શોધની બે બાજુઓ છે! સર્વજ્ઞાન અંતે તો ઈશ્વરનુંજ જ્ઞાન છે. પછી તે તેના પોતાના સ્વરૂપદ્વારા, તત્ત્વ દ્વારા, પ્રકૃતિ દ્વારા કે પ્રકૃતિનાં કાર્યો દ્વારા કે ગમે તે દ્વારા મેળવાયલું હોય! મનુષ્ય જાતિ પ્રભુનું જ્ઞાન પ્રથમ બાહ્યજીવન દ્વારા મેળવવાનો પ્રયત્ન કરે છે. કારણકે જ્યાંસુધી માનસિક શક્તિઓનો વિકાસ થાય નહિ ત્યાં સુધી ખરે-ખરૂં આધ્યાત્મિક જ્ઞાન મળી શકેજ નહિ. વળી, જેમ જેમ એ માનસિક શક્તિઓ વિકાસ પામે છે તેમ તેમ આધ્યાત્મિક જ્ઞાનની શક્યતાઓ વિશાળ અને સંપૂર્ણ થતી જાય છે.

**અવિદ્યામાં પ્રભુનું જ્ઞાન.**

ભૌતિકશાસ્ત્રો, કળા, તત્ત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર, માનસશાસ્ત્ર, મનુષ્ય અને તેના ભૂતકાળનું જ્ઞાન અર્થાત્ ઇતિહાસ, અને મનુષ્યનાં કર્મો દ્વારા પણ આપણે પ્રકૃતિ અને કર્મદ્વારા કાર્ય કરી રહેલા પ્રભુનું જ્ઞાન મેળવી રહ્યા છીએ. એ શાસ્ત્રોમાં પણ પ્રથમ તો જીવન અને પ્રકૃતિનાં સ્વરૂપોમાં આપણે આકર્ષાઈને બંધાઈ રહીએ છીએ. પરંતુ જેમ જેમ આપણે અભ્યાસમાં ઉંડા ઉતરીને સંપૂર્ણ દૃષ્ટિમર્યાદાને જોઈને વિશાળ અનુભવને પ્રાપ્ત કરીએ છીએ તેમતેમ એ પ્રત્યેક શાસ્ત્ર આપણને ઈશ્વરના મૂળનું દર્શન કરાવે છે. ભૌતિકશાસ્ત્રોમાંનું કેવળ સ્થૂલ પદાર્થોના જ્ઞાનનું શાસ્ત્ર લઈએ તો તેમાં પણ અંતે અનંતને-વિરાટ્‌ને સ્વીકાર્યા વિના છૂટકો થતોજ નથી, અર્થાત્ તે શાસ્ત્રમાં પણ છેવટ પદાર્થમાં કાર્ય કરી રહેલાં દિવ્ય જ્ઞાન અને દિવ્ય શક્તિનું ભાન માણસને થાય છે. વળી, કેવળ સ્થૂલ શાસ્ત્રોને

બાજુપર મૂકીને માનસિક અને આધ્યાત્મિક વિદ્યાઓમાં તો એ પરિણામ ઘણીજ સહેલાઇથી આવે છે. કારણકે તેમના જ્ઞાનનાં ક્ષેત્રો સૂક્ષ્મ ભૂમિકામાં આવેલાં હોઇ આપણી સૂક્ષ્મ શક્તિઓ, સૂક્ષ્મ ભૂમિકાનાં પ્રાણીઓ તથા દૃશ્ય જગતની પાછળ આવી રહેલી અદૃષ્ટ ભૂમિકાઓની સાથે આપણો સંબંધ થાય છે. એ ભૂમિકાઓ આપણી સ્થૂલ ઇન્દ્રિયોથી નહિ પરંતુ મન તથા સૂક્ષ્મ ઇન્દ્રિયોથી જાણી શકાય છે. કળા પણ અંતે એજ આદર્શ પ્રત્યે પ્રયાણ કરે છે. સૌંદર્યગ્રાહક શક્તિ પ્રથમ મનુષ્યને પ્રકૃતિમાં બાંધી રાખે છે. પરંતુ અંતે તેનામાં સૌંદર્યગ્રાહક આધ્યાત્મિક લાગણી જાગ્રત થાય છે અને તે કેવળ અનંત જીવન સ્વરૂપને નહિ પરંતુ અનંત જીવનમાં વ્યાપી રહેલા અનંત પ્રભુના સ્વરૂપને પ્રાપ્ત કરે છે. મનુષ્યના જીવનમા સૌંદર્યનું દર્શન કરવાનો પ્રયત્ન કરતા કરતા છેવટ મનુષ્ય જાતિમાં તેને પ્રભુનું-વિરાટ્ દર્શન થાય છે. વસ્તુઓના તત્વોની શોધ કરતાં કરતાં તત્વજ્ઞાન છેવટે સર્વ તત્ત્વોના તત્ત્વરૂપ-પ્રભુને પ્રાપ્ત કરશે, અને તેનો સ્વભાવ, તેના ગુણો, કાર્યો વિગેરેનું જ્ઞાન મેળવવામાં તે મશગુલ થઇ જશે. તેજ પ્રમાણે નીતિ શાસ્ત્રમાં પણ માણસ કલ્યાણ, ન્યાય, દયા વગેરેનો જે અચલ નિયમ શોધી રહ્યો છે તે ખરું જોતાં પ્રભુનીજ શોધ કરી રહ્યો છે. એવું તેને જણાય છે. અને તે નિયમોનો આધાર સર્વ નિયમના અધિષ્ઠાતા પ્રભુના ઉપર રહેલો છે એમ પણ તેને જણાય છે. માનસશાસ્ત્રમાં પ્રાણીઓના મન અને આત્માનો તથા તેમની સૂક્ષ્મ શક્તિઓનો અભ્યાસ કરવામાં આવે છે. તે પણ અંતે સર્વમા વ્યાપી રહેલા એક આત્મા તથા સર્વ પદાર્થ અને પ્રાણીમાં રહેલા એક વિરાટ્ મનનું અસ્તિત્વ જોઇ શકે છે પ્રકૃતિના ઇતિહાસ અને અભ્યાસની પેઠે મનુષ્ય જાતિનો ઇતિહાસ અને અભ્યાસ કરવાથી વિશ્વ અને મનુષ્ય જાતિની ઉત્ક્રાંતિમાં કાર્ય કરી રહેલી વિરાટ્ શક્તિનું તથા સનાતન પ્રભુનું જ્ઞાન થઇ પ્રભુનો હેતુ તેની શક્તિ વિશ્વભરમાં કાર્ય કરી રહેલી છે તેનું મનુષ્યને ભાન થાય છે. જીવનમાં આપણે કાર્યો કરવા પડે છે તેથી વિશ્વમાં કાર્ય કરી રહેલી પ્રભુની દિવ્ય શક્તિના સંસર્ગમાં આપણે ન છૂટકે પણ આવવુંજ પડે છે અને આપણને માલુમ પડે છે કે તે શક્તિજ આપણા

કર્મો દ્વારા કાર્ય કરે છે, એટલુંજ નહિ પરંતુ આપણા કર્મોનો પોતે ઉપયોગ કરે છે તથા આપણાં કર્મોને મંજુર કે નામંજુર પણ તેજ કરે છે ! બુદ્ધિ તેને જાણીને સમજવા માંડે છે; લાગણીઓ તેનો ભોગ કરી તેને માટે ઉત્સુક બની તેની ભક્તિ કરવા માંડે છે; શક્તિ તેજ પ્રભુની સેવા કરવા તત્પર થાય છે કારણ કે તેના વિના પ્રકૃતિ, મનુષ્ય કે વિશ્વમાંનું કશું પણ હાલી ચાલી શકે નહિ. અરે ! અસ્તિત્વ પણ ધારણ કરી શકે નહિ ! અને તેનું જ્ઞાન પ્રાપ્ત કરવાથીજ આપણી ઉચ્ચમાં ઉચ્ચ શકયતાઓને આપણે પ્રાપ્ત કરી શકીએ.

અહિં યોગનું કાર્ય શરૂ થાય છે. બુદ્ધિ, લાગણીઓ અને કર્મનો સ્વીકાર કરીને યોગ ઈશ્વરપ્રાપ્તિ કરવા માટે પ્રયત્ન કરે છે. આખા જીવનમાં પ્રભુ પ્રત્યે જે અજ્ઞાનમય અને અપૂર્ણ ગતિ તથા શોધ કરવામાં આવે છે તે પ્રયત્ન જ્યારે સજ્ઞાન અને પૂર્ણ થાય છે ત્યારે તેને યોગ કહેવામા આવે છે. એટલે શરૂઆતમાં અવિદ્યાના કાર્યથી તથા પદ્ધતિથી યોગનું કાર્ય તથા પદ્ધતિ જુદા પડે છે. પ્રભુ પ્રત્યે બાહ્ય સ્વરૂપોદ્વારા તથા આડકતરી રીતે પ્રયાણ કરવાને અવિદ્યા પ્રયત્ન કરે છે. અવિદ્યા પ્રભુના ગૂઢ સ્થાનમા પ્રવેશ કરવા પામતી નથી જ્યારે યોગ આપણને સીધેસીધા પ્રભુ પ્રત્યે દોરી જાય છે. અવિદ્યા પ્રભુને બુદ્ધિદ્વારા શોધે છે અને તેનું જ્ઞાન પડદા પાછળથી મેળવી શકે છે; યોગ તેનો સાક્ષાત્કાર કરીને, તેની અને આપણી વચ્ચે આવી રહેલો પડદો ઉંચકીને તેનું સ્પષ્ટ દર્શન કરાવે છે. અવિદ્યામાં પ્રભુના અસ્તિત્વની અને તેની શકિતની અસર માત્ર દેખાય છે; યોગમાં અર્થાત્ વિદ્યામાં તેની પ્રત્યક્ષ હાજરીનો સાક્ષાત્કાર થઇ તેની શક્તિનું કાર્ય પ્રત્યક્ષ થાય છે; અવિદ્યામા પ્રભુના કાર્યનું જ્ઞાન થઇને તે કાર્યો દ્વારાજ આપણને પ્રભુની ઝાંખી થાય છે; જ્યારે વિદ્યામા (યોગમાં) આપણું આંતરજીવન તે પ્રભુ સાથે અદ્વૈત પામે છે અને તે સ્થિતિમાંથી પ્રભુના સર્વ કાર્યો નિહાળી શકાય છે. એટલા માટે વિદ્યા અને અવિદ્યાની પદ્ધતિમા ભેદ રહેલો છે.

વિદ્યા અવિદ્યાનો ભેદ.

હવે જ્ઞાનમાં (વિદ્યાની) પદ્ધતિ પ્રમાણે તો સાધકે દષ્ટિને અંતર્મુખ કરવી જોઇએ. તથા બાહ્ય પદાર્થોનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં પણ તેના સ્થૂલ સ્વરૂપોનો ત્યાગ કરીને તીક્ષ્ણ લોચનથી પદાર્થોનાં સૂક્ષ્મ સ્વરૂપોનો તથા તેમનામાં રહેલા સનાતન સત્યોનો તેણે સાક્ષાત્કાર કરવો જોઇએ. અવિદ્યા પદાર્થોના સ્વરૂપ અને સ્થૂલ ક્રિયાઓનોજ અભ્યાસ કરવામાં પડી જાય છે. હવે વિદ્યામાં જે સનાતન સત્યનાં તે સ્વરૂપો છે તથા જે અનાદિ સત્તાનાં તે કાર્યો છે તેને પ્રાપ્ત કરવા તરફ વધારે વૃત્તિ હોય છે. અન્યોન્યને કેવળ અનિવાર્ય એવી ત્રણ ક્રિયાઓનો ઉપયોગ કરીને વિદ્યા ઉપર જણાવેલું પરિણામ લાવે છે. એ ક્રિયામાંની પ્રત્યેક એકબીજાની ન્યૂનતા પૂરી કરનારી છે. તેમાં ૧ શુદ્ધિ, ૨ એકાગ્રતા, અને ૩ અદ્વૈત. એ ત્રણ ક્રિયાઓનો સમાવેશ થાય છે. હવે આખા મનોમય જીવનને પ્રભુનું પ્રતિબિંબ ઝીલવાને માટે સ્વચ્છ આરસીના જેવું બનાવી દેવું એ ૧ શુદ્ધિનો હેતુ છે. અર્થાત્ આપણા આંતરજીવનને એવા સ્વચ્છ અને અવિરોધ આધારના રૂપમાં ફેરવી નાખવું કે જેથી કરીને તેમાં પ્રભુ પોતે તથા શક્તિ છૂટથી વહી શકે; તથા એવા શુદ્ધ આધારને પ્રભુની દિવ્ય પ્રકૃતિ પોતે સ્વીકારે તથા તેનું રૂપાંતર કરીને દિવ્ય કાર્યો કરવા માટે જગતમાં વાપરી શકે. અત્યારની સ્થિતિમાં તો વિશ્વ અને માનસિક અને પાર્થિવ દષ્ટિ બિંદુથી જોવાને લીધે ઉત્પન્ન થતી અવસ્થાજ માત્ર આપણા માનસિક જીવનમાં પ્રતિબિંબ થાય છે. તથા આપણી પ્રકૃતિની અવ્યવસ્થિતતાનીજ વાહક થઇ પડી છે. કારણ કે આપણી પ્રકૃતિમાં ઘણી નડતરો તથા અશુદ્ધિઓ આવી રહેલી હોય છે. તેઓ દિવ્ય પ્રકૃતિના કાર્યમાં આડખીલીરૂપ થઇ પડે છે. ઉપર જણાવેલાં કારણોને લીધે આપણા અસ્તિત્વનું બધું સ્વરૂપ જ વિરૂપ અને અપૂર્ણ થઇ જઇ પ્રકૃતિની ઉન્નત અસરોથી તદ્દન અસ્પર્શ રહીને તેનાં સર્વે કાર્યોદ્વારા અજ્ઞાન અને અધોગામી ભૂમિકાઓ પ્રત્યે જ વળેલું રહે છે. તે પ્રકૃતિમાં તો સંસારનું પણ અસત્ય અને વક્ર પ્રતિબિંબ પડે છે; પ્રભુનું પ્રતિબિંબ તો તેમાં પડી શકતુંજ નથી.

વિદ્યાનાં સાધનો ૧ શુદ્ધિ, ૨ એકાગ્રતા, ૩ અદ્વૈત.

૧ શુદ્ધિ.

એ "શુદ્ધિ"ની જોડે એકાગ્રતાની પણ જરૂર છે. સૌથી પ્રથમ તો આપણી શક્તિ અને મન વિગેરે વિભક્ત થઇ જવાની જે કુદરતી વૃત્તિ છે તેને દૂર કરી,

૨. એકાગ્રતા

અર્થાત્ વિચારોની વેરાયલી સ્થિતિ, કામનાઓનું અનંત શાખાઓમા વહેંચાઇ જવુ, ઇન્દ્રિયોના વિષયોની પાછળ મનનું દોરાવું તથા બાહ્ય સ્પર્શો પ્રત્યે આંતર જીવનનું પ્રતિકાર્ય–એ વિગેરેને દૂર કરી–આપણે તો શક્તિ તથા વિચારોને સર્વ પદાર્થોની પાછળ આવી રહેલા સનાતન સત્યના ઉપર એકાગ્રતાથી લગાડવાની જરૂર છે. એ પ્રમાણે સર્વ શક્તિ અને સર્વ વિચારોને સ્થિર કરવા માટે ભગીરથ પ્રયત્ન તથા તીવ્ર એકાગ્રતાની જરૂર છે. પદાર્થોનું સ્થૂલ માને બાહ્યજ્ઞાન સામાન્ય પ્રયત્ન કરીને અર્થાત્ ધ્યાન અને ગ્રહણ શક્તિથીજ મેળવી શકાય તેવુ હોય છે,જ્યારે આંતરજ્ઞાનના ગૂઢ આધ્યાત્મિક સત્યો તો મનની નિરપેક્ષ એકાગ્રતા થાય તોજ પ્રાપ્ત કરી શકાય છે અર્થાત્ આપણે જે વિષય પ્રાપ્ત કરવા માગતા હોઇએ તેના ઉપર મનની સપૂર્ણ એકાગ્રતા થવી જોઇએ શક્તિએ પણ તેજ પદાર્થની પ્રાપ્તિ માટે એકાગ્ર થઇ જવું જોઇએ. તથા એકવાર તેને પ્રાપ્ત કરીને તેની જોડે એકતા–અદ્વૈત થાય ત્યાંસુધી તેને ધારણ કરવાનુ બળ મેળવવુ જોઇએ, કારણ કે જ્યા સુધી અદ્વૈત સિદ્ધ થયુ નથી. ત્યાંસુધી સપૂર્ણ જ્ઞાન અને પ્રાપ્તિ થઇ ગણાયજ નહિ વિશુદ્ધ માનસિક ભૂમિકામા પ્રભુનું નિત્ય શુદ્ધ પ્રતિબિંબ પડી રહે તેનુ તથા સપૂર્ણ એકાગ્રતાનુ પરિણામ અદ્વૈતમા આવે છે. આપણી અજ્ઞાન અને અધોગામી માનસિક ભૂમિકાની સામાન્ય સ્થિતિમા આપણી અને અનત પ્રભુની વચ્ચે જે ભેદ આવી રહેલો જણાય છે તેને સપૂર્ણ પણે દૂર કરવા માટે એ અદ્વૈતના અનુભવની જરૂર છે

ઉપર જે હેતુઓ જણાવવામા આવ્યા છે તેમનો એક પણ હેતુ અવિદ્યાની પદ્ધતિથી આપણે સાધી શકીશું નહિ ખરૂ છે કે અવિદ્યાની પદ્ધતિ પ્રમાણે આપણે ધારીએ તો આપણી જાતને વિદ્યાને માટે લાયક બનાવી શકીએ ખરા, પરતુ તે પણ થોડેજ અંશે અને

અવિદ્યાની કાર્ય પદ્ધતિ

અમુક હદ સુધી જ. જ્યાં અવિદ્યાનું કાર્ય પૂરું થાય છે ત્યાંથ યોગ આત્મપ્રગતિની શરૂઆત કરીને મનુષ્યને દૈવી વિકાસ દ્વારા પૂર્ણતા પહોંચાડે છે. કોઇપણ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા એ પ થિંવ આકર્ષણોને વશ હોતી નથી અર્થાત્ જગતના સુખભોગ તરફ દો વળી હોતી નથી, તો પરિણામે તે આંતરજીવનને વિશુદ્ધ કરીને પ બનાવે છે. જેમ જેમ આપણે વધારે મનોમય થતા જઇએ છીએ, તેમ આપણી આખી પ્રકૃતિનું કાર્ય વધારે સૂક્ષ્મ થઇ તે ઉચ્ચ વિચારો, શકિત અને આંતર પ્રેરણાઓને ઝીલવાને વધારે યોગ્ય થતું જાય નીતિશાસ્ત્રમાં પ્રકૃતિને વિશુદ્ધ કરવાનો ગુણ રહેલો છે તે તો તદ્દન સર રીતે પણ સમજાય તેમ છે. તત્ત્વજ્ઞાનને પરિણામે મનુષ્યની બુદ્ધિ વિશુ થઇ અનંત તથા વિરાટ્‌ને ગ્રહણ કરવાન યોગ્ય થાય છે એટલુંજ નહિ પરંતુ તેનાથી આખી પ્રકૃતિ પણ પવિત્ર થઇ જઇ ઋષિના જે શાંતિ અને સમતા સ્થાપન થાય છે. એ પ્રમાણે સ્વભાવમાં સમ સ્થાપન થાય એ સંયમ તથા શુદ્ધિની નિશાની સમજવી. વિશ્વમાં વ્યા રહેલી સુંદરતાને તેનાં વિવિધ સ્વરૂપો દ્વારા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન પ પ્રકૃતિમાં વિશુદ્ધિ સ્થાપન કરવાનો એક સચોટ ઉપાય છે, અને જ્યારે પ્રયત્ન ઉત્તમોત્તમ ભૂમિકામાં થાય છે ત્યારે તે " શુદ્ધિ " સ્થાપન કર વાનો એક અદ્‌ભુત ઉપાય થઇ રહે છે. અરે ! સ્થૂલ પદાર્થોનો અભ્યાસ કરનાર સાયન્ટીસ્ટમાં લૌકિક શાસ્ત્રોના નિષ્પક્ષપાત અભ્યાસને પરિણામે તથા વિશ્વમાં કાર્ય કરી રહેલા સ્થૂલ નિયમોનું જ્ઞાન મેળવવા મા નિઃસ્વાર્થ પ્રયત્ન કરવાને લીધે પણ અવલોકનશકિત તથા વિવેકશક્તિ શુદ્ધ થાય છે, એટલુંજ નહિ પરંતુ જ્યારે તેની પ્રકૃતિમાં બીજી વૃત્તિએ નડતી નથી ત્યારે આખા માનસિક જીવન ઉપર તથા નીતિમય સ્વભાવન ઉપર તેની પવિત્ર અને ઉન્નતિ કરનારી અસર ઉત્પન્ન થાય છે. એ વાત ઘણા માણસોના ધ્યાનની બહારજ રહી જાય છે !

યોગની પદ્ધતિ અનિવાર્ય.

અવિદ્યાની પદ્ધતિને પરિણામે મનની જે એકાગ્રતા તથા શક્તિનો વિકાસ થાય છે તેનાથી સત્યગ્રહણતા સાથેનો સાક્ષાત્કાર થાય છે. વળી, અવિદ્યાના અભ્યાસમાં ઉંડા ઉતરવાથી પ્રથમ બુદ્ધિદ્વારા અને

અંતે ગ્રહણશક્તિમાં પ્રતિબિંબરૂપે આપણને પ્રભુનો અનુભવ થાય છે. એ સઘળા પ્રયત્નને અંતે તેની સાથે માણસ એક પ્રકારનું અદ્વૈત પણ અનુભવી શકે છે, પરંતુ તે અનુભવ પણ પરિમિત હોય છે. પોતાની પ્રકૃતિમા પ્રભુનું સમગ્ર પ્રતિબિંબ પાડવા માટે તથા પ્રભુને પ્રાપ્ત કરવા માટે આવા જીવનની વ્યવસ્થાસર જે શુદ્ધિ કરવી પડે છે તે યોગની ખાસ પદ્ધતિનું અનુસરણ કર્યાં સિવાય આવી શકે નહિ. અવિદ્યામાં જે ભાગીતૂટી એકાગ્રતા હોય છે તેને બદલે આપણે યોગની નિરપેક્ષ એકાગ્રતા સ્થાપન કરવી જોઇએ. અવિદ્યામા જે અસ્પષ્ટ, નિષ્ફળ અદ્વૈત અનુભવાય છે તેને સ્થાને આપણે યોગમા સંપૂર્ણ, ગાઢ, અને અનિવાર્ય અદ્વૈતને પ્રાપ્ત કરી પ્રભુ જોડે સજીવ અદ્વૈત સિદ્ધ કરવું જોઇએ.

**પૂર્ણયોગમા અવિદ્યાનો સ્વીકાર.**

વિદ્યા અને અવિદ્યા વચ્ચે ઉપર જણાવ્યો તેવો ભેદ રહેલો છે, તોપણ યોગમાર્ગમા ( વિદ્યામા ) અવિદ્યાનો ત્યાગ કરી તેને બાતલ કરવામા આવતી નથી. અવિદ્યાનો એવો ત્યાગ તો જ્યારે સંન્યાસ ભાવનાથી અથવા તો પોતાની ગહનતાથી દોરાઇને વિશ્વમા આવિર્ભાવ પામતા પ્રભુનો સ્વીકાર કરે નહિ ત્યારેજ થઇ શકે. વિદ્યામા જે વ્યાકુળતા, વિશાળતા અને આદર્શની ઉચ્ચતા છે તેનાથી તે અવિદ્યા કરતા જુદી પડી આવે છે તથા પોતાના હેતુઓ સિદ્ધ કરવા માટે તે પોતાની ખાસ પદ્ધતિઓનો ઉપયોગ પણ કરે છે. પરંતુ એનો અર્થ તે અવિદ્યાને સમૂળગી ટાળી મૂકે છે એવો નથી થતો. ઘણીવાર તો યોગની શરૂઆત અવિદ્યાથી થાય છે એટલુંજ નહિ પરંતુ યોગમા પ્રગતિ કરવા માટે કેટલાક સમય માટે તો અવિદ્યાનો ગૌણ સહાયક તરીકે ઉપયોગ પણ કરવામાં આવે છે ' દાખલા તરીકે નીતિના વિચારો અને સદાચાર ( અંતરનો આચાર ) યોગની ઘણી પદ્ધતિઓમા શુદ્ધિનું કાર્ય કરવા માટે ઘણીવાર વપરાયલા જોવામા આવે છે. વળી, યોગનો આખો અભ્યાસ માનસશાસ્ત્રનીજ ક્રિયારૂપ છે. યોગ એટલે સંપૂર્ણ માનસશાસ્ત્રના જ્ઞાનનો અભ્યાસ, એમ પણ કહીએ તો કાઇ ખોટું નથી. તત્ત્વજ્ઞાનના પાયા ઉપર આધાર રાખીને તો યોગમાર્ગ વિશ્વ અને અસ્તિત્વના

તત્ત્વોનું જ્ઞાન પ્રાપ્ત કરે છે તથા પ્રભુ પ્રાપ્તિની શરૂઆત કરે છે. પરંતુ યોગ એટલેથી અટકી જતો નથી. તત્ત્વજ્ઞાનના અભ્યાસને પરિણામે વિવેક શકિત કેળવાય છે તેનો આશ્રય લઇને યોગ તેને વિચારથી પર અવસ્થામાં પ્રેરણા તથા બુદ્ધિથી પર થઇ સાક્ષાત્કારનો અનુભવ કરાવે છે. અર્થાત્ તત્ત્વજ્ઞાનમાં જે સિદ્ધાંતો કેવળ તાત્વિક અને અવ્યવહારૂ જેવા દેખાય છે તેને યોગ સમીપમાં લાવી તેને પ્રત્યક્ષ કરે છે. સૌંદર્યગ્રાહક અને ભાવ પ્રધાન આંતર લાગણીઓનો તથા સુંદર સ્વરૂપોનો જ્ઞાનયોગમાં પણ એકાગ્રતા પ્રાપ્ત કરવા માટે ઉપયોગ કરવામાં આવે છે. જ્યારે તે શકિતઓ વિશુદ્ધ થઇ જાય છે ત્યારે ભકિતની શરૂઆત કરવા માટે ઘણીજ ઉપયોગી થઇ પડે છે. એજ પ્રમાણે જીવન અને કર્મ પણ જ્યારે વિશુદ્ધ થાય છે ત્યારે કર્મયોગની શરૂઆત કરવા માટે ઉપયોગમાં થઇ પડે છે. સઘળી કુદરતમાં પ્રભુનું ધ્યાન કરવું. મનુષ્ય અને તેના જીવનમાં પ્રભુનું ધ્યાન અને પ્રભુની સેવા તથા દુનિયાના ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં પણ તે પ્રભુનીજ સેવા કરવાના વિચારોને યોગમાર્ગમાં સ્થાન છે. ટુંકામાં જ્ઞાનયોગની પૂર્ણતાને માટે, પ્રભુનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરવાને માટે—એ સર્વે તત્ત્વો અગત્યનાં છે. યોગમાં એ સર્વ અવિદ્યાઓને પણ એકજ અંતિમ હેતુ પ્રત્યે દોરવામાં આવે છે અને તે હેતુ સર્વ પદાર્થોમાં પ્રભુનો સાક્ષાત્કાર કરવાનો છે. અર્થાત્ અવિદ્યાની બહિર્મુખ ઇંદ્રિય સંસ્પર્શને વશ વસ્તુ, પ્રાણી, બનાવ વિગેરે પ્રત્યે જે ઉપયોગની વૃત્તિવાળી સ્વાર્થી દૃષ્ટિ હોય છે તે જતી રહીને તેને બદલે એક દિવ્ય દૃષ્ટિજ સ્થાપન થાય છે. સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી પણ એજ પ્રકાર ચાલુ રહે છે. સર્વ પરિમિત પદાર્થોમાં યોગીને પ્રભુનું જ્ઞાન અને તેનુંજ દર્શન થાય છે. વળી, તે પોતે પણ વિશ્વમાં પ્રભુનાં કાર્યો સિદ્ધ કરવા માટે પ્રભુના આધારરૂપે વર્તે છે. એટલે વિશ્વનું જ્ઞાન તથા જીવનના પ્રત્યેક ક્ષેત્રનું જ્ઞાન સુદ્ધાં યોગી સ્વીકારે છે. ફેર માત્ર એટલોજ કે યોગી સર્વમાં પ્રભુનેજ જુવે છે, તથા મનુષ્ય જાતિને પ્રભુનું જ્ઞાન મેળવવામાં તથા પ્રભુ પ્રાપ્તિ કરવામાં સહાય કરવાનો ફકત એકજ હેતુ યોગીને તેનાં કાર્યોમાં પ્રેરે છે. ભૌતિક શાસ્ત્રોની સાબિતીઓમાં, તત્ત્વજ્ઞાનીઓના અનુમાનોમાં, સૌંદર્યનાં વિધવિધ સ્વરૂપોમાં, ચારિત્રની પવિત્રતામાં, જીવનની સર્વે ક્રિયાઓમાં સુદ્ધાં તે

યોગીને પ્રભુનુંજ દર્શન થાય છે. જગતના ભૂતકાળમાં, વર્તમાનમાં તથા ભવિષ્યમાં પણ તે તો પ્રભુનેજ જુવે છે. યોગી એ ક્ષેત્રમાંનાં ગમે તે એકમાં અથવા તો અનેકમાં પોતાના જ્ઞાનથી સર્વગ્રાહી બનેલી દષ્ટિનો ઉપયોગ કરી વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરી મુક્ત આત્માનાં કાર્યક્ષેત્ર તરીકે ગમે તેને સ્વીકારી શકે છે. અવિદ્યામાંથી તે વિદ્યાને પ્રાપ્ત કરે છે. વિદ્યાને પ્રાપ્ત કરવાથી અવિદ્યામાં પણ જ્ઞાનનો અદ્દભુત પ્રકાશ પડીને તેમાંનું અજ્ઞાન દૂર થઇ જાય છે, અને અંતે અવિદ્યા મટી જઇને તે વિદ્યાનુંજ સ્વરૂપ થઇ રહે છે. અલબત્ત અવિદ્યા એ વિદ્યાની આજુબાજુનું કોકું યાને તેની નીચલી કોર ગણી શકાય !



## પ્રકરણ ૨૬ મું. પૃથક્કરણ.

સમાધિ એટલે જે દશામાં સંજ્ઞાનો યાને "હું છું" એવા જ્ઞાનનો લય થઇ જાય તે દશા. તે દશામાં વ્યક્તિનું ચૈતન્ય અનંત અસ્તિત્વમાં મગ્ન થઇ જાય છે.

સમગ્ર પૂર્ણયોગની સમાધિ કઇ ?

સામાન્ય—જાગ્રત—અવસ્થામાં માણસ અને વિશ્વનો ઘણો થોડો ભાગ વ્યક્ત થવા પામે છે.

આપણા શાસ્ત્રમાં આત્માની ત્રણ અવસ્થાઓ ગણાય છે.

૧ જાગ્રત—સામાન્ય સ્થૂલ સંજ્ઞા.

૨ સ્વપ્ન—પ્રાણ અને મનની સૂક્ષ્મ ભૂમિકા.

૩ સુષુપ્તિ—વિજ્ઞાનમાં ગયાની નિશાની. જ્યારે કારણ દેહ બરાબર ખીલેલો હોતો નથી ત્યારે તેમાં જતાં સુષુપ્તિ અવસ્થા આવી જાય છે.

૪ તુરીયાવસ્થા—એ ત્રણે સ્થિતિથી પર રહેલી છે.

સમાધિ પ્રાપ્ત કરવા માટે માણસે પોતાની જાતને જાગ્રત અવસ્થામાથી ખેંચીને અંતરમાં ડુબકી મારવી જોઇએ. જાગ્રત અવસ્થામાંથી જેમ દૂર જવાય તેમ સમાધિ વધારે ગાઢ થાય છે કેટલીક સમાધિમાંથી તો માણસ પાછોજ ફરતો નથી. સ્વપ્નાવસ્થા અને સ્વપ્નમાં ઘણો ભેદ છે અને નિદ્રા અને સુષુપ્તિમાં પણ સમૂળો ભેદ છે.

સ્થૂલ સ્વપ્નાંઓમાં તો અવ્યવસ્થિતતા અને અનિયમિતતા હોય છે, ત્યારે સ્વપ્નાવસ્થામાં મન તદ્દન સ્વચ્છ હોઇ પોતાનાં સર્વ કરણોને ધારણ કરે છે. બુદ્ધિ, કલ્પના, શક્તિ—સર્વ તેમાં હોય છે.

તે સ્થિતિ પ્રાપ્ત કરવા માટે બાહ્ય સ્પર્શોનો ત્યાગ કરવાની જરૂર પડે છે. તે સ્થિતિમાં સૂક્ષ્મ મનની ઇંદ્રિયો દ્વારા સ્થૂલ જગતને પણ જાણી શકાય છે.

સમાધિ માટે સૌથી વધારે અસરકારક સાધન એકાગ્રતા છે. તે પ્રમાણે મનને અંદર આકર્ષવાથી સમાધિ પ્રાપ્ત થઇ શકે છે.

તો પણ વચમાં સ્થૂલ નિદ્રા ન આવી જાય તેની સાધકે સંભાળ રાખવી ઘટે છે. જે સ્થિતિને આપણે સ્વપ્નાવસ્થા કહી તેમાં પણ મન જાગ્રત રાખવું જોઇએ. વળી સ્વપ્નાવસ્થામાં બીજી ભૂમિકાઓનું તેમજ જગતનાં જુદાં જુદાં સ્થળોનું પણ જ્ઞાન સાધકને મળી શકે છે.

સાધકને ચિદાકાશનો પણ અનુભવ થાય છે. એટલે તે ભૂત, ભવિષ્ય વગેરેનું પણ જ્ઞાન મેળવી શકે છે. સ્થૂલ પદાર્થના આકાશ કરતાં પણ સૂક્ષ્મ આકાશ વધારે ગહન હોય છે.

સ્વપ્નાવસ્થામાં આત્માને પ્રજ્ઞા અથવા ઇશ્વર કહેવામાં આવે છે. એમાં વિજ્ઞાનનો આનંદ, બુદ્ધિ અને શક્તિ પણ સાધકને મળે છે.

આધ્યાત્મિક ભૂમિકાની કેટલીક અવસ્થા સમાધિ વિના મળી શકતી નથી એટલે પૂર્ણયોગના સાધકે તેનો ઉપયોગ કરી તેને જાગ્રત અવસ્થામાં ઘટાવવાનો પ્રયત્ન કરવો જોઇએ.



# પ્રકરણ ૨૬ મું.



## સમાધિ.

યોગમાં સમાધિની અગત્ય

આપણી વર્તમાન સ્થિતિથી પર આવી રહેલા સચ્ચિદાનંદને પ્રાપ્ત કરવાને માટે મનુષ્યે વિકાસ દ્વારા યાને ક્રમેક્રમે ઉપર ચઢીને કે પછી સ્થૂલ જીવનમાંથી વિરક્ત બનીને પ્રયત્ન કરવો એવી જ્ઞાનયોગની પરંપરાગત માન્યતા છે. સમાધિની દશા પણ તેટલાજ માટે તે સચ્ચિદાનંદમય ભૂમિકાને પ્રાપ્ત કરવાને ઘણી અગત્યની ગણાય છે. વળી એવું પણ માનવામાં આવે છે કે ચૈતન્યની કેટલીક ભૂમિકાઓને ફક્ત સમાધિ દ્વારાજ પ્રાપ્ત કરી શકાય છે. "હું છું" એવી સંજ્ઞાનો આપણામાંથી લય થઇ જઇને તે શાંત, નિરંજન, કાલથી પર અનંતમાજ આપણો આત્મા મગ્ન થઇ જવો જોઇએ. એ પ્રમાણે ઉચ્ચ સમાધિની નિર્વાણ સ્થિતિમાં આત્મા એકવાર ગયા પછી ફરીને તે અજ્ઞાનમય અથવા અધોગામી ભૂમિકામાં પાછો ઉતરતોજ નથી. ભક્તિયોગમાં સમાધિને એટલી બધી અગત્ય આપવામાં આવતી નથી તો પણ પ્રભુના પ્રેમાનંદને લીધે મનુષ્યનો આત્મા નિશ્ચેષ્ટ અવસ્થામા જઇ પડે છે, એ સ્થિતિને ભક્તિયોગ સમાધિ તરીકે સ્વીકારે છે. રાજયોગમાં અને હઠયોગમાં સમાધિની સ્થિતિ યોગના સોપાનનું છેલ્લું પગથીઉં મનાય છે. ત્યારે હવે પ્રશ્ન એ થાય છે છે કે પૂર્ણયોગમાં "સમાધિ" કયા અર્થમાં સમજવી અને તેની અગત્ય કેટલી? એ તો સ્પષ્ટજ છે કે પૂર્ણયોગનો અંતિમ હેતુ વ્યવહાર અથવા સંસારમા પ્રભુને પ્રાપ્ત કરવાનો છે એટલે પછી વ્યાવહારિક સંજ્ઞાનો-બાહ્ય ચેતનાનો લોપ થાય એવી સ્થિતિ પ્રાપ્ત કરવી એ કાંઇ આપણી આધ્યાત્મિક દશાની પરાકાષ્ઠા હોઇ શકે નહિ. બીજી યોગ પ્રણાલિઓમાં જે પ્રમાણે સમા-

ધિને અંતિમ આદર્શ તરીકે સ્વીકારવામાં આવે છે તે પ્રમાણે તો પૂર્ણ-યોગમાં આપણે તેને સ્વીકારી શકીએજ નહિ. વળી આપણે તેને સાધન તરીકે સ્વીકારીએ તો તે કાંઇ વ્યવહાર કિંવા સંસારથી દૂર નાસી જવા માટે નહિ, પરંતુ આપણી સંજ્ઞાને-આપણા ચેતન્યને વિશાળ કરી આપણી દષ્ટિને વિશાળ કરવા માટે જ.

જાગ્રત સ્વપ્ન અને સુષુપ્ત તુરીય.

સમાધિની દશાનું ખરું સત્ય આપણા હિંદુ માનસશાસ્ત્રીઓએ કદી ગુમાવ્યું નથી. તેનું તેજ સત્ય આજકાલના વિજ્ઞાનશાસ્ત્રીઓ ફરીને મેળવી રહ્યા છે; અને તે એ છે કે આપણા જીવનનો અથવા તો વિરાટ્-વિશ્વજીવનનો ઘણોજ ચોડો ભાગ આપણા જાણવામાં અને આપણા ઉપયોગમાં આવે છે. આપણા અસ્તિત્વનો બાકીનો ભાગ સ્થૂલ-જાગ્રત દશાની નીચે સુષુપ્તિમાં તથા જાગ્રત દશાથી પર એવી તુરીયાવસ્થામા, તેમજ આપણી જાગ્રત દશાની ચારે બાજુ આપણાથી તદ્દન અજ્ઞાત રૂપે આવી રહેલો છે. આપણને તો કોઇ કોઇ વાર તેના અસ્તિત્વની ઝાંખી માત્ર થાય છે. આપણી જુની પદ્ધતિ પ્રમાણે તેના ત્રણ વિભાગ પાડવામા આવતા-તેમને અનુક્રમે જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાને નામે ઓળખવામા આવતા-વળી પ્રત્યેક માણસમા તે અવસ્થામાં રહેલું જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્ત વ્યક્તિત્વ હોય છે. તે ઉપરાંત એ ત્રણે સ્થિતિથી પર એવી તુરીય અવસ્થા પણ છે, જેમાંથી એ ત્રણે પ્રકારનાં વ્યક્તિત્વને ધારણ કરનાર આત્મા વિશ્વના દ્વૈતનો આનંદ લેવા માટે આવિર્ભાવ પામે છે.

ચારેની વ્યાખ્યા.

પ્રાચીન ગ્રંથો જોતાં જણાય છે કે આપણે સામાન્ય રીતે વ્યવહારમાં જે દેહભાવ ધારણ કરીને વર્તન કરીએ છીએ તેને "જાગ્રત અવસ્થા" કહેવામાં આવે છે. આપણા સૂક્ષ્મ યાને પ્રાણમય અને મનોમય જીવનની પાછળ જે ચૈતન્ય વિલસી રહેલું છે તેને "સ્વપ્નાવસ્થા" કહેવામા આવે છે. તે સ્થિતિમાંથી આપણને કાંઇક કાંઇક ખબર મળે છે તોપણ

સ્થૂલ જગતની પેઠે તે આપણને વાસ્તવિક લાગતી નથી. વિજ્ઞાનમય ભૂમિકામાં ચૈતન્યની દશાને સુષુપ્તિ અવસ્થા કહેવામાં આવે છે કારણકે વિજ્ઞાનમય કોષ આપણો "કારણ દેહ" હજી સુધી વિકાસ પામ્યો નથી હોતો, અને તેનાં કરણો પણ આપણામાં કાર્ય કરતાં નથી હોતાં એટલે તે સ્થિતિ પ્રત્યે આપણે સુષુપ્તિ સ્વપ્નરહિત નિદ્રામાં પડેલા–અજ્ઞાન–છીએ ! તુરીયાવસ્થામાં આપણને આપણા શુદ્ધ અનંત સતનોજ સાક્ષાત્કાર થાય છે, છતાં આપણને તેની સાથે કશોપણ સીધો સબંધ હોતો નથી. જાગ્રત, સ્વપ્ન કે સુષુપ્તિ અવસ્થામાં તેના માનસિક પ્રતિબિંબને આપણે ભલે પ્રાપ્ત કરીએ પરંતુ તે 'સ્વયં' તો સ્વતંત્ર અને નિરપેક્ષજ રહે છે ! એ ચારે અવસ્થાઓ પ્રભુ પ્રાપ્તિની સીડીનાં ચાર પગથીઆં રૂપ છે. એટલે સાધારણ દષ્ટિએ જોતાં જાગ્રત અવસ્થામાંથી વિમુખ થયા વિના અને સ્થૂલ જગત જોડેનો સંબંધ તોડયા વિના આપણે ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકાઓને પ્રાપ્ત ન કરી શકીએ એવું લાગે છે. આથી કરી જે લોકોને ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકાઓનો અનુભવ લેવાનો હોય છે તેમને સમાધિ એ એક આવશ્યક અવસ્થા લાગે છે, કારણકે તેની મદદથીજ સ્થૂલ બંધનોથી પર થઇ જવાય છે.

**સમાધિનું વર્ણન.**

જાગ્રત અવસ્થામાંથી માણસ જેમ જેમ વિમુખ થઇને ઉંડો ઉતરતો જાય છે તેમ તેમ સમાધિ દશા પણ વધારે ને વધારે ગાઢ બની જાગ્રત અવસ્થા જોડેનો તેનો સંબંધ ઓછો થતો જાય છે. અમુક સ્થિતિ પછી સમાધિ કેવળ નિરપેક્ષ થઇ જાય છે, અને તેમાંથી માણસને પાછો જાગ્રત અવસ્થામાં લાવી શકાતોજ નથી. તે પોતાની ઇચ્છા શક્તિથી પાછો આવે છે અથવા તો સ્થૂલ શરીરને મજબુત ધક્કાઓ આપવાથી કિંવા રાક્ષસી ઉપાયો અજમાવવાથી કદાચ પાછો આવે છે. પરંતુ તેમાં એ ચૈતન્યના અણધાર્યા આવી પહોંચવાને લીધે શરીર મરી જાય છે. સમાધિની એવી દશાઓ પણ વર્ણવેલી છે કે જેમાં લાંબો સમય આત્મા રહે તો પછી સ્થૂલ શરીરમાં તે પાછો આવવા પામતો જ નથી. કારણકે જીવનની જોડે તેને બાંધી રાખનાર સાંકળ યાને પ્રાણનું ચૈતન્ય લય પામી

જાય છે એટલે શરીર જડ સ્થિતિમાંજ કાયમ રહી જાય છે, પરંતુ આત્મા પાછો જીવન ધારણ કરતો નહિ હોવાથી તે મરી ગયલું ગણાય છે. અમુક ભૂમિકાને પ્રાપ્ત થયા પછી યોગીને એવી શકિત પ્રાપ્ત થાય છે કે તે પોતે પોતાની શકિતને વાપરીને અથવા બીજા શબ્દોમા કહીએ તો પ્રાણ શકિતને ઉદાનમાથી બ્રહ્મરંધ્રમા લાવી ઇચ્છા પ્રમાણે મૃત્યુ પામી શકે છે. એવી રીતે સમાધિની દશામા શરીરનો ત્યાગ કરવાથી તે ઇચ્છે છે તે સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે.

સ્વપ્નાવસ્થાનું વર્ણન.

સ્વપ્નાવસ્થામા પણ અનંત ગહનતાઓ આવી રહેલી છે. તેઓમાં પણ જે અવસ્થા જાગ્રતની પાસે આવેલી છે તેમાથી માણસ પાછો આવી શકે છે અને સ્થૂલ જગતને તુર્ત પ્રાપ્ત કરી શકે છે. પરંતુ વધારે ઉડા ઉતરના મન સમાધિમા જતું રહે છે અને સહેલાઇથી જાગ્રત અવસ્થાને પ્રાપ્ત કરતું નથી. સમાધિમા અને નિદ્રાની સ્થિતિમા તથા યોગની સ્વપ્નાવસ્થા અને માણસને જે સ્વપ્ન આવે છે તેની વચ્ચે તીવ્ર ભેદ રહેલો છે નિદ્રા અને સ્વપ્નની અવસ્થાઓ આપણા સ્થૂલ મનના ઉપર આધાર રાખે છે. ત્યારે યોગની સમાધિ અને નિદ્રાવસ્થા સૂક્ષ્મ મન પોતે સ્વતંત્ર રીતે કાર્ય કરતુ હોય છે. અર્થાત્ કે તે સ્થૂલ મનના બધનોથી સ્વતત્ર હોય છે. સ્થૂલ મનમા જે સ્વપ્ન આવે છે તે બધા અસબદ્ધ, સેળભેળ ખીચડા જેવા હોય છે. તેમાની કેટલીક બાબતો સ્થૂલ જગતના પ્રતિકાર્ય રૂપ હોય છે, કેટલીક બુદ્ધિ અને શકિત શૂન્ય, સ્વતત્ર, મનની બીજી શકિઓના કાર્યોના કાર્યરૂપ છે. ત્યારે વળી સ્વપ્નના કેટલાક તત્વો સ્મૃતિમાથી ઉત્પન્ન થયના અને મસ્તકમા પડેલા સંસ્કારોમાથી અનિયમિત રીતે જાગ્રત થયના હોય છે. કેટલાક મનોમય ભૂમિકામા આવતા પ્રતિબિંબોના પણ બનેલા હોય છે, પરતુ તે શુદ્ધ હોતા નથી, કેમકે પ્રતિબિબ પામતી વેળા તેમને મન અને બીજી શકિતઓમા થઇને જવુ પડતું હોવાથી તે બધા વક્ર થઇ જાય છે, અને સ્થૂલ જગતમા સ્પર્શો પ્રત્યે પ્રતિકાર્ય રૂપે પણ તેમાના કેટનાક તત્વો હોય છે. યોગની સ્વપ્નાવસ્થામા મન તદ્દન સ્વચ્છ અને પોતાની શક્તિ

અને બુદ્ધિને બરાબર વાપરી શકે છે. એ અવસ્થા સ્થૂલ સંજ્ઞાથી દૂર જઇ ઇંદ્રિયોના દ્વારોને તદ્દન બંધ કરી દે છે એ ખરૂં. તથાપિ વિચાર શક્તિ, બુદ્ધિ, વિવેક દૃષ્ટિ વગેરે પોતાનાં સર્વ કરણોને તો તે તદ્દન સ્વચ્છ અને સારાં રાખે છે. એટલુંજ નહિ પરંતુ તેમની શુદ્ધિ, શક્તિ તથા એકાગ્રતામાં પણ આશ્ચર્યકારક વૃદ્ધિ થયલી જણાય છે. તે પોતાની શક્તિનો ઉપયોગ કરીને પોતાની જાગ્રત અવસ્થા પર, બીજા માણસો પર અથવા તો આજુબાજુના પદાર્થો ઉપર સૂક્ષ્મ તેમજ સ્થૂલ અસર ઉપજાવી શકે છે. એવી સ્વપ્નાવસ્થાની સમાધિ છૂટયા પછી પણ તેની સૂક્ષ્મ અને સ્થૂલ અસર જાગ્રત અવસ્થામાં પણ ચાલુ રહે છે.

**સ્વપ્નાવસ્થાની પ્રાપ્તિ.**

સ્વપ્નાવસ્થાની સર્વ શક્તિઓ જો મેળવવી હોય તો સાધકે પ્રથમ તો પોતાની ઇંદ્રિયો ઉપર જુદા જુદા પદાર્થના દર્શન, અવાજ, વગેરેથી થતી અસરોને દૂર કરવી જોઇએ. સૂક્ષ્મ શરીરની સૂક્ષ્મ ઇંદ્રિયો દ્વારા પણ આપણે સ્થૂલ જગતને જાણી શકીએ છીએ. જાગ્રત અવસ્થા કરતાં પણ વધારે સારૂં સ્થૂલ જગતનું જ્ઞાન સાધક પોતાની મરજી પ્રમાણે મેળવી શકે છે. કારણ કે સૂક્ષ્મ ઇંદ્રિયો સ્થૂનના કરતાં ઘણીજ વધારે શક્તિ ધરાવે છે એટલુંજ નહિ પરંતુ તેનું કાર્યક્ષેત્ર પણ વધારે વિસ્તારવાળું હોય છે. એ ક્ષેત્રને માણસ ધારે તો અમર્યાદિત એટલે અનંત કરી શકે છે. પરંતુ એ સૂક્ષ્મ ઇંદ્રિયો દ્વારા આપણને સ્થૂલ જગતનું જે જ્ઞાન મળે છે તે આપણી સ્થૂલ ઇંદ્રિયોથી મેળવેલા જ્ઞાનના કરતાં જુદાજ પ્રકારનું હોય છે. આપણું સ્થૂલ યાને જાગ્રત અવસ્થાનું જ્ઞાન સમાધિ દશામાં મળી શકતું નથી. કારણ કે ઇંદ્રિયોના આકર્ષણને લીધે સમાધિનો ભંગ થાય છે અને પોતાની ટેવને લીધે ઇંદ્રિયો મનને જાગ્રત અવસ્થામાં લઇ જાય છે. પરંતુ સૂક્ષ્મ ઇંદ્રિયો સ્થૂલ અને સૂક્ષ્મ બંને ક્ષેત્રોમાં કાર્ય કરી શકે છે. અલબત્ત, સ્થૂલ જગત તેના જગતથી દૂર ગણાય ખરૂં. ઇંદ્રિયોનાં દ્વાર બંધ કરવા માટે યોગમાં જુદા જુદા ઉપાયો લેવામાં આવે છે. તેમાંના કેટલાક ઉપાયો તો સ્થૂલ છે. પરંતુ સૌથી વધારે અસરકારક ઉપાય તો એકાગ્રતાનો છે. તેના યોગે મન જાગ્રત

અવસ્થામાંથી એકદમ વિમુખ થઇને ઉંડાણમાં ઉતરી પડે છે. બીજી મુશ્કેલી એ નડે છે કે સાધકને સ્વપ્નાવસ્થામાં જતાં વચમાં નિદ્રા-શારીરિક નિદ્રા-આવી જવાનો ભય રહેલો છે. સાધારણ રીતે સ્થૂલ જગતમાંથી મનને પાછું ખેંચતાં તે નિદ્રામાંથી પડી જાય છે. આ ટેવને સાધકે જીતવી પડે છે. સ્વપ્નાવસ્થામાં મનને જાગતા રહેવાની ટેવ પાડવી જોઇએ, જેથી કરી તે પોતે અંતરમાંજ એકાગ્ર થયલું હોવા છતાં પોતાની સર્વ શક્તિઓનો ઉપયોગ કરી શકે.

સ્વપ્નાવસ્થાના અનુભવો.

સ્વપ્નાવસ્થાના અનુભવો વિવિધ પ્રકારના હોય છે. તે અવસ્થામાં વિવેક, બુદ્ધિ, શક્તિ, કલ્પના વગેરે મનની શક્તિઓ કાયમ હોય છે, અને મન તે સર્વને પોતાની મરજી પ્રમાણે ગમે તે વસ્તુ પ્રાપ્ત કરવા માટે વાપરી શકે છે, એટલુંજ નહિ પરંતુ આખી મનોમય સૃષ્ટિમાં વિચરીને તેને વિષે પણ જ્ઞાન મેળવી શકે છે. એ કાર્ય મન જુદી જુદી રીતે કરી શકે છે, કારણ કે તે સ્થૂલ જગતનાં બંધનોમાંથી મુક્ત થઇને સૂક્ષ્મ, વિશાળ અને સ્થિતિસ્થાપક થયલું હોય છે. સ્થૂલ જગતના પદાર્થોનું જ્ઞાન તે મેળવી શકે છે, તેમજ બીજી ભૂમિકાઓનું જ્ઞાન પણ તે પ્રાપ્ત કરે છે, કારણ કે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરે તમામનાં માનસિક સ્વરૂપોને જાણી શકે છે. જ્યારે મન "સ્વપ્નસમાધિ" માં હોય છે, ત્યારે તે ચિદાકાશ નામના ચૈતન્યમય આકાશને પ્રાપ્ત કરી સ્થૂલ જગતના આકાશ કરતાં વધારે ને વધારે ગહન એવા સૂક્ષ્મ આકાશમાં ઉતરી પડે છે. તે ચિદાકાશની ભૂમિકા સ્થૂલ જીવનથી ઘણીજ દૂર હોય છે. એટલુંજ નહિ પરંતુ તેની અને સ્થૂલ જીવનની વચ્ચે ઘણાજ ગાઢ પડદાઓ આવી રહેલા છે. એ સૂક્ષ્મ આકાશમાં સ્થૂલ તેમજ સૂક્ષ્મ સર્વ પદાર્થોના પડઘાઓ તરંગો અને પ્રતિબંબો પડયાજ કરે છે.

બીજાના વિચારો જાણવાની અને દૂરના વિચારો સમજી જવાની શક્તિનું મૂળ પણ ઉપર વર્ણવેલી સ્વપ્નાવસ્થામાંજ છે. સૂક્ષ્મ આકાશમાં ઉત્પન્ન થતી ચિત્રમય સ્મૃતિમાં આપણી જાગ્રત અવસ્થા થોડા સમય માટે દાખલ થઇ તેમાં માત્ર વર્તમાન અને ભૂતજ નહિ પરંતુ ભવિષ્યનાં

ચિત્રો પણ તે જોઇ શકે છે. જાગ્રત અવસ્થાને જે વસ્તુઓ ભવિષ્યની હોય છે તે વસ્તુઓ ઉચ્ચ ભૂમિકાઓમાં સિદ્ધ થયલી હોય તેમનું પ્રતિબિંબ વર્તમાન જાગ્રત અવસ્થામાં પડી શકે છે. એ શક્તિ જાગ્રત અવસ્થાને દુષ્પ્રાપ્ય છે. સ્વપ્નાવસ્થાની સમાધિમાં તે તદ્દન સ્વાભાવિક હોય છે, કારણ કે તેમાં ઉન્નત મન તદ્દન સ્વતંત્ર હોય છે. તે ઉન્નત મન જુદી જુદી ભૂમિકાઓનું જ્ઞાન વિચારવિનિમય કરીને મેળવી શકે છે. આજકાલ એ શક્તિને ટેલીપથી-વિચારવિનિમય કહેવામાં આવે છે. સ્વપ્નાવસ્થાની સર્વ શક્તિઓ અન્યમાં વિચારની પ્રેરણા કરવામાં તથા ભવિષ્યનું જ્ઞાન પ્રાપ્ત કરવામાંજ આવી જતી નથી. તે પોતાના સ્થૂલ સ્વરૂપનો વિસર્ગ કરીને પોતાને સૂક્ષ્મ દેહે બીજી ભૂમિકાઓમાં વિચરી શકે છે; એટલુંજ નહિ પરંતુ આ દુનિઆમાં પણ જુદા જુદા સ્થળોએ જઇ શકે છે અને તે સ્થળે જઇને ત્યાંનાં સ્થિતિ, સંજોગોનો અનુભવ લઇને પોતે શરીરને ધારણ કરી તેની સ્મૃતિ રાખી શકે છે. તેવીજ રીતે તે પોતાના મનોમય શરીરથી પણ દૂર પ્રદેશોમાં અને બીજી ભૂમિકાઓમાં વિચરી શકે અને સ્થૂલ શરીરનો ત્યાગ કરીને ફરી પાછું તેને ધારણ પણ કરી શકે.

તથાપિ સ્વપ્નાવસ્થાની ખરેખરી ઉપયોગીતા ઉપર જણાવેલા ગૌણ પરિણામોમાંજ સમાયલી નથી. પરંતુ તેના યોગે વિચાર, લાગણીઓ, શક્તિ વગેરેની ઉચ્ચ ભૂમિકાઓ પ્રાપ્ત કરી શકાય અને પરિણામે આત્મા પોતાના કાર્યક્ષેત્રમાં વધારે વિશાળ બને તેમાંજ તેની ખરી ઉપયોગીતા છે. સ્થૂલ વસ્તુઓનાં બંધનકારક આકર્ષણથી મુક્ત થયા પછી આત્મા તદ્દન સ્વતંત્રપણે વિવેક, વિચાર અને શક્તિ દ્વારા—પ્રભુને પ્રાપ્ત કરે છે અને અંતે તેનું દર્શન પ્રાપ્ત કરી તેની સાથે અદ્વૈતના સંબંધથી જોડાય છે. પ્રભુ જોડેનું તેનું એ અદ્વૈત કેવળ આવિર્ભાવના પુરતુંજ હોતું નથી. પુરૂષોત્તમના ઉચ્ચત્તમ અસ્તિત્વ જોડે પણ તે અદ્વૈત કાયમ રહે છે. તે પછી આત્મા પોતાના ઉત્તમોત્તમ સ્વરૂપને એકદમ પ્રાપ્ત કરે અથવા તો પોતાના સ્વરૂપમાં આંતર શક્તિ અને આનંદ ભોગવતો થકો પોતાના પ્રિયતમ પ્રભુને ભેટવાને લાયક થાય.

જાગ્રત પર સમાધિનો કાબુ

ઉપર જણાવેલી સમાધિ પૂર્ણયોગને માટે તો ખામી ભરેલીજ ગણાય, કારણ કે સમાધિનો ભગ થવા સાથે જ પ્રભુ સાથેની એકતાનો તાર પણ તુટે છે, અને આત્મા પાછો અજ્ઞાન, સુખ દુ.ખ, અપૂર્ણતા વગેરેમા આવી પડે છે. ઉચ્ચ સમાધિ દશાની જે કાઇ અસર તેના બાકીના જીવન ઉપર રહેવા પામે તેટલોજ માત્ર તેની જાગ્રત અવસ્થાને લાભ છતા એવો ભેદ પડવોજ જોઇએ તેવુ કાઇ નથી. સમાધિ દશાના અનુભવે જાગ્રત અવસ્થામા જરા પણ અસરકારક અથવા જાણીતા ન હોય એવુ તો જે સાધકોનો સૂક્ષ્મ દેહ બરાબર કેળવવાયલો નથી તેમની બાબતમાજ બને. જેમ જેમ તે દેહ કેળવાઇને સમાધિ દશા ઉપર કાબુ મેળવતો જાય છે તેમ તેમ આતર દશામાથી જાગ્રત અવસ્થામા સહેલાઇથી આવી શકાય છે. એકવાર એ પ્રમાણે થઇ શકયુ કે પછી સમાધિની દશામા જે કઇ પ્રાપ્ત કર્યું હોય છે તેને જાગ્રતમા લાવતા અડચણ પડતી નથી અને એ રીતે જાગ્રત અવસ્થામા પણ સમાધિના અનુભવો અનુભવવામા મનને તે સ્થિતિમા ટકાવી રાખવુ સહેલ થઇ પડે છે. આપણુ સૂક્ષ્મ મન સામાન્ય રીતે સ્થૂલ મનના દબાણ નીચે ચગદાઇ રહેલુ હોય છે. તે પણ પછી ધીમે ધીમે જાગ્રત અવસ્થામા પોતાની સત્તા જમાવે છે અને તે એટલે સુધી કે જાગ્રતમા પણ માણસ સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને જીવનને ધારણ કરી શકે છે વળી, સૂક્ષ્મ જીવનને ધારણ કરતો છતા પણ તે પોતાની ઇંદ્રિયો, શક્તિઓ વગેરેનો ઉપયોગ કરી શકે છે, તેમજ શરીરથી પર એવા આધ્યાત્મિક સત્ ચૈતન્યના સાક્ષાત્કારમા પણ તે જીવન ધારણ કરે છે.

સ્વપ્નાવસ્થા અને સુષુપ્તિ એટલે શું ?

સ્વપ્નાવસ્થા માણસને ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકામા લઇ જાય છે. એનાવડે તે મનથી પર થઇને શુદ્ધ ચૈતન્યને પ્રાપ્ત કરે છે, લાગણીઓથી પર થઇને કૈવલ્યના આનદને ભોગવે છે, અને શક્તિથી પર થઇને પ્રભુત્વને પ્રાપ્ત કરે છે. શુદ્ધ સચ્ચિદાનદ સ્થિતિની પ્રાપ્તિ પહેલા એજ સ્થિતિને પ્રાપ્ત થાય છે, અને તેમા-

ત્રીજ વિશ્વની સર્વ ક્રિયાઓ જન્મ પામે છે. વાંચનારે અહીં ભાષાના સૂચકો વાપરવાને લીધે ભૂલ ન થઇ જાય તેની સંભાળ રાખવી જોઇએ "સ્વપ્ન," "સુષુપ્તિ" વગેરે શબ્દોનો આપણે ઉપયોગ કર્યો છે કારણકે તે વિચારો સ્થૂલ મનને જાણીતા હોવાથી સહેલાઇથી સમજી શકાય તેમ છે. પરંતુ વાસ્તવિક રીતે તો એ બંને ભૂમિકાઓ તદ્દન જુદી હોઇ આપણે જાગીએ છીએ તે અવસ્થા સાથે બીલકુલ પરિચિત નથી. સુષુપ્તિ અવસ્થામા આત્મા પૂર્ણ નિદ્રા ભોગવતો નથી. વળી સ્વપ્નાવસ્થામાં આત્માને પ્રજ્ઞા યાને જ્ઞાન અને બુદ્ધિના અધિષ્ઠાતા તરીકે વર્ણવવામાં આવે છે. તેજ વિજ્ઞાનનું સ્વરૂપ હોઇ ઈશ્વર છે. આપણી પોતાની જાગ્રત અવસ્થા નિદ્રા જેવી જણાય છે. તથાપિ આંતર ચૈતન્યને તે તો અદ્ભુત જાગ્રતિ જેવી જણાય છે. આપણા સ્થૂલ મનને તો જાગ્રત સિવાયની તમામ અવસ્થાઓ સ્વપ્ના જેવી જ લાગે છે. જ્યારે સ્થૂલ મન જાગ્રત અને સ્વપ્નાવસ્થાને સીમાડે પહોંચે છે, ત્યારે તે સત્યને જરાપણ જોઇ શકતું નથી, કારણ કે લાગતું તે નિદ્રાવસ્થામાં પડી જાય છે. જાગ્રત મનની શક્તિ અને જ્ઞાનપ્રાપ્તિ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ જાગ્રત અને અને સ્વપ્ન વચ્ચેની હદ પણ આગળને આગળ વધતી જાય છે, એમ કરતાં ધીમે ધીમે એ હદ મનથી પર અવસ્થાએ જઇ પહોંચે છે. સામાન્ય રીતે માણસનું સ્થૂલ મન વિજ્ઞાનમય ભૂમિકામાં આંતર સમાધિની જાગ્રતિ જાળવી શકતું નથી. છતાં એ મુશ્કેલી, અલબત્ત, દૂર કરી શકાય તેવી છે. એ વિજ્ઞાન અવસ્થામાં જાગ્રત રહેવાથી માણસ વિજ્ઞાનમય વિચાર, શક્તિ અને આનંદને પ્રાપ્ત કરે છે. એ પ્રાપ્તિ કદાચ સમાધિની દશામા થાય તો પણ તેની સ્મૃતિ જાગ્રત સ્થૂલ અવસ્થામાં કાયમને રહે છે. વિજ્ઞાનથી પણ પર એવી આનંદની ભૂમિકામાં જતાં સાધક આનંદમય પુરૂષને પ્રાપ્ત કરીને તેનું શુદ્ધ સ્વરૂપ અને તેના આવિર્ભાવનો ઉપભોગ કરે છે. તેનાથી પર એવી પણ ભૂમિકાઓ હશે ? તે અનિર્વચનીય સ્થિતિમાથી આત્મા પાછો ફરતાં "હું અનિર્વચનીય આનંદમાં મગ્ન થઇ ગયો હતો !" એટલુંજ વર્ણન માત્ર આપી શકે. એ ભૂમિકાને આપણે અનંત, અબાધિત, પરાત્પર સત્‌ની ભૂમિકા કહી શકીએ. કારણકે તે વિચાર, વર્ણન અથવા તો આકારમાં સર્વ આવિર્ભા-

વોથી પર હોય છે ! એ ભૂમિકામાં સતનો ખ્યાલ પણ ડૂબી જાય છે, અસ્તિત્વનો કાંઇ પણ અર્થ રહેતો નથી ! તે સ્થિતિને માટે બૌદ્ધમતવાળાઓનો નિર્વાણ શબ્દજ સૌથી વધારે ઉપયુક્ત જણાય છે. જ્ઞાન પ્રાપ્તિ કરતાં કરતાં એક એવી ભૂમિકા તો અવશ્ય આવેજ છે કે જેમાં "સુષુપ્તિ"નો અર્થ અજ્ઞાનભરી સંપૂર્ણ નિદ્રા એવો થાય છે.

**પૂર્ણયોગમાં સમાધિનો ઉપયોગ.**

યોગની સમાધિનો એ એક સિદ્ધાંતજ છે. આપણે અહીં એ અટપટા પ્રશ્નમાં ઉતરીશું નહિ. પૂર્ણયોગમાં એ એનો બેવડો ઉપયોગ છે તે આપણે ધ્યાનમાં રાખવાનું છે. કેટલોક આધ્યાત્મિક વિકાસ પ્રાપ્ત થતાં સુધી તો આપણે સમાધિની સ્થિતિ પ્રાપ્ત કર્યા સિવાય પણ તેમાં મળતું જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ. તોપણ ઉચ્ચ ભૂમિકાનાં કેટલાક એવા આધ્યાત્મિક અનુભવો છે કે જેમાં જ્ઞાન સમાધિની સ્થિતિ પ્રાપ્ત કર્યા વિના બારોબાર મેળવી શકાતું નથી. વળી જે જે અનુભવો સમાધિ સિવાય બારોબાર પ્રાપ્ત થઇ શકે છે તે બધા પણ સમાધિમાં ઘણીજ સહેલાઇથી મેળવી શકાય છે. આધ્યાત્મિક ભૂમિકા જેમ ઉંચી તેમ સમાધિ દ્વારા તેનો અનુભવ મેળવવામા સુગમતા. સમાધિને એકવાર પ્રાપ્ત કર્યા પછી જાગ્રત અવસ્થામાં પણ તેને ઘટાવવી જોઇએ, કારણ કે પૂર્ણયોગમાં તો આપણે સમગ્ર જીવનનો સ્વીકાર કરીએ છીએ. એટલે જાગ્રત અવસ્થામાં અને સામાન્ય સ્થિતિમાં પણ સમાધિનો લાભ આપણે મેળવી શકીએ ત્યારેજ તેનો પૂરેપૂરો ઉપયોગ થયો ગણાય.

